(૨) અનુભવથી જાણી શકીએ છીએ કે દરેક મનુષ્યમાં થોડા વધુ પ્રમાણમા કંઈ ને કંઈ જાતનુ જ્ઞાન હોય છે. જંગલનો ભીલ, બેરીસ્ટર, ડોકટર અને વિદ્વાન સાધુઓમા જઘન્ય અને ઉત્કૃષ્ટ જાણપણાનુ માપ કાઢો એટલે ખાત્રી થશે. આ તારતમ્યતાનુ કારણ–"એવા પ્રકારનો પ્રયત્નથી ક્ષયોપશમ." ભીલ પણ વિદ્વાન સાધુ બની શકે છે તો ઉત્કૃષ્ટ ચારિત્ર, તપ અને જ્ઞાનના સયોગથી કેવળજ્ઞાન કેમ ન થાય? જો આત્માની ચેતના અમુક હદ સુધી શુદ્ધ થાય તો સપૂર્ણ શુદ્ધ કેમ ન થાય?

(૩) જો મુક્તિ ન થાય એટલે મોક્ષમા ન જવાતુ હોય તોય તો પછી ધર્મની શી જરૂર છે? યોગ તપ કરવાની શી જરૂર છે? ગુણોની શી કીમત છે? ફક્ત સજા ન થાય તેટલા પુરતી બાહ્ય નીતિ ગમે એટલે બસ જેનાથી કાયમનુ સુખ ન મળે તેવા ધર્મની શી જરૂર છે?

આપણે ગુણોની કંઈક કીમત તો પ્રત્યક્ષ અનુભવીએ છીએ, ગુણો અને ધર્મોમાં તારતમ્યતા પણ જોઈએ છીએ, સપૂર્ણ રીતે સર્વ ગુણોનો આવિર્ભાવ, સર્વ કર્મોથી તેમજ સર્વ બધનોથી સપૂર્ણ રીતે મુક્તિ, આત્મા પોતાના સપૂર્ણ શુદ્ધ સ્વરૂપ ધર્મમાં રહે તેજ મુક્તિ, અમુક હદ સુધી ગુણો પ્રાપ્ત થાય તો સપૂર્ણ રીતે સર્વ ગુણો કેમ પ્રાપ્ત ન થાય? ગુણો અને ધર્મને સ્વીકારશો તો મુક્તિને સ્વીકારવી જ પડશે મુક્તિને સ્વીકારી તો સર્વજ્ઞપણુ સ્વીકારવુ જ પડશે

કર્મથી સર્વથા મુક્તિનો ક્રમ આ પ્રમાણે છે પહેલાં મિથ્યાત્વ મોહનીયનો નાશ થાય પછી ચરિત્ર મોહનીયનો, પછી જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અતરાયનો એક સાથે નાશ થાય, ત્યારબાદ બાકીના ચાર કર્મોનો નાશ સર્વથા થાય એટલે મુક્તિ

**(૪) સર્વજ્ઞ નહિ માનનારને પુછો કે તમે કેવી રીતે જાણ્યું કે સર્વજ્ઞ ત્રણ કાળમાં નથી? જ્ઞાનથી જાણ્યું કે તર્કથી?**

**જ્ઞાનથી તમે જાણતા હો તો તમે પોતે સર્વજ્ઞ થઈ ગયા છતાં ત્રણ કાળમાં સર્વજ્ઞ નથી એમ તમે કેમ જુઠું બોલો છો? જુઠું બોલનાર સર્વજ્ઞ થાય નહિ. તેથી તમે જ્ઞાની નથી પણ અજ્ઞાની છો અને અજ્ઞાનતાને લઈને તમારી માન્યતા જુઠી છે**

**તર્કથી કહેતા હો તો અજ્ઞાનતાને લઈને તમારો તર્ક કુતર્ક છે, તેથી તમારો તર્ક ખોટો છે.**

કોઈ વસ્તુના આદિ અને અત સર્વજ્ઞ બતાવતા નથી એ ઉપરથી કહેતા હો તો તમારા તર્ક પ્રમાણે જુઠું બોલે ને સર્વજ્ઞ નાસ્તિને અસ્તિ કહેનાર તો જુઠા બોલો ગણાય, સર્વજ્ઞ ન કહેવાય. જે વસ્તુની આદિ નથી તેમજ અત નથી તે વસ્તુની આદિ અને અત સર્વજ્ઞ કેવી

૩ દ્રવ્ય અરિહંત-

આગમથી,

નો આગમથી-જ્ઞ શરીર, ભવ્ય શરીર, શરીર વ્યતિરિક્ત (લૌકિક, લોકોત્તર, કુપ્રાવચન)

(અ) આગમથી દ્રવ્ય અરિહંત-અરિહંતના સ્વરૂપને ઉપયોગ વગર ગોખી જનાર જીવ, જેમકે પુસ્તકી ગુણ મુખ પાઠ બોલી જાય, પણ એમાં કંઇ સમજે નહિ કે શુ છે. અથવા અરિહંતના ગુણોનો અભ્યાસ કર્યો છે પણ હાલ ઉપયોગમા નથી આ જીવ પૂજનીક નથી

(બ) નો આગમથી-જ્ઞ શરીર દ્રવ્ય અરિહંત-અરિહંત સિદ્ધ થયા પછીનુ તેમનુ મૃતક શરીર આ શરીરમા જીવ નથી, તેથી ગુણ નથી, તેથી મોક્ષ નિમિત્તે પૂજનીક નથી.

(ક) નો આગમથી ભવ્ય શરીર દ્રવ્ય અરિહંત-ચરમ શરીરી તેજ ભવમા અરિહંત થવાના છે, પણ હજુ થયા નથી તેથી અરિહંતની જેમ મોક્ષ નિમિત્તે ન પુજાય તે અરિહંત થવાના છે, તેથી તેના ઉપર બહુમાન થવાનો સંભવ છે પણ દીક્ષા લીવી હોય તો નીચેના ગુણસ્થાન વાળા સાધુ તરીકે તેમને પુજે

(ડ) જ્ઞ શરીર ભવ્ય શરીર સિવાયના નો આગમથી દ્રવ્ય અરિહંત-(અ) લૌકીક વાસુદેવ, ચક્રવર્તી વગેરે શત્રુને જીતનાર મોટા રાજા (બ) લોકોત્તર અરિહંતના ગુણ વગરનો ભ્રષ્ટ સાધુ પોતાને અરિહંત કહેવડાવે તે જેમકે ગોશાળો (ક) કુપ્રાવચન હરીહર, બ્રહ્મા વગેરે મિથ્યા દ્રષ્ટિએ માનેલા દેવ કે કલ્પિત દેવ જેમા અરિહંતના ગુણ નથી અરિહંતના ગુણ વગરના આ ત્રણે ભેદ ધર્મ નિમિત્તે પૂજનીક નથી

## ભાવ નિક્ષેપામાં અરિહંત

**આગમથી ભાવ અરિહંત:-**અરિહંતના સ્વરૂપના શાસ્ત્રમા ઉપયોગ, અરિહંતના આત્મ દ્રવ્ય અને ગુણોમા ઉપયોગ, આ નિક્ષેપ ઉપાદેય છે

**નો આગમથી ભાવ અરિહંત-** ગુણ સ્થાન ૧૨, ૧૩, ૧૪ વાળા પરમાત્મા આ નિક્ષેપ પુજનીક છે

**નો આગમથી ભાવ અરિહંતમાં પરિણિત:-** આત્મભાવે અરિહંતના ગુણોમા પરિણતિ કરનાર જીવ, ધ્યાનમા અરિહંતના ગુણોનો યથાશકિત અનુભવ કરનાર જીવ ગુ ૭ થી ૧૧ આ નિક્ષેપ ઉપાદેય છે

## સાત નય દ્વારા અરિહંતનુ સ્વરૂપ

**નૈગમ નયથી-**દ્રવ્યથી મોહની કર્મ રહિત શુદ્ધ જીવાત્મા, ગુણથી શુધ્ધ ચૈતન્ય સ્વરૂપ, પર્યાયથી ચરમ શરીરી આકાર મનુષ્ય પર્યાય

**સંગ્રહ નયથી**—અસંખ્ય પ્રદેશી શુદ્ધ આત્મ સ્વરૂપ.

**વ્યવહાર નયથી**—યથાખ્યાત ચારિત્રી, સયોગી, પરમ શુક્લ લેશી, સાકાર દેવાધિદેવ.

આ સર્વ વ્યવહારમાં ઉપયોગી છે ચારિત્ર સંપૂર્ણ રીતે નિર્મલ છે. મન, વચન અને કાયાના યોગથી સયોગી છે ભાવ મન નથી એટલે કોઈને વિચાર કરવો પડતો નથી; પણ દ્રવ્યમનની વર્ગણાની અક્ષરરૂપે રચના કરીને અનુત્તર વિમાનના દેવતાને મનથી પૂછેલા પ્રશ્નોનો જવાબ અપાય છે તેથી મન યોગ છે. વચન યોગથી ઉપદેશ દે છે કે જે ભાવ શ્રુતજ્ઞાનનો પ્રકાશ કરે છે કાયાથી ગમનાગમન થાય છે સયોગીપણાને લઈને પરમ શુક્લ લેશ્યા છે અને મોક્ષ માર્ગનું દાન દેવાથી દેવાધિદેવ છે.

નોંધ—અરિહંતના દ્રવ્યમનનો વાપરવા સંબંધી ત્રણ મત છે—૧ અરિહંતના પ્રયત્નથી મનોવર્ગણા અક્ષરરૂપે ગોઠવાય. ૨ આપોઆપ ગોઠવાય. ૩ મનોવર્ગણા નિષ્ક્રિય રહે એ તત્વ કેવળી ગમ્ય.

**ઋજુસૂત્ર નયથી**—પારિણામિક ભાવ, ક્ષાયક ભાવ અહીન વીર્ય ક્ષાયક સમકિત, શુદ્ધ ઉપયોગ. આ નય ફક્ત વર્તમાન ઉપયોગને માને છે ઉપરના સર્વ ગુણો દરેક સમયમાં ઉપયોગમાં મોજુદ છે. પારિણામિક ભાવ કદી જ્ઞાન ઉપયોગમાં હોય, કદી તો દર્શન ઉપયોગમાં પરિણમે. તે બન્ને શુદ્ધ ઉપયોગ છે વીર્ય તે બન્નેમાંથી એકેકા ઉપયોગમાં સહકારી હોય છે ક્ષાયક સમકિતથી તે ઉપયોગના વિષયોમાં સ્વાધીનપણું કાયમ રાખે છે અને એ સર્વ ક્ષાયક ભાવ છે.

**શબ્દ નયથી**—કર્મ શત્રુ હણ્યા, તેથી અરિહંત કહેવાય છે બીજા પર્યાયવાચક શબ્દો પણ શબ્દનયમાં એકાર્થપણે આવે છે.

**સમભિરૂઢ નયની અપેક્ષાએ**—સંપૂર્ણ અને અનંત જ્ઞાન હોવાથી સર્વજ્ઞ છે ત્રિકાળનું જ્ઞાન હોવાથી ત્રિકાળજ્ઞ છે સંપૂર્ણ અને અનંત દર્શન હોવાથી સર્વદર્શી કહેવાય છે વીતરાગ સંયમ હોવાથી યથાખ્યાત ચારિત્રી અને સ્નાતક નિર્ગ્રંથ છે; કર્મોને અને રાગદ્વેષને જીત્યા હોવાથી જિન છે

**એવંભૂતની અપેક્ષાએ**—અરિહંત ક્ષાયક ભાવે (સહજ સ્વભાવે) આત્મ ઉપયોગમાં રહે છે કેવળજ્ઞાન અને કેવળ દર્શન શુદ્ધ આત્માનું સ્વરૂપ જ છે

સમભિરૂઢ નયમાં અરિહંતને જિન કહ્યા છે અને જિન ઉપરથી જૈન શબ્દ ઉત્પન્ન થયો, તેથી જૈનત્વનું સ્વરૂપ સાત નય દ્વારા જાણવું જોઈએ.

## સાત નયની રીતે વ્યવહાર માટે જૈનોની ઓળખાણ

**નૈગમ નયથી જૈન**—(૧) જૈનકુળનો જન્મ છે. જેઓ ઓઘસંજ્ઞા કંઈક ઉપરચોટીયું જાણપણું સામાયિક વગેરે ક્રિયામાં કંઈક કંઈક પ્રવૃત્ત, દયા પાળવાપણું, દાન સદ્ગુણ આવો જીવ

મિથ્યાત્વની ઉત્કૃષ્ટ સ્થિતિ ફક્ત જો એક જ વાર બાંધે તો સકૃદ બંધકપણામાં આવીને દોઢ પુદ્ગળ પરાવર્તનની અંદર મોક્ષ જાય.

(૨) **સંકલ્પ**—મોક્ષની ઇચ્છા દ્રઢ થાય, મોક્ષનું સ્વરૂપ સમજે, સંસાર પર અરુચિ થાય, અરિહંત ઉપર શ્રદ્ધા આવે. પણ હજુ સમકિત પામ્યો નથી, તે જીવ અપુનર્બંધક ( મિથ્યાત્વની ઉત્કૃષ્ટ સ્થિતિ ૭૦ ક્રોડાક્રોડ સાગરની નહિ બાંધનારો ) થઇને પુદ્ગળ પરાવર્તનમાં મોક્ષ જાય

**સંગ્રહ નયની અપેક્ષાએ જૈન**—(૧) જેની આત્મ સત્તામાં જૈનનું જૈનત્વ ( કર્મને જીતવાપણું ) અને ગુણત્વ જેનામાં છે તે જૈન (૨) મોક્ષ જવા માટે યોગ્ય **ગુણોનો અને ધર્મ** સાધનોનો સંગ્રહ કરતો જાય

**વ્યવહાર નયથી જૈન**—વ્યવહારિક જ્ઞાન, દર્શન ચારિત્ર તપમાં **પ્રવૃત્તિ** અને ભાવથી અપૂર્વકરણ સુધી પહોંચેલો હોય તે વ્યવહારથી જૈન કહેવાય

**નોંધ**-પહેલી ત્રણ નયવાળો ક્રિયાની તારતમ્યતા અને સહિત વિવિધતા સહિત સમકીતી પણ હોય અને મિથ્યાત્વી પણ હોય, ક્રિયાની અપેક્ષાએ તે વ્યવહારથી જૈન ગણાય

**ૠજુસુત્ર નયથી જૈન**—જૈનત્વના પરિણામમાં હોય તે વખતે જૈન સમ્યકત્વના પરિણામમાં, **આત્માના ઉપયોગમાં** હોય તે જૈન

**શબ્દ નયથી જૈન**—સમકિત સહિત સંવર નિર્જરાનું આચરણ કરી કર્મને જીતે તે જૈન

**સમભિરૂઢ નયથી જૈન:**—ક્ષપક શ્રેણીથી જીન સ્વરૂપ પ્રાપ્ત કરવાની સન્મુખ છે ગુણ-સ્થાન ૮ થી ૧૨

**એવંભુત નયથી જૈન**—ભગવાન અરિહંત અને અગાઉ કર્મોને જીતેલા હતા તે અપેક્ષાએ સિદ્ધ ભગવાન

કર્મને જીતવામાં ઉત્થાન, કર્મ, બળ, વીર્ય, પુરૂષાકાર, પરાક્રમની જરૂર છે તેની વહેંચણી કરતા, નિગમનયમાં ઉત્થાન, સંગ્રહનયમાં કર્મ, વ્યવહારનયમાં બળ, ૠજૂસુત્ર નયમાં વીર્ય, શબ્દ અને સમભિરૂઢ નયમાં પુરૂષાકાર અને એવંભૂત નયમાં પરાક્રમ, સ્યાદ ( અપેક્ષાભેદે ) આવે છે, નયોનું અવિરોધપણે સાપેક્ષ ભાવે સહકારપણું તે સમ્યક દર્શનમાં ઉપકારી છે

સાત નયથી જૈનત્વ બનાવવાના ત્રણ મુદ્દા છે (૧) જે કોઇ કરતું હોય તેની નિંદા કરીને તેમાંથી હઠાવવું નહિ, પણ જ્ઞાન દાન અને ઉત્સાહ વધારીને તેમને આગળ ચડાવવા (૨) દરેક જીવે મોક્ષની ઇચ્છા દ્રઢ કરવી, ગુણોનો તથા તેના સાધનનો સંગ્રહ કરવો, એટલે સત્સંગ અને સૂત્ર અભ્યાસ કરવો, વ્યવહારથી વિધિ મુજબ યથાશક્તિ જ્ઞાન-દર્શન-ચારિત્ર તપમાં પ્રવૃત્તિ વધારતા જવી, આત્માના શુદ્ધ સ્વરૂપ (અરિહંત તથા સિદ્ધસ્વરૂપ) ને જાણીને તેમના ગુણો મગજમાં ઉતારીને તે ગુણોને અનુભવવાનો અભ્યાસ વધારતા જવો, જેથી ઉત્થાન, કર્મ બળ,

આ અવસર્પીણીના ત્રીજા આરાના છેવટના ભાગમા મતિ, શ્રુત અને અવધિ એ ત્રણ જ્ઞાન સહિત શ્રી રૂષભદેવ તીર્થંકરનો જન્મ થયો ગૃહસ્થ અવસ્થામાં રાજા તરીકે હતા, તેથી તેમણે કલ્પવૃક્ષોના સુકાવાથી દુખી થતા જુગલીયાઓને સર્વ પ્રકારની કળા, ભાષા અને વિદ્યા બતાવી અને આર્ય વ્યવહારની રચના ઉત્પન્ન થઇ, તેથી અજ્ઞાની લોકો શ્રી રૂષભદેવને એકાંત દષ્ટિથી સૃષ્ટિકર્તા **બ્રહ્મા** માને છે

અવસર્પીણીના પાચમા આરાને અંતે ભરત અને ઇરવત ક્ષેત્રોમા સર્વ વ્યવહાર નાશ પામે છે મનુષ્ય જાતિને દેવતા, શાશ્વતિ ગગા સિધુના બીલ (ભોયરા)માં લઇ જાય છે બાકી બધે સ્થળે રાત્રિના અસહ્ય શરદી અને દિવસમા અસહ્ય ગરમી પડે છે તેથી તેઓ ત્યાજ રહે છે આની રીતે ૪૨ હજાર વર્ષ સુધી ચાલે છે

ત્યાર બાદ ઉત્સર્પીણીના બીજા આરાના પહેલા દીવસથી (અષાડ વદ એકમથી) શરૂ કરીને, પુષ્કર મેઘ, ક્ષીર મેઘ, ઉઘાડ, ધૃતમેઘ, અમૃતમેઘ, ઉઘાડ, રસમેઘ દરેક સાત સાત દિવસ રાત્રિના થાય, તેના કુલ ૪૯ દિવસ થાય ત્યાર બાદ **ભાદરવા સુદ પાંચમને** દિવસે, ત્રાસ પામેલી મનુષ્ય જાતિ શાતિમા આવે, ભોયરામાંથી બહાર નીકળે, મેઘોથી વનસ્પતિ ઉગે, તેના આધારે જીવન ચલાવે.

આ ઉપરથી કેટલાક માને છે કે દૂર દૂરના આપણા બાપદાદા જગલી હતા, ઉત્સર્પીણીના ત્રીજા આરાની શરૂઆતમાં તીર્થંકરનો જન્મ થાય તે કેવળ જ્ઞાન થાય ત્યારે તીર્થની સ્થાપના કરે અને ધર્મ વ્યવહાર ચાલુ થાય આ ઉપરથી સમજ પડશે કે વ્યવહાર અરિહતની ધાર્મિક તેમજ વ્યવહાર દ્રષ્ટિએ કેટલી મહત્વતા છે, તેથી અપેક્ષાભેદે વ્યવહાર અરિહત સૃષ્ટિકર્તા કહેવાય

તીર્થંકરની ઉપદેશ વાણીમા ૩૫ પ્રકારની અદ્ભુત રસવાળી મહત્વતા છે જેમ પર્વત ઉપર વરસાદનુ આકર્ષણ થાય છે, જેમ પુન્યશાળીના પુન્યના ઉદયથી મનોજ્ઞ વસ્તુઓનુ તેના તરફ આકર્ષણ થાય છે, તેમ તીર્થંકર નામ કર્મના ઉદયથી, યોગ્ય વખતે, વિસસા પુદ્ગળો (આકાશમાં ઇંદ્રિ ધનુષ્યાદિના દષ્ટાંતે) બાહ્યરિદ્ધિ રૂપે પરિણમે છે, પણ હાથમા આવતા નથી

વાણીની વિશિષ્ટતાનુ નિમિત્ત કારણ પણ તીર્થંકર નામ કર્મનો ઉદય છે તીર્યંચ પણ તીર્થંકરનો ઉપદેશ સમજે છે વાણી દિવ્યધ્વનિ રૂપે પ્રગટ થાય છે, તેથી વેદમતવાળા માને છે કે શાસ્ત્ર અપૌરૂષીક વાણીથી ઉત્પન્ન થયા છે વળી તીર્થંકરનુ મોહનીય કર્મ સર્વથા નાશ થવાથી, અવેદી થવાથી, ભાવથી પુરૂષવેદ નથી, તેથી પણ અપૌરૂષીક છે તીર્થંકરની વાણીથી દ્રઢ મિથ્યાત્વીનો પણ મદ ગળી જાય છે અને તેઓ તીર્થમા જોડાઇ જાય છે

તીર્થંકરનો ઉપદેશ અર્થ રૂપે હોય છે એટલે શ્રોતાને સર્વ પ્રકારના ભાવ સમજાય છે અને શ્રોતાની યોગ્યતા અને કર્મ ખપાવવામા જરૂરીઆત પ્રમાણે ઉપદેશ આપે છે તીર્થંકરના ઉપદેશ ઉપરથી ગણધરો ક્રમસર સૂત્રની રચના કરે છે જે પરપરાએ શાસનમા ઉપયોગમા આવે છે

અરિહંતની વાણીરૂપ આગમથી સિદ્ધ ભગવાનનુ સ્વરૂપ (પરમાત્મા દ્રવ્ય, ગુણો વગેરે) જાણીને અચક્ષુદર્શન (મન)થી કલ્પનાથી જોઈને તે પ્રમાણે પોતાના આત્માને સ્થાપીને ભાવથી બને તેટલા અંશે, અભ્યાસ મુજબ, ગુણોનો અનુભવ કરી શકાય છે આવી રીતે સમકિતની પ્રાપ્તિ, સમકિતની શુદ્ધતા અને ક્ષાયક ભાવ માટે સિદ્ધ ભગવાનનુ સ્વરૂપ ઉપયોગી હોવાથી સિદ્ધસ્વરૂપ દેવ તત્ત્વમાં છે

અરિહંત અને સિદ્ધ, આત્મશુદ્ધિ માટે નિમિત્ત કારણ છે અને પોતાનો આત્મા ઉપાદાન કારણ છે ઉપાદાન કારણ નિમિત્ત કારણના સયોગથી, કાર્યરૂપે પરિણમે છે, તેથી પોતાનો આત્મા પોતાને માટે નિશ્ચય અરિહંત છે

આ ઉપરથી જણાશે કે ધર્મરૂપી રથને અરિહંતની આજ્ઞા પાલન રૂપી વ્યવહાર ચક્ર અને સિદ્ધ સ્વરૂપ સમાન નિજ આત્માની શુદ્ધિ કરવા રૂપી નિશ્ચય ચક્ર એ બે ચક્ર (પૈડા) સાથોસાથ છે અને તે બે પૈડા વગર મોક્ષ દ્વાર (કેવળ જ્ઞાન) સુધી સારથી (આત્મા) પહોચી શકે નહિ તે રથ ૧૮૦૦૦ શીળ રૂપી અગ (વિભાગ)થી બનેલો છે અને રાગદ્વેષ રહિત શુદ્ધ જ્ઞાન દર્શન ઉપયોગ રૂપી બે અશ્વ સીધે રસ્તે લઇ જાય છે

અરિહંતને હજી સિદ્ધ પદ પ્રાપ્ત કરવુ છે, છતા પચ પરમેષ્ઠિમાં અરિહંત નામ સજ્ઞા પહેલી આવે છે તે એમ બતાવે છે કે વ્યવહાર વગર નિશ્ચય માર્ગ પ્રાપ્ત થતો નથી અને વ્યવહાર માર્ગ સ્થાપનાર જગત ગુરૂ, શ્રી અરિહંત છે તેમ હોવા છતા સિદ્ધ ભગવાનની ભક્તિ ઓછી થતી નથી કારણ કે સિદ્ધ ભગવાન પહેલા અરિહંત થઇ ચુક્યા છે, વળી ભૂતકાળનુ વર્તમાનમા આરોપણ કરવાથી અરિહંત પણ કહેવાય છે અને આઠે કર્મને હણ્યા હોવાથી અરિહંત કહેવાય એટલે તે અપેક્ષાથી અરિહંત હોવા ઉપરાત વિશેષ પદમાં સિદ્ધ નામ સજ્ઞા આવે છે

દેવ તત્ત્વમા સિદ્ધ પદનુ મહત્વ જોયુ તેથી સિદ્ધસ્વરૂપ કઇક વિશેષતાથી સમકિત પામવા તથા આત્માની શુદ્ધિ માટે, ભક્તિથી વિધિથી જાણવુ જોઇએ

૧ અહો! સર્વજ્ઞ નિરંજન દેવ! છદ્મસ્થ અવસ્થામા, વિકારોને દૂર કરીને, સ્વાનુભાવ રૂપ જ્ઞાન સમાધિથી જ્ઞાનાવરણીય કર્મનો સર્વથા નાશ કરીને, કેવળ જ્ઞાન પ્રગટ (ખુલ્લુ) કર્યું છે તેથી આપ સર્વજ્ઞ, ત્રિકાળજ્ઞ, બ્રહ્મસ્વરૂપ, અમળ જ્ઞાનસ્વરૂપ, પરમજ્ઞાન–જ્યોતિસ્વરૂપ, સપૂર્ણ જ્ઞાની–જ્ઞાતા–જ્ઞાયક, અનત જ્ઞાની થયા છો, ચેતનનુ ઉત્કૃષ્ટ વિશુદ્ધ સ્વરૂપ પામ્યા છો, લોક અલોકના સપૂર્ણ સ્વરૂપને જાણો છો, સમસ્ત જ્ઞેય (દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ, ભવ અને પર્યાયો)ના આકારોના પ્રતિબિબ સ્થાન છો સ્વપર પ્રકાશક શુધ્ધ સ્વરૂપ છો અને તે સર્વ એકી સાથે એક જ સમયમા જાણો છો કર્મરૂપી આવરણનો બીલકુલ અશ ન હોવાથી, છદ્મસ્થની પેઠે જાણવા માટે ક્રમશ ઉપયોગ મુકી જાણવાનો પ્રયત્ન કરવો પડતો નથી

૨ અહો, સર્વદર્શી પ્રભુ! સપૂર્ણ વિકલ્પોથી શુન્ય નિજ શુધ્ધ આત્માનુ અવલોકન જે પહેલા કર્યું હતુ તેથી દર્શનાવરણીય કર્મ નાશ કરીને કેવળ દર્શન પ્રકટ કર્યું હતુ તેથી એકી વખતે લોક અલોકના સર્વ પદાર્થોને દેખો છો

૮ પહેલા આપને અત્યત ઘોર પરિષહ ઉપસર્ગ વખતે નિરજન પરમાત્માના ધ્યાનમા ધૈર્યથી અડોલ રહ્યા હતા તેના ફળ રૂપે, અતરાય કર્મનો ક્ષય થવાથી, અનંત પદાર્થોના જ્ઞાન દર્શનના ઉપયોગમા ખેદ (થાક) ના અભાવરૂપ લક્ષણ સહિત્ત અનત વીર્ય ગુણ પ્રાપ્ત કરેલ છે, પણ ચારિત્રનુ કઇ કાર્ય કરવાનુ ન હોવાથી આવીર્ય અકરણ વીર્ય છે

**સિદ્ધ ભગવાનના અનંત ગુણો મુખ્ય આઠ વિભાગમાં સમાઇ જાય છે અને તે આઠ ગુણ આત્મરમણતારૂપ એક ગુણમાં સમાઈ જાય છે.**

અવ્યાબાધ સુખ, અક્ષયપણુ, અરૂપીપણુ અને અગુરૂલઘુપણુ—એ ચાર, શુધ્ધ આત્મદ્રવ્યના પયાય સ્વરૂપે છે તેમા અગુરૂ લઘુપર્યાયમા છ પ્રકારે હાનીવૃધ્ધિ થવાથી અનિત્ય છે, બાકીના ત્રણ પર્યાય નિત્ય છે, અનત આત્મિક શકિત જ્ઞાન દર્શનના ઉપયોગમાં સહાયક છે અને ક્ષાયક સમકિત નિસદેહ સ્વરૂપે સમયે સમયે તે ઉપયોગમા સહચારી છે, એટલે શકિત અને સમકિત, જ્ઞાન દર્શનમા ઉપર પ્રમાણે અતર્ગત થઇ જાય છે

અનત ગુણો પરમ શાત સ્વભાવ આત્મરમણતામા અતર્ગત થઇ જાય છે જ્ઞાન અને દર્શન—એ બે લક્ષણ ચેતનાના છે અથવા દર્શન તે અણાકાર ઉપયોગ અને જ્ઞાન તે સાકાર જ્ઞાન ઉપયોગ અને ચેતના તે જ્ઞાન અને દર્શનના પરિણમન કરનાર શુધ્ધ આત્મસ્વરૂપ કે જેના અસખ્ય પ્રદેશ જ્ઞાન ઘન રૂપે થઇ રહેલ છે

આવી રીતે સિધ્ધ ભગવાનના અનત ગુણો એક આત્મામા અભેદ સ્વરૂપે છે એવી રીતે ગુણોનુ એકત્વ એકાકારપણુ, અભેદ સ્વરૂપ સમજાય છે

**અગુરૂલઘુ શબ્દની સમજણ**—અગુરૂલઘુ ગુણથી આત્મા ભારે નથી કે જેથી નીચે ઉતરી પડે અને હળવો નથી કે જેથી રૂના તાતણાની માફક વાયુથી આમ તેમ ઉડી જાય સિધ્ધ ભગવાન સ્થિર છે અગુરૂ લઘુ પર્યાય દ્વારા અનત ગુણોમા, સમય સમય ઉત્પાદ વ્યય રૂપ હાનિવૃદ્ધિ થાય છે અસખ્ય પ્રદેશાત્મક જ્ઞાન ઘનને અરૂપી અરિસાની ઉપમા આપીએ તો લોકના સર્વ દ્રવ્યો સર્વ પર્યાયો અને અલોકના આકાશ અને તેના પર્યાયોના અરૂપી પ્રતિબિબ પડે છે, રૂપી અરિસામા રૂપી પ્રતિબિબ પડે, અરૂપી અરિસામા અરૂપી પ્રતિબિમ પડે

જાણવા તથા દેખવાના પદાર્થોમા સમયે સમયે ફેરફાર થાય છે, તેથી આ પ્રતિબિબોમા ( અગુરૂ લઘુ પર્યાયોમા ) સમયે સમયે ફેરફાર થાય છે તે હાનિવૃદ્ધિ કહેવાય છે અથવા બીજી રીતે જ્ઞાન દર્શનના વિષયના પર્યાયોમા ફેરફાર થાય છે તે ફેરફાર સમયે સમયે થાય છે, ફેરફારમા નવાજુની થાય છે, એટલે નવો પર્યાય ઉપજે અને જુનો પર્યાય નાશ પામે, તેથી ઉત્પાદ—વ્યય કહેવાય અને દ્રવ્ય અને ગુણ કાયમ રહે તે ધ્રુવ કહેવાય દરેક દ્રવ્ય અને ગુણમા ઉત્પાદ, દ્રવ્ય અને ધ્રુવપણુ હોય છે

**નોંધ**:—અરિહત અને સિદ્ધમા જ્ઞેયો અરૂપી પ્રતિબિબ રૂપે પડે છે તે સમજાવવા માટે ગ્રથકારોએ લખેલ છે, સુત્રમા પ્રતિબિબ નથી માટે પ્રતિબિબના કથન આશ્રી તત્વ કેવળી ગમ્ય સમજવુ

પારિણામિક ભાવથી સિદ્ધ ભગવાન પોતપોતાના ગુણ પર્યાયમા પરિણમે છે દરેક સમયે અનતાનત ગુણ પર્યાયો પ્રવર્તે છે પણ એક સમયમા એક ગુણનો એકજ પર્યાય પ્રવર્તે છે

## સિદ્ધ ભગવાનમાં ષટ કારકનું ભેદ અભેદ સ્વરૂપ

**૧. કર્તા**—સિદ્ધ ભગવાન પોતાના ગુણોના પોતે જ કર્તા છે ગુણો ઉપરનુ કર્મ આવરણ નાશ કરી, ગુણોને પોતે જ પ્રગટ કર્યા છે, પોતાની વીર્ય શક્તિથી જ્ઞાનાદિ ગુણોનો ઉપયોગ કર્તા પોતે જ છે

**૨. કર્મ**—(૧) અહી કર્મ આવરણના અર્થમા નથી, પણ કર્તા હોય ત્યા કામ કરેલુ હોય તે કર્મ ગુણો તે કરેલુ કામ ગુણોને પોતેજ કર્યા છે (૨) સર્વ આવરણ કર્મો તથા વિભાવ પર્યાયોનો નાશ તે અપાદાન કર્મ, એટલે વિભાવ પર્યાયોનો નાશ અને સ્વભાવ પર્યાયોની ઉત્પત્તિ એ કામ પોતેજ કર્યું છે

**૩. કાર્ય**—ગુણો ઉત્પન્ન કરવાની ક્રિયા પોતે જ કરી છે, (૧) કર્મ આવરણ નાશ કરવાની ક્રિયા પોતે જ કરી હતી, (૨) ગુણ દ્વારા ગુણને યોગ્ય કાર્ય પોતે કરે છે જેમકે જ્ઞાનથી અનત પદાર્થોને જાણવાનુ કાર્ય કરે છે, દર્શનથી અનત પદાર્થોને દેખવાનુ કાર્ય કરે છે આત્મ ગુણોથી આત્મ ગુણોમા રમણતા કરવાનુ કાર્ય કરે છે, અનત વીર્ય શક્તિથી અનત ગુણોમા સહાયકતા રૂપી કાર્ય કરે છે

**૪. કારણ**—(૧) નિમિત્ત કારણ વ્યવહાર જ્ઞાન દર્શન ચારિત્રના નિમિત્તથી ગુણો પ્રગટ થાય છે (૨) ઉપાદાન કારણ સત્તામા રહેલ ગુણો (નિમિત્ત અને પ્રયત્નથી) પ્રગટ થાય છે કારણ કાર્ય રૂપે પરિણમે તે ઉપાદાન કારણ, તે નિશ્ચય જ્ઞાન, દર્શન ચારિત્ર. (૩) પોતાની કરણ શક્તિ (વીર્ય શક્તિ)થી ગુણો પ્રગટ થયા છે અને તે ગુણોનો ઉપયોગ પણ પોતાની શક્તિથી થાય છે

**૫. સપ્રદાન**—પોતાનુ સ્વરૂપ પોતાને જ દીએ તે સપ્રદાન સમય સમયમા, પોતાના જ્ઞાનથી પોતે પોતાને તથા પોતાના ગુણોના ઉત્પાદન–વ્યય રૂપ પર્યાયોને પોતે જ જાણે છે અને તેવી જ રીતે દર્શનથી દેખે છે, આત્મસ્વભાવથી પોતાના ગુણોથી પોતાના નિજ સ્વરૂપમા લીન રહે છે, પોતાના વીર્યથી પોતાના જ અભિનવ ગુણ–પર્યાયોમા સહાયકતા થાય છે

**૬ આધાર**—સર્વ ગુણોનો આધાર સિદ્ધ ભગવાનનો આત્મ દ્રવ્ય (અસખ્યાત પ્રદેશો) છે

**નયવાદ:**—જીવ આશ્રી નયવાદમા વ્યવહારથી સિદ્ધ ભગવાનનુ સ્થાન એવભૂત નયમા છે, નિશ્ચયથી ફક્ત સિદ્ધ ભગવાનના સ્વરૂપને નયવાદમા ઉતારીને જોઇએ તો—(૧) નિગમનય સામાન્યથી નિરાવરણ શુદ્ધ ચેતના અને વિશેષથી જીવનો સિદ્ધ પર્યાય બતાવે છે (૨) સગ્રહનય કર્મ રહિત શુદ્ધ અસખ્યાત પ્રદેશ બતાવે છે (૩) વ્યવહાર નયથી સિદ્ધ ભગવાન સર્વ દ્રવ્યોના ઉત્પાદ, વ્યય, ધ્રુવ ભાવોને જાણે છે અને દેખે છે (૪) ૠજુ સુત્રનય પારિણામિક ભાવ (શુદ્ધ ઉપયોગમા પારિણામિક)

બતાવે છે (૫) શબ્દ નય, ક્ષાયક સમકિત બતાવે છે. (૬) સમભિરૂઢનય અનંત જ્ઞાન, દર્શન, આત્મરમણતા અને વીર્ય બતાવે છે (૭) એવંભૂતનય આઠ કર્મોનો ક્ષય થવાથી અગુરુ લઘુ પર્યાય અને અનંત શક્તિ સહિત અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ક્ષાયિક સુખ, અનંત ગુણોના સ્વભાવથી સિદ્ધપણું બતાવે છે.

## કેવળજ્ઞાન

અરિહંત અને સિદ્ધ એ બન્ને દેવતત્ત્વમાં કેવળજ્ઞાન સરખું છે. તે બન્નેના જ્ઞાનમાં ઓછાવત્તુ અંશ માત્ર પણ ફરક નથી. તેમના પોતાના અને બીજાના સુખનું કારણ કેવળજ્ઞાન છે માટે તેની કંઈક વિશેષ હકીકત જાણવી જોઈએ. અરિહંત ઉપદેશ આપે છે તેથી તેમનું કેવળજ્ઞાન બીજાના સુખનું નિમિત્ત કારણ છે.

તે જ્ઞાન આત્મ પ્રદેશોના સ્વભાવથીજ પ્રકાશે છે તેથી શુદ્ધ નિર્મળ આત્મધર્મ છે તે ક્ષાયક ભાવનું છે તેથી નિત્ય છે અને તેનો પ્રયત્નથી ઉપયોગ કરવો પડતો નથી કારણ કે જ્ઞાનાવરણીય કર્મનું આવરણ સર્વથા નાશ પામવાથી કંઈ વિઘ્ન આવતું નથી અને અંતરાય કર્મનું આવરણ સર્વથા નાશ પામવાથી મહેનત (ખેદ, થાક) લાગતા નથી, તેથી ઉપયોગ સતત છે

ક્ષયોપશમ જ્ઞાનમાં ઉપયોગ જોડીએ (લગાવીએ) એટલે જ્યારે (ધ્યાન રાખીએ ત્યારે જ અને જેટલા ક્ષેત્રમાં ધ્યાન દઈએ તેટલા જ પદાર્થમાં જણાય છે. ત્યારે કેવળજ્ઞાનનો ઉપયોગ સતત છે તેમ જ સર્વ જ્ઞેયો એકી સાથે જણાય છે.

અરિહંત સર્વ પ્રવૃત્તિ કેવળજ્ઞાનના ઉપયોગથી જ કરે છે. સાદિ સાંત પર્યાયો કેવળજ્ઞાનમાં સાદિ સાંતપણે પ્રતિભાસિત થાય છે. અનાદિ અનંત જ્ઞેય પદાર્થો અનાદિ અનંતપણે કેવળજ્ઞાનમાં પ્રતિભાસિત થાય છે. અલોકના અનંતા અનંત આકાશનો અનંતપણે પ્રતિભાસ થાય છે.

જ્ઞેય અનંત છે તો જ્ઞાન પણ અનંત છે. કાળથી આદિ અને અંત વગરની દ્રવ્યોની અનંત પર્યાયોનો તેજ પ્રમાણે જ્ઞાનમાં પ્રતિભાસ થવાથી, સર્વ વસ્તુ નિયત મર્યાદામાં આવી જતી નથી. જેનું અનાદિપણું જ્ઞાનમાં અનાદિ અનંતપણે સદાકાળ પ્રતિભાસવાથી કેવળજ્ઞાની કહેવાય છે.

અનાદિ વસ્તુ સાદિપણે પ્રતિભાસે તો વસ્તુ અનાદિ ઠરે નહિ તેમજ કેવળજ્ઞાન યથાર્થ ન રહે. વસ્તુનો સર્વથા અંત માનીએ તો આકાશ અનંત ભૂતકાળમાં અંત આવી ગયો હોત અને સર્વ શૂન્ય હોત. પણ હજી સુધી અંત આવ્યો નથી એ ઉપરથી નિશ્ચય થાય છે કે હજી અંત આવવાનો નથી અને જો આદિ માનીએ તો શૂન્યમાંથી વસ્તુ કેવી રીતે ઉત્પન્ન થાય!

ઉત્પત્તિ અને નાશ વસ્તુ (દ્રવ્ય)ના પર્યાયોનો હોય છે દ્રવ્યનો નહિ. દ્રવ્ય પોતાના દરેક પર્યાયોમાં મોજુદ (ધ્રુવ નિત્ય) હોય છે અવસ્તુમાંથી વસ્તુ બની નથી. વસ્તુમાંથી અવસ્તુ

થતી નથી. ગુણ પર્યાયોનો સમુહ તે દ્રવ્ય દ્રવ્યોનો સમુહ તે જગત્ [ લોક ] અલોકમા ફક્ત એકજ આકાશ દ્રવ્ય છે વર્તમાન, ભૂત અને ભવિષ્ય એ ત્રણ કાળના પર્યાયો સહિત સર્વ દ્રવ્યને એકીસમયે જાણે તે કેવળજ્ઞાન છે,

છદ્મસ્થ એક ઠેકાણે ઉપયોગ રાખે ત્યારે બીજા પદાર્થોનુ ભાન ભૂલે છે, ત્યારે કેવળજ્ઞાની સદા એકી સાથે સર્વ પદાર્થોના ઉપયોગમા રહે છે

અરિસામા—રૂપી પદાર્થનો ભાસ થાય છે, ત્યારે તે પદાર્થ અરિસામા પેસી જતુ નથી, પણ વિસસા પુદ્‌ગળો પદાર્થના રૂપે અરિસામા પરિણમે છે તેવી રીતે કેવળ જ્ઞાનીને વસ્તુ જાણવા માટે સર્વ વ્યાપક થવુ પડતુ નથી તેમજ સર્વ વસ્તુ કેવળીની અદર આવીને પેસી જતી નથી, પણ રૂપી તેમજ અરૂપી સર્વ દ્રવ્યનો કેવળજ્ઞાનમા અગુરૂ—લઘુ—અરૂપી પર્યાય તરીકે પ્રતિભાસ થાય છે

કેવળજ્ઞાનથી જાણીને વચન વર્ગણા યોગ્ય પદાર્થનુ સ્વરૂપ કેવળી ભગવાન વાણીથી પ્રરૂપે છે અને કેવળીની વાણી દ્રવ્ય શ્રુતજ્ઞાન* છે, કેવળજ્ઞાની સર્વ પદાર્થોને સાક્ષાત્ સપૂર્ણ રીતે યથાતથ્ય જાણે છે તે સર્વ વચન વર્ગણામા મૂકી શકાતુ નથી, તેથી કેવળજ્ઞાન અને શ્રુતજ્ઞાન સરખાં નથી શ્રુતજ્ઞાની શ્રુતજ્ઞાનથી સર્વ પદાર્થોને દેશથી પરોક્ષ રીતે અને કેવળજ્ઞાનની અપેક્ષાએ અસ્પષ્ટ રીતે જાણે છે

કેવળ જ્ઞાનમા મનની વિચારવાની જરૂર રહેતી નથી, તેથી તે જ્ઞાન **કલ્પનાતીત તથા નિર્વિકલ્પ** [ સકલ્પ વિકલ્પ રહિત ] છે તેની બરોબરી કરનાર કોઇ બીજુ જ્ઞાન ન હોવાથી **એક** છે, અનત વિષયક હોવાથી **અનંત** છે, સ્વયમેવ સમ્યક, સત્ય, શુદ્ધ સ્વરૂપ હોવાથી **સંદેહ રહિત** છે પદાર્થની સર્વ અશોથી વિશેષ રીતે વ્યક્તાવ્યક્તતા બતાવનાર હોવાથી **સાકાર ઉપયોગ** વાળુ જ્ઞાન છે, શુદ્ધ આત્માનુ શુદ્ધ સ્વરૂપ હોવાથી **સુખ** રૂપ છે, સર્વ પ્રકાશક હોવાથી **પરમજ્યોતિ** છે, સમસ્ત જ્ઞેયોના આકારોનુ પ્રતિબિબ સ્થાન છે, અક્ષય જ્ઞાનોદય સ્વરૂપ હોવાથી **સર્વદોદીત** જ્ઞાન છે, બીજા ચાર જ્ઞાનમાના કોઇપણ જ્ઞાનદ્વારા કેવળજ્ઞાનની કલ્પના થઇ શકતી નથી તે નીચેની હકીકત ઉપરથી જણાશે

જઘન્ય અનત ને ત્રણવાર વર્ગિત સવર્ગિત કરવુ, તેમા સિદ્ધ જીવ, નિગોદરાશિ, પ્રત્યેક વનસ્પતિ, પુદ્‌ગળરાશિ, ત્રણ કાળના સમય, અને અલોક આકાશ એ છ રાશિઓ મેળવવી, પછી જે રાશિ આવે તેને ફરી ત્રણવાર વર્ગિત સવર્ગિત કરવી. તેમા ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાયના

---

* કેવળીની વાણી વચન વર્ગણાના પુદ્‌ગળથી ઉત્પન્ન થયેલી હોવાથી પુદ્‌ગળ સ્વરૂપ છે પણ તે ભાવસૂચક છે અને ગ્રહણ કરનાર મનિથી ભાવશ્રુતરૂપે પરિણમાવે છે તેથી તે વાણી ભાવ શ્રુત ઉત્પન્ન થવાનુ કારણ છે, કારણમા કાર્યનો ઉપચાર કર્યાથી તે પણ શ્રુતજ્ઞાન કહેવાય.

કેવળ જ્ઞાન અને કેવળ દર્શનના ઉપયોગ સબધી બે મત છે એક સુત્રકારનો મત અને બીજો તાર્કિકમત.

**સુત્રકારનો મત:** જે સમયે કેવળી ભગવાન જાણે છે તે સમયે દેખતા નથી અને જે સમયે દેખે છે તે સમયે જાણતા નથી એટલે એક સમયે કેવળ જ્ઞાનનો ઉપયોગ અને બીજે સમયે કેવળ દર્શનનો ઉપયોગ શુદ્ધ ચેતના એ શુદ્ધ આત્માના અનત ગુણો માહેલો એક ગુણ છે, તે ગુણના બે ઉપયોગ રૂપી બે પર્યાયો છે દરેક ગુણને એક સમયે એકજ પર્યાય હોય છે તેથી ચેતનાને પણ એક સમયે એક પર્યાય હોય તેથી એક સમયે સર્વ દ્રવ્ય પર્યાયોને એકીસાથે કેવળજ્ઞાન ઉપયોગ પર્યાયથી જાણે અને બીજે સમયે સર્વ દ્રવ્ય પર્યાયોને એકી સાથી કેવળ દર્શન ઉપયોગ પર્યાયથી દેખે, એક સમયે બે ઉપયોગ ન હોય. જ્યારે એક ઉપયોગ પ્રવર્તતો હોય, ત્યારે બીજો ઉપયોગ ગૌણતામા રહે છે પણ નાશ થતો નથી વળી દરેક દ્રવ્ય તથા પર્યાયને જાણવુ પણ જોઇએ અને દેખવુ પણ જોઇએ તેથી બે ઉપયોગવાળી ચેતના યથા યોગ્ય રીતે તેવા ઉપયોગમા પરિણમે છે

**તાર્કિક મત:** આ મતની આદિમા સિદ્ધસેન દીવાકર ગણાય છે—બારમા ગુણ સ્થાનના અત સમયમા જ્ઞાનાવરણી તથા દર્શનાવરણીય બન્ને એકીસાથે નાશ પામે છે તેથી બન્ને પ્રગટ ગુણ એકી સાથે કામ કરવા જોઇએ. જ્યારે જ્ઞાન કામ કરે ત્યારે દર્શન પણ પ્રગટ હોવાથી તેનુ કામ કરેજ, એક સમયે બે ઉપયોગ ન હોય તે છદ્મસ્થને લાગુ થાય પણ કેવળીને લાગુ ન થાય. કેવળીને જ્ઞાન અને દર્શનનો ઉપયોગ યુગવત્ હોય છે આના સમર્થનમાં બીજો તાર્કિકમત (શ્રી પુરુષોત્તમજી મહારાજ) એમ કહે છે કે જ સમય જાણઇ ત સમય ન પાસઇ એનો અર્થ એમ છે કે જે આત્મભાવ (સમય) જાણવાનુ કામ કહે છે તે દેખવાનુ કામ કરે નહિ, આવો અર્થ કરવાથી એક સમયમા બે ઉપયોગ નિષેધ થતા નથી ત્યારે ત્રીજો તાર્કિક મત (શ્રી કેશવલાલજી મહારાજ) એમ કહે છે કે જે સમયે જાણે તે સમયે ન દેખે અને જે સમયે દેખે તે સમયે ન જાણે એ વ્યવહાર કથન છે પણ નિશ્ચયથી કેવળી એકી સમયે સર્વ દ્રવ્યો તથા પર્યાયોને જાણે છે અને દેખે છે.

**સમાધાન:** સમય એટલો બધો બારિક કાળ છે કે તે ફક્ત કેવળી ગમ્ય છે, તેટલા કેવળી ગમ્ય કાળમા છદ્મસ્થનો અનુભવ અસભવ છે તેથી પ્રત્યક્ષ પ્રમાણ છદ્મસ્થને મળી શકે નહિ, તર્ક મતિજ્ઞાનનો વિષય છે તે અનુમાનને પ્રમાણ તરીકે માને તે તથાપ્રકારનો ક્ષયોપશમ હોય પણ જ્યા સુધી આગમ પ્રમાણથી સાબીત ન થાય ત્યાં સુધી તે પ્રમાણ ન ગણાય માટે જીજ્ઞાસુએ આગમમા હોય તે માનવુ અને સ્પષ્ટ ન લાગે તો બધા સુત્રોના મુળ પાઠ પરથી નિર્ણય કરવો અને છતા ન સમજાય તો તત્વ કેવળી ગમ્ય કરવુ

હવે ગુરૂ નિગ્રથ તત્વ સાબીત કરવા ગુરૂતત્વ તપાસીએ.

## ગુરૂતત્વ

ગુરૂ=ભારી, વજનદાર, કર્મ અને દોષથી વજનદાર હોય તે સસારમાં ખુંચેલો હોય તે બીજાને તારી ન શકે. ગુણોથી મહાન હોય તે જ તારી શકે. તેવા પુરુષને ગોતવાની રીત એ કે

ભાવમાં રહે છે અને સંયમના રક્ષણ માટે રજોહરણ, ગુચ્છો, પાત્ર મહોપતિ વગેરે ખાસ જરૂરના ઉપકરણ રાખે છે.

વિશેષ પ્રકારે, બીજથી પુનમ સુધીના ચંદ્રમાની ઉપમાએ જ્ઞાન, દર્શન ચારિત્ર, લિંગ અને યથાસૂક્ષ્મ ભેદોથી **નિગ્રંથોને પાંચ વિભાગમાં** મૂક્યા છે-પુલાક, બકુસ, કુશીલ, નિગ્રંથ, સ્નાતક, અત્યારના નિગ્રંથો બકુસ અને કુશીલના વિભાગમા આવે છે પણ તેમનામાં નિગ્રંથપણુ રહે છે

**૧. પુલાક**—આ લબ્ધીવાળા હોય છે જૈન ધર્મની હીલના દેખે, સંઘ ઉપર કષ્ટ દેખે તો લબ્ધીનો ઉપયોગ કરી, ચક્રવર્તી જેવાની સેનાનો નાશ કરી શકે છે સંઘને માટે આવા **નિગ્રંથો** ઉપયોગના થઈ પડે છે પણ પોતાના સંયમનો તે વખતે નાશ થાય છે, તેથી પ્રાયશ્ચિત્ત લઇ ફરી દીક્ષા લેવી પડે છે.

આવી રીતે પુલાક સાધુ મુળ ગુણ (પાંચ મહાવ્રત) અને ઉત્તરગુણ (૧૦ પ્રત્યાખ્યાન)ની પ્રતિસેવના કરે. પણ જીન પ્રવચન ઉલંઘે નહિ

ગોશાળાના ઉપસર્ગ વખતે મહાવીર સ્વામીના ઘણા નિગ્રંથો લબ્ધીવાળા હોવા છતા, સંયમના નાશના ભયથી લબ્ધીનો ઉપયોગ કર્યો ન હોતો. મૂળગુણ તે પંચ મહાવ્રતમાથી એક પણ મૂલ વ્રત ભાંગે તો સંયમનો નાશ થાય

લબ્ધીધર નિગ્રંથો મહાપરાક્રમી હોવાથી, પ્રાયશ્ચિત્ત લઇ ઉત્કૃષ્ટ તપ કરી પુલાક ભાવ ત્યાગ કરી તેજ ભવમા સિદ્ધપદ પ્રાપ્ત કરી શકે. પુલાક લબ્ધીનો ઉપયોગ અંતર્મુહુર્ત સુધી રહે છે અવસર્પીણી કાળના ૩, ૪ આરાના જન્મેલા હોય તો જ પુલાક થઇ શકે પુલાક નવપૂર્વની ત્રીજી આચારવથુ સુધી ઓછામા ઓછુ ભણેલા હોય. ઉ નવ પૂર્વ પુરા ભણે પુલાક ભાવ રહે તો મરીને ૮ મા દેવલોકથી આગળ ન જઇ શકે તેમનુ ચારિત્ર સામાયિક અથવા છેદોપસ્થાપનીય હોય.

**૨ બકુસ નિગ્રંથ**—તે જાણપણે કે અજાણપણે, છાના કે પ્રગટ દોષ લગાડે (જેમકે પગ વગેરે ધોવા, શરીરની સંભાળ, કપડાની ટાપટીપ વગેરે કઇ કઇ દોષ સેવે. પણ પાંચ મહાવ્રતમાનુ કોઇ વ્રત ન ભાગે. ઉત્તરગુણમા (દશ પ્રત્યાખ્યાનમાં) પ્રતિસેવના કરે. જ્ઞાન જઘન્ય આઠ પ્રવચન માતાનુ અને ઉત્કૃષ્ટ ૧૦ પૂર્વ સુધીનુ હોય. કાળકરીને બારમા દેવલોકથી ઉપર ન જાય. તેમનુ ચારિત્ર સામાયિક અથવા છેદોપસ્થાપનીય હોય.

**૩ કુશીલ નિગ્રંથના બે ભેદ**—પ્રતિસેવના કુશીલ, કષાય કુશીલ.

**(૧) પ્રતિસેવના કુશીલ**—જ્ઞાન, દર્શન, ચારિત્ર, લિંગ (વેષ)મા વિરાધના કરે તપ કરીને નિયાણુ કરે કે મને અમુક ફળ પ્રાપ્ત થાઓ, મૂળગુણ ઉત્તર ગુણમા વિરાધના (અતિચાર)

કરી નાખે. પાંચ ઇન્દ્રિયોને જરાપણ વશ ન ગમે. પ્રાયશ્ચિત લઇ શુદ્ધિ કરે. તેનું ચારિત્ર સામાયિક અથવા છેદોપસ્થાપનીય હોય. તેનું જ્ઞાન બકુશ જેટલું હોય. કાળ કરીને બાર દેવલોક ઉપર ન જાય.

(૨) કષાય કુશીલ—જ્ઞાન દર્શન, ચારિત્ર, તપ આદી કંઇક કષાય સેવે, મનમાં વખત આવ્યે કષાય સેવે, નિંદા સાંભળી ક્રોધ કરે, મહિમા સાંભળી અભિમાન કરે, ચારિત્ર છુપાવવામાં કપટ કરે શિષ્યનો લોભ કરે યથાખ્યાત ચારિત્ર સિવાયના ચારે ન લઇ એક ચારિત્રમાં હોય. જ્યાંથી દસમા ગુણ સ્થાન સુધી પહોંચી શકે. મૂળ ગુણ પાંચ વ્રત તથા ઉત્તર ગુણ (છ પચ્ચખાણ)માં દોષ ન લગાડે. ચારિત્રમોહનીયકર્મનો નાશ નથી પામ્યો અથવા સંપૂર્ણ ઉપશમ ભાવ નથી, તેથી કષાય કુશીલ કહેવાય. જ્ઞાન જઘન્ય આઠ પ્રવચન માતા ઉત્કૃષ્ટ ૧૪ પૂર્વ આહારક શરીર કષાય કુશીલ નિગ્રંથ હોય તે જ કરી શકે. (આ પાંચમાં આરામાં કષાય કુશીલ હોય પણ આહારક શરીર ન કરી શકે તેમ જ ઉપશમ કે ક્ષાયક શ્રેણી ન ચડે) કષાય કુશીલ કાળ કરી અનુત્તર વિમાન સુધી જઇ શકે. સંજ્વલનની ચાર કષાયમાંની ૪ ૩ ૨ અથવા ૧ હોય.

(૩) નિગ્રંથ—કષાયને સર્વથા ઉપશમાવે અથવા નાશ કરે, નોકષાય હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક દુગંછા, સ્ત્રીવેદ, પુરુષવેદ, નપુંસકવેદ, સર્વ ભાવોને ઉપશમાવે અથવા નાશ કરે, તેથી અવેદી હોય, વીતરાગી સંયમ હોય, સાધુના કલ્પની બેથી પાર (કલ્પાતીત) હોય, ચારિત્ર યથાખ્યાત હોય, સંયમમાં મૂળગુણ દોષ ન લગાડે. જ્ઞાન જઘન્ય આઠ પ્રવચન માતા, ઉત્કૃષ્ટ ૧૪ પૂર્વનું (આ પાંચમાં આરાના જન્મેલા નિગ્રંથ ન થઇ શકે) કાળ કરે તો સર્વાર્થ સિદ્ધ વિમાનમાં જાય. લેશ્યા ફક્ત એક—શુક્લ લેશ્યા હોય નિગ્રંથ ભાવ અંતર્મુહૂર્ત સુધી રહે. ગુણસ્થાન ૧૧ અથવા ૧૨ હોય, તેમાં ૧૨મા ગુણસ્થાનવાળા કાળ ન કરે તેમજ અપડીવાઇ હોય અને કેવળી થાય.

(૪) સ્નાતક—અરિહંત સ્નાતક છે. ગુણસ્થાન ૧૩–૧૪ અવેદી, અકષાય, વીતરાગી, કલ્પાતીત, અસહાય કેવળી, યથાખ્યાત ચારિત્રવાળા, શ્રુત વ્યતિરિક્ત. (આ પાંચમાં આરામાં જન્મેલ સ્નાતક ન હોય), યતિ મોક્ષની હોય, લેશ્યા એક—પરમ શુક્લ લેશ્યા હોય. જ અંતર્મુહૂર્ત અને ઉ દેશઊણા પૂર્વ ક્રોડ રહી મોક્ષ જાય, ક્ષાયક ભાવમાં હોય, અઢી દ્વીપમાં એક વખતે પ્રત્યેક ક્રોડ હોય.

નોંધ—સ્નાતક નિગ્રંથ કેવળી ભગવાન છે તે ઉપરથી સનાતન ધર્મ જૈન સ્વરૂપે સર્વથા શુદ્ધ હોવો જોઇએ, પણ જૈનેતર મતો સનાતન નામ ધરાવે છે અને કેટલીક વિદ્યાપીઠ સ્નાતકનું બીરૂદ પાસ થનારને આપે છે કે જેને સમ્યગ્ દર્શનનું ભાન પણ ન હોય.

આવી રીતે સ્નાતકને એક ઉંચામા ઉંચા ગુણ;વરીકે કબુલ કરવા છતા તેનો વાસ્તવિક અર્થ જાણવામા કેટલી અજ્ઞાનતા છે અને અપૌષ્ય મતો અને વિદ્યાર્થીને ઉત્કૃષ્ટ નામ કરાર આપવાથી સ્નાતકની આશાતના થાય છે તેની તેઓને ખબર નથી.

ઉપરના પાંચ નિગ્રંથો પાચમાના એક ચારિત્રમા હોય છે, તેથી અગસપગસ સબધ જણાવવો જોઇએ-પુલાક, બકુસ અને પ્રતિસેવના કુશીલ નિગ્રંથોમા સામાયિક અથવા છેદોપસ્થાપનીય ચારિત્ર હોય કષાય કુશીલ નિગ્રંથોમા સામાયિક અથવા છેદોપસ્થાપનીય, પરિહાર વિશુદ્ધ, સુક્ષ્મ સપરાય એ ચારમાંથી એક હોય નિગ્રથ અને સ્નાતકમા યથાખ્યાત ચારિત્ર હોય

ચારિત્ર એટલે મોક્ષ પ્રાપ્તિ થાય ત્યા સુધી આત્માની શુદ્ધિ કર્યા કરવાની પ્રવૃત્તિ અને આત્માની અશુદ્ધિ ( મલીનતા ) થાય તેવા કામ કરવામાથી નિવૃત્ત થતા જવુ, એટલે સસારમાથી નિવૃત્તિ અને આત્મભાવમા પ્રવૃત્તિ.

## નિક્ષેપ દ્વારા નિગ્રથની સમજ

**(૧) નામ નિગ્રથ**—કોઇ માણસનુ નામ નિગ્રથ પાડ્યુ હોય તે. આવા ગુરુ કરવા લાયક નથી.

**(૨) સ્થાપના નિગ્રથ**—કોઇ મૂર્તિને નિગ્રથ તરીકે સ્થાપી હોય તે આ કા તો અજીવ હોય અથવા એકેન્દ્રિય હોય, તે ગુરુ તરીકે લાયક નથી. રાગ દ્વેષ, ઘરબાર, પૈસા વગેરે યુક્ત કોઇ માણસને ગુરુ તરીકે સ્થાપે તો ગુરુ અને શિષ્ય ઉડા સસારમા બુડે

**(૩) દ્રવ્ય નિગ્રથ**—(૧) આગમથી (૨) નો આગમથી-જ્ઞ શરીર, ભવ્ય શરીર, તદ્વ્યતિરિક્ત. આગમ દ્રવ્ય નિગ્રથ-ઉપયોગ વગર ( અર્થ વિચાર્યા વગર ) નિગ્રથ સ્વરૂપ દર્શક શાસ્ત્ર ભણે તે. આ ગુરુ નથી.

નો આગમ જ્ઞ શરીર દ્રવ્ય નિગ્રથ-આત્મા વગરનું નિગ્રથનુ શરીર અહી જીવ નથી તેથી નિગ્રંથના ગુણ નથી, તેથી ગુરુ નથી.

નો આગમ ભવ્ય શરીર દ્રવ્ય નિગ્રથ-જન્મ લીધો છે, નિગ્રથ થવાનો છે, પણ હાલમા નિગ્રંથ નથી, તેથી ગુરુ નથી.

નો આગમ જ્ઞ શરીર ભવ્ય શરીર વ્યકિતરિક્ત દ્રવ્ય નિગ્રથના ત્રણ ભેદ-(૧) લૌકિક ઘર, બાર, સગાસબધી વગરનો ભિખારી, તેનામા નિગ્રથના ભાવ નથી, તેથી ગુરુ નથી.

(૨) કુપ્રાવચન-પાચ પ્રકારના ઉપર બતાવેલ નિગ્રથના ગુણ (ભાવ) રહિત, મિથ્યા દર્શનથી કોઇ નિગ્રથ કે સાધુ કે રૂપી થાય અથવા પોતાને કહેવરાવે અથવા બીજા તેને માને, તે મોક્ષ માર્ગ માટે ગુરુ કરવા યોગ્ય નથી, પોતે સંસારમા બુડે છે અને બીજાને બુડાડે છે, કારણ કે મોક્ષ માર્ગને જાણતા જ નથી.

(૩) લોકોત્તર નિગ્રથના સર્વ આચાર બરાબર શાસ્ત્ર મુજબ પાળે છે પણ સમ્યગ્ દર્શન નથી અભવ્ય પણ આવા દ્રવ્ય સાધુ થઇ ઘણાને તારે, પોતે પણ ચોખી કરણી પાળી, મરી,

નવ ગ્રૈવેયક સુધી જઈ આવે પણ કરણીનો હેતુ મોક્ષ—સિદ્ધ—અરિહંત અને આત્માના સ્વરૂપની ઓળખાણ અને શ્રદ્ધા રહિત હોવાથી સંસારનો પાર ન પામે.

ત્યાંનું આયુષ્ય અસંખ્યાતા વર્ષનું હોવાથી અજ્ઞાની લોકો તેઓને અમર માને છે અને સ્વર્ગલોકને મોક્ષ માને છે. પૌદ્ગલિક સુખને જ સુખ માને છે. આત્મીક સુખનો અનુભવ થતો નથી તેથી સમ્યક્ દર્શન પણ નથી, તેથી સંસારનો અંત આવતો નથી.

ચોખ્ખા દ્રવ્ય ચારિત્રવાળા વ્યવહારથી નિગ્રંથ છે અને ગુરુ તરીકે ગ્રહણ કરવા યોગ્ય છે. અભવીના ગુરુમાં મોક્ષ જાય છે કારણ કે જ્ઞાન તેના ઘરનું નથી, પણ અરિહંતનું છે. પોતાને દ્રવ્ય રૂપે છે પણ બીજાને ભાવ રૂપે પમાડી શકે છે જેમ પુસ્તકનું જ્ઞાન પોતાનું નથી, પણ અરિહંતની વાણીનું છે અને તે જ પુસ્તક વાંચી જ્ઞાની થઈ શકાય છે. કેવળ જ્ઞાની સિવાય કોઈ જાણતું નથી કે ચોખ્ખું દ્રવ્ય ચારિત્ર પાળનાર અમુક સાધુ સમ્યક્ દર્શન રહિત છે કે નહિ. માટે આવા સાધુ ગુરુ તરીકે કામ કરી શકે છે.

૪ ભાવ નિગ્રંથ ૧ આગમથી ૨ નો આગમથી

(૧) આગમ ભાવ નિગ્રંથ—જે ભાવ નિગ્રંથના (શાસ્ત્ર) મુજબ ગુણોના ઉપયોગમાં છે પણ કાયમને માટે જીવનમાં મુકતા નથી, તે પોતાને ગુરુ કે નિગ્રંથ કહેવડાવતો નથી. પણ આ ભેદ ઉપાદેય છે.

(૨) નો આગમથી ભાવ નિગ્રંથ—આ ખરા ભાવ નિગ્રંથ છે. તે ગૃહસ્થ લિંગમાં હોય, સ્વલિંગમાં હોય, અન્ય લિંગમાં હોય, પણ સ્વલિંગમાં હોય તો જ વ્યવહારથી ગુરુ તરીકે ગ્રહણ કરવા યોગ્ય છે કારણ કે અન્ય લિંગમાં કેવળ જ્ઞાન થાય તો પણ સ્વલિંગ પહેર્યા સિવાય તે કેવળી ભગવાન ઉપદેશ દેતા નથી, કારણ કે વ્યવહારમાં ભ્રમ ઉપજે કે આવા વેશધારી પણ સર્વજ્ઞ હોય છે.

અન્ય લિંગમાં જેવી રીતે કેવળ જ્ઞાન થાય છે તે હકીકત અહીં જણાવી જોઈએ કે જેથી ભ્રમનો નાશ થાય. કોઈ તાપસ માસ માસના ઉપવાસ કરી, તડકામાં, હાથ ઊંચા કરી, સૂર્ય તરફ દૃષ્ટિ રાખી, અકામ નિર્જરા યુક્ત તપ કરે છે. તેનામાં પક્ષપાત કે હઠ નથી, એમ કરતાં કરતાં ક્ષયોપશમથી તેને વિભંગ જ્ઞાન થાય, તેથી વિભંગ જ્ઞાન અને અવધિ દર્શનથી તે જૈની જાતના ખરા ચોખ્ખા સાધુને જુએ, તેમનો આચાર જુએ તેમાં તેને ખાત્રી થાય કે નિરારંભી, નિષ્પરિગ્રહી અને ફક્ત આત્માની શુદ્ધિ કરવાવાળા અને મોક્ષનું પ્રાપ્તિની પૌદ્ગલિક ભ્રમણ ઘટવાના નિયમો જૈન શાસનમાંજ દેખાય છે, તેથી ન્યાયબુદ્ધિથી પોતાના અજ્ઞાનપણા માટે પ્રાયશ્ચિત કરે છે અને સમ્યક્ દર્શન પામે છે (ચોથે ગુણ સ્થાને આવે છે), એટલે વિભંગ જ્ઞાન (ઊલટું જ્ઞાન), અવધિ જ્ઞાન તરીકે પરિણમે છે અને ધ્યાનમાં ૭મે ગુણસ્થાને જાય છે, વર્ધમાન શુદ્ધ ઉપયોગથી ૮મે ગુણસ્થાને જાય છે અને ક્ષપક શ્રેણીથી ૯ ૧ ૧૨ ગુણસ્થાને જઈને ૧૩મે ગુણસ્થાને આવે છે.

સયોગી કેવળી થાય છે, વધારે આયુષ્ય હોય તો દેવતા સ્વલિંગ ઉપકરણ આપે છે, પણ અન્ય લિંગમા ઉપદેશ ન આપે, આયુષ્ય વધારે ન હોય તો ૧૪મે ગુણસ્થાને જઇ અન્ય લિંગે સિદ્ધ થાય છે

## નયદ્વારા નિર્ગ્રંથની સમજ

**૧. નિગમ નય**—આ નયથી બાહ્ય નિગ્રંથનુ ચિહ્ન ફક્ત જોવાય છે અથવા અંશથી નિગ્રંથપણુ પાળે તેને પણ નિગ્રંથ કહે, નિગ્રંથપણાના સંકલ્પવાળાને પણ નિગ્રંથ કહે, ઓઘસંજ્ઞાથી નિગ્રંથ તરફ દેખે છે, આમા કોઈ નિગ્રંથ હોય કે ન હોય

**૨. સંગ્રહ નય**—સર્વ પ્રકારના નિગ્રંથને એકત્વમા નાખે છે સો નિગ્રંથ હોય તેને પણ એક નિગ્રંથત્વમા મુકીને એક નિગ્રંથ કહે છે

**૩. વ્યવહાર નય**— નિગ્રંથના સર્વ આચાર પાળનારને નિગ્રંથ કહે છે દ્રવ્યનિગ્રંથને નિગ્રંથ કહે છે સ્વલિંગીને નિગ્રંથ તરીકે સ્વીકારે છે

**૪. ઋજુસુત્ર નય**—નિગ્રંથના ભાવ ઉપયોગમા હોય તેજ વખતે તેને નિગ્રંથ કહે, સાધુનો વેશ હોય અને જુઠો ઉપદેશ દીએ તો તેને મિથ્યાત્વી માને

બાહ્યક્રિયા નિગ્રંથની હોય, પણ મનમા પૌદ્ગળીક સુખની ઇચ્છા થાય તો તે વખતે તેને નિગ્રંથન માને. વ્રતમા હોય છતા જતના વગર ઉઘાડે મોઢે બોલે જેથી વાયરાના જીવ હણાય તો તેને અવ્રતી કહે

**૫. શબ્દ નય**—નિગ્રંથ શબ્દના અર્થ પ્રમાણે જેનામાં ગુણ હોય તેને નિગ્રંથ કહે સામાન્ય અર્થસૂચક જુદા જુદા શબ્દો જેમકે શ્રમણ, માહણ, સાધુ, નો અર્થ નિગ્રંથ કરે.

**૬. સમભિરૂઢ નય**—ક્ષપક શ્રેણીમા હોય તેને નિગ્રંથ કહે

**૭. એવંભુત નય**—સ્નાતક હોય તેને નિગ્રંથ કહે.

**ખુલાસો**—નિગમ નય અને સંગ્રહ નયનો ઓઘ સંજ્ઞાએ અભિપ્રાય હોવાથી, તે નયો જેને નિગ્રંથ માને તેવા નિગ્રંથોમાથી જેઓ વ્યવહાર નયના કે આગળની નયના મત પ્રમાણે જે નિગ્રંથો છે તેમા દાખલ થઇ શકે એવા નિગ્રંથને નિગ્રંથ તરીકે માનવામા વાંધો નથી.

**વ્યવહારથી ગુરૂ**—અરિહંત (જગત્ ગુરૂ), આચાર્ય ઉપાધ્યાય, સાધુ

**નિશ્ચયથી ગુરૂ**—(૧) ધર્મ શુકલ ધ્યાન ધરનાર સિદ્ધ ભગવાનનુ રૂપાતીત ધ્યાન ધરે ત્યારે સિદ્ધ ભગવાનનુ આલંબન લીધુ કહેવાય, તેથી સિદ્ધ ભગવાન નિશ્ચય ગુરૂ અહિં કારણમા કાર્યનો ઉપચાર થાય છે

| | |
|---|---|
| (૩) **પ્રતિસેવણા કુશીલ:** બકુશથી વધારે | બકુસથી સખ્યાત ગુણા |
| (૪) **કષાય કુશીલ:** હોય કે ન હોય હોય તો જ૦ ૧,૨,૩, ઉ૦ પ્રત્યેક હજાર | જ૦ ઉ૦ પ્રત્યેક હજાર ક્રોડ (બે હજાર ક્રોડથી નવ હજાર ક્રોડ) |
| (૫) **નિગ્રંથ:** હોય કે ન હોય, હોય તો જ૦ ૧,૨,૩, ઉ૦ ૧૬૨ ઉપસમ શ્રેણીવાળા ૫૪ ક્ષપક શ્રેણીવાળા ૧૦૮ —— ૧૬૨ | હોય કે ન હોય, હોય તો જ૦ ૧,૨,૩, ઉ૦ પ્રત્યેક સો |
| (૬) **સ્નાતક:** હોય કે ન હોય, હોય તો જ૦ ૧,૨,૩, ઉ૦ ૧૦૮ | જ૦ ઉ૦ પ્રત્યેક ક્રોડ (જ૦ બે ક્રોડ, ઉ૦ નવ ક્રોડ) |

**ક્ષેત્રથી**—જન્મ આશ્રી ૧૫ કર્મભૂમિ (પાચ ભરત, પાચ ઇરવત, પાચ મહાવિદેહ) ના હોય, સાહરણ આશ્રી અકર્મ ભૂમિમા હોય, પણ પુલાકનુ હરણ થઇ શકે નહિ અને કેવળ સમુદ્‌ઘાત આશ્રી સ્નાતક સર્વ લોકમા વ્યાપક હોય.

| | **ભરત ઇરવતના** | | **મહાવિદેહના** |
|---|---|---|---|
| **કાળથી** | **–અવસર્પિણી કાળમાં** | **ઉત્સર્પિણી કાળમાં** | **નો અવસર્પીણી નો ઉત્સર્પીણી } કાળમાં** |
| (૧) **પુલાક** | જન્મ–૩ ૪ આરામા વિદ્યમાન– ૩, ૪, ૫ આરામા | જન્મ–૨, ૩, ૪, આરામાં વિદ્યમાન– ૩, ૪ આરામા | દુ ખમ સુખમ કાળ |
| (૨) **બકુસ** (૩) **પ્રતિસેવણા કુશીલ,** (૪) **કષાય કુશીલ** | જન્મ અને વિદ્યમાન અવસ્થાઆશ્રી ૩, ૪, ૫ આરામા સાહરણ આશ્રી અન્ય કાળમા | પુલાક માફક પણ સાહરણ આશ્રી બીજા કાળમા હોય. | દુ ખમ સુખમ કાળ પણ સાહરણ આશ્રી ભરત ઇરવતના અન્ય કાળમા હોય |

**પાંચ આચારના ૩૯ ભેદો પોતે પાળે અને શિષ્યોને પાળતાં શિખવે;** નવ વાડવિશુદ્ધ બ્રહ્મચર્ય પાળે સુત્રોમાં આચાર્યનુ અનેક રીતે વર્ણન છે જેમકે૩૬ ગુણના ધારક આચાર્ય થઇ શકે

૧ **જાતિ સંપન્ન** માતૃપક્ષ નિર્મળ
૨ કુલ ,, પિતૃપક્ષ નિર્મળ
૩ બલ ,, કાળ પ્રમાણે ઉત્તમ સંઘયણ, પરાક્રમી
૪ રૂપ ,, સમચતુરસ્ત્ર સંસ્થાન, શરીરનો આકાર મનોજ્ઞ
૫ વિનય ,, કોમળ, નમ્ર.
૬ જ્ઞાન ,, નિર્મળ મતિ–શ્રુતજ્ઞાન, જૈનેતર મતોના પણ જાણ.
૭ દર્શન ,, શુદ્ધ શ્રદ્ધા
૮ ચારિત્ર ,, શુદ્ધ આચાર
૯ લજ્જા ,, દોષ સેવવામા લજ્જા થાય
૧૦ લાઘવ ,, ભંડઉપકરણ અને કષાયથી હળવા
૧૧ ઉયસી (ઓજસ્વી) પરિસહમા ધૈર્ય રાખે
૧૨ તેયસી (તેજસ્વી) પ્રતિભાશાલી
૧૩ વચ્ચસી (વર્ચસ્વી) જાળમા ન ફસાય એવી ચતુરાઇવાળા વચન બોલે.
૧૪ જસસી (યશસ્વી)
૧૫ **જીય કોહે** ક્ષમાથી ક્રોધને જીતે
૧૬ ,, **માણે** વિનયથી માનને જીતે.
૧૭ ,, **માયે** સરળતાથી માયાને જીતે
૧૮ ,, **લોભે** સંતોષથી લોભને જીતે
૧૯ **જીઇંદ્રિયે**, ઇંદ્રિયો વશ રાખે.
૨૦ **જીયનિદ્દે** નિદ્રાને જીતે (અલ્પ નિદ્રા લીએ), પાપને નિંદે પણ પાપી ને ન નિંદે, નિંદકાની દરકાર કરે નહિ
૨૧ જીય પરિસહે
૨૨ જીવિયાસ મરણ ભય મુક્ત
૨૩ **વય પ્પહાણે** વ્રત પાળવામા પ્રધાન
૨૪ ગુણોમા પ્રધાન
૨૫ કરણ સિત્તરીમા પ્રધાન
૨૬ ચરણ સિત્તરીમા પ્રધાન
૨૭ **નિગ્ગહ પ્પહાણે** અણાચરણનો નિષેધ કરવામાં પ્રધાન
૨૮ **નિશ્ચય પ્રધાન** દ્રવ્ય, નય, પ્રમાણાદિના સુક્ષ્મ જ્ઞાનનો નિશ્ચય કરવામા પ્રવીણ, ઇંદ્ર કે રાજાદિથી ક્ષોભ ન પામે.
૨૯ વિદ્યા પ્રધાન
૩૦ મંત્ર પ્રધાન
૩૧ વેદ પ્રધાન
૩૨ **બ્રહ્મ પ્રધાન** બ્રહ્મચર્ય પાળવામા તથા પરમાત્માનો અનુભવ કરવામા પ્રધાન
૩૩ નય પ્રધાન
૩૪ **નિયમ પ્રધાન** અભિગ્રહના નિયમો, પ્રાયશ્ચિતની વિધિના જ્ઞાતા
૩૫ સત્ય પ્રધાન
૩૬ **શૌચ પ્રધાન** પદ્વીયોગ્ય વસ્ત્ર ધારણ કરે અને પાપ રૂપ મેલ ન રાખે.

(૨) **સ સક્ત** સમય પર કામ આવે એવા પાટ, પાટલા, પરાઇ, વ. નો સગ્રહ રાખે.

(૩) **ક્રિયા વિધિ** જે કાળમાં જે ક્રિયા કરવાની હોય તે કાળમાં તે ક્રિયાના ઉપયોગી સાધનોનો સગ્રહ રાખે

(૪) **શિષ્યોપ સગ્રહ** શિષ્યોને વ્યાખ્યાન દાતા, વાદી, વિજયી વૈયાવચ્ચી વગેરે યોગ્યતા પ્રમાણે બનાવી તૈયાર રાખે

**ચાર વિનય,**

૧ **આચાર વિનય** (૧) સયમ સમાચારી (૨) તપ સમાચારી, (૩) ગુણ સમાચારી તપસ્વી, જ્ઞાની, નવ દીક્ષીતનુ પ્રતિલેખનાદિ કાર્ય પોતે કરે, બીજા પાસે કરાવે, (૪) એકાકી વિહાર સમાચારી.

૨ **શ્રુતવિનય** (૧) ભણે ભણાવે, (૨) અર્થ ધરાવે, (૩) જ્ઞાનના અધિકારીને જ્ઞાન આપે (૪) આરભેલ સુત્ર પૂર્ણ કરાવી બીજુ ભણાવે

૩ **વિક્ષેપ વિનય,** (૧) મિથ્યાત્વીને સમકીતી બનાવે. (૨) સમકીતીને ચારિત્રી બનાવે (૩) સ્થીરી કરણ કરે. [૪] નવા સમકીતી, નવા ચારિત્રી બનાવી ધર્મ વૃદ્ધિ કરે

૪ **દોષ પરિધાન વિનય,** દોષોનો નાશ કરે કરાવે દોષના અવગુણ અને ગુણની શક્તિ બતાવી દોષનો નાશ કરે અને ગુણોમા સ્થાપન કરે.

[૧] ક્રોધ પરિધાન.

[૨] વિષય „

[૩] અન્ન „ રસ લોલપીને તપ કરતા શિખવે.

[૪] આત્મદોષ પરિધાન.

**ઉપાધ્યાયમાં સાધુના ગુણો ઉપરાંત ૨૫ ગુણો હોય** છે—આ પાચમા આરાની અપેક્ષાએ ૧૧ અગ અને ૧૨ ઉપાગ ભણે ભણાવે, ચરણ સિત્તરી અને કરણ સિત્તરી પાળે સમુચ્ચય અપેક્ષાએ ૧૨ અગ ભણે ભણાવે, ૨ કરણ સિત્તરી ચરણ સિત્તરી યુક્ત, ૮ પ્રભાવના યુક્ત, ૩ યોગ સમ્યગૂ માર્ગમા પ્રવર્તાવે.

**સાધુજીના ૨૭ ગુણ**—૫ મહાવ્રતયુક્ત, પાચ ઇંદ્રિય વશ રાખે, ચાર કષાય જીતે, મન વચન કાયાના યોગે એ ત્રણ એક સરખા સમ્યગૂ માર્ગમાં ચાલે, ૩ ભાવ, કરણ અને યોગ સત્ય હોય, ૩ જ્ઞાન–દર્શન–ચારિત્ર સપન્ન, ક્ષમાવત્ વૈરાગ્યયુક્ત, વેદના (દુખ સુખ) મા સમભાવ, મૃત્યુભય રહિત

**પ્રત્યક્ષ પ્રમાણ નિગ્રંથ**—જેની પાસે રજોહરણ, ગુચ્છો અને પાત્ર હોય, કલ્પ પ્રમાણે વસ્ત્ર પહેરેલા હોય, મુખ વસ્ત્ર હોય, ઉઘાડે મોઢે ન બોલે, પૃથ્વી, પાણી, અગ્નિ, વાયરા, વનસ્પતિ અને હાલતા ચાલતા જીવમાના કોઇ પણ જીવની હિસા ન કરે, જુઠુ ન બોલે પૌદ્ગલીક સુખ મેળવવાનો ઉપદેશ ન આપે, મોક્ષ માર્ગનોજ ઉપદેશ આપે, અણદિધેલન લીએ, મૈથુન ન સેવે, પરિગ્રહ ન રાખે, ક્રોધ, માન, માયા, લોભને સ્થુલ રૂપમા જાહેર ન કરે પણ યથાશક્તિથી જીતે, તેવા ગુણ જેનામાં દેખાય તે દેખીતી રીતે સાધુ નિગ્રથ સાબીત થાય છે અને ગુરૂ કરવા યોગ્ય છે

**અનુમાન પ્રમાણ નિગ્રંથ**—જે નીચે જોઇને હળવે હળવે ચાલે છે, ખાસ કારણ વગર બોલતા નથી, બારીકીથી તપાસ કરીને જુદે જુદે ઠેકાણેથી થોડા થોડા નિર્દોષ આહાર પાણી લઇને

## આકાશની ઉપમા

આકાશની માફક સાધુનુ મન નિર્મળ છે, નિરાલબન છે (ગૃહસ્થના આશ્રયની જરૂર નથી.) આકાશ અનત દ્રવ્યને અવગાહના આપે છે સાધુ અનંત ગુણોને ધારણ કરે છે આકાશ શસ્ત્રથી છેદાતુ નથી, સાધુ દોષથી ચરિત્રને છેદતા નથી.

## પવનની ઉપમા

અપ્રતિબધ વિહાર કરે, અનેક દિશામા વિહાર કરે વૈરાગ્ય રૂપ શીતલતા લહેરથી વિષય કષાયરૂપ તાપને નિવારીને શાતિ ફેલાવે, દ્રવ્ય ઉપાધિ અને કષાય ભાવથી હળવા રહે

## વૃક્ષની ઉપમા

વૃક્ષ ઠડી તડકો સહન કરીને આશ્રિતોને ઠડક આપે, સાધુ પરિષહ સહન કરે પણ છકાયના જીવનુ રક્ષણ કરે. વૃક્ષ મુસાફરોને આધારભૂત છે, તેમ સાધુ ચાર ગતિમા રખડનાર જીવને ધર્મ ઉપદેશથી આધાર આપે છે વૃક્ષ ગમે તે ભોગે સ્વસ્થાન ન છોડે તેમ સાધુ ઉત્કૃષ્ટ પરિસહમા પણ સયમ રૂપી સ્વસ્થાન ન છોડે

## ભ્રમરની ઉપમા

આહાર પાણી ગ્રહણ કરતા, દાતાર રૂપી ફુલને દુ ખ ન ઉપજાવે ઘણા ફુલોરૂપી ઘરોથી થોડો થોડો આહાર લઇ અપ્રતિબધપણે વિચરે બોલાવ્યા વગર ઓચિતા ગૃહસ્થને ઘેર ભિક્ષા માટે જાય.

## મૃગની ઉપમા

અઢાર પાપ રૂપી સિહથી ડરે રોગ થાય ત્યારે દવા ન કરે, એક સ્થાને રહે કોઇને શરણે ન જાય, રોગથી મુકત થયે અપ્રતિ બધ વિહારી થાય.

## પૃથ્વીની ઉપમા

સર્વ પ્રાણભૂત જીવ સત્વના આધાર ભૂત, બોધિ બીજની ઉત્પત્તિના કારણભૂત, અન્યના સયોગથી થતા કલેશ રૂપી કાદવનો નાશ કરે છે

## કમળની ઉપમા

કામરૂપ કાદવ અને ભોગરૂપ પાણીથી લિપ્ત ન થાય, તીર્થંકરની આજ્ઞારૂપ સૂર્યની સન્મુખ રહે ઉપદેશરૂપ સુગંધથી ભવ્ય જીવને સુખ ઉપજાવે

## સૂર્યની ઉપમા

જ્ઞાન પ્રકાશથી મિથ્યાત્વ અને અજ્ઞાન રૂપી અંધકારનો નાશ કરે છે. જ્ઞાન દર્શન ચારિત્રના સદ્ગુણો રૂપી કિરણોથી ચાર તીર્થરૂપ ક્ષેત્રમાં શોભે છે. સમ્યક્ દર્શન આદિ ગુણોના તેજથી પાખંડી આગીઆ વગેરેના તેજને ઝુપાવે છે.

## નિગ્રંથનુ એક અનેકપણુ

સર્વ નિગ્રંથોમાં જ્ઞાન, દર્શન, ચારિત્ર છે તેથી રત્નત્રયીની અપેક્ષાએ એકપણુ છે. રત્નત્રયીની તારતમ્યતા (ગુણ સ્થાન ભેદે) તથા ક્રિયા પળાવવાની અને જ્ઞાન આપવાની અપેક્ષાએ નિગ્રંથોમાં ભેદો છે. સર્વ વ્યવહારિક નિગ્રંથો સાધુ છે. ગુણ અને ક્રિયાની શુદ્ધતાની તારતમ્યતા વગેરે કારણોથી અરિહંત, આચાર્ય ઉપાધ્યાય વગેરે ભેદો છે. અરિહંતમાં દેવત્વ અને ગુરુત્વ બંને છે. બાકીના નિગ્રંથોમાં ગુરુત્વ છે. આચાર્ય જ્ઞાનપૂર્વક ક્રિયા પળાવે છે, તેથી તેનુ પદ ઉપાધ્યાયથી વધારે છે.

આ પ્રમાણે નિગ્રંથનુ સ્વરૂપ જાણી તેમને ગુરુ તરીકે સ્વીકારવા તે સમ્યક્ત્વ પ્રાપ્તિનુ સાધન છે.

અરિહંતને દેવ તરીકે ઓળખ્યા, નિગ્રંથને ગુરુ તરીકે જાણ્યા હવે સમ્યક્ત્વ પ્રાપ્તિનુ ત્રીજુ સાધન "ધર્મ કેવળીનો સત્ય" તેનો પરિચય કરવો જોઈએ.

## ધર્મ કેવળીનો સત્ય

### તમેવ સચ્ચં નિસ્સંકં જં જિણેહિં પવેઇયં

દેવ તત્ત્વ અને ગુરુતત્ત્વ સમજવાની સાથે, સમ્યગ્ દર્શન પામવાને માટે, એવો નિર્ણય કરવો જોઈએ કે કેવળી ભગવાને કહ્યું તે સત્ય છે અને શંકા વગરનુ છે. અભ્યાસ અને બુદ્ધિની ખામીને લઈને કેટલાક ધાર્મિક સૂક્ષ્મો ન સમજાય તો તત્ત્વ કેવળી ગમ્ય એમ વિચારવુ જોઈએ.

દુનિયાદારીના અભ્યાસમાં જોતાં જાણી શકાય છે કે કેટલાક વિદ્યાર્થીઓ અમુક હકીકત આખર સુધી સમજતા નથી ત્યારે અમુક સમાન વિદ્યાર્થી સમાધાન થવાને સારી રીતે સમજતા હોય તે જણાતા નથી માટે સમજાતાં વિપરીત બુદ્ધિ રાખવાને પ્રસંગ ઉભો થાય "તત્ત્વ કેવળી ગમ્ય" એવુ મન ધારણ કરવુ જરૂરી છે.

મતિ, શ્રુત, અવધિ અને મનઃપર્યવ—એ ચાર જ્ઞાનવાળા ભવીજ દ્રવ્ય તીર્થંકરો દીક્ષા લીધેલ હોય ત્યાં, કેવળજ્ઞાન અને તીર્થંકર પદ પામ્યા વગર ઉપદેશ આપતા નથી અને તીર્થની સ્થાપના કરતા નથી, તે ઉપરથી સાબીત થાય છે કે સત્ય અને શુદ્ધ ધર્મ, કેવળી ભગવાન સિવાય કોઈ પ્રકાશી શકે નહિ.

તેથી કેવળજ્ઞાન વગરના ઉપદેશકોએ કેવળીના વચન અનુસારજ અક્ષરે અક્ષર ઉપદેશ આપવો જોઇએ અને ક્ષણે ક્ષણે ઉપયોગ રાખવો જોઇએ કે જેથી કેવળીના માર્ગથી જરા પણ ઓછુ અધિકુ કે વિપરીત બોલી ન જવાય અને ધર્મની ઇચ્છાવાળાએ કેવળીના માર્ગ સિવાય કોઇપણ માર્ગની ઇચ્છા કરવી નહિ જોઇએ એક ભૂલવાળો ધર્મ અનંત સંસાર રખડાવી શકે છે તેથી મોક્ષાર્થી માટે તે ધર્મ નથી.

જિન શબ્દ કર્મને જે જીત્યા છે અને જૈન શબ્દ કર્મને જીતનાર છે તેમને ઉદ્દેશીને છે તે આત્મ ધર્મ છે કોઈ કોમ, સંપ્રદાય, જાત કે વાડાના શબ્દો નથી. દરેકને જૈન થવાનો અધિકાર છે અને દરેક જૈનને જિન ભગવાન થવાનો અધિકાર છે પણ તે થવાની સત્તા અને જોગવાઇ જોઇએ, ધર્મ તત્ત્વનો નિર્ણય કરવા માટે કેટલાક મુદ્દાઓ તપાસવા જોઇએ

**વ્યાખ્યા**—ધર્મ શબ્દ ધૃ ધાતુમાંથી નિકળ્યો ધૃ=ધરવુ, પકડવુ, કદી ન છોડવુ આ સંબંધ સંયોગ સંબંધ નથી પણ તદ્ રૂપ સંબંધ છે ત્યારે પ્રશ્ન ઉપજે કે કોણ કોને કાયમને માટે ધરી રાખે છે? જવાબ આવે છે કે દ્રવ્યો પોત પોતાની જાતિના ગુણ (સ્વભાવને, છોડતા નથી અને ગુણ દ્રવ્યને છોડતા નથી.)

લોક છ જાતના દ્રવ્યોથી ભરેલો છે કેટલાક ગુણો જેમ કે અસ્તિત્વ, ઉત્પાદ, વ્યય ધ્રુવ વગેરે છએ જાતના દ્રવ્યોને સામાન્ય રીતે લાગુ પડે છે, પણ કેટલાક ખાસ ગુણો અમુક દ્રવ્યમાંજ હોય. જેમકે—

૧ ચલણ સહાય ગુણ **ધર્માસ્તિકાયમાં** જ હોય.

૨ સ્થિર સહાય ગુણ **અધર્માસ્તિકાયમાં** જ હોય

૩. અવગાહના દાન **આકાશાસ્તિકાયમાં** જ હોય

૪ વર્તના (સમય પછી સમય, અહોરાત્રિ પછી અહોરાત્રિ, માસ પછી માસ, વર્ષ પછી વર્ષ, સાગરોપમ પછી સાગરોપમ. કાળચક્ર પછી કાળચક્ર–આવા પ્રકારની વર્તના) **કાળ**માંજ હોય

બીજા દ્રવ્યોની વર્તનાનું નિમિત્ત કારણ પણ કાળ છે

આ ચાર દ્રવ્યો પોતાના મૂળ સ્વભાવમાં જ રહે છે

૫ **પુદ્ગળ** પુદ્=પુરાવુ, મળવુ, એકઠુ થવુ, ગળ=ગળી જવુ, વીખરાઇ જવુ, જુદુ થવું, એકઠુ થવુ ને જુદા થવુ તે ગુણ પુદ્ગળનો જ હોય આ અર્થ પ્રમાણે પુદ્ગળ પોતાના સ્વભાવમાં રહે છે, પણ અવિભાજ્ય પુદ્ગળ તે પરમાણુ પુદ્ગળ પોતાના શુદ્ધ સ્વરૂપે કાયમ માટે રહી શકતુ નથી. સ્કંધમાં આવે અને જાય તે અપેક્ષાએ પુદ્ગળ પોતાના મુળ સ્વભાવમાં રહી શકતું નથી, પણ વિભાગ દશાઓ ધારણ કરે છે

૬ જીવ: જાણવું (જ્ઞાન)–દેખવું (દર્શન) ઉપયોગ આત્મ પરિણતિ (દૃષ્ટિ), સુખ, વીર્ય (શક્તિ)–એ ગુણો જીવમાંજ હોય. જીવો સંપૂર્ણ રીતે પોતાના શુદ્ધ સ્વભાવમાં રહી શકતા નથી તેનું કારણ કર્મ છે. કર્મવાળા જીવો સંસારી છે. કર્મને લઈને સંસારી જીવો પૌદ્ગલિક સુખદુઃખનો અનુભવ કરે છે.

જીવના સ્વભાવની શુદ્ધતા અશુદ્ધતાની તારતમ્યતા ચૌદ ગુણસ્થાન દ્વારા જણાવી શકાય છે.

વિભાવ–વિકારી–અશુદ્ધ દશાવાળા સંસારી જીવમાંથી શુદ્ધ સ્વભાવ (નિશ્ચય ધર્મ–મોક્ષ) સિદ્ધ સ્વરૂપમાં આવવા માટે જે આલંબન લેવું પડે છે તે વ્યવહાર ધર્મ, સાધન ધર્મ, મોક્ષમાર્ગ કેવળીનો બતાવેલ ધર્મ છે કે જેનો અહિં નિર્ણય કરવાનો છે.

નિશ્ચય ધર્મ ધ્યેય, લક્ષબિંદુ, હેતુ છે. વ્યવહાર ધર્મ આલંબન–આશ્રય–સાધન રૂપ છે. વ્યવહાર ધર્મને યોગ્ય થવા માટે સમ્યગ્ દર્શનની જરૂર છે જે ચોથે ગુણસ્થાને પ્રાપ્ત થાય છે.

એટલે વ્યવહાર ધર્મના ગુણસ્થાન ૪ થી ૧૪ છે. જો કે કેવળજ્ઞાન, કેવળદર્શન, ક્ષાયક સમકિત, શુદ્ધ આત્મ રમણતા અને અનંત આત્મિક શક્તિરૂપી નિશ્ચય ધર્મ ૧૩ મે ગુણસ્થાને કેવળી ભગવાનને પ્રગટ થાય છે પણ અનંત આત્મિક સુખ અને સંપૂર્ણ શુદ્ધ અરૂપ સિદ્ધ સ્વરૂપ પ્રગટ કરવાનું બાકી રહે છે. તેથી ૧૩ મે ગુણસ્થાને વ્યવહાર અને નિશ્ચય ધર્મ બન્ને હોય છે.

## કેવળીના ધર્મની ઉત્તમતાનું પ્રમાણ

તે ધર્મ નિગ્રંથ પ્રવચન છે. બાહ્ય, મિલ્કત, ધન, સગા સબંધી વગેરે સંસારી બંધન અને રાગ દ્વેષ મોહ વગેરે આધ્યાત્મિક બંધનથી રહિત તે નિગ્રંથ પ્રવચન છે.

પ્ર૦ પ્રવ૦ શ્રેષ્ઠ કેમ:—

(૧) કેવળજ્ઞાનથી સંપૂર્ણ રીતે દેખેલું વસ્તુ સ્વરૂપ, વચન યોગથી ભાષામાં ઉતારેલું વચન.

(૨) પાંત્રીસ પ્રકારની વાણીના અતિશયથી અત્યંત રસ ઉત્પન્ન કરનાર વચન.

(૩) ભવ્યોને માટે સર્વ સંસારી જીવના દુઃખને નાશ કરનાર પરમ હિતકારી વચન.

(૪) પવિત્ર, શુદ્ધ, દોષરહિત વચન.

આ ચાર પ્રકારે શ્રેષ્ઠ વચન તે નિગ્રંથ પ્રવચન છે. તે ધર્મ સત્ય છે, સર્વ બાજુથી સત્ય છે. અસત્યપણાનો લેશ પણ અંશ નથી, સર્વ બાજુ અપેક્ષા (સ્યાદ્વાદ) થી સત્ય સાબિત થાય છે. સંસારમાં ધર્મ નામે ચાલતા સર્વ મત મતાંતરોમાં નય અને પ્રમાણથી અનુપમ પ્રધાનપદ સાબિત કરનાર વચન છે.

કેવળીનો પ્રરૂપેલ ધર્મ સર્વ વિદ્યા તથા સામાન્ય વિશેષ ભેદોથી સંપૂર્ણ છે, ન્યાયયુક્ત છે. સામાન્ય ન્યાય શાસ્ત્રોના અતથી દૂર જઈ ને ઉત્કૃષ્ટ ન્યાય આપે છે સામાન્ય ન્યાય ખુનીને ફાસીએ ચડાવીને વેરની પરંપરા વધારે છે કેવળીનો ધર્મ ખુનીને સુધારીને આત્માના વિકાસ પ્રત્યે દોરે છે, અને મરણાંતિક પરિસહ સહન કરનારને આધ્યાત્મિક શ્રેણીમાં ઉતારીને પરમાત્મપદ આપે છે

તે ધર્મ સમ્યક પ્રકારે શુદ્ધ છે એટલે આત્માની સર્વથા શુદ્ધિ કરી શકે છે, સંદેહ કપટ અને પૌદગલીક ઇચ્છારૂપ કાંટાને ખેચી કાઢે છે, આત્માના સર્વ પરમ અર્થ [ સુખ ] સિદ્ધ કરવાનો માર્ગ છે, સર્વ કર્મ વગેરે બંધનોથી છુટવાનો માર્ગ છે સર્વ કર્મ અને કાર્યનો અંત લાવવાનો માર્ગ છે, સંસારના તાપને શાંત કરીને શિતળતા ગરમ શાંતિ આપનારો માર્ગ છે યથાતથ્ય નિસંદેહ માર્ગ છે, આધિ વ્યાધી, ઉપાધિ વગેરે સર્વ દુખોને નાશ કરનાર માર્ગ છે

કેવળીના કહેલા ધર્મમા રહેલા જીવો સિદ્ધ થાય છે, સર્વ પદાર્થને જાણનારા થાય છે સર્વ કર્મથી મુક્ત થાય છે જન્મ જરા મરણના દુખથી છુટીને શિતલી ભૂત થઇ ને પરમ શાંત સુખ અનુભવે છે, સર્વ દુખોનો કાયમને માટે અંત કરે છે

સમ્યક દર્શનવાળા જીવ તે ધર્મની શ્રદ્ધા રાખે છે અને બીજાને સમજાવે છે, પ્રતિતી–નિશ્ચય–ખાત્રી કરે છે અને બીજાને નિશ્ચય કરાવે છે, ઇચ્છાપૂર્વક આત્મજ્ઞાન અનુભવ કરે છે અને બીજાને તેમ કરવાની ઇચ્છા ઉત્પન્ન કરાવે છે, તે ધર્મને સ્પર્શે છે, પાળે છે, સર્વ પ્રકારે પાળે છે અને બીજાને સ્પર્શાવે છે વિશેષ રીતે પળાવે છે

તે કેવળીના ધર્મમા ઉપયોગ સહિત ઉદ્યમ કરવો દોષરહિત સર્વ રીતે આરાધના [સાધના] કરવી. વિરાધનાથી નિવર્તવુ [પાછા હટવુ] કે જેથી પરમપદ મળે.

સંસારી જીવમા સર્વથી વધારે કનિષ્ટ દશા મિથ્યાત્વની છે તેમાથી છુટી વ્યવહાર ધર્મ પાળી નિશ્ચય ધર્મમા જવુ છે માટે ત્રણે દશાના આશિક સ્વરૂપને મુકાબલો કરવો સુગમ પડશે.

| મુદ્દા | મિથ્યાત્વ (આત્માના ગુણો વિભાવ દશામા) | વ્યવહાર ધર્મ | નિશ્ચય ધર્મ સ્વભાવ ધર્મ |
|---|---|---|---|
| જ્ઞાન | અજ્ઞાન ( જે જ્ઞાન સકામ નિર્જરાનો હેતુ નથી તથા મિથ્યાત્વ મુખ્ય છે તે અજ્ઞાન છે ) | ૧ ૨<br>મતિજ્ઞાન, સૂત્રજ્ઞાન=શ્રુતજ્ઞાન ( અવધિ જ્ઞાન અને મન પર્યવ જ્ઞાન, કેવળ જ્ઞાનના હેતભૂત નથી. ) | કેવળજ્ઞાન ( સર્વ જ્ઞેયોનુ સાકાર સ્વરૂપ જાણવાનુ સંપૂર્ણ જ્ઞાન ) |

૨ બે ભેદ—

[ ૧ ] જ્ઞાન અને ચારિત્ર, [ દર્શન જ્ઞાનમા અતર્ગત થાય છે, તપ અને વીર્ય એ બને ચારિત્રમા અતર્ગત થાય છે ]

[ ૨ ] આગાર ધર્મ [ સમકિત ] સહિત શ્રાવકના બાર વ્રત અને અણગાર ધર્મ ( પાચ ચારિત્રમાથી એક ચારિત્ર, પાચ મહાવ્રત સાથે )

**૩ ત્રણ ત્રણ ભેદો**

[ ૧ ] જ્ઞાન, દર્શન, ચારિત્ર [ તપ ચારિત્રમા અને વીર્ય એ ત્રણેમા અતર્ગત થાય છે ] વીર્યની જરૂર ત્રણે ભેદમાં હોય છે અને ત્રણેના આચરણથી તપ થાય છે

[ ૨ ] અહિસા, સયમ, તપ, અહિસામા અહિસા ભાવની મુખ્યતા પૂર્વક જ્ઞાન, દશન, ચારિત્ર તપ વીર્ય સર્વ આવી જાય છે, સયમમા મુખ્યતાથી ચારિત્ર આવે છે.

[ ૩ ] આચાર ધર્મ, ક્રિયા ધર્મ અને દયા ધર્મ

## અહિસાનુ વિવેચન

તેનુ પર્યાનવાચક નામ દયા તેના ભેદ—

[ ૧ ] **સ્વદયા**—પોતાના આત્માને કર્મબધનથી બચાવવો તે. ‘ સવર ’ કર્મબધનના પાચ કારણનો ત્યાગ કરવાથી, સમકિત, વિરતી, અપ્રમાદ, સમભાવ, અયોગીપણુ નીપજે છે

[ ૨ ] **પરદયા**—પારકા જીવનુ દ્રવ્યથી રક્ષણ, ભાવથી **અનુકંપા** અથવા **સમભાવ** અને પરહિતભાવના એટલે “ **સવ્વી જીવ કરૂં શાસન રસી** ” એવી ભાવના

( ૩ ) **વ્યવહાર દયા**—સાધુ અને શ્રાવક, જીવોનુ રક્ષણ કરે તે.

( ૪ ) **નિશ્ચય દયા**—સપૂર્ણ સવર, સિદ્ધ સ્વરૂપ, આત્મરમણતા

( ૫ ) **દ્રવ્ય દયા**—જીવને મારવો નહિ તે.

( ૬ ) **ભાવ દયા**—બીજાનો જીવ પોતાના જેવો જાણવો, **સમભાવ.**

ઉપરના ખુલાસાથી અહિસામા જીવઅજીવનુ જ્ઞાન, દર્શન, ચરિત્ર, તપ, વીર્ય સર્વ આવી ગયુ

સયમ=સમ્યક્ પ્રકારે યમ યમ=નિયમ. તેમા પાચયમ=પાચ મહાવ્રત, પાચ ઇંદ્રિય પર અકુશ (રાસી) ચાર કષાય પર અકુશ એટલે સયમમા ચારિત્ર આવી ગયુ બીજી રીતે પાચ સ્થાવર, ત્રણ વિગલેન્દ્રિય અને પચેન્દ્રિય જીવનુ રક્ષણ અને અજીવ આશ્રી સયમ (રાગદ્વેષનો અભાવ), જતના માટે નિરીક્ષણ, સ્વધર્મીનુ રક્ષણ અને પાપીની ઉપેક્ષા ( મધ્યસ્થભાવ ), પ્રમાર્જના, પારિઠાવણીયા, મન-વચન-કાય સયમ

## (૪) ચાર ચાર ભેદ

(૧) જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ (વીર્ય ચારેમાં અંતર્ગત થયું)

(૨) દાન, શીયળ, તપ, ભાવ. (આ ચારેમાં જ્ઞાન દર્શન, ચારિત્ર, તપ, વીર્ય અંતર્ગત થઈ શકે છે.)

દાન—(૧), અભયદાન, અહિંસા સ્વ. અહિંસા અને પર અહિંસા વગેરે અહિંસા (લો)ના ભેદો લાગુ પડે છે. (૨) જ્ઞાન દાનથી જીવોને "જિન શાસન રસી" બનાવાય છે. (૩) સુપાત્ર દાન—સંયમ નિર્જરાના હેતુરૂપ છે જેમાં શીલ, ચારિત્ર આવી શકે છે.

## (૫) પાંચ પાંચ ભેદ ધર્મ

(૧) જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય અને તેના આચારના ૩૬ ભેદ.

(૨) ઉત્થાન, કર્મ, બળ, વીર્ય પુરુષાકાર-પરાક્રમ એ પાંચ વીર્યના ભેદોનો સદુ ભાગમાં ઉપયોગ કરવો કે આત્મ શુદ્ધિમાં, મોક્ષ માર્ગમાં, જ્ઞાન, દર્શન ચારિત્ર તપમાં.

(૩) પાંચ મહાવ્રત (૪) પાંચ ચારિત્ર

## (૬) દશ યતીધર્મ

યતના—જતનાવાળા તે યતિ જતિ તેના ૧ ધર્મ—

(૧) ક્ષમા—જેમાં સમતા, સમભાવ (ભાવ ચારિત્ર,) ધૈર્ય શાંતિ આવી જાય છે. ક્રોધને નિષ્ફળ કરવો તે ક્ષમા, જીવોમાં વ્યાપી ચૈતન્ય એકતી રૂપી સમભાવ, અજીવોમાં રાગ દ્વેષનો અભાવ, આત્મભાવે શાંતરસમાં લીન.

(૨) આત્મ સંતોષ—બાહ્ય દ્રવ્ય તથા ભાવ પરિગ્રહ ત્યાગ અને આત્મ-રમણતા તે આત્મ પ્રદેશો અને ગુણોમાં લીનતારૂપી સંતોષ.

(૩) સરળતા, સરળ નિષ્કપટ હોય તેજ સત્ય શ્રદ્ધા અને ધર્મ ધારણ કરી શકે છે

(૪) મૃદુતા—નમ્રતા વિવેક, વિનય, કોમળતા.

(૫) લાઘવ—અલ્પ ઉપકરણ, અકિંચનપણું કર્મના બોજાથી હલકાપણું

(૬) સત્ય.

(૭) સંયમ.

(૮) તપ.

(૯) ચૈત્યદાન—જ્ઞાનદાન.

(૧) બ્રહ્મચર્યવાસ તે ગુરુ કુળવાસ તથા આત્મ રમણતા.

## (૭) સતાવન પ્રકારે સંવર ધર્મ

૫ સમિતિ, ૩ ગુપ્તિ, ૨૨ પરિસહ, ૧૦ યતિધર્મ, ૧૨ ભાવના, ૫ ચારિત્ર.

## (૮) ક્રિયાધર્મના ૭૦ ભેદ

૩ ગુપ્તિ, ૪ અભિગ્રહ, ૪ પિંડ વિશુદ્ધિ, ૫ ઈન્દ્રિય નિરોધ, ૫ સમિતિ, ૧૨ ભાવના, ૧૨ પ્રતિમા, ૨૫ પડીલેહણા, કુલ ૭૦ ભેદની કારણ સિત્તરી થઇ.

૩ જ્ઞાન, દર્શન, ચારિત્ર, ૪ (ક્રોધ–માન–માયા–લોભ) કષાય ત્યાગ, ૫ મહાવ્રત, ૯ બ્રહ્મચર્યની વાડ, ૧૦ પ્રકારે વૈયાવચ્ચ, ૧૦ યતિધર્મ, ૧૨ તપ, ૧૭ સયમ.

(૯) ચારિત્રના ૧૮૦૦ ભેદ (શીલાંગ) તે આગળ આવશે

આત્માના અનત ગુણો એક આત્મામાજ સમાઇ જાય છે અને આત્મા સાથે અભેદ તદ્રુપ સ્વરૂપે છે, છતા જુદા જુદા ગુણોના જુદા જુદા નામ અને કાર્યની અપેક્ષાએ ભેદ (પૃથકત્વ) થાય છે એવી રીતે વ્યવહાર ધર્મમા એક ભેદના અનેક ભેદ અપેક્ષા વગેરે યુક્તિથી કરી શકાય છે અને અનેક ભેદ અપેક્ષા વગેરેથી એક ભેદમા અતર્ગત થાય છે વળી જેણે **એક ગુણ સાધ્યો તેને સાંકળના જોડાણ માફક બીજા ગુણો પણ પ્રાપ્ત થાય છે.**

આ બાબતનો એક દૃષ્ટાતથી ખુલાસો કરવામા આવે છે

ધારો કે આપણે "ક્ષમા" ને ધારણ કરવી છે ક્રોધ કરવાના પ્રસગ વખતે ક્ષમાનો આશ્રય લેવો પડે છે ક્રોધ ઉપજાવનાર કારણો પહેલા આવેસ ઉત્પન્ન કરે છે, જીવના મગજનુ સમતોલપણુ દૂર થાય ત્યારે આવેશ આવે. સમભાવ રાખવાથી સમતોલપણુ દૂર થતુ અટકે છે

દ્રવ્યોના મૂળ શુદ્ધ સ્વરૂપમા જ્ઞાનથી ઉપયોગ રાખીએ તો સમભાવ રહે, તે માટે દ્રવ્યાનુયોગનુ જ્ઞાન જોઇએ કે સર્વ આત્મા શુદ્ધ સ્વરૂપે અરૂપી ચૈતન્યસ્વરૂપ છે વિભાવ દશા કર્મ જનિત છે, આત્મા કર્મથી પરવશ થઇને અકાર્ય કરે તેના પરતત્ર બનીએ તો જ્ઞાની અજ્ઞાનીમા શો તફાવતછે

વળી પરિસહ દેનાર કર્મ રૂપી દેવુ ખપાવે છે તેથી ઉપકારી છે એમ વિચારી મગજનુ સમતોલપણુ રાખીએ. તે કામ ચાલુ રાખવા માટે ધૈર્યની જરૂર છે જ્યારે આપણે જ્ઞાન, સમભાવ અને ધીરજનો આશ્રય લીધો ત્યારે તે વખતે માન, માયા લોભ, રાગ, દ્વેષ, હાસ્ય, રતિ અરતિ, વગેરે ક્રોધની સાકળમા જોડાયેલા સર્વ દોષો આપોઆપ શાત થાય છે

અહિ ક્રોધપર્યાય કર્મ ઉદયનો, વીર્ય (પરાક્રમ) થી ક્ષય કર્યો અને બીજા દોષોનો ઉપશમ થયો ઉત્કૃષ્ટ પરાક્રમથી મરણાતિક જેવુ દુ ખ સહન કરી ઉત્કૃષ્ટ ભાવથી સાખી શકીએ

| | | | |
|---|---|---|---|
| | | ભોક્તા, સુખદુ ખનો જાણ અને વેદક આશ્રી સર્વ સસારી જીવ સરખા છે માટે કોઇ જીવ પર રાગદ્વષ કરવો નહિ, સર્વ જીવ પોતાના જીવ જેવા છે માટે સમભાવ રાખી કોઇ જીવને કોઈ રીતે દુ ખ ન દેવુ અને તેમનુ બને ત્યા સુધી મોક્ષ માર્ગ તરફ વલણ કરવુ અને સસાર–ભ્રમણ–દુ ખ રૂપી હિસાથી પોતાના અને બીજાના જીવને બચાવવા | જીવને તેમનાથી દુ ખ થઇ શકતુ નથી. આ સ્વરૂપ વ્રત પાલનનુ ધ્યેય છે |
| **૨ સત્ય** | અસત્ય ન બોલવુ તે પાળવાની નવ કોટી. | સર્વ દ્રવ્ય ગુણ પર્યાયનુ સત્ય સ્વરૂપ જોવુ તે સમ્યક્ દર્શન સર્વ દ્રવ્યમા દ્રવ્યત્વ, ગુણોમા ગુણત્વ, પર્યાયોમા પર્યાયત્વની અપેક્ષા એ સરખાપણાને લઇને રાગદ્વષનો અભાવ તે **સમભાવ.** | **ક્ષાયક શમકિત** વસ્તુ સ્વરૂપમાં સ દેહાતીતપણુ તે ધ્યેય છે આત્માનુ શુદ્ધ સ્વરૂપ તેજ સર્વથા સત્ય સ્વરૂપ છે |
| **૩ અચૌર્ય** | ચોરી (અદત્તાદાન ત્યાગ) નવ કોટી પાલન. | પર દ્રવ્ય–કર્મ, નો કર્મ (શરીર વગેરે) ભાવ કર્મ (રાગદ્વષ) પૌદ્ગળીક બાહ્ય વતુઓની ઇચ્છા કરવી નહિ તે નિષ્કામ વૃત્તિ **(નિરીચ્છા)** | સિદ્ધ ભગવાન કર્માદિ કોઇ પૌદ્ગળીક વસ્તુ કે કોઇ પર દ્રવ્યને ગ્રહણ કર્તા નથી, (તે પર દ્રવ્ય કર્માદિ અગ્રહણ, તે સિદ્ધ સ્વરૂપ ધ્યેયરૂપે છે) |
| **૪ બ્રહ્મચર્ય** | મૈથુન ત્યાગ નવ કોટી પાલન | સ્ત્રી પુરૂષમા સમભાવ, શરીર પૌદ્ગળીક સ્કદ છે, નિર્માણ કર્મથી જુદા ઘાટ બને છે, આત્માનુમૂળ સ્વરૂપ અશરીરી અવેદી છે તેથી કોઇ સ્ત્રી નથી, કોઇ પુરૂષ નથી, કોઇ | બ્રહ્મ=શુદ્ધ આત્મા ચર્ય=ગુણોમા આનદમય રમણુતા **જ્ઞાનાનંદ** સિદ્ધપદ ધ્યેય છે |

**ભાવથી**-ચાલતાં શબ્દ, રૂપ, ગંધ, રસ અને સ્પર્શનો અનુભવ ન કરવો તેમજ વાંચન, પૂછવું, પરિવર્તન, ધર્મકથા અને વિચાર એમાંનું કંઈ ન કરવું.

**ગુણથી**-નિર્જરાનો હેતુ

**૨ ભાષા સમિતિ**

**દ્રવ્યથી**-૧૬ જાતની ભાષા ન બોલવી-કર્કશ, કઠોર, છેદક, ભેદક, પીડાકારી, હિંસાકારી, સાવદ્ય, મિશ્ર, ક્રોધી, માની, માયાવી, લોભપૂર્વક, રાગવાળી દ્વેષવાળી, મોહક અને વિકથા

**ક્ષેત્રથી**-રસ્તામા ચાલતા ન બોલવુ

**કાળથી**-પહોર રાત્રી ગયા બાદ જોરથી ન બોલવુ

**ભાવથી**-ઉપયોગ સહિત બોલવુ (સ્વપર હિતકારી વચન)

**ગુણથી**-નિર્જરાનો હેતુ

**૩ એષણા સમિતિ**

**દ્રવ્યથી**-૪૨ દોષ ટાળીને આહાર કરવો

**ક્ષેત્રથી**-બે કોસથી વધારે દૂર આહાર લઇ ન જવો

**કાળથી**-પહેલા પહોરનો આહાર ચોથા પહોરમાં ન ખાવો રાત્રે અને અધારામા ન ખાવુ

**ભાવથી**-વખાણીને, વખોડીને, ભૂખ વગર, મર્યાદા ઉપરાંત, છૂટ લાગે એ રીતે મિશ્રણ બનાવીને ખાવુ નહિ એકેન્દ્રીય ભાઇઓના મડા સમજી ઉદાસીન ભાવે ખાવુ

**ગુણથી**-નિર્જરાનો હેતુ

**૪ આયાણભંડ મત નિક્ષેપના સમિતિ**

**દ્રવ્યથી**-વસ્ત્ર પાત્ર વગેરે સભાળથી લેવુ મુકવુ કે જેથી કોઈ જીવ ન મરે.

**ક્ષેત્રથી**-સાધુની નેશ્રાયની વસ્તુ ગૃહસ્થને ઘેર ન રાખવી.

**કાળથી**-સવાર સાંજ બે વખત પ્રતિલેખણા કરવી.

**ભાવથી**-ઉપયોગ સહિત લેવી, મુકવી, વાપરવી, રાગદ્વેષ ન કરવો

**ગુણથી**-નિર્જરાનો હેતુ

**૫ ઉચ્ચાર પાસવણ ખેલજલ્લ સઘાણ પારિઠાવણિયા સમિતિ**

**દ્રવ્યથી**-લઘુનીત, વડીનીત, વમન, નાકનો મેલ, બળખા, મૃતક શરીર, અણઉપયોગી આહાર વગેરે જીવના રક્ષણ સહિત પરિઠે-દૂર કરે, ત્યાગ કરે, દસ બોલ વર્જીને સાધુ પરઠવે.

ક્ષેત્રથી-જગ્યા, ભૂમિ મના કરેલ સ્થાને પરઠવે નહિ.

કાળથી-દિવસે જોઈને, અને રાત્રે, દિવસે જોએલ જગ્યામાં પરઠવે.

ભાવથી-ઉપયોગ સહિત, જતાં આવસ્સહી ૩ વાર, પરઠવતાં વોસરામિ ૩ વાર, આવતાં નિસિહિ ત્રણવાર કહે. પછી ઇર્યાવહિ પડિક્કમે.

ગુણથી-નિર્જરાનો હેતુ.

## ત્રણ ગુપ્તિ

૬ મન ગુપ્તિ

દ્રવ્યથી-સારંભ સમારંભ અને આરંભના કામમાં જતા મનને રોકવું.

ક્ષેત્રથી-લોક પ્રમાણે.

કાળથી-જાવ જીવ.

ભાવથી-ઉપયોગ યુક્ત.

ગુણથી-નિર્જરાનો હેતુ.

૭ વચન ગુપ્તિ

દ્રવ્યથી-સારંભ, સમારંભ અને આરંભના કામમાં જતા વચનને રોકવું વિકથા ન કરી અથવા મૌન રહેવું.

ક્ષેત્રથી-લોક પ્રમાણે.

કાળથી- જાવ જીવ.

ભાવથી-ઉપયોગયુક્ત.

ગુણથી-નિર્જરાનો હેતુ.

૮ કાય ગુપ્તિ

દ્રવ્યથી-જતનાથી ઉઠે, બેસે, સુવે, ચાલે, ફરે, પાંચ ઇંદ્રિયના વ્યાપારમાં સાવધાન રહે. સારંભ-સમારંભ અને આરંભના કામમાં કરીને પ્રવર્તાવે નહિ.

ક્ષેત્રથી-કામકાજ ન હોય ત્યારે સ્થિર આસન રાખે.

કાળથી-જાવ જીવ.

ભાવથી-આત્મ દર્શના ઉપયોગ પૂર્વક.

ગુણથી-નીર્જરાનો હેતુ.

## પાંચ મહાવ્રતની ૨૫ ભાવના

ભાવનાથી વ્રતોમા ઉપયોગ રહે છે

**અહિંસા વ્રતમાં**-ઇરિયા, એષણા, નિક્ષેપના, મન અને વચન ભાવના.

**સત્ય વ્રતમાં**-વિચારીને બોલવુ, હાસ્ય ન કરવું, ક્રોધમા ન બોલવું, લોભથી ન બોલવુ, ભયથી ન બોલવુ

**અચૌર્ય વ્રતની ભાવના**-આજ્ઞા માંગી જગ્યા લેવી, આજ્ઞા વગરની જગ્યામાથી કોઇ ચીજ ન લેવી. સ્થાનક સમારવુ નહિ સ્વધર્મી સાથે ભાગલા પાડી વસ્તુ ભોગવવી નહિ, મોટેરાનો વિનય કરવો

**બ્રહ્મચર્યની પાંચ ભાવના**-સ્ત્રી, પશુ નપુસક રહિત સ્થાન ભોગવવુ, સ્ત્રી કથા ન કરવી, પૂર્વ કામભોગ યાદ કરવા નહિ સરસ આહાર ન કરવો, સ્ત્રીને આસને ન બેસવુ

**પાંચમા મહાવ્રત (અપરિગ્રહ)ની પાંચ ભાવના**-શ્રોત, ચક્ષુ, ઘ્રાણ, રસ, સ્પર્શના એ પાચ ઇંદ્રિયોને વશ રાખવી પાચ ઇંદ્રિયના વિષયમા ઇષ્ટ-અનિષ્ટ બુદ્ધિ ન રાખવી

## પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિને ધ્યાનથી આત્મ ભાવમા જોડવાની રીત

૧ આત્માના ગુણોનુ અવલોકન કરવુ

૨ આત્માના ગુણોની ભાષાથી સ્થાપના કરવી જેમકે અનત જ્ઞાન, અનત દર્શન, અનત આત્મિક સુખ, ક્ષાયક સમકિત, અનત ગુણોમા રમણતા, અક્ષયપણુ, અરૂપી, અગુરૂ લઘુ, અનત વીર્ય

૩ તે ગુણોની શુદ્ધતાની ગવેષણા કરવી.

૪ ગવેષણા કરીને દોષો રૂપી મેલ તારવી કાઢવો

૫ ગુણોનો અનુભવ કરીને દોષોને દૂર કરવા

૬ મનને આત્મ પ્રદેશો સાથે તથા આત્માના ગુણો સાથે જોડવુ અને તેમા લીન થઇ જવુ

૭ વચનથી ગુણોનુ (અભ્યતર ધ્યાનમા) નામ પ્રકાશવુ

૮ આત્માને શરીરથી ભિન્ન રીતે અનુભવ કરવો, આત્મિક સુખનો અભ્યાસથી અનુભવ લેવો

## પાંચ મહાવ્રત અંતર્ગત શિલાંગરથ ધારા

૧૦ યતિધર્મ × ૧૦ આરભ ત્યાગ × પાચ ઇંદ્રિય સવર × ૪ સજ્ઞા ત્યાગ × ૩ જોગ ત્યાગ × ૩ કરણ ત્યાગ ૧૦ × ૧૦ = ૧૦૦ × ૫ = ૫૦૦ × ૪ = ૨૦૦૦ × ૩ = ૬૦૦૦ × ૩ = ૧૮૦૦૦



**૧૦ આરંભ ત્યાગ તે સંયમ—**

પૃથ્વી, અપ, તેઉ, વાયુ, વનસ્પતિ, બે ઇંદ્રિય, તે ઇંદ્રિય, ચઉરિંદ્રિય, પંચ ઇંદ્રિય—એ નવ આરંભનો ત્યાગ તથા દશમો અજીવના સમારંભનો ત્યાગ. યોગનો સર્વથા ત્યાગ, ૧૪ મે ગુણસ્થાને થાય છે ત્યારે સંપૂર્ણ સંવર થાય છે.

## અગાર ધર્મ

## શ્રાવક ધર્મના ૧૨ ભેદ

### ૧ અહિંસા

વ્યવહારથી—મર્યાદા બહારના સ્થાવર જીવ તથા અપરાધી સિવાયના ત્રસ જીવને મારવાની બંધી. અપરાધીમાં પણ અનુકંપા અને ગ્રાહકને સજા ન કરવી.

ભાવથી—સર્વ જીવમાં સમભાવ, ખાવા પીવાની વસ્તુમાં ઉદાસીન ભાવ, અપરાધી જીવથી પોતાનું રક્ષણ કરતાં છતાં અભ્યંતર વૈર ભાવનો અભાવ.

નિશ્ચયથી—પોતાના આત્માના સર્વ કર્મ નાશ કરી, આત્મામાં અહિંસક શુદ્ધ આત્મા સ્વરૂપ પામવાનો હેતુ.

### ૨ સત્ય

વ્યવહારથી—લોક નિંદિત અસત્ય ભાષણ ત્યાગ.

ભાવથી—પૌદ્ગલિક વસ્તુને પોતાની વસ્તુ નહિ માનવાની બુદ્ધિ અને સમ્યગ્ દર્શન.

નિશ્ચયથી—પરવસ્તુ ત્યાગીને આત્માનું શુદ્ધ સત્ય સિદ્ધ સ્વરૂપ મેળવવાનો હેતુ.

### ૩ અદત્તાદાન (અચૌર્ય)

વ્યવહારથી—પરવસ્તુ-ધનાદિ ન લેવા.

ભાવથી—પુણ્યના ફળની ઇચ્છા વગર ધર્મ કરણી કરવી.

નિશ્ચયથી—કર્મ આવરણ ભેદી સિદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરવાનો હેતુ.

### ૪ મૈથુન ત્યાગ

વ્યવહારથી—સ્વદાર સંતોષ, પરસ્ત્રીનો ત્યાગ.

ભાવથી—આત્માને અવેદી માનવો.

નિશ્ચયથી—શુદ્ધ આત્મ સ્વરૂપ (બ્રહ્મ)માં રમણતા કરવાનો હેતુ.

## ૫ પરિગ્રહ પરિમાણ

**વ્યવહારથી**–નવ પ્રકારના પરિગ્રહ (ખેતર, ઘર, રૂપુ, નાણુ, અનાજ, ઘાસ, ઢોર, ઘરવખરી)ની મર્યાદા કરવી

**ભાવથી**–પાચ ઈંદ્રિયના વિષયમાં ઉદાસીનતા

**નિશ્ચયથી**–અનાત્મ વસ્તુ ને અનાત્મ ભાવોનો સર્વથા કાયમને માટે જ્યાં ત્યાગ છે એવા નિર્મમત્વ નિસગ અને અકર્મી સિદ્ધ સ્વરૂપ મેળવવાનો હેતુ

## ૬ દિશા પરિમાણ વ્રત

**વ્યવહારથી**–જવા આવવા માટે ઊંચી નીચી ત્રિછી દિશાની મર્યાદા કરવી.

**ભાવથી**–ચારે ગતિ (નરક, તિર્યંક, મનુષ્ય, દેવ) તરફ ઉદાસીન ભાવ

**નિશ્ચયથી**–જવુ આવવુ ન પડે એવુ સ્થિર સિદ્ધ સ્વરૂપ મેળવવાનો હેતુ

## ૭ ભોગ ઉપભોગ પરિમાણ વ્રત

**વ્યવહારથી**–ભોગ વસ્તુની મર્યાદા

**ભાવથી**–ભોગ વસ્તુ અનાત્મિક હોવાથી તેમા ઉદાસીન ભાવ.

**નિશ્ચયથી**–શુદ્ધ આત્મસ્વરૂપ જ્ઞાનાનદ મેળવવાનો અને ભોગવવાનો હેતુ

## ૮ અનર્થ દડ વિરમણ વ્રત

**વ્યવહારથી**–પ્રયોજન વગરના પાપકારી, આરભથી નિવર્તવુ

**ભાવથી**–કર્મ બધ ૫૭ હેતુથી નિવર્તવાની ઇચ્છા,

**નિશ્ચયથી**–સપૂર્ણ સવર (અબધક) સિદ્ધપદ લેવાનો હેતુ

## ૯ સામાયિક

**વ્યવહારથી**–વખતની મર્યાદાપૂર્વક આરભ ત્યાગ.

**ભાવથી**–સમભાવ (રાગ દ્વેષનો ત્યાગ)

**નિશ્ચયથ**–શુદ્ધ આત્મસ્વરૂપમા રમણતા કરવાનો હેતુ

## ૧૦ દિશાવગાશિક

**વ્યવહારથી**–નિયમીત ક્ષેત્રમા સ્થિતિ કરવી

**ભાવથી**–જ્ઞાન ધ્યાનમાં ઉપયોગ લગાડવો

નિશ્ચયથી—આત્મ પ્રતિષ્ઠિત જ્ઞાનાનંદ સ્વરૂપ ભોગવવાનો હેતુ.

### ૧૧ પૌષધ

વ્યવહારથી—સાવદ્ય વ્યાપારને છોડીને અહોરાત સ્વાધ્યાય ધ્યાનમાં પ્રવૃતિ કરવી.

ભાવથી—આત્માના ગુણો વધારવા અને શુદ્ધ કરવા.

નિશ્ચયથી—સર્વથા શુદ્ધ આત્મ ગુણોમાં રમણતા કરવાનું સિદ્ધ સ્વરૂપ ભોગવવાનો હેતુ.

### ૧૨ અતિથિ સંવિભાગ વ્રત

વ્યવહારથી—સુપાત્ર દાન, ૧૪ પ્રકારની વસ્તુ સાધુને વહોરાવવી.

ભાવથી—જ્ઞાન, દાન, સંયમ, નિર્જરાનો હેતુ.

નિશ્ચયથી—સંપૂર્ણ સંવર તત્ત્વ પ્રાપ્ત કરવાનો હેતુ.

અહિં નિશ્ચય તે અંતિમ ધ્યેય મોક્ષ છે ભાવમાં આત્માની અંશથી શુદ્ધિ અને નિર્જરા છે, એટલે ભાવ અને નિશ્ચયમાં અપેક્ષા ભેદે, ભેદ અભેદપણું છે.

હવે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્યનું સંક્ષેપથી વર્ણન કરવું જોઈએ. અપેક્ષાનો આશ્રય લઈએ તો આ પાંચે ગુણ દરેક જીવમાં હોય છે પણ તેનો ઉપયોગ પૌદ્ગલિક સાંસારિક સુખ માટે કર્યો હોય, આરંભ પરિગ્રહ હિંસા યુક્ત કર્યો હોય, વિપરીત રીતિ કર્યો હોય, અજ્ઞાનતા અને મોહવશાત્ કર્યો હોય, ખરી શ્રદ્ધારહિત કર્યો હોય તો તે સર્વ ગુણો અવગુણ રૂપે પરિણમે છે અને સંસાર ભ્રમણ થાય છે. પણ ઉપયોગ, વિધિ અને જીનાજ્ઞા પ્રમાણે શુદ્ધ શ્રદ્ધા સહિત, નિરાશી ભાવે, સ્વાભાવિક આત્મ ભાવથી, ફક્ત આત્માની સંપૂર્ણ શુદ્ધિ માટે કર્યો હોય તો મોક્ષ પ્રાપ્ત થાય છે.

### સમુચ્ચય જ્ઞાન

પાંચજ્ઞાન—મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવળ જ્ઞાન.

ત્રણ અજ્ઞાન—મતિ અને શ્રુત અજ્ઞાન, અને વિભંગ જ્ઞાન તેમાં અજ્ઞાન હોય છે.

અહિં એટલું જાણવું જોઈએ કે—

મતિ બુદ્ધિ વિચારપૂર્વક શ્રુતજ્ઞાન ધર્મ માટે આલંબન રૂપ છે. શ્રુતજ્ઞાનથી શુદ્ધ અધ્યવસાય આવે છે અને પરિણામોની વિશુદ્ધિ થતાં થતાં એકત્વ વિતર્ક અવિચાર રૂપી શુક્લ ધ્યાનનો બીજો પાયો ક્ષપક શ્રેણીમાં આવે તો કેવળજ્ઞાન થાય.

શ્રુતજ્ઞાન, જ્ઞેય (જાણવા યોગ્ય) હેય (છાંડવા) અને ઉપાદેય (આદરવા યોગ્ય) એમ સર્વ પ્રકારે વસ્તુસ્વરૂપ બતાવે છે. તે ઘણુ વિશાળ છે તેનુ વર્ણન અંગ ઉપાંગ દ્વારા થાય છે, પણ તેમાથી તારવી કાઢેલા નવતત્વનુ જ્ઞાન, સમ્યક્-દર્શન માટે ખાસ જરૂરનુ છે.

## નવ તત્વની માહિતી

### જીવ તત્ત્વ

**વ્યાખ્યા**—જીવે તે જીવ. વ્યવહારથી દ્રવ્ય પ્રાણના બળથી જીવ જીવતાં દેખાય છે. નિશ્ચયથી ભાવ પ્રાણથી જીવ જીવે છે

**દ્રવ્ય પ્રાણ દશ છે**—૧ કાયા, ૨ સ્પર્શેન્દ્રિય, ૩ શ્વાસોશ્વાસ, ૪ આયુષ્ય ૫ રસેન્દ્રિય, ૬ વચન, ૭ ઘ્રાણેન્દ્રિય, ૮ ચક્ષુઇન્દ્રિય, ૯ શ્રોતેન્દ્રિય, ૧૦ મન

આ દશ પ્રાણ પુદ્ગળ સ્કંધોના બને છે જીવની સાથે કર્મ **સંયોગ સંબંધે** બધાય છે, જીવના **વ્યંજન પર્યાયની** ઓળખાણ આપે છે. જીવના જુદા જુદા ભવોમા બદલાયા કરે છે, તેથી તે અપેક્ષાએ **અનિત્ય** છે

જીવના વીર્યના ઉપયોગથી તે દ્રવ્ય પ્રાણોમા બળ આવે છે, એટલે બળ પ્રાણ કહેવાય છે

એકેન્દ્રિય જીવ (પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિ)ને પહેલા ચારજ દ્રવ્ય પ્રાણ હોય છે પૃથ્વી (જેમકે પત્થર) અને વનસ્પતિ વૃદ્ધિ પામીને સચેતનપણુ બતાવે છે અગ્નિ અને વાયુ ગતિ કરવાથી સચેતપણુ બતાવે છે પાણીનુ સચેતનપણુ શ્રદ્ધાથી જાણાઇ શકે, તેને આશ્રિત રહેલ જીવો યંત્રોથી દેખાય છે

બાકીના જીવો હલન ચલન આદિ ક્રિયાથી સચેતનપણુ બતાવે છે, તેમા બે ઇન્દ્રિય જીવો (જળો, કીડા, પોરા વગેરે)ને પહેલા છ પ્રાણ છે. તેઇન્દ્રિય જીવો (કીડી, મકોડી, જુ, વગેરે)ને પહેલા સાત દ્રવ્ય પ્રાણ હોય છે ચૌરેન્દ્રિય જીવો (માખી મચ્છર, ડાસ વગેરે)ને પહેલા આઠ દ્રવ્ય પ્રાણ હોય છે

અસંજ્ઞીપચેન્દ્રિય (સમુર્છિમ) જીવોને પહેલા નવ પ્રાણ હોય છે અને સજ્ઞી પચેન્દ્રિય (દેવતા, મનુષ્ય, તિર્યંચ અને નારકી) જીવોને દશ પ્રાણ હોય છે તિર્યંચ પચેન્દ્રિયમા માછલા વગેરે જળચર, ગાય, ઘોડા, સિંહ, કુકડા વગેરે સ્થળચર, સર્પ વગેરે ઉરપર, ઉંદર વગેરે ભુજપર અને પક્ષીનો સમાવેશ થાય છે

**સમકિતિ જીવનો હેતુ**—દ્રવ્ય પ્રાણ વગેરેથી જીવોને ઓળખીને તેમની પોતાના ગુણસ્થાનની યોગ્યતા પ્રમાણે **રક્ષા** કરવી જોઇએ.

## પહેલું મિથ્યાત્વ ગુણસ્થાન

અહિ જીવ બહિરાત્મા છે એટલે બહારના દેખાવ ઉપરજ આધાર રાખે છે જેમકે શરીરને જ જીવ માને છે ત્રિશુળવાળા ચિત્રને શકર માને, દુશ્મન મનુષ્ય કે રાક્ષસને મારનારને ઇશ્વર માને, સસારના સુખમા જ મદદ કરનારને ઇશ્વર, દેવ કે ઉપકારી માને, વળી સસારી સુખ માટે દેવની માનતા કરે, ધર્મ ક્રિયાઓ કરે, શુદ્ધ દેવ–ગુરૂ–ધર્મનુ સ્વરૂપ ન જાણે, જીવો તથા બીજા દ્રવ્યોની ઓળખાણ ન હોય, શુદ્ધ ધર્મ સ્વરૂપમા ન્યુનાધિક વિપરીતપણુ કરે, કપોલ કલ્પિત પરસ્પર વિરોધી સૂત્રોને ખરા માને, અપેક્ષા રાખ્યા વગર એકજ હઠને પકડી રાખે, પોતાનો દોષ ઢાકવા કુયુક્તિથી શાસ્ત્રનો આધાર બતાવે, તત્ત્વ રહસ્ય ન જાણે આ જીવ અનાદિ અનત સસારમા ચાર ગતિ, ૮૪ લાખ જીવ યોનિમા ભ્રમણ કરે

અહિ પણ ગુણસ્થાન છે, કારણ કે આત્મ વિકાસ કરનારા જીવો અનાદિના મિથ્યાત્વમાથી જ નીકળનારા અને ઉપર ચડનારા હોય છે (જૈન દર્શનની દ્રવ્ય ક્રીયાથી) ૬૯ ક્રોડાક્રોડી સાગરની કર્મની સ્થિતિ મિથ્યાત્વમા રહીને ખપાવવી પડે છે

સમકિત જીવોએ મિથ્યાત્વી જીવો ઉપર અદ્વેષભાવ, માધ્યસ્થ પરિણામ, પરમતસહિષ્ણુતા રાખવા જોઇએ અને સસારમા રખડશે તેને માટે મનમા દયા લાવવી જોઇએ

## બીજું સાસ્વાદન ગુણસ્થાન

સમકિત જીવને અનતાનુબધી કષાય (ક્રોધ, માન, માયા, લોભ)નો ઉદય થઇ ચુક્યો છે અને મિથ્યાત્વ ભાવમા સપડાએલ નથી ત્યા સુધી સમકિતનો સ્વાદ જરા રહે છે આ બહુ ટુકા કાળનો હોય છે, જ૦ ૧ સમય, ઉ૦ ૬ આવલિકા અને ૭ સમય. ત્યારબાદ તે જરૂર પહેલા ગુણસ્થાને આવે

## ત્રીજું મિશ્ર ગુણસ્થાન

ધર્મ અને મતમતાતરમા ભેદ જાણવા જેટલી સુક્ષ્મ બુદ્ધિ નથી, એટલે મતમતાતરને પણ ધર્મ માને છે અને સમજે કે સર્વ ધર્મ સરખા છે, કારણ કે શુદ્ધ ધર્મનુ સ્વરૂપ કે શુદ્ધ દેવ અને ગુરૂને ઓળખવા જેટલી બુદ્ધિ નથી, પણ એટલો જ વિચાર કરે કે—

જો સર્વ મતો ધર્મરૂપે સરખા હોય તો તેના જુદા નામ કેમ પડયા? આચાર વિચારમા ભયકર ફેરફાર કેમ? ધર્મમા પાપને સ્થાન કેવી રીતે અપાણુ? ઇશ્વિર ઇશ્વરમા લડાઇ કેમ? ધર્મી કહેવાતા મનુષ્યોમા પરસ્પર લડાઇ કેમ? વળી એમ માનો કે કોઇ આ રસ્તે મોક્ષ જાય, કોઇ બીજે રસ્તે મોક્ષ જાય તો શુ મોક્ષ રૂપી નગરો જુદે જુદે ઠેકાણે હોય? સપૂર્ણ શુદ્ધ આત્મ ગુણો મેળવે ત્યારે મોક્ષે જાય કે થોડી વણી કચાસ રહી જાય તો પણ મોક્ષે જવાય?

સર્વજ્ઞ સર્વજ્ઞના જ્ઞાનમા શુ ફેરફાર હોય? દેશકાળ અનુસરતુ વાકય, મૂળતત્ત્વ વિરોધી હોય તો શુ ધર્મ કહેવાય?

આવા વિચારો કરે તો સમજણ આવી શકે પણ મિથ્યાત્વવાળામાં તેવી બુદ્ધિ હોતી નથી. સંસારી કામમાં ભલે તેવી બુદ્ધિ હોય પણ ધર્મમાં બુદ્ધિ ન હોય તો અજ્ઞાની જ કહેવાય પણ મિશ્રગુણસ્થાનવાળા ઉત્કૃષ્ટે સમકિત પામવાના છે કારણ તે જ ભવમાં ન પામે.

નોંધ.—સર્વ ધર્મ કરવા અને મોક્ષના અનેક રસ્તા—તેનો ખરો અર્થ એવો છે કે ધર્મના ભેદો અથવા રસ્તા જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ તેમાંથી કોઈની કિંમત ન્યૂન કે અધિક ન ગણવી. શરૂઆતમાં કોઈ જીવ મુખ્યતાથી એક ગુણને ઉત્કૃષ્ટ રૂપે આરાધે, પણ બીજા ગુણમાં હોય તો નજર ઘટાડે અને ઉત્કૃષ્ટે સર્વગુણ સંપૂર્ણ રીતિ પ્રાપ્ત થાય ત્યારે જ કેવળ જ્ઞાન થાય.

ગુણસ્થાન ચારથી બાર સુધીના જીવો તારતમ્યતા સહિત સમકિત (અંતરાત્મા) છે અને ગુણસ્થાન ૧૩ ૧૪ વાળા સર્વજ્ઞ અને સિદ્ધ ભગવાન પરમાત્મા છે. ગુણસ્થાન બીજાવાળા જીવોની બહિરાત્મા થવાની તૈયારી છે ગુણસ્થાન ત્રીજાના જીવો અંતર્મુહૂર્તમાં બહિરાત્મા થાય અથવા અંતરાત્મભાવમાં જાય, ત્રીજે ગુણસ્થાને કોઈ મરે નહિ.

## ચોથું ગુણસ્થાન અવિરતિ સમકીતી જીવનું છે

અહિં શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મનો સ્વીકાર અને નિશ્ચય થાય છે અને તેમાં આનંદ ઉપજે છે નવતત્ત્વનું જ્ઞાન થાય છે ચેતન અને જડનું સ્વરૂપ સમજાય છે સમકિતના સર્વ ભેદોનું પાલન થાય છે આત્માને મન, વચન, શરીર અને ચક્ષુથી દેખાતી સર્વે વસ્તુથી ભિન્ન મનાય છે અને આત્માનો અનુભવ થઈ શકે છે પણ ચારિત્રનું બીલકુલ પાલન થતું નથી.

પણ જો સમકિતમાંથી ભ્રષ્ટ ન થાય તો ૬૬ સાગર સુધીમાં ક્ષાયક સમકિત અને ચારિત્ર પામીને તે જીવ મોક્ષે જાય અને પડવાઈ થાય તો અર્ધપુદ્ગલ પરાવર્તનમાં ચાર આઠ ભવ ન્યૂન તેટલા કાળમાં ફરી સમકિત પામી મોક્ષ જાય જ.

સમકિત જીવો અંતરાત્મા કહેવાય, કારણ કે તેઓ બાહ્યરૂપ ઉપર ધ્યાન નથી દેતા પણ તેનું અભ્યંતર સ્વરૂપ જુએ છે જેમ કે—પ્રધાન શરીરને જુએ ત્યારે શરીરમાં રહેલ પણ શરીરથી ભિન્ન સ્વભાવવાળા આત્માને જુએ જ અને તે પોતાના જેવો ગણે છે.

ત્રિશૂળધારી—મનુષ્ય ત્રિશૂળ જોઈને જ્ઞાન-દર્શન-ચારિત્ર રૂપી ત્રણ પાંખડાવાળા આધ્યાત્મિક શસ્ત્રથી કર્મ રૂપી શત્રુનો નાશ કરીને ઉપદ્રવ રહિત થનાર પરમાત્માનો ખ્યાલ આવે છે.

વૈષ્ણવ—(વસંત) નામ જપવાથી પાંચ ઇંદ્રિય દમન અને ચાર કષાય વશ કરનારનો ખ્યાલ આવે છે

બ્રાહ્મણ—નામ જપવાથી આત્માને નવવાડ બ્રહ્મચર્ય પાળનાર "મા હણો" નો ઉપદેશ દેનાર સાધુનો ખ્યાલ આવે છે

**સરસ્વતી**—હ્રીં તે સ્વરથી ઉપજતી સર્વજ્ઞની વાણીનુ રૂપક છે

**વાગેશ્વરી**—તે શ્રેષ્ટ પ્રવચન, તીર્થંકરની વાણીનુ રૂપક છે

**હંસવાહિની**—તે આત્મારૂપી હંસને તેરનારી વાણીનુ રૂપક છે

**હોળી, યજ્ઞ, હોમ**—તે કર્મ કાષ્ટને બાળનાર તપ રૂપી અગ્નિનુ રૂપક છે

**દીવાળી**—તે જ્ઞાન પ્રકાશનુ રૂપક છે, એટલે મિથ્યાત્વી, દેખાતા રૂપને ધર્મ માટે પૂજે છે, ત્યારે સમકિત અતર રહસ્ય તત્ત્વ બોધથી શોધી કાઢે છે

**ખ્રિસ્તીનુ' નિશાન**—+ તેનો ખરો અર્થ એવો થાય છે કે જ્ઞાન–ચારિત્ર–દર્શન–તપ, એ ચારનો આશ્રય લઇ પર વસ્તુ (પૌદગળીક વસ્તુ)નો ભોગ આપવો એટલે ત્યાગ કરવો, કોઇને રાપી નાખવાનુ તે નિશાનમાથી નીકળી શકતુ જ નથી

વેદ—તેનો અર્થ જ્ઞાન થાય છે

આ ઉપરથી એમ જણાય છે કે ધર્મના સ્વરૂપને યાદ રાખવાની ભ્રાંતિથી રૂપક (મૂર્ત) સ્વરૂપ કોઇએ બનાવ્યુ, ત્યારે અજ્ઞાની જીવ તે રૂપકને પૂજવા મડ્યા અને ધર્મનુ સ્વરૂપ ગુમાવીને અધર્મ અજ્ઞાન દશા ધારણ કરી

કૃષ્ણે અર્જુનને શસ્ત્રથી દુશ્મનને મારવાની ફરજ બતાવી તે સસારી બાબતને અજ્ઞાની જીવ, ધર્મ તરીકે સમજવા મડ્યા, પણ ધાર્મિક અર્થ તો એવો જ છે કે આત્મા (કૃષ્ણ) જ્ઞાન–દર્શન–ચારિત્ર રૂપી આધ્યાત્મિક શસ્ત્રથી વીર્ય (અર્જુન) ફોરવી કર્મશત્રુનો નાશ કરે તો ધર્મ કહેવાય

કોઇ માણસને મારવાથી ધર્મ થતો હોય તો સપૂર્ણ ધર્મી પરમાત્માનો તે માણસ શુ દુશ્મન હતો? અને જો તેમ હોય તો તે પરમાત્મા નહિ, કારણ કે પરમાત્માને દુશ્મ હોયજ નહિ અને કોઇને મારવાનો દ્વેષ તે સેવેજ નહિ, પરમાત્મા સર્વથા દ્વેષ રહિત (નિર્દોષ) છે

સમકિતી જીવ ક્રિયા ન કરી શકે, તો પણ પોતાનો પ્રમાદ છુપાવવા ધર્મના સ્વરૂપમા ભેદકાર કરનાર યુક્તિબાજ તર્કનો ઉપયોગ ન કરે, કોઇ ક્રિયાકાડ કરતુ હોય તેને શુષ્ક ક્રિયાવાદી ન કહે, કારણ કે પોતે જ્ઞાની નથી કે જેથી કોઇના મનની વાત જાણે તેમજ શુષ્ક ક્રિયાવાળાને અક્રિયાવાદી કરતા ચડવાની વધારે તક છે અને વ્રત–ક્રિયાથી કેટલાક પાપ ઓછા થાય છે

સમકિતી જીવ મોટાઇ કે સસારીક લાભ માટે કોઇ ધર્મ કાર્ય ન કરે પણ તેના કાર્યમા આત્મ વિકાસની જ ભાવના હોય છે,

અપ્રત્યાખ્યાની કષાયનો ક્ષયોપશમ હોય સમકિતના ગુણ ઉપરાંત, અંશથી વ્રતનિયમ પાળે જઘન્ય એક પચ્ચાખાણ કરે, મધ્યમથી બારવ્રત પાળે, સામાયિક પ્રતિક્રમણ, પોષધ કરે, ઉત્કૃષ્ટ ઘેર રહીને સાધુના જેવા નિયમો પાળી અગીયારમી પ્રતિમા આદરે અને સંથારો કરે કષાયોના ઉપજવા વખતે જ પશ્ચાતાપ કરી તેમને શમાવે.

૩ થી ૧૫ ભવમા મોક્ષ જાય મરીને ૧ થી ૧૨ દેવલોકમા ઉપજે, સ્થિતિ જઘન્ય અંતર્મુહુર્ત ઉ પૂર્વ ક્રોડમા ૮।। વર્ષ ઓછા

## છઠ્ઠું ગુણસ્થાન

## પ્રમત્ત સંયતિનું

અહિં અનંતાનુબંધી–અપ્રત્યાખ્યાની કષાય એ બાર કષાયને ઉદયમા ન આવવા દે તેમજ દર્શન ત્રિકને પણ ઉપજવા ન દીએ દર્શન સપ્તકનો ક્ષય, ઉપશમ કે ક્ષયોપશમ હોય અને અપ્રત્યાખ્યાની તથા પ્રત્યાખ્યાની એમ આઠ કષાયનો ક્ષયોપશમ હોય

સામાયિક, છેદોપસ્થાપનીય અને પરિહાર વિશુદ્ધ–એ ત્રણ ચારિત્રમાથી એક ચારિત્ર પાળે સમકિત સહિત પાંચ મહાવ્રત પાળે, સત્તર ભેદે સંજમ પાળે, બાર ભેદે તપ કરે.

સ્થિતિ–જ૦ અંતર્મુહુર્ત, ઉ૦ ૮।। વર્ષ ન્યુનક્રોડપૂર્વ

જઘન્ય ત્રીજે ભવે, ઉત્કૃષ્ટ ૧૫ મે ભવે મોક્ષ જાય, જઘન્ય પહેલે દેવલોકે ઉત્કૃષ્ટ અનુત્તર વિમાને ઉપજે સંજવલનના કષાયનો ઉદય આવવાથી કેવળજ્ઞાન ન પામે.

આ ગુણ સ્થાને જ૦ બે હજાર ક્રોડ ઉ૦ ૯ હજાર ક્રોડની સંખ્યા હોય

## સાતમું ગુણસ્થાન

## અપ્રમત્ત સંયતિનું

અહિં બાર કષાય અને ત્રણ દર્શન ત્રિક ઉપરાત સંજવલનના ક્રોધને ઉદયમા ન આવવા દે, પાંચ ઈંદ્રિયના ૨૩ વિષયને તાબે ન થાય, બાહ્ય જગતમાથી મનને ખેંચીને ધર્મધ્યાનમા વીતરાગ દેવની આજ્ઞા, સંસારના દુઃખના કારણો, કર્મના વિપાક, લોકના સંસ્થાન અને પરમાત્માના ગુણોનો વિચાર કરે, સંકલ્પ વિકલ્પને અટકાવે.

સમભાવ, સમતા રસ, ક્ષમા, શાંતિને ખાસ અનુભવમાં મુકવામા આવે છે અહિં લેશ્યા પણ શુભ જ છે અહિં સુધી ત્રણ સમકિતમાનુ કોઈ એક સમકિત હોય

## દશમુ ગુણસ્થાન
## સુક્ષ્મ સંપરાય

અહિ અંશમાત્રથીજ સંસારી પર્યાય છે, ૯ મા ગુણસ્થાનની ૨૭ પ્રકૃતિ ઉદયમા આવતી નથી, ઉપશમ અથવા ક્ષય થયેલી હોય છે અહિ સંતોષનો ઉત્તમ રીતે વિકાસ થાય છે, આત્મ-શાંતિ અનુભવ રૂપ સમાધિ ઉપજે છે, લેશ્યા અને ધ્યાન શુકલ છે

સ્થિતિ જઘન્ય ૧ સમય, ઉત્કૃષ્ટ અંતર્મુહુર્ત, ચારિત્ર સુક્ષ્મ સંપરાય છે અંતિમ સમયે લોભનો સર્વથા ઉપશમ અથવા સર્વથા ક્ષય થાય છે

**નોંધ:** કેટલાકની એવી માન્યતા છે કે હાસ્ય ષટક અહિ ક્ષય કે ઉપશમ થાય છે પણ ક્ષપક શ્રેણીની રીત જોતા હાસ્ય ષટક પુરૂષ વેદ પહેલા ક્ષય થાય છે.

## અગીયારમુ ગુણસ્થાન
## ઉપશાંત મોહ

અહિ સમકિત ઉપશમ હોય કે ક્ષાયક હોય પણ ચારિત્ર મોહનીય કર્મની સર્વે પ્રકૃતિ ઉપશમ ભાવમા રહે છે સ્થિતિ જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટ અંતર્મુહુર્ત. ધ્યાન અને લેશ્યા શુકલ છે ધ્યાનમા કાળ કરે તો અનુત્તર વિમાનમા જાય, પછી મનુષ્ય થઇ મોક્ષ જાય, અને કાળ ન કરે તો પડવાઇ થાય, પણ આગળ ન જાય. ચારિત્ર યથાખ્યાત હોય છે પડવાનુ કારણ એ છે કે આગળ ચડવાની શકિત નથી, ધ્યાન પણ વધારે રહી શકતુ નથી, તેથી કષાયોનો ઉદય થવાથી પડે છે

અહિ એક સમયે ઉ૦ ૫૪ જીવ લાભે.

## બારમું ગુણસ્થાન
## ક્ષીણમોહ

મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિનો સર્વથા કાયમને માટે ક્ષય થયો હોવાથી ક્ષિણમોહ કહેવાય છે શુકલ ધ્યાનનો બીજો પાયો એકત્વ વિતર્ક અવિચાર છે લેશ્યા શુકલ છે, સમકિત ક્ષાયક છે ક્ષપકશ્રેણી, ક્ષાયક ભાવ, અમાયી, અકષાયી, વીતરાગી, ભાવ નિર્ગ્રંથ, સંપુર્ણ સંવુઠ, અમોહી, અવિકારી, વર્ધમાન, પરિણામી અપડીવાઇ અંતર્મુહુર્ત રહે કાળ કરવો નથી. પુનર્ભવ નથી છેલ્લે સમયે પાંચ જ્ઞાનાવરણીય નવ દર્શનાવરણીય, પાંચ અંતરાય, ક્ષય કરી, નિશ્ચયથી અરિહંત થાય

અહી એક સમયે ઉત્કૃષ્ટ ૧૦૮ જીવ લાભે

## તેરમું ગુણસ્થાન
## સયોગી કેવળી

**સયોગી કેવળી ૧૦ બોલ સહિત વિચરે**-(૧) સયોગી (શુભ મન-વચન-કાયાના યોગ સહિત બાહાભ્ય ચલોપ કરણ થાય છે), (૨) સ-શરીરી, (૩) પરમશુકલલેશી, (૪) યથાખ્યાત ચારિત્ર, (૫) ક્ષાયક સમકિત, (૬) પંડિતવીર્ય, (૭) શુકલ ધ્યાન, (૮) કેવળજ્ઞાન, (૯) કેવળ દર્શન, (૧૦) છેવટના ભાગમા શૈલેશીકરણ થાય છે કે જેથી મન, વચન, કાયાના યોગો રૂધાય છે

દરેક ગુણમા પડ્ ગુણ હાનિ-વૃદ્ધિ રૂપે ઉત્પાદ-વ્યય થાય છે જેમકે જ્ઞાનથી અમુક વખતે એક જીવ જાણ્યો, ત્યાર બાદ અનતા જીવ જાણ્યા આવી રીતે વિકાસ પામતા જ્ઞાન ઉપયોગમા વૃદ્ધિ સમજવી અને જ્યારે ઉપયોગ સકોચ પામે ત્યારે હાનિ સમજવી અહિ પૂર્વ જ્ઞાન ઉપયોગ પર્યાયનો નાશ તે વ્યય, ઉત્તર ઉપયોગ પર્યાયની ઉત્પત્તિ અને સમુચ્ચય જ્ઞાન ઉપયોગની ધ્રુવતા સમજવી

સિદ્ધ ભગવાનના ગુણમા પણ હાનિ વૃદ્ધિ રૂપે ઉત્પાદ વ્યય થાય છે અનતા દ્રવ્યના અનતાનત પર્યાયો સમયે સમયે બદલાયા કરે છે, સૂક્ષ્મતા સ્થુલતા ધારણ કરે છે, તે જ્ઞેય (જાણવાની વસ્તુઓ) ની અપેક્ષાએ જ્ઞાનમા ઉપયોગ રૂપે ઉત્પાદ વ્યય થાય છે, ત્યારે જ્ઞાન ધ્રુવ રહે છે, વળી ઉપયોગની ગૌણતા, મુખ્યતા, સામાન્યતા, વિશેષતા આશ્રી, જેમકે જ્ઞાન ઉપયોગમાથી દર્શન ઉપયોગમા જાય ત્યારે જ્ઞાન ઉપયોગનો વ્યય, દર્શન ઉપયોગનો ઉત્પાદ અને જ્ઞાન દર્શનમા સ્ફુરતી ચેતનાની ધ્રુવતા થઈ

## જીવના ગુણોનુ
## ભેદ અભેદ સ્વરૂપ

જીવના અનત ગુણો જીવમા તદ્રુપ (એકત્વ એકાકાર) સ્વરૂપે છે, જીવન પ્રદેશમા તેમનુ જુદુ જુદુ સ્થાન નથી સર્વ ગુણો, જીવના સર્વ પ્રદેશોમા એકત્વ સ્વરૂપે છે પણ જાણવુ, દેખવુ વગેરે જુદી જુદી ભાવક્રિયા આશ્રી પૃથક્ત્વ (ભેદ) રૂપ છે, જેમકે ચેતનાની સ્ફુરણા થાય તે ઉપયોગ, જાણવાનુ કાર્ય કરે તે જ્ઞાન, દેખવાનુ કામ કરે તે દર્શન

ક્રોધ કરવાના પ્રસગે ક્ષમા ગુણ કામ કરે, પ્રશસા વખતે નિરભિમાનપણુ વગેરે વગેરે નિમિત્તોને કારણે જીવના ગુણોમા વ્યવહારિક ભેદપણુ છે અને તે વ્યવહારીક ભેદો ન હોય તો કેવે પ્રસગે શુ કરવુ, કેવી રીતે આત્મવિકાસ કરવો, દોષયુક્ત સસારી જીવને દોષમાથી છુટવાને કયા ગુણોને, કઈ રીતે જાણવા, સમજવા, અનુભવવા ? તે સર્વ જાણી શકાય નહિ અને આત્મ વિકાસ થઈ શકે નહિ, તેથી વ્યવહારિક ભેદો આલબન માટે ઉપયોગના છે

જીવના ગુણોનુ અભેદપણુ અમુક રીતે સમજી શકાય છે ધારો કે એક માણસ ધ્યાનમા બેઠો છે અહીં કાયાનુ આસન સ્થિર હોવાથી કાય ગુપ્તિ છે, મૌન હોવાથી વચન ગુપ્તિ છે, મનને શ્રુતજ્ઞાનના શબ્દાર્થ ચિન્ત્વનમા જોડ્યુ છે અથવા આત્મ પ્રદેશમા જોડ્યુ છે અથવા શુદ્ધ આત્મા (પરમાત્મા)ના ગુણોના ચિન્ત્વનમા મનને જોડ્યુ છે, તેથી મનગુપ્તિ થઈ, અપ્રમાદ અવસ્થાએ જ્ઞાનના ઉપયોગમા હોય તેથી જ્ઞાન અને પડિત વીર્ય પણ છે, તે વખતે કોઈ દ્રવ્ય ઉપર રાગદ્વેષ નથી, તેથી સમભાવ (ભાવ ચારિત્ર) છે તે વખતે તત્ત્વોમા સદેહપણુ ન હોવાથી, સમ્યક્ત્વ છે અહી

જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, સર્વ એક સાથે જ છે વળી સિદ્ધ ભગવાનની આત્મ રમણતામા સર્વ ગુણોનો એક સાથે આવિર્ભાવ છે

**(૨) વિશેષ સ્વરૂપ કથન**—લોક (વિશ્વ)ના ૬ દ્રવ્યોમાં જીવ પણ એક દ્રવ્ય છે. જીવ સિવાયના બીજા બધાં જડ છે અને જીવ ચેતના યુક્ત છે. દરેક દ્રવ્ય પોતાના ગુણથી ધ્રુવ છે (ટકે છે) અને પર્યાયમાં વહે છે તેવી રીતે જીવનું પણ જાણવું. હવે પર્યાયો દ્વારા જીવનું વિશેષ સ્વરૂપ બતાવાય છે.

## જીવના પર્યાય

**અવગાહના વ્યંજન પર્યાય**—દેવ, મનુષ્ય, તિર્યંચ અને નારકી અશુદ્ધ પર્યાય છે અને સિદ્ધ પર્યાય શુદ્ધ છે.

**અર્થ પર્યાયમાં**—ક્રોધ, માન, માયા, લોભ, હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સા, સ્ત્રી-પુરુષ-નપુંસકવેદ (મૈથુન ભાવ), મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, અજ્ઞાન—એ સર્વ અશુદ્ધ છે અને અસ્વરૂપ છે.

**જીવના શુદ્ધ પર્યાયો**—જ્ઞાન, દર્શન આત્મિક સુખ, પરિપૂર્ણ વીર્ય, સમ્યક્ત્વ, ક્ષમા, વિનય, સરળતા, સંતોષ, નમ્રતા, વૈરાગ્ય, અભેદ, નિર્ભયતા, અશોક, માધ્યસ્થભાવ, અવેદ, વિરતિ, અપ્રમાદ, ચારિત્ર—એ સર્વ શુદ્ધ રૂપે છે. જેનાથી મોક્ષાર્થી જીવને વિકાસ કરવાનો છે તે ગુણ કેળવવાના છે, અનુભવમાં મૂકવાના છે. અશુદ્ધમાંથી શુદ્ધ કેળવતાં અને શુદ્ધમાંથી ભ્રષ્ટ થઈ અશુદ્ધમાં પરિણમતાં અસંખ્ય શુદ્ધાશુદ્ધ પર્યાયો ઉપજે છે.

વળી બીજા દ્રવ્યોની માફક જીવ પણ ઉત્પાદ, વ્યય અને ધ્રુવતાથી યુક્ત છે (સત્ છે). દરેક જીવને અસંખ્યાત પ્રદેશ હોય છે. તે સર્વદા નિત્ય છે. એક પણ પ્રદેશ વધતો કે ઘટતો નથી. વ્યંજન પર્યાયમાં સિદ્ધ પર્યાય નિત્ય છે. બીજા પર્યાયો અનિત્ય છે. અર્થ પર્યાય પરંપરાની અપેક્ષાએ નિત્ય છે. પ્રતિસમય અર્થપર્યાય ઉપયોગ આશ્રી અનિત્ય છે. અશુદ્ધ અર્થપર્યાય ભવ્ય જીવ માટે અનાદિ સાંત છે. અભવ્ય માટે અનાદિ અનંત છે. સંપૂર્ણ શુદ્ધ પર્યાય સાદિ અનંત છે. પણ ઉપયોગ આશ્રિ અનિત્ય કહેવાય, પણ તે અનિત્યતા સર્વથા નાશ સૂચક નથી.

એક જીવ—માણસ મરીને દેવ થાય, ત્યારે મનુષ્ય પર્યાયનો નાશ થયો અને દેવ પર્યાયનો ઉત્પાદ થયો, પણ જીવ તો ધ્રુવ તેનો તે જ છે. એટલે તે પોતે જ છે.

અશુદ્ધ અર્થ પર્યાયમાં એક જીવ ક્રોધ કરી અભિમાન કરે ત્યારે ક્રોધનો વ્યય અને અભિમાનનો ઉત્પાદ અને અશુદ્ધ પર્યાયની ધ્રુવતા જાણ.

શુદ્ધ અર્થ પર્યાયમાં જ્ઞાન ઉપયોગમાંથી દર્શન ઉપયોગમાં જાય ત્યારે જ્ઞાન ઉપયોગનો વ્યય અને દર્શન ઉપયોગનો ઉત્પાદ, પણ ચેતના ઉપયોગની ધ્રુવતા છે. કારણ કે બન્ને ઉપયોગો ચેતનાના વિશેષ સામાન્ય પર્યાય છે.

અન્ય દ્રવ્યોથી દરેક આત્મ દ્રવ્ય ભિન્ન છે એટલે બીજા જીવોથી તેમ જ મન-વચન-કાયા-ઇન્દ્રિય વગેરે પુદ્ગળ સ્કંધો તથા સર્વ પૌદ્ગળીક, ઋિદ્ધિ તથા સર્વ બીજા અજીવ દ્રવ્યોથી આત્મા ભિન્ન છે, અન્ય છે તે અન્યત્વ ભાવના ભેદ જ્ઞાન છે અને આત્માનુ પોતાના શુદ્ધ ગુણોની સાથે તદ્રુપ એકત્વ છે તે અભેદ જ્ઞાન.* આવી રીતે આત્માનુ ભેદ અભેદ જ્ઞાન જાણ્યા વગર નિશ્ચય સમ્યક્ત્વ પ્રાપ્ત થાય નહિ, માટે તે જ્ઞાન ખાસ જરૂરનુ છે

## વ્યવહારથી આત્મા કર્મનો કર્તા અને ભોકતા છે

રાગ દ્વેષથી આત્મા, પોતે અવગાહન કરેલ આકાશ પ્રદેશ રૂપી ક્ષેત્રમાં રહેલ પરમાણુ પુદ્ગળોમાથી, કર્મ યોગ્ય પુદ્ગળોને ખેચે છે, ખેચાયેલ પુદ્ગળો આત્મ પ્રદેશો સાથે જોડાય છે અને કર્મ રૂપે પરિણમે છે. આ કામ આત્માના અશુદ્ધ ભાવોથી થયુ, તેથી આત્મા કર્મનો કર્તા છે, તે કર્મો પાકે અને ફળ આપે તેમા આત્મા ઇષ્ટ અનિષ્ટ બુદ્ધિ ગણી, સકલ્પ વિકલ્પ કરી, સુખ દુ ખ ભોગવે છે, તેથી આત્મા કર્મનો ભોકતા છે

## નિશ્ચયથી આત્મા પોતાના ભાવનો કર્તા છે અને ભોકતા પણ છે

કર્મનુ મૂળ દ્રવ્ય (ઉપાદાન કારણ) પુદ્ગળ છે, આત્મા નથી, આત્મ પ્રદેશો કર્મ રૂપે પરિણમતા નથી, પુદ્ગળ કર્મ રૂપે પરિણમે છે, માટે આત્મા કર્મનો કર્તા નથી પણ પોતાના શુદ્ધ કે અશુદ્ધ ભાવોનો કર્તા અને ભોકતા છે વળી કર્મનુ ફળ સારૂ હોય કે ખરાબ હોય પણ જો આત્મા, તે ફળમાં ઇષ્ટ અનિષ્ટ બુદ્ધિ ન રાખે પણ સમભાવે, જ્ઞાન ઉપયોગમા રહે, તો કર્મ ફળ નિષ્ફળ જાય છે, તેથી આત્મા કર્મ ફળનો ભોકતા નથી થતો

આ ઉપરથી એમ સાબીત થાય છે કે આત્મા ઇષ્ટ અનિષ્ટ ભાવો ઉત્પન્ન કરી, સુખ દુ ખ ભોગવે છે એટલે કે આત્મા પોતાના ભાવોનો ભોકતા છે પણ કોઈ પણ પૌદ્ગલીક વસ્તુમા સુખ દુ ખ ઉત્પન્ન કરવાની શકિત નથી માટે જે આત્મા ખરા સુખની ઇચ્છાવાળો છે તે ગમે તેવા સજોગોમા આત્મિક સુખ (જે પોતાના જ આત્મ પ્રદેશમાથી મળે છે ને જ્ઞાનાનદ) ભોગવી શકે છે અને તે સુખ પૌદ્ગળીક સુખ (શાતા અશાતા વેદની રૂપે, પાચ ઈદ્રિયોના વિષય રૂપ સકલ્પ વિકલ્પ રૂપ સુખાભાસ) કરતા અનતગણુ શુદ્ધ અને સાચુ છે

---

*વળી આત્માના બધા ગુણોનુ પૃથકત્વજ્ઞાન તથા આત્મ દ્રવ્ય-ગુણ-પર્યાયની ભિન્નતાનુ જ્ઞાન તે પણ ભેદ જ્ઞાન છે અને આત્માના બધા ગુણોનુ એકત્વ (અભેદસ્વરૂપ) તે અભેદ જ્ઞાન છે

આત્મા જ્ઞાનસ્વરૂપ છે, પુદ્ગળ અજીવ છે અજીવ હોય તે અનત શક્તિવાળા જીવને કેવી રીતે સુખ આપી શકે? હવે જો ખરાબ વસ્તુ દેખાય તો એમ વિચારવુ કે પુદ્ગળ પોતપોતાના ભાવોમા રહ્યા કરે છે, તેઓ આત્માને કઈ કરી શકતા નથી, તો શા માટે ખરાબ ભાવથી દુખ વહોરી લેવુ અને આત્માના જ્ઞાન આનદ સુખનો સ્વાદ છોડી દેવો?

વળી દુનિયાની વસ્તુ જ્યા છે ત્યાજ છે, તે વસ્તુના આકારે મનને પરિણમાવી, તેમાં રાગ દ્વેષ ભોગની બુદ્ધિ રાખવાથી મનોયોગથી આત્મા પોતા ઉપરજ રાગદ્વેષ કરે છે અને પોતેજ ભોગ બને છે એટલે જીવ ભોક્તા અને ભોગ બને છે, જો એટલોજ વિચાર આવે કે હુ કેવો પાઠ ભજવુ છું, તો પોતાની મૂર્ખાઇ જણાઇ આવે છે અને મનોમય જગત બધ થાય છે અને કર્મ સચય પણ બધ થાય છે.

હવે પૌદ્ગલીક સુખમા જીવને સુખાભાસ થવાનુ કારણ જીવના ઉત્સાહને લઇને માનસિક તારતમ્યતા છે, આલબન પૌદ્ગલીક વસ્તુ છે, એટલે મોહની કર્મના ઉદયથી એવો ભ્રમ થાય છે કે પૌદ્ગલીક વસ્તુ સુખ આપે છે, પણ નિશ્ચયથી પુદ્ગળ પુદ્ગળના ભાવોમા રહે છે અને આત્મા આત્માના ભાવોમા રહે છે.

જો જીવ આત્મિક આલબનમા તેટલોજ ઉત્સાહ અને માનસિક તારતમ્યતા રાખે તો તેથી અનંતગણુ આત્મિક સુખ ભોગવી શકે પણ તે માટે આત્માના શુદ્ધ સ્વરૂપનુ સૂત્રદ્વારા જાણપણુ જોઇએ. માટે સમકિતી જીવે શાસ્ત્રોક્ત શુદ્ધ આત્મ સ્વરૂપ જાણી, સમજી, મગજમા ઉતારી વારવાર અનુભવમા મૂકવું જોઇએ

પૌદ્ગળીક સુખમા ભ્રમ થાય છે તેનુ કારણ અશુદ્ધ વ્યવહાર નય, માટે વ્યવહાર અને નિશ્ચય એ બે મુખ્ય નય જાણી લેવાની જરૂર છે

**વ્યવહાર નય**—તે ઉપનય છે, કારણ કે પુદ્ગળના ભાવને આત્મ દ્રવ્યમા આરોપણ કરે છે અને પુદ્ગળના નિમિત્તથી ઉત્પન્ન થતા ભાવને આત્માના ભાવ તરીકે માને છે અને નિમિત્ત કારણને કાર્ય માને છે, તેના બે ભેદ, શુદ્ધ અને અશુદ્ધ,

રાગદ્વેષવાળી પ્રવૃત્તિ. પૌદ્ગળીક વસ્તુ અથવા જીવાદિ અન્ય દ્રવ્યને પોતાના માનવા, સાસારિક કામ કરવું વગેરે અશુદ્ધ વ્યવહારમા છે એટલે પહેલા ત્રણ ગુણસ્થાન સર્વથા અશુદ્ધ વ્યવહારમા આવે છે.

મોક્ષ માર્ગ—જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ (સાધન ધર્મ) એ સર્વ શુદ્ધ વ્યવહાર નયમા આવે છે અહિં સર્વ ક્રિયા આત્મ શુદ્ધિ, નિર્જરા અને મોક્ષ માટે સમભાવે થાય છે.

નિશ્ચય નય આત્માના શુદ્ધ સ્વરૂપ તરફ દોરે છે. જીવના શુદ્ધ ભાવ બતાવે છે.

આત્મા જ્ઞાનસ્વરૂપ છે, પુદ્ગળ અજીવ છે. અજીવ હોય તે અનંત શકિતવાળા જીવને કેવી રીતે સુખ આપી શકે? હવે જો ખરાબ વસ્તુ દેખાય તો એમ વિચારવું કે પુદ્ગળ પોતપોતાના ભાવોમા રહ્યા કરે છે, તેઓ આત્માને કંઈ કરી શકતા નથી, તો શા માટે ખરાબ ભાવથી દુઃખ વહોરી લેવું અને આત્માના જ્ઞાન આનંદ સુખનો સ્વાદ છોડી દેવો?

વળી દુનિયાની વસ્તુ જ્યા છે ત્યાજ છે, તે વસ્તુના આકારે મનને પરિણમાવી, તેમા રાગ દ્વેષ ભોગની બુદ્ધિ રાખવાથી મનોયોગથી આત્મા પોતા ઉપરજ રાગદ્વેષ કરે છે અને પોતેજ ભોગ બને છે એટલે જીવ ભોકતા અને ભોગ બને છે, જો એટલોજ વિચાર આવે કે હુ કેવો પાઠ ભજવુ છું, તો પોતાની મૂર્ખાઇ જણાઇ આવે છે અને મનોમય જગત બંધ થાય છે અને કર્મ સંચય પણ બંધ થાય છે.

હવે પૌદ્ગલીક સુખમા જીવને સુખાભાસ થવાનુ કારણ જીવના ઉત્સાહને લઇને માનસિક તારતમ્યતા છે, આલબન પૌદ્ગલીક વસ્તુ છે, એટલે મોહની કર્મના ઉદયથી એવો ભ્રમ થાય છે કે પૌદ્ગલીક વસ્તુ સુખ આપે છે, પણ નિશ્ચયથી પુદ્ગળ પુદ્ગળના ભાવોમા રહે છે અને આત્મા આત્માના ભાવોમા રહે છે.

જો જીવ આત્મિક આલબનમા તેટલોજ ઉત્સાહ અને માનસિક તારતમ્યતા રાખે તો તેથી અનંતગણુ આત્મિક સુખ ભોગવી શકે પણ તે માટે આત્માના શુદ્ધ સ્વરૂપનુ સૂત્રદ્વારા જાણપણુ જોઇએ. માટે સમકિતી જીવે શાસ્ત્રોકત શુદ્ધ આત્મ સ્વરૂપ જાણી, સમજી, મગજમા ઉતારી વારવાર અનુભવમા મૂકવુ જોઇએ.

પૌદ્ગળીક સુખમા ભ્રમ થાય છે તેનુ કારણ અશુદ્ધ વ્યવહાર નય, માટે વ્યવહાર અને નિશ્ચય એ બે મુખ્ય નય જાણી લેવાની જરૂર છે

**વ્યવહાર નય**—તે ઉપનય છે, કારણ કે પુદ્ગળના ભાવને આત્મ દ્રવ્યમા આરોપણ કરે છે અને પુદ્ગળના નિમિત્તથી ઉત્પન્ન થતા ભાવને આત્માના ભાવ તરીકે માને છે અને નિમિત્ત કારણને કાર્ય માને છે, તેના બે ભેદ, શુદ્ધ અને અશુદ્ધ,

રાગદ્વેષવાળી પ્રવૃત્તિ. પૌદ્ગળીક વસ્તુ અથવા જીવાદિ અન્ય દ્રવ્યને પોતાના માનવા, સાસારિક કામ કરવું વગેરે અશુદ્ધ વ્યવહારમા છે એટલે પહેલા ત્રણ ગુણસ્થાન સર્વથા અશુદ્ધ વ્યવહારમા આવે છે

મોક્ષ માર્ગ—જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ (સાધન ધર્મ) એ સર્વ શુદ્ધ વ્યવહાર નયમા આવે છે અહિં સર્વ ક્રિયા આત્મ શુદ્ધિ, નિર્જરા અને મોક્ષ માટે સમભાવે થાય છે.

નિશ્ચય નય આત્માના શુદ્ધ સ્વરૂપ તરફ દોરે છે. જીવના શુદ્ધ ભાવ બતાવે છે

ગુણસ્થાનની શરૂઆતમા આયુષ્યનો બધ પુરો કરે એટલા પુરતો જ ૭ મા ગુ નો ભવબધ આશ્રી વ્યવહાર સમજવો

વળી ઉપશમ શ્રેણી ગુણસ્થાન ૮ થી ૧૧, ભાવ આશ્રી છે, પણ જેણે પૂર્વે આયુષ્યનો બધ બાધ્યો હોય તે કદાચ ઉપશમ શ્રેણીમા કાળ કરે વળી ઉશમ શ્રેણીવાળા પડવાઇ થાય છે તે અપેક્ષાએ તેમને વ્યવહારમા ગણાય અને ભાવ આશ્રી નિશ્ચય નયમા ગણીએ તો શબ્દ નય સુધી ગણાય. ઉપશમ શ્રેણી એવભૂત નય સુધી લઇ જતી નથી.

વ્યવહાર નયના બે ભેદ શુદ્ધ અને શુદ્ધ અશુદ્ધ વ્યવહાર નયમા પહેલા ત્રણ ગુણસ્થાન આવી જાય શુદ્ધ વ્યવહાર નયમા બાકીના ગુણસ્થાનોની યોગોના અવલબન રૂપી બાહ્ય કરણી આવી જાય. અહિ શુભ અને અશુદ્ધમા કઇક ફરક બતાવીએ, રાગદ્વેષ રહિત તે શુદ્ધ, તે સવર તત્ત્વમા જાય, અને સમભાવ (સવર) સાથે કરણી તે નિર્જરા તત્ત્વમા જાય.

શુભ સામાન્ય રીતે પુન્ય તત્ત્વમા જાય છે, અશુભ પાપ તત્ત્વમા જાય. સરાગ સયમમા, રાગ ભાવ હોવાથી મોક્ષ મળતુ નથી, પણ આખરે રાગ તુટી જાય એવી પરપરાએ તક મળે છે

સસારી વાસનાની પૂર્તિ માટે જે દ્રવ્ય ચારિત્ર વગેરે પાળવામા આવે તે મિથ્યાત્વમા છે, વ્યવહાર નય ફક્ત યોગોના આલબનવાળી **બાહ્ય આકૃતિ ઉપર આધાર** રાખે છે, પણ ભાવ સમજવા માટે ઉપરની નયની વાત માન્ય કરે તો સુવ્યવહાર નય કહેવાય કુવ્યવહાર નય ફક્ત બાહ્ય દેખાય તેટલુ જ માને.

**ચાર્વાક મતવાળા ફક્ત વ્યવયાર નયને જ માને છે.**

**૪. ઋજુસુત્ર નય**—વ્યવહારિક ક્રિયા જોઇને આ નય કહે છે કે જીવના વર્તમાન કાળનો ઉપયોગ તે ખરી ક્રિયા કોઈ સામાયિકમા બેઠો હોય પણ વ્યાપારમા ધ્યાન જાય ત્યારે તેને વ્યાપારી કહે કોઇ પરણવા બેઠો હોય, પણ તેનુ મન જો ધર્મ ધ્યાન શુકલધ્યાનમા જાય તો તેને તે વખતે (શુદ્ધ ધ્યાનમા હોય ત્યારે) સાધુ કહે છે.

**બૌદ્ધમતવાળાઓએ ફકત રૂજુસુત્ર નયનેજ માનીને ક્ષણિકવાદ સ્થાપ્યો** કે જીવ ક્ષણે ક્ષણે મરે છે અને થાય છે ત્યારે સુનય કહે છે કે જો જીવ ક્ષણે ક્ષણે મરે તો એક જીવ પાપ કરે અને બીજો જીવ નરકે જાય, એક ગુન્હો કરે અને બીજો સજા પામે, પણ તેમ નથી, જીવધ્રુવ છે, તેની (પર્યાય) સ્થિતિમા ફેરફાર થયા કરે છે, તેનો વિસ્તાર જાણવા માટે બીજા નયોને માનવા જોઇએ.

રૂજુસત્રનય શુભાશુભ બન્ને પ્રકારના જીવના ઉપયોગ (વર્તમાન કાળ આશ્રી) બતાવે છે

**૫. શબ્દનય**—તે શબ્દના વાચ્યાર્થ પર્યાયને માને છે અને કહે છે કે ભાવ પ્રાણથી જીવે તે જીવ અને જ્ઞાન, દર્શન, ચારિત્ર પ્રત્યે ગમન કરે (પરિણમે) તે આત્મા. જીવ પોતાના

દર્શનના, ઓઘસંજ્ઞાથી ઉપયોગમા રહે છે (૨) અસખ્યાત પ્રદેશી આત્મ દ્રવ્ય-(દ્રવ્ય આત્મા)- અહિં આઠ આત્મામાનો એક પ્રકાર બતાવ્યો છે (૩) જીવ સબધી શાસ્ત્રનો ઉપયોગ રહિત અભ્યાસ.

**જીવનો ભાવ નિક્ષેપ**—(૧) આગમથી જીવના ભાવ. (૨) નો આગમથી, આગમથી જીવના ભાવ ૭ છે–૧ ઉદય ભાવ, ૨. ક્ષયોપશમ ભાવ, ૩. પારિણામિક ભાવ, ૪ ઉપશમ ભાવ, ૫ ક્ષાયક ભાવ. એ પાચ મુખ્ય ભાવ અને છઠ્ઠો સાન્નિપાતિક ભાવ (સયોગી ભાવ)

**૧ ઉદય ભાવ**—તે આઠ કર્મના ઉદયથી થાય છે, તેમા જીવને સબોધીને વ્યવહારથી જે ભેદો કહેવાય છે તે જીવ ઔદાયિક અને શરીરને સબોધીને જે ભેદ કહેવાય છે તે અજીવ ઔદાયિક છે.

**જીવના ઉદય ભાવ**—૪ ગતિ, પૃથ્વી આદિ છકાય, ૪ કષાય, ૩ વેદ, ૬ લેશ્યા, મિથ્યાત્વ દ્રષ્ટિ, અવ્રતીપણુ અસજ્ઞીપણુ, અજ્ઞાન, આહાર કરવાપણુ છદ્મસ્થપણુ, સયોગીપણુ અસિદ્ધપણુ, સસાર ભ્રમણ અકેવળીપણુ

**અજીવના ઉદય ભાવ**—ઔદારિકાદિ પાચ શરીર તથા જે જે પુદ્ગળો તે પાચ શરીરના વ્યાપાર માટે પરિણમે તથા વર્ણ, ગધ, રસ, સ્પર્શ, તે બધા શરીરના ભાવો છે

**૨. ક્ષયોપશમ ભાવ**—અહિં જીવ, જે કર્મ ઉદય આવે છે તેને ખપાવે અને ઉદય નથી આવ્યા તેને ઉપશમાવે તે ક્ષયોપશમભાવ કહેવાય. તેનાથી જે ફળ ઉપજે તે ક્ષયોપશમ નિષ્પન્ન કહેવાય તે આ પ્રમાણે–મતિ, શ્રુત, અવધિ મન.પર્યાય એ ચાર જ્ઞાન, ત્રણ અજ્ઞાન, ચક્ષુ–અચક્ષુ–અવધિ એ ત્રણ દર્શન, ૩ દ્રષ્ટિ, પહેલા ચાર ચારિત્ર, શ્રાવકપણુ, દાનાદિ પાંચ લબ્ધિ, ૩ વીર્ય, પાચ ઇન્દ્રિય, પૂર્વોનો અભ્યાસ, આચાર્યની પદ્વી

**૩. પારિણામિક ભાવ**—પરિવર્તનવાળા ભાવ તેના બે ભેદ —

૧ અનાદિ પારિણામિક ભાવવાળી વસ્તુ પોતપોતાના ભાવમા ફર્યા કરે, પણ બીજી વસ્તુના ભાવ રૂપે પરિણમે નહિં તેથી પોતાનુ મુળ સ્વરૂપ સાચવી રાખે છે તે દશ છે–ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય, અદ્ધાકાળ, ભવ્ય, અભવ્ય, લોક, અલોક એ દશ સર્વદા છે. ભવ્યનો અભવ્ય ન થાય, અભવ્યનો ભવ્ય ન થાય, લોકમાથી અલોક ન થાય, એમ દસે બોલનુ સમજવુ પણ એ દસમાથી દરેક–જેમ કે જીવ જીવનાજ ભાવોમા ફર્યા કરે, પુદ્ગળ પુદ્ગળનાજ ભાવોમા ફર્યા કરે. પારિણામિક ભાવનુ કારણ અગુરૂ લઘુ ગુણ છે

૨ સાદિ પારિણામિક ભાવ જે વસ્તુ આખથી દેખાય છે, એટલે જે સર્વ વસ્તુ પુદ્ગળની બનેલી છે, તેમા પુદ્ગળ જાય, આવે ગળે, મળે કેટલીક વસ્તુનુ સ્વરૂપ આપણા

રૂપાંતર જ ફરી જાય છે શરીરમાંથી રાખ કે માટી થઈ જાય છે મોટી મોટી વસ્તુ જેમ કે પૃથ્વી તે અત્યારે જે પુદ્ગલોની બનેલી છે તે સર્વ પુદ્ગલો અમુક કાળે બીજે ઠેકાણે ચાલ્યાં જાય અને બીજેથી પુદ્ગલો આવીને તે પૃથ્વીરૂપે પરિણમે, પણ પૃથ્વી પૃથ્વીરૂપે રહે. આવી મોટી વસ્તુ શાશ્વતી કહેવાય અને જેનું નામ નિશાન ન રહે તે અશાશ્વતી વસ્તુ કહેવાય, ૭ નરક, ૮ પૃથ્વી, દેવલોક મુક્તિશિલા વગેરે શાશ્વતાં છે તેનો વિસ્તાર શાસ્ત્રોથી જાણી લેવો, તે દ્રવ્ય વસ્તુએ શાશ્વતી છે પણ પુદ્ગલોના આવાગમન આશ્રી અનિત્ય છે.

૪ ઉપશમ ભાવ—જીવ, જ્યારે મોહનીય કર્મની ૭ પ્રકૃતિ અનંતાનુબંધી ક્રોધ, માન, માયા, લોભ એ ચાર અને દર્શન મોહનીયની ૩ મળી ૭ સર્વથા ઉપશમાવે—દાબે—ઉદયમાં ન આવવા દે તો ઉપશમ સમકિત પામે તેના ગુણ સ્થાન ૪ થી ૧૧ અને મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિ સુધી ઉપશમ આવે તો ઉપશમ ચારિત્ર પામે તેના ગુણસ્થાન ૮ થી ૧૧ આ ભાવની સ્થિતિ અન્તર્મુહૂર્તની ✓ છે.

૫. ક્ષાયક ભાવ—જીવ, જ્યારે અનંતાનુબંધી કષાયની ચાર અને દર્શન મોહનીયની ત્રણ મળી સાત પ્રકૃતિનો સર્વથા ક્ષય કરે ત્યારે ક્ષાયક સમકિત પામે. મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિનો સર્વથા ક્ષય કરે ત્યારે ક્ષીણમોહ યથાખ્યાત ક્ષાયક ચારિત્ર પામે અને ચાર ઘન ઘાતિ કર્મનો સર્વથા ક્ષય કરે ત્યારે અનંતજ્ઞાન—દર્શન—ચારિત્ર—વીર્ય પામે અને કેવળી ભગવાન થાય અને આઠ કર્મનો નાશ કરે ત્યારે સિદ્ધ ભગવાન થાય.

૬ સાન્નિપાતિક ભાવ—તે કોઈ એક સ્વતંત્ર ભાવ નથી, પણ ઉપલા ભાવોમાંના કેટલાક સંયોગી (મિશ્રણ) ભાવ છે.

બે ભાવ મિશ્ર—જેમકે ક્ષાયિક અને પરિણામિક ભાવ સિદ્ધને છે

ત્રણ ભાવ મિશ્ર—ક્ષાયિક પરિણામીક અને ઉદય ભાવ સયોગી તથા અયોગી કેવળીને હોય.

ચાર ભાવ મિશ્ર—ક્ષપક શ્રેણીવાળાને ઉપશમ સિવાયના ચાર ભાવ હોય.

પાંચ ભાવ મિશ્ર—ઉપશમ શ્રેણીમાં ક્ષાયક સિવાયના ચાર ભાવ હોય પણ તેની સાથે ક્ષાયક સમકિત હોય તો તેને પાંચે ભાવ હોય.

ત્રણ ભાવ મિશ્ર—ક્ષયોપશમ સમકિતવાળાને ૪ થી ૭ ગુણસ્થાન સુધી તથા પહેલા ત્રણ ગુણસ્થાનવાળાને ઉદય ક્ષયોપશમ અને પારિણામિક ભાવ હોય.

નો આગમથી જીવના ત્રણ પ્રકાર—(૧) લૌકિક જીવ—વ્યવહારિક જીવ, (૨) કુપ્રાવચનિક જીવ તે મિથ્યાત્વી, (૩) લોકોત્તર સમકિત સહિત જ્ઞાન—દર્શન—ચારિત્રમાં જેના ભાવ હોય તે જીવ

આગમથી જીવ—આગમ પ્રમાણે જીવના ભાવ (ગુણ).

નો આગમથી જીવ—જીવ પોતે (સચેતન દ્રવ્ય).

નય નિક્ષેપાની હકિકતમા સર્વજ્ઞ વીતરાગની વાણીથી, ઓછુ અધિક કે વિપરીત થયુ હોય અને જ્ઞાનના ૧૪ દોષમાથી કોઇ દોષ લાગ્યો હોય તો અનત સિદ્ધ કેવળી ભગવાનની સાખે તસ્સ મિચ્છામી દુક્કડ

## સ્યાદ્વાદથી જીવનુ સ્વરૂપ

સ્યાદ્વાદ મુખ્ય સાત ભાગમા આવી જાય છે, તેથી સપ્તભગી ન્યાય કહેવાય છે "સ્યાત્" એટલે કથચિત્ અથવા અપેક્ષાપૂર્વક "વાદ્" થી વસ્તુનુ સ્વરૂપ બતાવાય છે "એવ" થી નિર્ણય બતાવાય છે એટલે અપેક્ષાથી જે વાત કરવામા આવે તેજ સાચી છે એમ સ્યાદ્વાદ બતાવે છે

કોઇ શબ્દના અમુક અર્થને જ વળગી રહે છે કોઇ વસ્તુનુ અમુક સ્વરૂપ જ પકડી રાખે છે. બાકી બધા અર્થ કે સ્વરૂપનો નિષેધ કરે છે આનુ નામ એકાતવાદ અથવા મિથ્યાત્વ, અથવા જૈનેતર મતો છે કે જે સર્વનો અમુક અમુક અપેક્ષાએ સમન્વય, જૈન મત જ કરી શકે છે અને તેથી જૈન મત પ્રમાણભુત કહી શકાય.

પ્રમાણ અર્થ ગ્રહણ કરનાર જ સમકિત દર્શન પામી શકે છે અને સમકિત દર્શન વગર ગમે તેટલુ ચારિત્ર કે તપ કરે તો પણ તે ગમે ત્યારે તેમાથી ભ્રષ્ટ થાય છે હવે સ્યાદ્વાદમા જીવનુ અવલોકન કરીએ.

### ૧. પહેલો ભાંગો સ્યાદસ્ત્યેવ જીવ

**સ્યાત્ અસ્તિ એવ જીવ**—અહિ જીવનુ સ્વરૂપ બતાવવામા આવે છે કે જીવ પોતાના જ સ્વરૂપમા રહે છે. રૂપ તે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવનુ સમજવુ સ્વદ્રવ્યથી જીવ પોતાના જ આત્મદ્રવ્યમા રહે છે, એટલે એક જીવ બીજા જીવ કે અજીવ દ્રવ્યોના સ્વરૂપથી રહેતો નથી.

આ સ્વરૂપની ગેરસમજથી એકાતવાદી અદ્વૈત જૈનેતર મત ઉપજે છે. સ્વક્ષેત્ર એટલે અસખ્ય પ્રદેશ સ્વરૂપી જીવનુ સ્વક્ષેત્ર છે. તેમા જ દરેક જીવ પોતપોતાના ક્ષેત્રમા રહે છે સ્વકાળથી જીવ પાતાના જ પર્યાયની સ્થિતિકાળથી રહે છે અશુદ્ધ દ્રવ્ય પર્યાય તે દેવ, મનુષ્ય, તિર્યચ અને નારકી. શુદ્ધ દ્રવ્ય પર્યાય તે સિદ્ધ પર્યાય કે જે સાદિ અનત છે, વળી જીવનો ઉપયોગ કાળને પણ સ્વકાળ છે.

ભાવથી જીવ પાચમાના અમુક ભાવ પર્યાય કાળમા રહે છે અને નિશ્ચય નયની અપેક્ષાથી દરેક જીવ (તથા દરેક અજીવ)મા સમયે સમયે ઉત્પાદ-વ્યય થાય છે. પૂર્વ પર્યાયનો વ્યય અને નવા પર્યાયની ઉત્પત્તિ તે ઉત્પાદ વ્યય કહેવાય છે પર્યાય કાળ તે જીવનો સ્વકાળ છે સ્વભાવથી જીવ પાચ ભાવ (ઉદય, ક્ષયોપશમ, ઉપશમ, ક્ષાયક, પારિણામિક) માના અમુક ભાવમા જ રહે છે

## ૨. બીજો ભાંગો સ્યાન્નાસ્ત્યેવ જીવ

સ્યાત્ નાસ્તિ એવ જીવ—પર દ્રવ્યના સ્વરૂપમાં જીવ નથી જ એવો એમ અહિં બતાવ્યું તે ઉપરથી એમ સમજવું કે જીવ સિવાય અજીવ દ્રવ્યો (ધર્માસ્તિકાય આકાશ, કાળ અને પુદ્ગલ) પણ છે. જેમનું પોતપોતાનું સ્વરૂપ જુદું છે એટલે જીવને ઓળખવા માટે અજીવ દ્રવ્યોનું પણ સ્વરૂપ જાણવું જોઈએ, જેમ કે એક માણસને ઓળખવા માટે બીજા પ્રાણીઓ અને જાનવરોને બાદ કરવા જોઈએ, ત્યારબાદ સરખી જેવી લાગતી ગાયોમાંથી રંગ વગેરે સ્થિતિથી અમુક ગાય જ છે એમ ઓળખી શકાય.

## ૩. ત્રીજો ભાંગો સ્યાદસ્ત્યેવ સ્યાન્નાસ્ત્યેવ જીવ

સ્યાત્ અસ્તિ ચ નાસ્તિ ચ એવ જીવ—અહિં એમ બતાવી શકાય કે જીવ પોતાના એક વર્તમાન પર્યાયમાં જ રહે છે પણ એકી સાથે સર્વ ત્રૈકાલીક પર્યાયમાં રહેતો નથી વળી અમુક અપેક્ષાએ એક સ્વરૂપમાં રહે છે બીજી અપેક્ષાએ બીજા સ્વરૂપમાં રહે છે (પણ તે સર્વ સ્વરૂપ જીવનાજ છે અહિં પહેલા ભાંગાનો નિષેધ નથી).

ખુલાસો—એક જીવ કદાચ મનુષ્ય હોય કે દેવ હોય કે તિર્યંચ હોય કે નારકી હોય પણ એક જીવ એકી વખતે સર્વ સ્થિતિ ધારણ કરી શકતો નથી (સિદ્ધ પર્યાય પામ્યા પછી બીજી કોઈ ગતિના પર્યાયમાં આવી શકતો નથી) વળી દર્શનમાં હોય ત્યારે જ્ઞાનમાં ન હોય. જ્ઞાનમાં હોય ત્યારે દર્શનના ઉપયોગમાં ન હોય, એમ સર્વ ગુણ કે અવગુણ આવી વ્યવહારથી અપેક્ષાએ સમજી લેવું.

વળી એક સમયે નિશ્ચયથી પર્યાયનું જે સ્વરૂપ હોય તેનાથી બીજે સમયે બીજું સ્વરૂપ હોય, આની ગેરસમજથી બૌદ્ધોનો એકાંત ક્ષણિકવાદ ઉત્પન્ન થયો, કારણ કે સમયે સમયે ઉત્પાદ વ્યય થાય છે પણ ધ્રુવત્વ (નિત્યતા) ગણું રહેવાથી ગેરસમજ દૂર થઈ શકે છે, એટલે જીવ દ્રવ્યથી નિત્ય છે પણ પર્યાયથી અનિત્ય છે, વ્યવહારથી કર્મનો કર્તા છે, પણ નિશ્ચયથી કર્મનો કર્તા નથી પણ ભાવનો કર્તા છે. એવી રીતે કર્મનો ભોક્તા અભોક્તા સમજવો.

વ્યવહારથી ઈષ્ટ વસ્તુથી સુખ અને અનિષ્ટ વસ્તુથી દુઃખ પામે છે પણ સુખ દુઃખનું કારણ રાગ દ્વેષ છે. શરીરમાં જીવ હોય તો પણ શરીર જીવ નથી, એવી રીતે મન, વચન, કર્મપ્રકૃતિઓના ભેદ આદી વિવેકપૂર્વક સમજી લેવું વળી જીવ જે વખતે પોતાના સ્વરૂપમાં રહે છે તે જ વખતે બીજા દ્રવ્યોના સ્વરૂપ આદી નાસ્તિત્વ રૂપે હોય છે. આવી રીતે સ્યાદ્વાદની રીતિ પરસ્પર વિરોધી તત્ત્વો (અસ્તિ–નાસ્તિ)નો અહિં સમન્વય થાય છે.

## ૪. ચોથો ભાંગો સ્યાદવક્તવ્યમેવ જીવ

સ્યાત્ અવક્તવ્યમ્ એવ જીવ—અહિં એમ બતાવે છે કે જીવનું સ્વરૂપ કહી શકાય નહિ તે કઈ અપેક્ષા છે તે જોઈએ—

(૧) શુદ્ધ જીવનુ સ્વરૂપ અરૂપીપણું જ્ઞાનાનદ વગેરે ઘણા ગુણો કેવા હોય તે ઉપમાથી કહી શકાય નહિ, દુનિયામા એની કોઇ વસ્તુ નથી કે જેની સાથે સરખાવી પણ શકાય.

(૨) જીવનો એક ગુણ બોલીએ એટલામા અસંખ્ય સમય વીતી જાય છે, તો એક સમયમા બોલવાની અપેક્ષાએ જીવ અવક્તવ્ય છે.

(૩) જીવ દ્રવ્યના અનત ધર્મ છે. એકેક પ્રદેશે અનત પર્યાય છે, તે બધાનુ વર્ણન કહી થઇ શકે નહિ તેથી પણ અવ્યક્ત છે

(૪) જીવના ગુણ બોલવા હોય તો અનુક્રમથી કહી શકાય, પણ એકી વખતે એક શબ્દથી એકથી વધારે ગુણ બોલી શકાય નહિ

૫ મો ભાગો સ્યાદસ્ત્યેવ સ્યાદવક્તવ્ય મેવ જીવ (સ્યાત્ અસ્તિ ચ અવક્તવ્ય ચ એવ જીવ)

૬ ઠ્ઠો ભાગો સ્યાન્નાસ્ત્યેવ સ્યાદવક્તવ્ય મેવ જીવ (સ્યાત્ નાસ્તિચ અવક્તવ્ય ચ એવ જીવ)

આ બન્ને ભાગાનો ખુલાસો સાથે આપો છે –

(૧) અસ્તિ=સત્ ને દ્રવ્યાર્થિક નયમા લઇએ તો તે ત્રણે કાળમા મોજુદ છે અને નાસ્તિને પર્યાયર્થિક નયમાં લઇએ તો તે ભૂત અને ભવિષ્યકાળમા નથી, તેથી, તેથી નાસ્તિ રૂપે ગણ્યુ, કારણકે ત્રણે કાળમા એકજ પર્યાય મોજુદ નથી. વળી દ્રવ્ય કે પર્યાય રૂપે જીવનુ સપુર્ણ વર્ણન થઇ શકે નહિ તેથી અવ્યક્ત પણ કહેવાય.

(૨) આ બન્ને ભાગા ચોથા ભાગાનો વિશેષ ખુલાસો પણ કરે છે જેવી રીતે જીવનુ અવક્તવ્યપણુ છે તેવી રીતે અસ્તિરૂપે પણ અવક્તવ્યપણુ છે અને નાસ્તિરૂપે પણ અવક્તવ્યપણુ છે

## સાતમો ભાંગો

સ્યાદસ્ત્યેવ સ્યાન્નાસ્ત્યેવ સ્યાદવક્તવ્યમેવ જીવ

**સ્યાત્ અસ્તિ-નાસ્તિ અવક્તવ્ય' (સ્યાત્ અસ્તિ ચ નાસ્તિ ચ અવક્તવ્ય') ચ એવ જીવ** અહિ પાચમા અને છઠ્ઠા ભાગાનુ મિશ્રણ દેખાય છે અહિ શબ્દ નયનો આશ્રય લઇને થોડો ખુલાસો તપાસીએ

મન-વચન-કાયા, એ ત્રણે યોગના પ્રયત્નમાં (યોગમાં) આત્મ પ્રદેશોનુ પરિસ્પદ થાય છે તેમજ મનદ્રવ્ય, વચન વર્ગણા અને શરીર (એમાંથી જેનો ઉપયોગ થાય તે) કે જે પુદગળ સ્કધો (અજીવ=નાસ્તિજીવ) ના બનેલા છે તે સક્રિય બને છે, ત્યારે કોઇ પુછે કે યોગ જીવ કે અજીવ? તો એકાત રીતે બે માથી એક જ છે એમ કહી શકાય નહિ

કે તેઓ પણ સર્વજ્ઞ હોય, ત્યારે પ્રશ્ન થાય છે કે એમણે જુદા જુદા પંથ કેમ કાઢ્યા? તેમના શાસ્ત્રોમા કેમ ફેરફાર? શુ સર્વજ્ઞમા ફેર હોય? ત્યારે કોઇ કહે કે હોય, તો એમ સમજવું કે તમે સર્વજ્ઞનો અર્થ જાણતા નથી. કારણ કે ફેરફાર છે તેજ જ્ઞાનની તારતમ્યતા બતાવે છે. ત્યારે કેવળ જ્ઞાનમા તારતમ્યતા નથી અપૂર્ણજ્ઞાન તેટલુ અજ્ઞાન, જેટલુ ખોટુ એટલુ મિથ્યાજ્ઞાન અને જ્યા મિથ્યાત્વ છે ત્યાં બધુ મિથ્યા બની જાય છે

**પુણ્ય તત્ત્વનો સ્યાદ્વાદ**—તરસ્યા મિથ્યાત્વીને અચેત પાણી પાવુ તે પુન્ય કે પાપ?

**જવાબ**—સ્યાત્, અસ્તિ: તે પાપ પુન્ને=પુન્ય છે. સ્યાત્ નાસ્તિ—સચેત પાણીના જીવ હણાય તેટલુ પુન્યનું નાસ્તિત્વ (કારણ કે પાપ) સ્યાત્ અવક્તવ્ય=એકાંત પુન્ય કે પાપ કહી શકાય નહિ

ત્યારે તરસ્યાને પાણી પાવુ કે નહિ? જવાબ—પુન્યના ફળની ઇચ્છાથી ન આપવુ, પણ તરસ પીડિત દુખી જીવ ઉપર અનુકંપા ભાવ થવો જોઇએ જ

પણ અચેત પાણીની જોગવાઇ ન હોય તો? તો દૂધ આપવુ કે કોઇ બીજે રસ્તે તરસ મટાડવી.

પણ સાધુ પાસે માગે તો? તેને કહેવુ કે અમારો એવો આચાર છે કે તમે સાધુ થાઓ તો જ આપી શકાય

**પ્રશ્ન**—કોઇ સાધુને પૂછે કે આવી બાબતમા અમારે શુ કરવુ?

**જવાબ**—તમારી છૂટ અથવા ગુણસ્થાનની યોગ્યતા પ્રમાણે તમારી બુદ્ધિથી રસ્તો શોધી કાઢીને જીવ ઉપર દયા લાવવી, પણ નિષેધ કરવામા અંતરાય કર્મ બંધાય છે અને વ્રત ભાગવાથી અનાચાર લાગે છે અને જો અનુકંપા ગુમાવશો તો સમ્યગ્ દર્શનનુ એક લક્ષણ ખોઇ બેસશો બુદ્ધિ વગરના તેમજ હઠાગ્રહી અથવા વક્ર હોય તે શુદ્ધ ધર્મમા પ્રવેશી શકતા નથી.

**પ્રશ્ન**—અરે અમે તો સૂત્રને અનુસરનારા છીએ, સૂત્રમા બતાવો કે આવી રીતે પુન્ય થાય? અમે થોકડાને સર્વસ્વ માની શકતા નથી.

**જવાબ**—તમે સૂત્રજ જાણતા નથી, જો જાણતા હો તો આટલી બુદ્ધિ કેળવી શક્યા ન હો એમ બનીજ ન શકે,

**પ્રશ્ન**—અરે પણ અમે તો બહુ સૂત્રો વાંચ્યાં

**જવાબ**—શલ્ય રાખીને ભણવાથી અર્થ પ્રાપ્તિ થતી નથી, ઋજુગુણે ધર્મો

અહિ સ્યાદ્વાદમા ગોઠવ્યા વગર, કેટલાક સ્વચ્છંદી અને ભ્રમણા દૂર કરવા માટે પ્રશ્ન-જવાબ રૂપે થોડુ લખવુ પડશે

પ્રશ્ન—જૈનેતર મતમાં પણ અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય પરિગ્રહ ત્યાગ વગેરે છે તો તે ધર્મ કેમ નહિ?

જવાબ—પહેલાં તો એ જોવું કે આવા નિયમોનું તેમના શાસ્ત્રમાં સંપૂર્ણ સ્વરૂપ છે? સંપૂર્ણ સ્વરૂપ તેઓ જાણે છે અને માને છે કે ધર્મની ખાતર કંઈ છૂટ છે? જો ધર્મના કોઈ વિભાગમાં અધર્મની છૂટ હોય તો સમન્વયમાં અયોગ્ય પરસ્પર વિરોધી તત્ત્વો એક સાથે રહી શકે નહિ. ધર્મને અધર્મ કહે અને અધર્મને ધર્મ કહે તે મિથ્યાત્વ છે. વળી સમ્યગ્ દર્શન વગર અહિંસા આદિ નિયમો આત્મભાવે પરિણમી શકે નહિ. અહિંસા આદિ શુદ્ધભાવો શુદ્ધ આત્મા સાથે શો સંબંધ ધરાવે છે તે જાણવું જોઈએ.

પ્રશ્ન—બધા જૈનો શું સંપૂર્ણ સ્વરૂપ પામે છે?

જવાબ—પાળવા માટે ૫ થી ૧૪ ગુણસ્થાન છે. સૌ સૌની યોગ્યતા પ્રમાણે પાળે, પણ માન્યતામાં ઓછું અધિક, વિપરીતપણું કરે તો ચોથેથી પણ પડે અને મિથ્યાત્વમાં જાય અને ધર્મ માટે અયોગ્ય થાય.

ધર્મની ઇચ્છાવાળાએ ચોથે ગુણસ્થાનથી નહિ પડવાની ખાસ કાળજી રાખવી અને આગળ જવાનો પ્રયત્ન કરવો. સમ્યગ દર્શનરૂપી પાયા વગરનું ચારિત્રરૂપી ઘર તે કાગળના ઘરથી પણ હીન છે. દ્રવ્ય ચારિત્ર પાળી અભવી જીવ પણ નવ ગ્રૈવેયક સુધી જઈ આવે છે પણ મોક્ષ મેળવી શકતા નથી. બેઉની અપેક્ષાએ ધર્મ-નિયમને સ્યાદ્વાદમાં જોડવી શકાય.

પ્રશ્ન—ત્યારે અન્ય લિંગે સિદ્ધા કહ્યું તે કેમ?

જવાબ—જે કષ્ટ તપ કરવાથી મિથ્યાત્વીને વિભંગ જ્ઞાન થાય છે તેની સાધના દર્શનથી સર્વ લિંગના સાધુઓને જુએ છે હઠ છોડીને વિચાર કરતાં પોતાની ભૂલ જાણે છે અને ત્યાગે છે ત્યારે સમ્યગ્ દર્શન પ્રાપ્ત થતાં વિભંગ જ્ઞાન બદલીને અવધિ જ્ઞાન પ્રાપ્ત કરે છે ભૂલનો પશ્ચાત્તાપ કરતાં ક્ષપક શ્રેણિએ ચડે છે અને ૪ ૭ ૮ ૯ ૧ ૧૨ ગુણસ્થાન સ્પર્શ કરીને કેવળજ્ઞાની કેવળી થાય છે આયુષ્ય ખાસ અલ્પ હોવાથી ૧૪મું ગુણસ્થાન સ્પર્શી સિદ્ધ થાય છે. "અન્ય દર્શને સિદ્ધ" એમ કહ્યું નથી તે ધ્યાન રાખવું.

૧૩ મે ગુણસ્થાન વધુ વખત રહે તો દેવતા અથવા [illegible] સાધુના કપડાં આપે પણ જૈન સાધુના કપડાં પહેર્યાં વગર ઉપદેશ ન આપે. કપડાં વગેરે લિંગથી અન્ય લિંગ છે પણ ભાવથી સ્વલિંગ તે શુદ્ધ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ જ હોય. અહિં લિંગને સ્યાદ્વાદમાં જોડવી શકાય.

પ્રશ્ન—જૈનના બધા સાધુ મોક્ષ જાય?

જવાબ—સમ્યગ્ દર્શન સહિત ચારિત્ર પાળતાં આવડવું જોઈએ અને ભાવ ચારિત્ર આવવું જોઈએ. દાખલા તરીકે, બ્રહ્મચર્યથી સર્વોત્તમ ત્યાગ તે નવ કોટિથી જોઈએ, નવવાડથી તેનું

રક્ષણ કરવુ, બ્રહ્મચર્યને અને આત્માને શુ સબંધ છે તે જોવુ, બ્રહ્મ એટલે શુદ્ધ આત્મા અને ચર્ય એટલે તેમા વિચરવુ એટલે મનને ઉપશમ અને ક્ષયોપશમ ભાવથી આત્મા સાથે જોડયા કરવાનો અભ્યાસ કરવો

કર્મની આવક કરતા જાવક વધારે થયા કરે, છેવટે એવો વખત આવેકે પુનર્ભવ બાંધી ન શકાય એટલે ક્ષપક શ્રેણી આવે જ અને સર્વ અનાત્મક ભાવોનો નાશ થાય ત્યારે કેવળજ્ઞાન થાય આ પ્રમાણે દરેક વ્રત કે નિયમનો આત્મા સાથે શુ સબધ છે તે જાણવામા આવે અને પાળવાનો ઉપર મુજબ અભ્યાસ ચાલુ રહે તો જ ધ્યેય પાર પડે જે સાધુ આ પ્રમાણે આરાધના ચાલુ રાખે તે તેજ ભવમા કે થોડા ભવમા મોક્ષ જાયજ

**પ્રશ્ન**—ત્યારે આત્મભાવપૂર્વક ન થાય તો સર્વ નિયમો નકામા જ છે ને?

**જવાબ**—દ્રવ્ય ચારિત્ર સસાર માર્ગમાથી ધીમે ધીમે છોડાવતુ છોડાવતુ ભાવમા પ્રવેશ કરાવનાર નિમિત્ત છે નિમિત્ત એ પાચ સમવાય કારણમાનુ એક છે કારણ વગર કાર્ય ન બને વ્રત, નિયમાદિનો નિષેધ કરનાર અક્રિયાવાદી મિથ્યાત્વી છે અહિ ચારિત્રને સ્યાદ્વાદમા અપેક્ષાપૂર્વક ગોઠવી શકાય. એટલે વ્રત નિયમો નકામા નથી તેમજ આત્મ ભાવપૂર્વક ન પાળે ત્યાસુધી મોક્ષ ન થાય દ્રવ્ય કરણીથી મિથ્યાત્વમા રહીને ૬૯ ક્રોડાક્રોડ સાગરની સ્થિતિના કર્મ ખપાવવા પડે છે ત્યારબાદ સમકિત આવે છે

**પ્રશ્ન**—જૈન ધર્મની કેટલીક સુક્ષ્મ વસ્તુનુ સ્વરૂપ મગજમા ઉતરતુ નથી તો કેવી રીતે માનવું

**જવાબ**—સરળતાપૂર્વક સમજવા બને તેટલી મહેનત કરવી છતા ન સમજાય તો કુતર્ક ન દોડાવવા, પણ "તત્ત્વ કેવળી ગમ્ય" એવી આત્મ પરિણતિ રાખવી. સૌ પોતપોતાની બુદ્ધિની શકિત જેટલુજ સમજી શકે છે

**પ્રશ્ન**—જૈનધર્મને માનવા જતા, સર્વ દુનિયા માથે ચડી બેસે અને ગળી જાય

**જવાબ**—ખોટી માન્યતા કરતા ખરી માન્યાતા પ્રગતિને માર્ગે ચડાવશે, બળ આપશે. પાળવા માટે શકિત અનુસારજ પાળી શકાય ૪, ૫, ગુણસ્થાનવાળા શકિત અને યોગ્યતા મુજબ પોતાનુ રક્ષણ કરે અને હોદ્દા અનુસાર છુટ મુજબ સામનો કરે તો વ્રત ભગ ન થાય અને અભ્યતર ભાવમા ઉડો વેરનો ડખ ન રાખે તો આરાધક થાય અને ભવાતરમા સર્વ અર્થ સિદ્ધ કરે, પણ જો મિથ્યાત્વમા રહે તો અનત સસાર રખડવો જ રહ્યો

અહિ જૈનત્વની સબળતા, વગેરેનો સ્યાદ્વદ ગોઠવી શકાય. જૈન સાસ્ત્રમા જ્યા ત્યા સ્યદ્વાદ ભરેલો છે, પણ તેને ઓળખતા આવડે, ત્યારે જ વસ્તુસ્વરૂપ સમજાય **ઉંધી સમજને લઈને જ જૈનોમાથી પાર વગરના પથો નિકળ્યે જ જાય છે. અને મિથ્યાત્વ રૂપે પરિણમે.**

## બીજુ અજીવ

નવ તત્વમાં બીજુ અજીવ તત્વ છે તેમાં સર્વ પાંચ દ્રવ્યો આવી જાય છે તે સર્વ નથી. અજીવ તત્વનું સામાન્ય સ્વરૂપ કોષ્ટકથી અહિં બતાવ્યું છે

| | ૧ ધર્માસ્તિકાય | ૨ અધર્માસ્તિકાય |
|---|---|---|
| દ્રવ્યથી | એક | એક |
| ક્ષેત્રથી | લોક પ્રમાણ | લોક પ્રમાણ |
| કાળથી | અનાદિ અનંત | અનાદિ અનંત |
| ભાવથી | અરૂપી (અમૂર્ત) | અરૂપી (અમૂર્ત) |
| ગુણથી | ચલણ (ગતિ) સહાય જેમ પાણીવગર માછલું ચાલી શકે નહિ તેમ આ દ્રવ્ય વગર જીવ કે પુદ્ગલ ગતિ કરી શકે નહિ | સ્થિર સહાય. જેમ પૃથ્વી કે વૃક્ષ વગર પક્ષી બેસી શકે શકે નહિ તેમ આ દ્રવ્ય વગર ગતિવાળા દ્રવ્યો ચાલ્યા જ કરે, પણ સ્થિર થઇ ન શકે. |
| સ્કંધ | એકજ | એકજ |
| દેશ | સ્કંધનો એક ભાગ તે દેશ, પણ તે દેશ રીતિ સ્કંધમાંથી સ્વતંત્ર રીતિ છૂટા ન પડી શકે. | |
| પ્રદેશ | ઉત્કૃષ્ટ અસંખ્યાત અસંખ્યાત તે અસંખ્યાતનો નવમો ભેદ | |
| ગતિમાન અથવા સ્થિર | સ્થિર | સ્થિર |
| સ્વતંત્ર, ધ્રુવ અવિનાશી જ્ઞાનસ્વરૂપ દ્રવ્ય કે ચેતન | નથી | નથી |

વર્તના અને સમય તે કાળના પર્યાયો છે તેનુ મુળ દ્રવ્ય નિશ્ચયકાળ છે અન્ય દ્રવ્યોમા સમય વર્તી પરિવર્તનનુ નિમિત કારણ પણ નિશ્ચયકાળ છે, એટલે કે સ્વપરની વર્તનાનુ નિમિત કારણ નિશ્ચયકાળ છે

**સમય કાળની ઉત્પતિ**—(૧) એક પરમાણુ પુદ્ગળ મદ ગતિથી એક આકાશ પ્રદેશમાથી જોડેના બીજા આકાશ પ્રદેશમા જાય ત્યારે એક સમય થાય (૨) સર્વ દ્રવ્યોમા સમયે સમયે પર્યાયાતર થાય છે એટલે દ્રવ્યોની સ્થિતિ સમયે સમયે પલટાય છે તેથી એક પર્યાયમાથી બીજા પર્યાયમા જતા એક સમય લાગે છે

છદ્મસ્થને સમયનો હિસાબ નથી, કેવળી ભગવાન જ સમયને જાણી શકે અસખ્યાતા સમય જેટલો કાળ થાય ત્યારે છદ્મસ્થના વ્યવહારમા આવે.

અલોકમા આકાશ પ્રદેશોના અગુરૂ લઘુ પર્યાયની વર્તના લોકના કાળાણુના નિમિત્તથી મનાય છે અને અઢી દ્વીપ બહાર ત્રણ ગતિના જીવોનુ આયુષ્ય પ્રમાણ વ્યવહારકાલ મુજબ થાય છે

## પુદ્ગળ

પુદ્ગળ દ્રવ્યને ખાસ જાણવુ જોઇએ, કારણ કે જીવને સસારમા રખડવાનુ કારણ પુદ્ગળઆનદ, પુદ્ગલાસક્તિ, પુદ્ગળ પરિણતિ, પુદ્ગળમયપણુ છે તેથી જૈનેતર લોકો તેને "માયા" કહે છે આ મોહ માયામા જીવ ફસાય છે અને તેથી જન્મ મરણ કર્યા કરે છે

પરમાણુઓ સ્વતત્ર એકાકી છુટા પણ રહે છે અને સમુહ (સ્કધ) રૂપે પણ રહે છે સમુહ રૂપે બે થી શરૂ કરી સખ્યાતા, અસખ્યાતા, અનતા, અનતાનત પરમાણુઓ સ્કધરૂપે રહે છે

કાનથી સભળાય તે શબ્દ, અવાજ, આખથી દેખાય તે રગ, રૂપ, આકાર, મૂર્તિ, નાકથી સુઘાય તે ગધ, જીભથી સ્વાદ આપે તે રસ અને ચામડીથી સ્પર્શી શકાય તે સ્પર્શ એ સર્વ પુદ્ગળના જ પર્યાયો છે વર્ણ, ગધ, રસ, સ્પર્શ એ સર્વ પુદ્ગળનાં ગુણ પર્યાય છે

અજવાળુ, અધારૂ પ્રકાશ, છાયા, પ્રતિબિબ, તડકો, કિરણો, વાદળા, ઘનોદધી, ઘનવા, પહાડો, ગામ, સમુદ્રો, દ્વીપો, સાત નરક, ભવનપતિના ભુવન, દેવતાના વિમાનો, સિદ્ધશિલા, પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, વનસ્પતિ, હાલતા ચાલતા તિર્યચ, મનુષ્ય, નારકી, દેવતા **એ સર્વ જીવોના સર્વ પ્રકારના શરીરો,** મન દ્રવ્ય, વચન એ સર્વ પુદ્ગળના જ બનેલા છે અનતાનત પુદ્ગળોનો સ્કધ ન બને ત્યાસુધી આખથી દેખાય જ નહિ

સચેત પુદ્ગળ, સ્કધો, કે જેમા જીવ છે તે પ્રયોગમા પુદ્ગળ છે જે પુદ્ગળો જીવે છોડયા તે મિશ્ર કહેવાય છે અને જે એકદમ દેખાઇ શકે કે વિસ્રાળ થઇ જાય, જેમકે વાદળા, ધનુષ્યબાણ, આકાશના વિવિધ અકસ્માતિક ચિહ્ન, પ્રતિબિબ, છાયા વગેરે વિશ્રસા પુદ્ગળ છે

છે, એટલે નાશ પામવાના સ્વભાવવાળુ છે અનિત્ય ભાવના ) વળી પુદ્ગળ સ્કંધો ઘડીક સારા દેખાય, ઘડીક ખરાબ દેખાય, જેમકે મારૂ શરીર રોગથી સડી જાય

શરીર અશુચી ઉત્પન્ન કરે છે ( અશુચી ભાવના ) તેજ શરીર ખાતર પાપ કરીએ છીએ ( આસ્રવ ભાવના ) અને તેથી સસારમા રખડીએ છીએ ( સસાર ભાવના ) માટે શરીર ઉપર મોહ ન રાખવો

સ્ત્રીનુ શરીર પણ તેજ પ્રકારનુ છે, સુદર રૂપની વસ્તુઓ પણ પુદ્ગળ સ્કંધોજ છે, તે 'પર' વસ્તુઓ છે, જીવ નથી જીવ સર્વના સ્વતત્ર અને સરખા છે, એવી રીતે મૂળ તત્વ તરફ જવાથી પુદ્ગળાસકિત દૂર થાય છે માટે સમકિતી જીવોને તત્ત્વજ્ઞાનની જરૂર છે

પાચ અજીવ અને જીવ દ્રવ્ય મળી ૭ દ્રવ્યથી લોક બનેલ છે, માટે લોકનુ સ્વરૂપ જાણવુ જોઈએ તેમાના સર્વ દ્રવ્યો નિત્ય છે, તેના પર્યાયો ફર્યા કરે છે દ્રવ્યથી લોક ભરપુર છે લોક આકાશમા બધા દ્રવ્યો એક બીજાની સાથે ઓતપ્રોત હોવા છતા પોતપોતાના સ્વભાવમા દરેક દ્રવ્ય રહે છે

## ચૌદ રાજલોક

લોકના નીચેના છેડાથી ઉપરના છેડા સુધીમા ચૌદ રાજ થાય છે એક એક રાજ અસખ્યાત જોજનની ક્રોડાક્રોડીના ગુણાકારથી થાય છે ત્રસ જીવ ત્રસ નાડીમા રહે છે, તે નાડી ૧ ગજ લાબી પહોળી અને ૧૪ રાજ ઉચી છે

નીચેના સાત રાજમા અધો લોક છે તેમા અનુક્રમે સાત નરક છે, તેમા નારકી રહે છે પહેલી નરકના આંતરામા ભવનપતિ દેવો રહે છે પહેલી નરક પૃથ્વીની સપાટી ઉપર અસખ્યાત દ્વીપ તથા સમુદ્રો છે દ્વીપોની પૃથ્વીના દળમા ગ્રથકારમતે ૧૦ જોજન નીચે ૮૦ જોજનની પોલાણમા જૃભકા દેવ રહે છે અને તેની નીચે ૧૦ જોજન પછીથી ૮૦૦ જોજનની પોલાણમા વાણવ્યતર દેવ રહે છે જૃભકા દેવતાનુ ઉપરોકત નિવાસ સ્થાન ગ્રથકારના મતે છે.

સુત્રકારમતે પહેલી નરક પૃથ્વીની સપાટીના દ્વીપોની પૃથ્વીના દળમા ૧૦૦ જોજન નીચે ૮૦૦ જોજનની પોલાણમા બધા વાણવ્યતર દેવ રહે છે

દ્વીપોમા તિર્યચો છે તથા દેવતાની રાજધાનીઓ છે અને વચલા અઢી દ્વીપમા મનુષ્યો પણ રહે છે દ્વીપોમા પર્વત સરોવર વગેરે છે સમુદ્રોમા તિર્યચો રહે છે મધ્ય દ્વીપ જબુદ્વીપની મધ્ય ભાગમા મેરૂ પર્વત છે તે એક લાખ જોજન ઉંચો છે જમીનની સપાટી ઉપર તેની લબાઇ પહોળાઇ ૧૦ હજાર જોજન છે તેના મધ્ય ભાગમા આઠ રૂચક પ્રદેશ છે

રૂચક પ્રદેશની ઉપર નીચે ૯૦૦ + ૯૦૦ એમ ૧૮૦૦ જોજન ઉચાઇમા અને એક રાજ લબાઇ પહોળાઇમા તિર્છો લોક છે કે જેમા કહેલા દ્વીપો તથા સમુદ્રો આવે છે અને તેથી ઉપર સૂર્ય, ચદ્ર, ગ્રહ, નક્ષત્ર અને તારાના સમુહવાળુ ૧૧૦ જોજનની ઉંચાઇવાળુ જ્યોતિષ ચક્ર છે

બોલવાથી, (૮) શરીરથી અનેક પ્રકારે મદદ કરવાથી, (૯) નમસ્કાર કરવાથી. શુભ કર્મ દ્રવ્ય પુણ્ય છે અને શુભ પરિણામ, ભાવ પુણ્ય છે

## કેવા હેતુથી શુભ કાર્ય કરવું?

સમકિતી ગૃહસ્થી જીવ, સાધુને દાન આપે ત્યારે સાધુના સંયમ તપમાં વૃદ્ધિ કરવાના હેતુથી તથા પોતાના કર્મની નિર્જરાના હેતુથી આપે, પણ આ લોક કે પરલોકના કોઇ પણ શુભફળ મેળવવાની ઇચ્છા ન કરે

વળી આનંદ અને ભક્તિથી દાન આપે, રોગી સાધુને વૈયાવચ્ચ માટે ઉત્તમ ભાવથી આપે, પડીમા ધારી શ્રાવકને ધર્મમાં વૃદ્ધિ કરવાના હેતુથી ભક્તિપૂર્વક આપે, વ્રતમાં રહેલ શ્રાવકને વૈયાવચ્ચ માટે વાત્સલ્ય ભાવથી આપે, અવ્રતી સમકિતી જીવને વાત્સલ્ય પ્રભાવનાના હેતુથી આપે

મિથ્યાતી જીવને સુધારવા માટે અથવા અનુકંપા ભાવથી આપે, જૈનધર્મની હીલના ન થાય તે માટે આપે, ન આપવાથી કલેશ થાય તેમ હોય તો અરસપરસનો કષાય ઉપશમ કરવાના ભાવથી આપે, તે પણ પોતાના વ્રતની મર્યાદામાં રહીને આપે અને બદલાની કદી ઇચ્છા ન કરે

છઠ્ઠા ગુણસ્થાનવાળા સાધુ બીજા સાધુની વૈયાવચ્ચ કરવાના હેતુથી આપે તે પણ પોતાના અભિગ્રહ કે નિયમની મર્યાદામાં રહીને આપે સાત અને તેથી ઉપરના ગુણસ્થાનવાળા સાધુ ધ્યાનસ્થ અવસ્થામાં હોય છે, એટલે તેમને દુનિયાના કોઇપણ જીવ કે અજીવ દ્રવ્ય સાથે સબંધ નથી. તેવી રીતે ધ્યાનસ્થ શ્રાવક સાતમા ગુણસ્થાનના ભાવમાં રહી શકે તો તેને દુનિયા સાથે સબંધ નથી

**પાત્ર**—ઉત્તમ પાત્રને દાન આપવાથી ઉત્તમ ફળ મળે અને સંસાર પરિત થાય, જ્યારે હલકું પાત્ર આવી ચડે ત્યારે એવો વિવેક રાખવો કે જેથી જૈન ધર્મની હિલના ન થાય, અંતરાય કર્મનો બંધ ન પડે, પોતાના વ્રતનો ભંગ ન થાય તેમજ ખોટી પરૂપણા ઉભી ન થાય

**વસ્તુ**—સાધુને કલ્પે એવી વસ્તુ જ સાધુને અપાય, બીજાને આપવા માટે એવી વસ્તુ જોઇએ કે જેથી પોતાના વ્રત નિયમનો ભંગ ન થાય

પુણ્ય તત્ત્વ સંબંધી સાધુને કોઇ પુછે ત્યારે એવો જવાબ આપે કે જેથી ઓછી, અધિક કે વિપરીત પ્રરૂપણા ન થાય, સર્વજ્ઞે જે ભાવ પ્રકાશ્યા છે તે પ્રમાણે સરળતાથી બોલે

સાધુને કોઇ પુછે કે અમુક પુણ્યનું કામ હું કરૂં? ત્યારે તેમાં જો સાવધ વ્યાપાર આવતો હોય અને સાધુ ધર્મની મર્યાદા લોપાતી હોય તો સાધુ મૌન રહે "ના" પણ ન કહે અને "હા" પણ ન કહે "હા" કહે તો દોષ લાગે અને "ના" કહે તો અંતરાય કર્મ બાંધે, હર્ષ હણાય

## શુભ કર્મનું ફળ

અબાધકાળ પૂરો થતા, શુભ કર્મનો વિપાક થાય છે, એટલે કર્મનો ઉદય થઇને ફળ આપે છે, તે શુભ ગતિ, આયુષ્ય, શરીર, અગઉપાગ, સઘયણ, સસ્થાન, વર્ણ ચતુષ્ટ, ત્રસ દસક તીર્થંકર નામ, નિર્માણ નામ વગેરે ૪૨ પ્રકારે ભોગવે તેનુ વર્ણન થોકડાની ચોપડીમાથી જાણવુ જોઇએ

**નોંધ**—સત્તામા રહેલુ શુભ કર્મ નિકાચિત હોય તો જરૂર ફળ આપે, મદ હોય તો શુભ અધ્યવસાયથી મજબુત થઇ શકે, અને અશુભ અધ્યવસાયથી ઉલટી રીતે ફળ આપે, માટે કર્મ કે તેના ફળની ઇચ્છા કરવીજ નહિ અને શુભ ભાવનામા રહેવુ

મમણ શેઠનો જીવ સાધુને લાડુ વહોરાવી પાછળથી લેવા ગયો ત્યા સાધુ આહાર કરી ગયા હતા એટલે તેને પુણ્યનુ ફળ મળ્યુ પણ તે ભોગવી શકયો નહિ અને અનતાનુબધી લોભના ઉદયે કરી નરકમા ગયો, ત્યારે શાળીભદ્રનો જીવ સાધુને ખીર વહોરાવી પછી મરીને શાળીભદ્ર થઇ, પુણ્યના ફળનો ત્યાગ કરી, દીક્ષા લઇ અનુત્તર વિમાને ગયા, ત્યાથી મનુષ્ય થઇ મોક્ષ જશે.

આવી ખુબી અધ્યવસાય (ભાવો)ની છે પુણ્ય અને પાપ સરખી કક્ષામા નથી, આત્મ વિકાસમા પહેલા પાપ તત્ત્વનો નાશ મુખ્યતાથી કરવામા આવે છે

શુભ કર્મનુ ફળ મળે તો તે ભોગવવામા અસકિત ન રાખવી નહિતર બ્રહ્મદત્ત ચક્રવર્તિની જેમ નરકમા જવુ પડે, પણ ઉદય ભાવને પરવશપણે આધીન થઇ, રૂક્ષ ભાવે દવાની જેમ સેવન કરી, જેમ બને તેમ જલ્દી ત્યાગ કરવાની ઇચ્છા રાખી, વખત આવ્યે ત્યાગ કરી આત્મ કલ્યાણ કરવુ જોઇએ.

**શુભ ફળ ભોગવવામાં જે સુખ લાગે છે તેનું ઉપાદાન કારણ જીવના ભાવ છે, ફળ ફક્ત નિમિત્ત કારણ છે, માટે આત્મામાંજ સુખનું કારણ જાણી પુદ્‌ગળાસક્ત ન થવું.**

સવર અને નિર્જરાની ક્રિયા કરતા કરતા જે શુભ કામ થાય છે તેમા જે પુણ્ય બધાય છે તેનુ ફળ ઉત્તમ મળે છે અને ભોગવતા આસક્તિ થતી નથી, તેનો એકદમ ત્યાગ થઇ શકે છે અને ઉત્કૃષ્ટ સયમ તપ આરાધી શકાય છે કે જેથી કેવળ જ્ઞાન પ્રાપ્ત થાય છે

## સાત નયની વહેંચણીમાં પુણ્ય તત્ત્વ

**૧. નિગમ નયવાળો**—અશ, સામાન્ય અને વિશેષ ગ્રહણ કરે છે અશ ગ્રહણ—સુક્ષ્મ નિગોદ અપર્યાપ્ત જીવો સર્વ જીવોથી હીન અવસ્થામા છે, છતા ઔદારીક, તેજસ, કાર્મણ શરીર

**પુણ્યના બે પ્રકાર ખાસ જોવા જોઇએ**—(૧) પુણ્યાનુબંધી પુણ્ય—નિરાશી ભાવે, નિર્જરાના હેતુથી સંયમ તપની વૃદ્ધિ કરવા માટે, શુદ્ધ ભાવથીજ કામ કરવામા આવે દાખલા તરીકે ઉત્તમ સાધુને નિર્દોષ અચેત આહારાદિકનુ દાન કરવામા આવે આવા કાર્યો કરતા આપો આપ જે પુણ્ય બંધ થાય તેનુ ઉત્તમ ફળ મળે, તે અનાસક્તભાવે ભોગવી તેનો ત્યાગ કરી આત્માનુ કલ્યાણ કરવામા આવે તે, (૨) પાપાનુબંધી પુણ્ય—ફળની આસક્તિ માટે જે પુણ્ય કરવામા આવે, તેનુ ફળ આસક્તિથી ભોગવી મરીને નરકે જાય તે, તથા જે પ્રકારના પુન્યથી આત્મા સાથે પાપ (અશુભ કર્મ બંધ) ની પરંપરા ચાલી આવે તેવા પ્રકારનુ પુન્ય કે જેમા મિથ્યાવાદિ અશુભ કાર્યોનુ પોષણ થાય છે

**વ્યવહાર પુણ્ય**—વ્યવહાર સાચવવા માટે દાન આપવુ પડે.

**નિશ્ચય**—આત્મ દૃષ્ટિ સહિત દાન આપવાપણુ કે જેનુ ફળ મોક્ષ મેળવવામા સહાયકારી થાય.

એવી રીતે સામાન્ય, વિશેષ, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવથી પુણ્ય પ્રજ્ઞા પ્રમાણે સમજી લેવા, તેમા એકાંતિક હઠ કે દુરાગ્રહ ન રાખવો, કે જેથી સર્વજ્ઞ વીતરાગની આજ્ઞા લોપાય અથવા કલેશ ઉત્પન્ન થાય.

## ચોથુ પાપ તત્વ

અશુભ કમાણીથી, અશુભ મેલા કર્મ પુદ્ગળોનો આત્મા સાથે બંધ તથા સત્તા થાય, અશુભ કર્મના ઉદયથી જે ફળ મળે તે ભોગવતા આત્માને કડવાં લાગે તે સર્વ પાપ તત્ત્વમા આવે

અઢાર રીતે પાપ થાય

૧ પ્રાણાતિપાત—હિંસા
૨ અસત્ય વચન
૩ ચોરી.
૪ મૈથુન
૫ પરિગ્રહ
૬ ક્રોધ
૭ માન—અભિમાન—અક્કડપણુ
૮ માયા—કપટ—વક્રતા
૯ લોભ
૧૦ રાગ—પ્રેમ—આસક્તિ.
૧૧ દ્વેષ—અદેખાઇ—મત્સર—ઘૃણા
૧૨ કલેશ—કજીઆ—કંકાસ.
૧૩ કોઇ માથે આળ ચડાવવુ તે. અભ્યાખ્યાન
૧૪. પિશુન—ચાડી.
૧૫ પારકી નિંદા
૧૬ સાંસારિક સુખમા આસક્તિરતિ અને ધાર્મિક કામમા— કંટાળો—અરતિ
૧૭ કપટ સહિત અસત્ય
૧૮ મિથ્યા દર્શન શલ્ય, તત્ત્વ સંબંધી ખોટી માન્યતા

આ અઢારે પાપ સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે અશુભ કર્મ તે દ્રવ્ય પાપ, અશુભ પરિણામ તે ભાવ પાપ છે

પાપ કામ કરવાથી સર્વ આત્મ પ્રદેશો સાથે અશુભ કર્મ પુદ્ગલોનો સર્વાંશે બંધ થાય છે અને સત્તામાં રહે છે અબાધાકાળ વીત્યે અશુભ કર્મનો ઉદય થાય અને અશુભ ફળ મળે તે ૮૨ પ્રકારે ભોગવવા પડે, તે આઠ કર્મની અશુભ ૮૨ પ્રકૃતિ પાછળની નોંધમાંથી જાણી લેજો.

અજ્ઞાન, નિદ્રા, દુઃખ, કષાય, નોકષાય, વેદનો ઉદય, મિથ્યાત્વ, નરક–તિર્યંચની ગતિ, હલકા સંઘયણ અને સંસ્થાન, અશુભ વર્ણ ગંધ દરેક કામમાં વિઘ્ન, નીચ ગોત્ર, સ્થાવર દશક વગેરે પાપનું ફળ છે.

પૂર્વે જે પાપ કર્યું હોય તેનું ફળ ભોગવતી વખતે સમકિતી જીવે સમભાવ–શાંતિ રાખવી, આકુળ વ્યાકુળ ન થવું, કર્મનું દેવું ચુકવતી વખતે રીસ ન કરવી પણ આત્મ ભાવમાં રહી અતિન્દ્રિય આત્મિક સુખમાં લીન રહેવા પ્રયત્નશીલ બનવું જોઈએ, કારણ કે સુખનું ઉપાદાન કારણ આત્મ ભાવ છે તેમાં દઢ રહેવાથી નિમિત્ત કારણરૂપ અશુભ કર્મફળ કંઈ ન કરી શકે.

પાપ કરીને પસ્તાય તો તો કર્મ ઢીલા પડે છે અને આનંદ પામે તો દઢ થાય છે. ઘોર કરીને ઉત્કૃષ્ટ પશ્ચાત્તાપ થાય, જ્ઞાન દર્શન ચારિત્રનું ઉત્કૃષ્ટ આલંબન લઈ ક્ષપક શ્રેણિએ ચડે તો પ્રસન્નચંદ્ર રાજર્ષિની માફક કેવળ જ્ઞાન પામે. મહાપાપીનો પણ જ્ઞાન દર્શન ચારિત્રના આલંબનથી સજાતિ રાજાની જેમ ઉદ્ધાર થાય છે માટે હિંમત હારી જઈ મનુષ્ય જન્મ એળે જવા ન દેવો જોઈએ. પાપ તત્ત્વનું વિશેષ વર્ણન પુણ્ય તત્ત્વથી ઉલટી રીતે સમજી લેવું.

## પાંચમું આસ્રવ તત્ત્વ

આસ્રવ = આત્મ પ્રદેશોમાં શુભ અથવા અશુભ કર્મનું આકર્ષણ, તે સમજવા માટે ઉપમા આપી છે કે જીવ રૂપી તળાવમાં અવ્રત અને અપ્રત્યાખ્યાનના પ્રમાણથી, વિષય, કષાયને સેવવાથી, ઇંદ્રિયાદિક ગરનાળા (છિદ્રો) વાટે કર્મરૂપી જળનો પ્રવાહ આવે (સ્રવે) તે આસ્રવ, આસ્રવ કેવી રીતે થાય છે તેની સમજ જુદી જુદી રીતે આપી શકાય છે પણ તે ભેદોના સમૂહો અરસપરસ અંતર્ગત થાય છે તેથી કોઈ પણ સમૂહ શંકાયુક્ત નથી.

આસ્રવના ભેદો—(૧) બે ભેદ–૧ દ્રવ્ય (યોગ) ૨ ભાવ (કષાય).

(૨) સત્તર ભેદ–૪ સંજ્ઞા, ૩ અશુભ લેશ્યા, ૫ ઇંદ્રિયનો ભોગોપયોગ ૨ અશુભ ધ્યાન (આર્ત રૌદ્ર), ૩ રાગદ્વેષ મોહ એ ત્રણ = ૧૭

(૩) વીસ ભેદ—૫ ઇંદ્રિય અસંવર ૩ યોગ, ૫ અવ્રત, ૫ આસ્રવ સમૂહ (મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ કષાય, અશુભ યોગ, વસ્ત્ર પાત્ર જતના (ઉપયોગ) વગર લેવાં મૂકવાં, સોય–કુશાગ્ર વગેરે ઉપયોગ વગર રાખે.

(૪) ૪૨ ભેદો–૫ આસ્રવ, ૫ ઇંદ્રિય અસંવર ૪ કષાય, ૩ યોગ, ૨૫ ક્રિયા.

(૫) ૫૭ ભેદ કે જે ૫૭ હેતુ તરીકે ઓળખાય છે–૫ મિથ્યાત્વ, ૨૫ કષાય, ૧૫ યોગ, ૧૨ અવ્રત, (૫ ઇંદ્રિય અસંવર, મન અસંવર, છકાયાની રક્ષા ન કરવી તે ૧૨ અવ્રત) = કુલ ૫૭

(૬) ૫૭ હેતુમા ૫ ને બદલે ૨૫ મિથ્યાત્વ મેળવીએ તો ૭૭ ભેદ થાય

કર્મ વર્ગણા આગમન તથા કાયયોગ અને વચનયોગ તે દ્રવ્ય આસ્રવ છે, મનોયોગપ્રવૃત્તિ તે ભાવ આસ્રવ છે, સરાગી જીવની યોગ પ્રવૃત્તિ વધુવત્તુ અંશે રાગ કે દ્વેષયુક્ત હોય છે

વ્યવહારથી આસ્રવના બે ભેદ પડે–શુભ અને અશુભ. શુભ આસ્રવ પુણ્ય તત્ત્વ તરફ લઇ જાય અને અશુભ આસ્રવ કે જે સર્વથા ત્યાગ કરવા યોગ્ય છે તે પાપ તત્ત્વ તરફ લઇ જાય છે શુદ્ધ નિશ્ચય નયથી સર્વ આશ્રવનો છેવટે ત્યાગ કરવામા આવે છે

પુણ્યનો આશ્રવ માનીને ત્યાગ કરવામા આવે અને સ્વાર્થ માટે પાપ આશ્રવ ચાલુ રહે તો તે જીવના સંસારનો પાર આવે જ નહિ

પુણ્યાશ્રવમા (૧) પ્રશસ્તરાગ (શુદ્ધદેવ અરિહંત, ગુરુનિગ્રંથ, અર્હનધર્મમાં સરાગપણુ) કે જેનાથી કુગુરુ, કુદેવ, કુધર્મ અને વિષયાનુરાગવાળો પાપાશ્રવ દૂર થાય છે (૨) અનુકંપા (૩) અકલુષિત ભાવરૂપી શુભ પરિણામ આવે છે ૪, ૫, ૬ ગુણસ્થાનવાળા અને કેટલેક અંશે ૭ મા ગુણસ્થાનવાળા આવા પ્રકારના પુણ્યસ્રવથી પાપાસ્રવને હઠાવતા જાય છે અને આગળ વિકાસ પામતા જાય છે

અશુદ્ધ ભાવ

| | | |
|---|---|---|
| રાગ — | પરિણામ — | કર્મના |
| દ્વેષ | | આગમન |
| \| | | બંધ |
| વિષય | **કર્મચક્ર** | સત્તા |
| ગ્રહણ | **સ્વરૂપ** | ઉદય |
| \| | | \| |
| ઇંદ્રિયો | — શરીર | — ગતિ |

અશુદ્ધ ભાવથી કર્મ આવે કર્મથી ચાર ગતિમા ગમન થાય, ગતિ પ્રાપ્તિથી શરીર મળે, શરીરને ઇંદ્રિયો હોય, ઇંદ્રિયોથી વિષય ગ્રહણ થાય, વિષય ગ્રહણમા રાગદ્વેષ થાય કે જેથી અશુદ્ધ ભાવ થાય એની રીતે કર્મચક્ર ચાલ્યા કરે છે

ભાવકર્મનુ ઉપાદાન કારણ આત્મા છે, દ્રવ્ય કર્મ તેમાં નિમિત્ત બને છે

દ્રવ્ય કર્મનુ ઉપાદાન કારણ પુદ્ગળ છે, જીવના શુભાશુભ ભાવ તેમા નિમિત્ત બને છે ભાવ કર્મ તે રાગદ્વેષ યુક્ત આત્માનુ પરિણામ (શુદ્ધ ભાવમા રાગદ્વેષ હોતો નથી તે સંવર છે)

બાંધવા? તે તથા પ્રકારની પુદ્ગળ પરિણતિ પોતપોતાને સ્થાને હોય, તેમાં જીવને કલેશ શાનો? પુદ્ગળોનો એવો સ્વભાવ છે માટે આત્માએ સમભાવ રાખવો, ક્ષોભ ન પામવો, ખરાબ શબ્દ તરફ ઘૃણા ન કરવી અને સારા સંગીત કે વચનમાં મોહિત ન થવું

**(૨) ચક્ષુ ઇંદ્રિય વિજય** (અંકુશ, દમન)–સુંદર રૂપો, અજાયબી પમાડનારા દેખાવો, કુદરતી દેખાવો, સ્ત્રીના મનોહર અંગઉપાંગો એ સર્વ પુદ્ગળ સ્કંધો છે, જડ છે, અજીવ છે, અનાત્મિક વસ્તુ છે, જેમાં જીવ છે તે સર્વ જીવાત્મા પોતાના આત્મા જેવાજ છે દેખાતી વસ્તુઓનું મૂળતત્ત્વ પુદ્ગળ છે અને દેખનાર જીવ તત્ત્વ છે આવી રીતે મૂળતત્ત્વોનું શુદ્ધ સ્વરૂપ વિચારવાથી વ્યામોહ દૂર થાય છે

**કેટલાક સાધુ મોટા મોટા પર્વતો વગેરે જોવા નીકળે છે તેમને દીઠીયા ક્રિયા લાગે છે.**

**(૩) ઘ્રાણેન્દ્રિય વિજય**–સુગંધ અથવા દુર્ગંધ પુદ્ગળ સ્વરૂપ છે સુગંધી વસ્તુ દુર્ગંધ પામી શકે છે અને દુર્ગંધી વસ્તુ સુગંધ પામી શકે તો પછી પુદ્ગળમાં રાગદ્વેષની પરિણતિ કરીને સારી નરસી ગંધમાં રાગ–દ્વેષ કરીને શા માટે નવીન કર્મ બાંધવા એમ વિચાર કરવો

**(૪) રસેન્દ્રિ વિજય**–રસ પુદ્ગળનો ધર્મ છે, તેમાં તન્મય થવાથી એટલે સારામાં ઇષ્ટપણાની અને સુખની કલ્પના કરવાથી અને ખરાબમાં અનિષ્ટપણાની અને દુઃખની કલ્પના કરવાથી તેવા પ્રકારના રસયુક્ત પુદ્ગળોમાં એકેન્દ્રિયપણે ઉપજવું પડે છે

વળી પુદ્ગળના ધર્મો પુદ્ગળમાં રહે છે, જીવના ધર્મો જીવમાં રહે છે તો રાગદ્વેષ રૂપી ભાવ કર્મ ઉત્પન્ન કરીને જીવે શામાટે નવા કર્મ બાંધવા?

ખાતી પીતી વખતે પુદ્ગળના સ્વભાવ પ્રમાણે તેના ગુણો જીવ જાણી શકે છે, તે વખતે જીવે પોતાને ફક્ત જ્ઞાતા, દ્રષ્ટા તરીકે જ માનવો અગાઉના વજ્રઋષભ નારાચ સંઘયણવાળા સાધુ ખોરાકને ચાવ્યા વગર ગળી જતા, પણ હાલનું સંઘયણ હલકું હોવાથી ચાવવું પડે છે, નહિતર રોગ થાય, તેથી ચાવવાની ક્રિયા તરીકે તે કામ કરતાં રસના ઇષ્ટ અનિષ્ટપણાનું ધ્યાન રાખવું નહિ

વળી જે વસ્તુ ખાવા પીવામાં આવે છે તે એકેન્દ્રિય જીવોના મડા છે અને સમભાવની દ્રષ્ટિમાં એકેન્દ્રિય જીવો પણ આપણી પેઠે ચેતનાયુક્ત હોઇને આપણા ભાઇઓ છે, તેથી તેના મડા ખાવામાં શો આનંદ હોય?

તેને તો સંસાર રૂપી બળતા અગ્નિમાંથી છુટવા માટે સંયમ તપની આરાધનાને ઉત્કૃષ્ટ સ્થિતિ સુધી લાવવા માટે, જીવિતવ્ય ટકાવવા માટે, આહાર રૂપી ભાડું દીધા વગર, આહારથી બનેલું શરીર સંયમ તપમાં સહાય કરવા તૈયાર ન હોવાથી, લાચારીથી આહાર કરવો પડે છે, તો પછી તે આહારમાં સુખ દુઃખની કલ્પના કરવી નકામી છે, આવી રીતે રસેન્દ્રિયનું દમન થાય છે

વળી આત્માનો ગુણ જ્ઞાન છે જ્યાંથી જ્ઞાનની સ્ફુરણા થાય છે, ત્યાં આત્મ પ્રદેશો છે કારણ કે દ્રવ્ય વગર ગુણ ન હોય અને જ્યાંથી જ્ઞાનની સ્ફુરણા અનુભવી શકાય ત્યાં મન્ત્ર અનુસાર અરૂપી આત્મ પ્રદેશોની કલ્પના કરીને તેમાં મનને જોડી દેવું મન સ્થિર ન રહે તો ગભરાવું નહિ છદ્મસ્થનો ઉપયોગ ૭ સમયથી વધારે એક ઠેકાણે રહેતો નથી, ફરીફરીને મનને આત્મ પ્રદેશોમાં જોડયા કરવું

આની રીત એક પ્રકારનો આત્મ જાપ થાય છે અને જાપ શુદ્ધ આત્માનો હોય છે, એટલે આપણા આત્મ પ્રદેશોને શુદ્ધ સ્વરૂપે ઓળખવા પ્રયત્ન કરવો એમ અભ્યાસ થતા સિદ્ધ પરમાત્માના સ્વરૂપ સાથે આપણા આત્માનું એકત્વ થાય અને તે ઉત્કૃષ્ટ સ્વરૂપે થાય તો કેવળજ્ઞાન થાય

ત્રીજી રીત એવી છે કે, આર્ત ધ્યાન કે રૌદ્ર ધ્યાનના વિચારો આવે ત્યારે શાસ્ત્રનો અભ્યાસ કરવો, નવકાર મન્ત્રનો જાપ વગેરે શક્તિ પ્રમાણે કરવા અથવા આત્માના જ્ઞાનાદિ ગુણમય મનને બનાવી દેવું

મનોવિજયના વિષય ઉપરથી સાબીત થાય છે કે દ્રવ્યમન આત્માથી ભિન્ન છે પાંચ ઇન્દ્રિયો અને મન ઉપર વિજય લાવવામાં, જીવની પાત્રતા અનુસાર, તારતમ્યતા રહેલી છે કે જેથી સવરની સાથે નિર્જરા, ઉજ્વળ શુભ કર્મબધની પ્રધાનતા, અશુભ કર્મબધની ગૌણતા એ સર્વ સાથે થાય છે કોઇ પણ એક તત્ત્વ એકાંતિક રીતે સ્વતન્ત્ર રીતે કામ કરતુ નથી, પણ સર્વ તત્ત્વો અરસપરસ કોઇ અને કોઇ અપેક્ષાએ સબધ ધરાવે છે

મનને વશ કરવાની બીજી રીતો પણ છે જેમકે (૧) ખરાબ ભાવ આવે, સમજો કે ક્રોધ આવે તો પ્રતિપક્ષી ગુણ (ક્ષમા) નો બમણા જોરથી અને વધારે લાંબા વખત સુધી વિચાર કરવો (૨) દુ ખ પડે તો કર્મરૂપી દેવુ ખપે છે તે માટે આત્મિક પ્રસન્નતા રાખવી (૩) સુખની શોધ આત્મામાજ થાય છે, તો બીજે શા માટે જવુ ? શુદ્ધ આત્મસ્વરૂપ જ વિચારવુ કે જેથી સુખ ઉપજે

**વચન સવર**—તે વચન ગુપ્તિથી થાય અને અમુક અપેક્ષાથી (અસત્ય અને સસાર માર્ગની ભાષાનું રૂંધન કરીને) ભાષા સમિતિથી થાય ભાષા સમિતિમાં ભાવની તારતમ્યતાના આધારે સવર, નિર્જરા તથા પુણ્ય તત્ત્વ ઉપજે છે

**કાય સંવર**—મુખ્યતાથી કાયોત્સર્ગ કરવાથી અથવા કાય યોગમાં પ્રવૃત્તિ અટકાવવાથી અંશથી થાય છે

**નોંધ**—એક વાત ભુલવાની નથી કે સવર અને નિર્જરા તત્ત્વ, મોક્ષ તત્ત્વ પ્રાપ્ત થાય ત્યાં સુધી સાથે જ રહે છે

સમકિતના ઉપયોગથી મિથ્યાત્વના પુદ્ગળનો સવર થાય છે

શુભયોગથી મુખ્યતાએ સંવર, નિર્જરા અને શુભકર્મ બંધ થાય છે.

## બાવીશ પરિષહ

પરિષહ મુખ્યતાથી સાધુને લાગુ પડે છે પણ કેટલાક પરિષહ ત્યાગી શ્રાવકને સહન કરવા પડે. જેમકે પોષામાં બેઠેલ શ્રાવકને ભૂખ તરસ લાગે તો સમભાવ રાખવો જોઈએ.

૧૧ પરિષહ અશાતા વેદનીયના ઉદયથી આવે છે—ભૂખ, તરસ, ઠંડી, તાપ, ડાંસ-મચ્છર કરડે, ચાલવાનો, મેલનો, જેવી તેવી શય્યા, વધ, રોગ, તૃણસ્પર્શ.

૮ પરિષહ મોહનીય કર્મના ઉદયથી આવે—અચેલપણું (યોગ્ય કપડાં ન મળે) તેથી નગ્ન અવસ્થાની લજ્જા, અરતિ (ધર્મ કરવામાં કંટાળો આવે), સ્ત્રીનો, આક્રોશવચનનો, યાચનાનો, એક આસન પર બેસી રહેવાનો, સત્કાર પુરસ્કાર અને દર્શન.

જ્ઞાનાવરણીય કર્મના ઉદયથી પ્રજ્ઞા અને અજ્ઞાનનો પરિષહ થાય, અંતરાય કર્મના ઉદયથી અલાભ પરિષહ આવે.

જે કર્મના ઉદયથી જે પરિષહ આવે તે કર્મનું સ્વરૂપ અને આત્માથી ભિન્નતા સમજીને તથા બાહ્ય નિમિત્ત કે જેનાથી પરિષહ ઉત્પન્ન થયો હોય તેને કર્મનું દેવું અપાવી દેનાર ઉપકારી તરીકે માનીને આત્માના શુદ્ધ સ્વરૂપમાં લીન રહેવાથી પરિષહો ઉપર વિજય મળે છે અને આત્મ કલ્યાણ થાય છે.

## બાર ભાવના

આ સાધુ તથા શ્રાવક બંનેને માટે છે.

(૧) અનિત્ય ભાવના—ધન પરિગ્રહ, સગાસંબંધી, શરીર, યુવાની એ સર્વ નિત્ય નથી, તેનો નાશ થતાં વાર લાગતી નથી. લક્ષ્મી ચંચળ છે. આયુષ્ય પાણીના પરપોટા સમાન છે, કર્મ અને કર્મફળ બદલાતાં રહે છે. ફક્ત પોતાનો આત્મા નિત્ય છે, તેમાંથી જ સુખની શોધ કરવી.

(૨) અશરણ ભાવના—લક્ષ્મી પરિવાર સાથે આવતાં નથી, રોગ પીડા કોઈ વહેંચી શકતું નથી, કર્મ બંધનના દુઃખમાંથી મુક્ત કરવા વ્યવહારથી અરિહંતાદિ ચાર શરણ અને નિશ્ચયથી આત્મ પુરુષાર્થ સિવાય કોઈ શરણભૂત નથી.

(૩) સંસાર ભાવના—કર્મના કારણથી સંસારમાં અનેક પ્રકારના ચિત્ર વિચિત્ર સંયોગ થાય. ચોરાશી લાખ જીવ યોનિમાં રખડવું પડે. સંસાર તે જન્મ, જરા, મરણ, રોગ, આધિ વ્યાધિ ઉપાધિ રૂપે દુઃખરૂપ છે. માટે સંસારથી સર્વથા છૂટવાનો જ લક્ષ રાખવું.

(૪) **એકત્વ ભાવના**—જીવ પરલોકથી એકલો આવ્યો અને એકલોજ જાય છે, કરેલા પાપનુ ફળ એકલો જ ભોગવે છે, દુ ખમાં ભાગ લેવા કોઇ આવતુ નથી આત્માનુ એકત્વ ફકત જ્ઞાન દર્શન સુખ અને શકિતઓ સાથે છે, માટે તેમાંજ લીન રહેવુ

(૫) **અન્યત્વ ભાવના**—જીવથી શરીર, પુત્ર, સ્ત્રી, સગા, સબધી, નવ જાતના પરિગ્રહ વગેરે જુદા છે અન્ય જીવથી પણ દરેક જીવ જુદો છે જ્ઞાનાદિ આત્મ ગુણો સિવાય કોઇ જીવનુ નથી માટે અન્ય વસ્તુનો ત્યાગ કરીને સ્વગુણ (નીજ ગુણ)મા લીન થવુ

(૬) **અશુચી ભાવના**—શરીર સાત અશુચી ધાતુનુ બનેલુ છે અને તેમાથી મળ, મુત્ર, પરસેવો વગેરે નિરતર વહેતા રહે છે આવા શરીર ઉપર મોહ અસ્થાને છે માટે અશરીરી થવામા પ્રયત્ન કરવો

(૭) **આશ્રવ ભાવના**—મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ કષાય, યોગથી નવા કર્મ આવ્યા કરે છે, તે બધ કર્યા વગર શ્રેય થવાનુ નથી.

(૮) **સંવર ભાવના**—વ્રત પચ્ચખાણથી આવતા કર્મને રોકયા વગર છુટકો જ નથી

(૯) **નિર્જરા ભાવના**—સત્તામા રહેલા કર્મને બાર પ્રકારના તપથી નાશ કરવા જ પડે છે

(૧૦) **લોક ભાવના**—કેવડો મોટો લોક છે? તેમા કેટલા કાળથી રખડવુ પડયુ? હવે લોકનુ એવું સ્થાન મેળવવું કે જ્યાથી ફરી જન્મ મરણ ન કરવાં પડે

(૧૧) **બોધ ભાવના**—સમકિત પામવુ બહુ જ મુસ્કેલ છે. સમકિત વગર ખરો તત્વબોધ મળી શકે નહિ, ખરા તત્ત્વબોધ વગર ચારિત્ર ખરીદીને પાળી શકાય નહિ અને કાયમને માટે દુ ખમાથી છુટા થઇ શકાય નહિ, માટે સમકિત મેળવવા અને શુદ્ધ કરવાને માટે નિરતર મહેનત કરવી જોઇએ. હઠ-ત્યાગ, સત્ય, ધર્મ, અદ્વેષ, વિવેક, ન્યાય અને નિખાલસ મન વગર સાચી સમજણ આવી શકે નહિ આત્માનુ જ્ઞાન દર્શન ચારિત્રમય સ્વરૂપ જાણવુ, ઓળખવુ અને અનુભવવુ તે આત્મબોધ છે

(૧૨) **ધર્મ ભાવના**—સર્વજ્ઞ વીતરાગનો શુદ્ધ ધર્મ પાળ્યા વગર આત્મધર્મ પામી શકાય નહિ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ સાધન ધર્મ છે અને કેવળ જ્ઞાન, કેવળ દર્શન આત્મિક સુખ અને શક્તિ સાધ્યધર્મ છે તે આત્મધર્મ છે કારણનો કાર્યમા ઉપચાર કરવાથી સાધન ધર્મ બને છે પાચ ચારિત્ર સવર તત્ત્વમા છે.

## પહેલુ સામાયિક ચારિત્ર

**અર્થ**—આત્મિક સુખ, શાતિ, સમરસીભાવ પામવાને માટે જે વર્તન રાખવામા આવે તે સામાયિક ચારિત્ર. સમ=સમભાવ, સમતા, શાતિ, સુખ, તુલ્યપણુ, અક્ષોભપણુ, આત્મ સમક્ષ જ્ઞાન,

વળી તેની તારતમ્યતા મદ રહે છે તેથી સાધુપણુ ચાલુ રહે છે, નવમા ગુણસ્થાનવાળા ક્રોધ, માન, માયાનો નાશ કરી શકે છે પણ સુક્ષ્મ લોભનો નાશ સર્વથા કરી શકતા નથી, ગુણના વિકાસમા આગળ ચડે તો આગળનુ સુક્ષ્મ સપરાય ચારિત્ર પામે.

સામાયિક ચારિત્રમાં ક્ષયોપશમ, ઉપશમ અથવા ક્ષાયક એ ત્રણ સમકિતમાથી એક સમકિત હોય નવ નોકષાય (હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, દુગચ્છા, સ્ત્રીવેદ, પુરૂષવેદ, નપુસકવેદ) બહુ મદ હોય અથવા શાત હોય અથવા વધારે વિકાસવાળા સાધુએ તેમનો ક્ષય કર્યો હોય. સામાયિક ચારિત્રના પાચ મહાવ્રતોનુ વર્ણન આગળ આવી ગયુ છે તે પાચ મહાવ્રતોનુ રક્ષણ પાચ સમિતિ, અને ત્રણ ગુપ્તિથી થાય છે, તેની વાત પણ આગળ આવી ગઇ છે તેમજ ૨૫ ભાવનાથી પાચ મહાવ્રતની શુદ્ધિ થાય છે

આ ચારિત્રમા સવર તત્ત્વના તેમજ નિર્જરા તત્ત્વના સર્વ ભેદોનુ યથાશકિત પાલન કરવામા આવે છે. આ ચારિત્રમા પુલાક, બકુશ, પ્રતિસેવના કુશિલ અને કષાય કુશિલ નિર્ગથોનુ વર્ણન અગાઉ આવી ગયુ છે, તેનુ અવલોકન કરી લેવુ નવકાર મત્રની પાચ પદ્દીમાથી આચાર્ય, ઉપાધ્યાય અને સાધુની ત્રણ પદ્દી આ ચારિત્રમા પામી શકાય છે માટે તેમના ગુણનુ પણ અગાઉ જણાવ્યા પ્રમાણે ફરી અવલોકન કરી જવુ. સાધુની નિર્દોષ આહાર પાણીની વિધિ દશવૈકાલીકઆદિ સૂત્રમાથી જાણી લેવી જોઇએ

## સાત નયથી
## સામાયિક ચારિત્રનું અવલોકન

(૧) **નિગમ** નયવાળો જાડી બુદ્ધિથી અશનુ ગ્રહણ કરે એટલે અહિસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહનુ અશથી પાલન કરે તેને સાધુ કહે, અને બાહ્ય ક્રીયા અને વેષ ઉપર આધાર રાખે.

(૨) **સગ્રહ** નયવાળો દ્રવ્યથી સર્વ સાધુ નિર્ગ્રથોને એક સાધુના ભેદમા ગણે

(૩) **વ્યવહાર** નયવાળો દ્રવ્યથી વચન અને કાયાના જોગથી સર્વ આચાર પાળનાર નિગ્રથોને ચારિત્રી માને

(૪) **રૂજુસૂત્ર** નયવાળો સાધુપણાના માનસિક ઉપયોગમા વર્તમાનકાળમા વર્તતો હોય તેને માને. સાધુ હોય છતા અણછાજતો ક્રોધ કરે તો તે વખતે તેને ચડાળ માને, અને ગૃહસ્થીનુ કોઇ કામ કરતો હોય તે વખતે તેને ગૃહસ્થી માને, આશ્રવનુ કામ કરનારને અસયમી માને, મૈથુનની ઇચ્છા કરનારને અબ્રહ્મચારી માને

(૫) **શબ્દ** નયવાળો સામાયિક ચારિત્રના જેટલા અર્થ થાય તેમાના ભાવમા વર્તમાનમા રહેનારને ચારિત્રી માને

(૬) **સમભિરૂઢ** નયવાળો સમભાવવાળા ધર્મધ્યાન શુક્લ ધ્યાનયુક્ત હોય તેને માને

(૭) **એવંભુત** નયવાળો નવમા ગુણસ્થાનવાળા ક્ષપક શ્રેણીયુક્ત ઉત્કૃષ્ટ સામાયિક ચારિત્રના પર્યાયવાળા શુક્લ ધ્યાની આત્માને માને

સુધી વ્યવહારથી આ ચારિત્ર પાળે ચારિત્રથી ભ્રષ્ટ થાય તો જઘન્ય અંતર્મુહુર્ત અને ઉત્કૃષ્ટ અર્ધ પુદ્ગળ પરાવર્તન રહે ઊણુ તેટલા વખતમા ફરી ચારિત્ર પામીને આગળ વધીને મોક્ષ જાય.

સામાયિક ચારિત્રવાળા સાધુની સખ્યા પ્રત્યેક હજાર ક્રોડ હોય છે સામાયિક ચારિત્રના પરમ અર્થ (આત્મભાવ)મા રહી શકે તેને તે વખતે જે સમતા રસનો અનુભવ થાય છે તેનુ સુખ જઘન્ય પહેલા દેવલોકના દેવથી વધારે અને ઉત્કૃષ્ટ સર્વાર્થ સિદ્ધ વિમાનના દેવથી વધારે મળી શકે છે

## બીજુ છેદોપસ્થાપનીય ચારિત્ર

છેદ—પૂર્વ પર્યાયનો છેદ તે ભરત ઇરવતના પહેલા અને છેલ્લા તીર્થંકરના શાસનના સાધુ આશ્રી ટુંકા કાળ જઘન્ય ૭ દિવસ, મધ્યમ ૪ માસ, ઉત્કૃષ્ટ ૬ માસના સામાયિક ચારિત્રનો છેદ અથવા પ્રાયશ્ચિત આપીને, જેનુ દુષિત ચારિત્ર છેદ કરવામા આવે છે તે છેદ + ઉપસ્થાપનીય = છેદ કર્યા પછી જે ચારિત્રની ફરી સ્થાપના કરવામા આવે છે તે છેદોસ્થાપનીય ચારિત્ર. ભરત ઇરવતના ત્રેવીશમા તિર્થંકરના શાસનના સાધુ ચોવીશમા તિર્થંકરના સાશનમા ભળી જાય તેને પણ આ ચારીત્ર સ્થાપવામા આવે છે

આ ચારિત્ર ભરત ઇરવતમા પહેલા તથા છેલ્લા તિર્થંકરના સાધુ માટે છે, વચલા બાવીસ તિર્થંકરના શાસનના સાધુ તથા મહાવિદેહ ક્ષેત્રના સાધુ માટે સામાયિક ચારિત્ર છે

છેદોપસ્થાપતીય ચારિત્રવાળા કલ્પાતીત ન હોય, અન્ય લિગમા ન હોય, આ ચારિત્ર એક ભવમા પૃથક્ વીસ વાર લાભે, સર્વકાળમા ન હોય. જઘન્ય ૨૫૦ વર્ષ અને ઉત્કૃષ્ટ ૫૦ લાખ ક્રોડ સાગર સુધી આ ચારિત્રવાળા હોય અને ઉત્કૃષ્ટ હોય તો ૯૦૦ ક્રોડ હોય. આ કાળમા પાચ ભરત અને પાચ ઇરવતમાં જેટલા સાધુ છે તેમને માટે આ ચારિત્ર છે

આટલી હકીકત સિવાય ચારિત્રની અપેક્ષાએ સામાયિક ચારિત્ર અને છેદોપસ્થાપનીય ચારિત્ર સરખા છે જેટલી ક્રિયા અને જેટલા ગુણ સામાયિક ચારિત્રમા હોય તેટલા સર્વ છેદોપસ્થાપનીય ચારિત્રમા હોય, માટે બાકીનુ વર્ણન સામાયિક ચારિત્રમા લખ્યુ છે તે અહિ પણ સમજવુ નિશ્ચય નયથી શુભ યોગ તે શુભાસ્રવ છે, પણ તેનાથી અશુભ આસ્રવ અટકે છે તે અપેક્ષાએ સવર છે

## બાકીના ચારિત્ર

**પરિહાર વિશુદ્ધ ચારિત્રથી** અમુક ખાસ પ્રકારનો તપ કરવામા આવે છે તે હાલમા ક્યાય નથી, તેની હકીકત સુત્રમાથી જાણી લેવી

**સુક્ષ્મ સંપરાય ચારિત્રવાળા** અવેદી, કલ્પાતીત, અપ્રતિસેવક, દસમા ગુણસ્થાનવાળા, ઉપશમ કે ક્ષપક શ્રેણીવાળા હોય છે, તેમને મોહનીય કર્મ તથા આયુષ્યનો બધ નથી, તેઓ હોય કે ન હોય. જો હોયતો જઘન્ય ૧, ૨, ૩, ઉત્કૃષ્ટ પ્રત્યેક સો હાલમા મહાવિદેહ ક્ષેત્રમા હોય પણ અહિ તો નથી

યથાખ્યાત ચારિત્રવાળા નિર્ગ્રંથ અને સ્નાતક છે તેઓના ગુણસ્થાન ૧૧ થી ૧૪ સુધી છે તેમાં ઉપશમ શ્રેણીવાળા તથા ક્ષપક શ્રેણીવાળા તથા સર્વજ્ઞ આવે છે, તેઓ હાલમાં મહાવિદેહ ક્ષેત્રમાં પ્રત્યેક ક્રોડની સંખ્યામાં છે.

## નયોની અપેક્ષાથી
## સંવર તત્વનું અવલોકન

(૧) નિગમ નય પ્રમાણે શુભ યોગ તે સંવર. શુભ યોગ દશમા ગુણસ્થાન સુધી સંવરનું કારણ છે. આ નય પ્રમાણે કારણમાં કાર્યનો ઉપચાર કરવામાં આવે છે તે અપેક્ષાએ શુભ યોગ તે સંવર છે. શુભયોગમાં પ્રવર્તતા અશુભ યોગમાંથી નિવૃત્તિ થાય છે તે સંવર છે. આ નય વાળો બાહ્ય કરણી ઉપર આધાર રાખે છે.

(૨) સંગ્રહ નય પ્રમાણે સંવરના સર્વ ભેદોને એક સંવર તત્ત્વમાં ગ્રહાય છે. ભલે લોકો સંવરના જુદાજુદા ભેદમાં ક્રિયા કરતા હોય તે સર્વ એક સંવર તત્ત્વમાં છે એમ કહી શકાય.

(૩) વ્યવહાર નય-પ્રમાણે વ્રત પચ્ચખ્ખાણ વગેરે સંવરના સર્વ વ્યવહારિક ભેદોનું આચરણ તે સંવર કહેવાય.

(૪) ઋજુસૂત્ર નય પ્રમાણે વર્તમાન કાળમાં દ્રવ્ય કર્મનો આત્મામાં આવતાં અટકાવ થતો હોય અને વર્તમાન ભાવથી સંવર પરિણામ હોય તેને સંવર કહેવાય. સાધુના વેશમાં ધ્યાન અવસ્થામાં કોઈ રૌદ્ર ધ્યાનમાં હોય તો તે આસ્રવ તત્ત્વમાં છે એમ આ નયથી કહી શકાય પણ બીજા નયના કથનની સર્વથા ઉપેક્ષા રાખી ન શકાય.

(૫) શબ્દ નય પ્રમાણે સમકિત, વ્રત, અપ્રમાદ, અકષાય અને અયોગી અવસ્થાના પરિણામમાં હોય તે સંવર છે ગુણસ્થાન ૪ થી ૧

(૬) સમભિરૂઢ નય પ્રમાણે સમતા, રાગદ્વેષનો અભાવ, ઇષ્ટ અનિષ્ટપણાનો અભાવ, સમભાવ, વીતરાગ દશા તે સંવર છે. ગુણસ્થાન ૧૧ થી ૧૪

(૭) એવંભૂત નય પ્રમાણે સંપૂર્ણ સંવર સ્વરૂપી ૧૪ મા ગુણસ્થાનની શૈલેશી અવસ્થા તથા સિદ્ધ પર્યાય તે સંવર છે.

નોંધ—સિદ્ધ અવસ્થા સંવર સ્વરૂપ છે કારણ કે તેમના આત્મ પ્રદેશમાં ક્યાંય કર્મનું આગમન થતું નથી. પણ સંવરમાં ચારિત્રનો ભેદ પણ છે કે જ્યાં આસ્રવ અટકાવવા રૂપી ક્રિયા થાય છે તે સિદ્ધમાં નથી, એટલે સિદ્ધના કર્મની અપેક્ષાએ સંવર નથી પણ જે સમયે સર્વ કર્મમાંથી મુક્ત થાય ને સિદ્ધ થાય તે ૧ અંતિમ સમયે સંવર છે, પછી નથી. પણ સ્વ સ્વરૂપની અપેક્ષાએ સર્વદા સંવર સ્વરૂપ છે અને કે તે અવસ્થામાં કોઈ પ્રકાર ક્રિયાનો હોતો નથી તેથી ચારિત્ર રૂપે નથી.

ચારિત્ર પણ સંવર છે, માટે ચારિત્રનુ પણ સાત નયથી ઉપર મુજબ ગુણની અપેક્ષા સહિત અવલોકન કરવુ કોઇ પણ એક નય પ્રમાણે સવરમા હોય તેને સવર નથી એમ કહેવુ તે પણ મિથ્યાત્વ છે જો કે નિશ્ચયથી એવંભૂત નય પ્રમાણે આત્મ પ્રદેશોની અકપ અવસ્થાસ્વરૂપી સવર તત્ત્વમા દાખલ થયા વગર મોક્ષ નથી

આવી રીતે નય વાદ પ્રમાણે દરેક તત્ત્વ સમજવામા આવે તો સાધુ શ્રાવકોના અદર અદરના ઝઘડા શાત થઈ જાય. વળી એટલુ જાણવુ જોઇએ કે સર્વ જગત્ સમાન ભાવની અપેક્ષાએ સર્વ જીવ સરખા છે વ્યક્તિગત નય પ્રમાણે જેમના આચાર વિચાર સરખા છે તેઓ તે તે નયની અપેક્ષાએ સરખા છે તારતમ્યતાની અપેક્ષાએ એવભૂત નય પ્રમાણે સવર ભાવમા હોય તે શ્રેષ્ઠ છે ઊચે ઊચેના નય નીચેના નય કરતા શુદ્ધ, શુદ્ધત્તર, શુદ્ધત્તમ થતા જાય છે

**નોંધ નં. ૨**—જ્યા ચારિત્ર અને સાધુપણાની વાત આવે ત્યાં સર્વજ્ઞ વીતરાગની આજ્ઞા પ્રમાણે વ્યવહાર સમકિત સહિત પાચ મહાવ્રતમાથી કોઇ પણ મહાવ્રતને જે કોઇ ખડિત ન કરી નાખે તે સાધુ છે અને ચારિત્રમા છે અને સ્વલિગની અપેક્ષાએ તીર્થના સાધુ માટે રજોહરણ, ગુચ્છો અને પાત્રા જોઇએ, બાકીના ઉપકરણ કલ્પ પ્રમાણે હોય ઉઘાડે મોઢે સાધુ બોલે તો વાયુના જીવ હણાય અને પહેલા મહાવ્રતની વિરાધના થાય. હિંસા થાય એવુ કરવા માટે સાધુ, શ્રાવકને ઉપદેશ આપે તો પહેલા મહાવ્રતની વિરાધના થાય

## નિક્ષેપાથી
## સંવરનું અવલોકન

(૧) **નામ સંવર**—કોઇ માણસનુ નામ સવર હોય તે પૂજવા કે આદરવા યોગ્ય નથી, પણ સવર તત્ત્વને "સંવર" એવી સંજ્ઞા આપેલી છે તે સજ્ઞાથી શબ્દ પ્રયોગ થાય.

(૨) **સ્થાપના સંવર**—(૧) કોઇ વસ્તુને "સંવર" તરીકે સ્થાપી હોય તે પૂજવા કે આદરવા લાયક નથી (૨) કોઇ માણસ પોતાના ભાવને આત્મ પ્રદેશમા અથવા સવરના કોઈ ભેદમા સ્થાપે, સ્થિર થાય તે ભાવ નિક્ષેપાનો વિષય છે તે ઉપાદેય છે (૩) સવર શબ્દની લીપીમા સ્થાપના

(૩) **દ્રવ્ય સંવર**—નિક્ષેપાની અપેક્ષાએ દ્રવ્ય સવર ઘણી રીતે વર્ણવી શકાય, પણ અહિ ઉપાદેય સ્વરૂપ બે પ્રકારનુ છે (૧) દ્રવ્ય સવરની કરણી ભાવ વગર જો દ્રવ્ય કરણી કરવામા આવે તો મોક્ષનુ ફળ ન મળે, પણ સ્વર્ગાદિ ફળ મળે. (૨) પુદ્ગળ દ્રવ્યોનુ કર્મ પણે આત્મ પ્રદેશોમા ન આવવુ તે પણ દ્રવ્ય સવર છે, તે ઉપાદેય તત્ત્વ છે

(૪) **ભાવ સંવર**—એટલે સવરમા ભાવ, પરિણામ, આત્મપરિણતિ, રાગદ્વેષની મદતા કે અભાવ, વસ્તુમા સારા નરસાની કલ્પના ન કરવી તે, તેમા ઇષ્ટ અનિષ્ટ ભાવ ન રાખવો, તથી સુખી કે દુખી ન થવુ સમાનભાવ રાખવો તે ભાવ સવર છે ભાવ સવર વગર મોક્ષ નથી. આત્મપ્રદેશોનુ અકપપણુ તે પણ સવર છે શુદ્ધ આત્મ સ્વરૂપમા રમણતા કરવી, પોતાના જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્યમા એકાકાર થવુ તે પણ ભાવે સવર છે અને તેની સાથે નિર્જરા પણ થાય છે

યથાખ્યાત ચારિત્રવાળા નિર્ગ્રંથ અને સ્નાતક છે તેઓના ગુણસ્થાન ૧૧ થી ૧૪ સુધી છે તેમાં ઉપશમ શ્રેણીવાળા તથા ક્ષપક શ્રેણીવાળા તથા સર્વજ્ઞ આવે છે, તેઓ ક્રમથી મહાવિદેહ ક્ષેત્રમાં પ્રત્યેક ક્રોડની સંખ્યામાં છે.

## નયોની અપેક્ષાથી
## સંવર તત્વનું અવલોકન

(૧) નિગમ નય પ્રમાણે શુભ યોગ તે સંવર. શુભ યોગ ક્ષમા ગુણસ્થાન સુધી સંવરનું કારણ છે. આ નય પ્રમાણે કારણમાં કાર્યનો ઉપચાર કરવામાં આવે છે તે અપેક્ષાએ શુભ યોગ તે સંવર છે. શુભયોગમાં પ્રવર્તતા અશુભ યોગમાંથી નિવૃત્તિ થાય છે તે સંવર છે. આ નય વાળો ભાવ સ્વરૂપ ઉપર આધાર રાખે છે.

(૨) સંગ્રહ નય પ્રમાણે સંવરના સર્વ ભેદોને એક સંવર તત્વમાં ગ્રહણ છે. જે જે યોગો સંવરના શુભાશુભ ભેદમાં ક્રિયા કરતા હોય તે સર્વ એક સંવર તત્વમાં છે એમ કહી શકાય.

(૩) વ્યવહાર નય-પ્રમાણે વ્રત પચ્ચક્ખાણ વગેરે સંવરના સર્વ વ્યવહારિક ભેદોનું આચરણ તે સંવર કહેવાય.

(૪) ઋજુસૂત્ર નય પ્રમાણે વર્તમાન કાળમાં દ્રવ્ય કર્મનો આત્મામાં આવતો અટકાવ થતો હોય અને વર્તમાન ભાવથી સંવર પરિણામ હોય તેને સંવર કહેવાય. સાધુના વેશમાં ધ્યાન અવસ્થામાં આર્ત રૌદ્ર ધ્યાનમાં હોય તો તે આસ્રવ તત્વમાં છે એમ આ નયથી કહી શકાય. પણ બીજા નયના કથનની સર્વથા ઉપેક્ષા રાખી ન શકાય.

(૫) શબ્દ નય પ્રમાણે સમકિત, વ્રત, અપ્રમાદ, અકષાય અને અયોગી અવસ્થાના પરિણામમાં હોય તે સંવર છે. ગુણસ્થાન ૪ થી ૧

(૬) સમભિરૂઢ નય પ્રમાણે સમતા, સંકલ્પનો અભાવ, છદ્મસ્થપણાનો અભાવ, ક્ષેમભાવ, વીતરાગ દશા તે સંવર છે. ગુણસ્થાન ૧૧ થી ૧૪

(૭) એવંભૂત નય પ્રમાણે સંપૂર્ણ સંવર સ્વરૂપી ૧૪ મા ગુણસ્થાનની શૈલેશી અવસ્થા તથા સિદ્ધ પર્યાય તે સંવર છે

નોંધ—સિદ્ધ અવસ્થા સંવર સ્વરૂપ છે કારણ કે તેમના આત્મ પ્રદેશમાં ક્યાંથી કંઈ આગમન થતું નથી. પણ સંવરમાં ચારિત્રનો ભેદ પણ છે કે જ્યાં આશ્રવ અટકાવવા રૂપી ક્રિયા થાય છે તે સિદ્ધમાં નથી, એટલે સિદ્ધને કર્મની અપેક્ષાએ સંવર નથી પણ જે સમયે સર્વ કર્મમાંથી મુક્ત થાય ને સિદ્ધ થાય તે જ અક્રિયત સમયે સંવર છે, પછી નથી. પણ સ્વ સ્વરૂપની અપેક્ષાએ સર્વદા સંવર સ્વરૂપ છે જો કે તે અવસ્થામાં કંઈ રોકવાનું હોતો નથી તેથી ચારિત્ર રૂપે નથી.

ચારિત્ર પણ સવર છે, માટે ચારિત્રનુ પણ સાત નયથી ઉપર મુજબ ગુણની અપેક્ષા સહિત અવલોકન કરવુ કોઇ પણ એક નય પ્રમાણે સવરમા હોય તેને સવર નથી એમ કહેવુ તે પણ મિથ્યાત્વ છે જો કે નિશ્ચયથી એવભૂત નય પ્રમાણે આત્મ પ્રદેશોની અકપ અવસ્થાસ્વરૂપી સવર તત્ત્વમા દાખલ થયા વગર મોક્ષ નથી

આવી રીતે નય વાદ પ્રમાણે દરેક તત્ત્વ સમજવામા આવે તો સાધુ શ્રાવકોના અદર અદરના ઝઘડા શાત થઈ જાય વળી એટલુ જાણવુ જોઇએ કે સર્વ જગત્ સમાન ભાવની અપેક્ષાએ સર્વ જીવ સરખા છે વ્યક્તિગત નય પ્રમાણે જેમના આચાર વિચાર સરખા છે તેઓ તે તે નયની અપેક્ષાએ સરખા છે તારતમ્યતાની અપેક્ષાએ એવભૂત નય પ્રમાણે સવર ભાવમા હોય તે શ્રેષ્ઠ છે ઊચે ઊચેના નય નીચેના નય કરતા શુદ્ધ, શુદ્ધતર, શુદ્ધતમ થતા જાય છે

**નોંધ નં. ૨**—જ્યા ચારિત્ર અને સાધુપણાની વાત આવે ત્યા સર્વજ્ઞ વીતરાગની આજ્ઞા પ્રમાણે વ્યવહાર સમકિત સહિત પાચ મહાવ્રતમાથી કોઇ પણ મહાવ્રતને જે કોઇ ખડિત ન કરી નાખે તે સાધુ છે અને ચારિત્રમા છે અને સ્વલિંગની અપેક્ષાએ તીર્થના સાધુ માટે રજોહરણ, ગુચ્છો અને પાત્રા જોઇએ, બાકીના ઉપકરણ કલ્પ પ્રમાણે હોય. ઉઘાડે મોઢે સાધુ બોલે તો વાયુના જીવ હણાય અને પહેલા મહાવ્રતની વિરાધના થાય હિસા થાય એવુ કરવા માટે સાધુ, શ્રાવકને ઉપદેશ આપે તો પહેલા મહાવ્રતની વિરાધના થાય

## નિક્ષેપાથી
## સંવરનું અવલોકન

(૧) **નામ સંવર**—કોઇ માણસનુ નામ સવર હોય તે પૂજવા કે આદરવા યોગ્ય નથી, પણ સંવર તત્ત્વને "સંવર" એવી સજ્ઞા આપેલી છે તે સંજ્ઞાથી શબ્દ પ્રયોગ થાય.

(૨) **સ્થાપના સંવર**—(૧) કોઇ વસ્તુને "સંવર" તરીકે સ્થાપી હોય તે પૂજવા કે આદરવા લાયક નથી (૨) કોઇ માણસ પોતાના ભાવને આત્મ પ્રદેશમા અથવા સવરના કોઈ ભેદમા સ્થાપે, સ્થિર થાય તે ભાવ નિક્ષેપાનો વિષય છે તે ઉપાદેય છે (૩) સવર શબ્દની લીપીમા સ્થાપના

(૩) **દ્રવ્ય સવર**—નિક્ષેપાની અપેક્ષાએ દ્રવ્ય સવર ઘણી રીતે વર્ણવી શકાય, પણ અહિ ઉપાદેય સ્વરૂપ બે પ્રકારનુ છે (૧) દ્રવ્ય સવરની કરણી ભાવ વગર જો દ્રવ્ય કરણી કરવામા આવે તો મોક્ષનુ ફળ ન મળે, પણ સ્વર્ગાદિ ફળ મળે. (૨) પુદ્ગળ દ્રવ્યોનુ કર્મ પણે આત્મ પ્રદેશોમા ન આવવુ તે પણ દ્રવ્ય સવર છે, તે ઉપાદેય તત્ત્વ છે

(૪) **ભાવ સંવર**—એટલે સવરમા ભાવ, પરિણામ, આત્મપરિણતિ, રાગદ્વેષની મદતા કે અભાવ, વસ્તુમા સારા નરસાની કલ્પના ન કરવી તે, તેમા ઇષ્ટ અનિષ્ટ ભાવ ન રાખવો, તથી સુખી કે દુખી ન થવુ સમાનભાવ રાખવો તે ભાવ સવર છે ભાવ સવર વગર મોક્ષ નથી. આત્મપ્રદેશોનુ અકપપણુ તે પણ સવર છે શુદ્ધ આત્મ સ્વરૂપમા રમણતા કરવી, પોતાના જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્યમા એકાકાર થવુ તે પણ ભાવે સવર છે અને તેની સાથે નિર્જરા પણ થાય છે

## ભાવ સંવરના ત્રણ પ્રકાર

(૧) આગમથી ભાવ સંવર—આગમ પ્રમાણે સંવર તત્વમાં ઉપયોગ. (૨) નો આગમથી સંવર—સંવર તત્વમાં સ્થિર આત્મા. આ સ્વરૂપ સમકીતથી શરૂ થાય છે અને ૧૪ મે ગુણસ્થાને સંપૂર્ણતા પામે છે. સિદ્ધ સ્વરૂપ સ્વભાવિક રીતિ પ્રયત્ન વગર સંવર સ્વરૂપ છે. (૩) તદ્વ્યતિરિક્તનો આગમથી ભાવ સંવર—સંવર તત્વમાં આત્મ પરિણતિ, પરમાત્મ સ્વરૂપમાં લીનતા, જ્ઞાન, દર્શન ચારિત્ર તપ, વીર્યમાં એકાકારપણું

## સંવર તત્વના
## ચાર પ્રકાર

(૧) આગમ પ્રમાણ—અરિહંત કથિત, ધર્મ પ્રમાણે જે સૂત્રો છે, તેમાં સંવર તત્વ આવે છે તે ઉપદેશ છે

(૨) ઉપમા પ્રમાણ—જેમ પાળ બાંધવાથી સરોવરમાં પાણી જઈ શકતું નથી તેમ અઢાર પાપ સ્થાનથી પચ્ચખ્ખાણ વગેરેથી જુદી કરવાથી આત્મ-પ્રદેશ તરફ આવતો પાપાશ્રવ કર્મ પ્રવાહ રોકાઈ જાય તે સંવર સ્વરૂપ છે.

નોંધ—આશ્રવ તત્વમાં પુણ્ય અને પાપ કાર્ય અને શુભ અશુભ કર્મ એ બને આવે છે, પણ પુણ્યના પચ્ચખ્ખાણ હોતા નથી, કારણ કે નિરાશી, નિષ્કામ, નિસ્વાર્થ બુદ્ધિથી ગુણસ્થાનોની યોગ્યતાથી પુણ્ય કરવામાં આવે તો તેનું ફળ આવે તે ધર્મ માર્ગમાંથી જીવને રોકી શકતું નથી અને તેથી રોકવવું પણ નથી. આલોક પરલોકના સ્વાર્થ બુદ્ધિથી પુણ્ય કરવાના પચ્ચખ્ખાણ થઈ શકાય.

બીજી દ્રષ્ટિથી આપણે કેવું સંવરનું સ્વરૂપ મેળવવું જોઈએ કે તેની ઉપમા માટે સિદ્ધ સ્વરૂપ છે તે ઉપદેશ છે,

૩ પ્રત્યક્ષ પ્રમાણ—સંવર તે આત્માનો ગુણ છે તેની ખાત્રી માટે જુઓ કે કોઈ માણસ જીવનો ઘાત કરતો હોય તેના ઉપર ગુણાનુરાગ (પ્રમોદ) ભાવ નથી આવતો, પણ જે જીવની દયા કરે છે અથવા મન પચ્ચખ્ખાણ લીધે છે તેના ઉપર પ્રત્યક્ષ પ્રમોદ ભાવ આવતા દેખાય છે. સર્વ તેની પ્રશંસા કરે છે અને આપણે આપણા ભાવ સમતા વગેરે સંવરમાં અથવા તેના સ્વામી જે આત્મા છે તેના પ્રદેશમાં સ્થિર કરીને સ્થાપ્યો હોય તો આપણો સહજ આનંદનો અનુભવ સ્વપ્રત્યક્ષ (આત્મગત) થાય છે સિદ્ધના સુખનો અંશથી અનુભવ અહીં બેઠા બેઠા કર્યો હોય તો સંવરથી થાય છે

(૪) અનુમાન પ્રમાણ—સર્વ જીવને સુખ વહાલું છે અને સંવર ભાવમાં સ્વપ્રત્યક્ષ અંતર્ગત આત્મિક સુખનો, પૌદ્ગલિક ઇન્દ્રિયોના સુખથી જુદા પ્રકારનો, અંશથી અપૂર્વ અનુભવ થાય છે તો, દુઃખના અંશ વગરનું શાશ્વત સિદ્ધ સ્વરૂપનું સુખ મેળવવું હોય તો સંપૂર્ણ સંવર

કે જે સપૂર્ણ સુખ આપી શકે છે, તે મેળવવાના ઉત્કૃષ્ટ સાધન મેળવવા જ જોઈએ, એટલે કે સવર ઉપાદેય છે

**વ્યવહારથી સંવર**—વ્રત પચ્ચખાણ વગેરે સવરના સર્વ ભેદોનુ પાલન

**નિશ્ચયથી સંવર**—અશુદ્ધ નિશ્ચય નયથી વ્યવહાર સવરના પાલનમા જેટલે દરજ્જે આત્મભાવ કેળવાય, સમતાભાવ આવે રાગદ્વેષનો અભાવ થાય, આત્માની શુદ્ધિ થાય તેટલે દરજ્જે સવર થાય છે પણ ધ્યેય સપૂર્ણ સવર સ્વરૂપ સિદ્ધ પદ પ્રાપ્તિનુ હોવુ જોઈએ

આવ્યુ પાછુ ન જાય એવુ નિશ્ચયથી સવર સ્વરૂપ ક્ષપક શ્રેણીમા બારમે ગુણસ્થાને પ્રાપ્ત થાય છે સર્વથા શુદ્ધ સવર સ્વરુપ ૧૪ મે ગુણસ્થાને આવે છે સર્વથા શુદ્ધ નિશ્ચય નયથી શૈલેશી પ્રાપ્ત અવસ્થા તથા સિદ્ધ સ્વરૂપ તે સપૂર્ણ સવર છે

ભાવ અને નિશ્ચય અપેક્ષાએ ભેદ અભેદ સ્વરૂપ છે ભાવ=પરિણામ અને નિશ્ચય=દઢતા (દઢ પરિણામ) એ અપેક્ષાએ અભેદ રૂપે છે કારણ કે બનેના પરિણામ સામાન્ય છે ભાવ એટલે ફળ મેળવવાના પરિણામ અને નિશ્ચય તે ફળ, એક કારણ, તો બીજુ કાર્ય એક કર્તા, તો બીજુ ફળ રૂપી કર્મ તે ભેદ રૂપે છે, તે પણ નિગમ નયની અપેક્ષાએ (કારણ તે કાર્ય) અભેદ રૂપે છે ભાવ ધ્યાતા છે, નિશ્ચય તે ધ્યેય છે ધ્યાતા વગર ધ્યેય નથી અને ધ્યેય વગર ધ્યાતા નથી

અહિ "ફળ" શબ્દ વાપર્યો તે સમજાવવા પુરતો છે, કારણ કે નિશ્ચયથી સવર અફળ (પાપ પુન્યના ફળ રહિત) છે

હવે **ભાવની બાહ્ય ક્રિયા તે વ્યવહાર નય** છે તેનો એક દાખલો

ચાલવુ છે તે શા માટે? તો કે આહાર, નિહાર, વિહાર, વૈયાવચ્ચ માટે ચાલ્યા વગર છુટકો નથી પણ એવી રીતે ચાલવુ કે પાપ કર્મ ન બધાય (સવર થાય) અને નિર્જરા થાય એવો હેતુ રાખીને ચાલવુ છે કે જેથી ધ્યેયમા વાધો ન આવે, માટે રસ્તામા જીવને જાણીને, દેખીને, દયા ભાવ કે સમાન ભાવથી, રાગદ્વેષ રહિતપણે, રક્ષણ કરીને, ઉપયોગથી ચાલવુ તે ઇર્યા સુમતિ

અહીં ઇર્યા સુમતિ તે વ્યવહાર માર્ગ અને મોક્ષ ધ્યેયવાળી સવર તથા નિર્જરા તે નિશ્ચય માર્ગ 'કડમાણે કડે'ની અપેક્ષાએ નિર્જરા પણ ધ્યેય છે કારણ કે મોક્ષ એકદમ થતો નથી, નિર્જરા કરતા કરતા છેવટે અતિમ ચરમ કર્મમાથી મોક્ષ થાય છે

જેઓ વ્યવહાર અને નિશ્ચય માર્ગમા ગુચવાઈને એકાતવાદી થઈને બને માર્ગ ખોઈ બેસે તેના માટે આ દાખલા ઉપરથી સમજવાનુ છે કે, **નિશ્ચય માર્ગ મેળવવા માટે વ્યવહાર માર્ગ ટુંકો અને સરળ રસ્તો છે, જેટલે દરજ્જે વ્યવહારનું ઉલ્લંઘન થાય તેટલે દરજ્જે નિશ્ચય માર્ગ દૂર જાય છે. ગમે તેવો એકાંત આત્મવાદી હોય પણ તે ઇર્યા સુમતિ રૂપી વ્યવહાર ન સાચવે તો જરૂર તેને પાપ કર્મ બધાય છે.**

આની રીતે સર્વ મૂળ ગુણ અને ઉત્તર ગુણોમા કયા વ્યવહાર છે, કયા નિશ્ચય માર્ગ છે તે જાણવુ જોઈએ વ્યવહારના સર્વ ભેદોને એકી સાથે દરેક આત્માર્થી પાળી શકાતા નથી અને દરેક

એના સેવા અને દરેક વિચારોનો તદ્રૂપ અનુભવ કરવા.

આ મુજબ ૧૨ ભેદોનો અંતર્ભાવ છે અહિં તપનો વિષય સમાપ્ત થયો છે

## આઠમું બંધ તત્ત્વ

અર્થ—આત્માના પ્રદેશો સાથે કર્મ પુદ્ગલોનો બંધ થાય, દૂધ અને પાણીની માફક એકમેક થઈ જાય, લોઢું અને અગ્નિની માફક એકીભૂત થાય, એક સ્થાન અવગાહના થાય તે બંધ તત્ત્વ.

જ્યારે મન, વચન, કાયાની પ્રવૃત્તિ થાય છે ત્યારે આત્મ પ્રદેશો ચલાયમાન થાય છે. તે વખતે જે આકાશ પ્રદેશોમાં આત્મ પ્રદેશો રહે છે તે જ આકાશ પ્રદેશોમાં રહેલી કર્મ યોગ્ય વર્ગણાઓ, કર્મ રૂપે પરિણમન પામીને સર્વ આત્મ પ્રદેશો સાથે જોડાય છે અને રાગ દ્વેષની ચિકાશથી આત્મ પ્રદેશો સાથે રસબંધ તથા સ્થિતિ બંધ પડે છે.

મન, વચન અને કાયાના યોગોની તારતમ્યતા પ્રમાણે કર્મ પ્રદેશોના સમૂહ (જથ્થા, દળ) નો બંધ થાય છે. યોગ પ્રવૃત્તિના સ્વભાવ અનુસાર કર્મ પ્રકૃતિ મુખ્યતાથી બંધાય છે, અને કષાયની તારતમ્યતા પ્રમાણે કર્મનો અનુભાગ (રસ) તથા સ્થિતિ બંધાય છે.

જે કારણો (ક્રિયા)થી આસ્રવ થાય છે તે જ કારણોથી બંધ થાય છે. તફાવત એટલો છે કે આસ્રવથી કર્મ રૂપે આવતી પુદ્ગલ વર્ગણાઓ કર્મ રૂપે પરિણમે છે અને બંધથી તે પુદ્ગલોનો આત્મ પ્રદેશો સાથે બંધ થાય છે.

ઇરીયાવહિ ક્રિયા સિવાયના આસ્રવના દરેક કાર્યમાં રાગ અથવા દ્વેષ હોય છે એટલે કે માયા અને લોભ અથવા ક્રોધ અને માનના અંશો હોય છે. આસ્રવ તત્ત્વમાં પ્રવૃત્તિ (ક્રિયા, કાર્ય, યોગ)ની મુખ્યતા છે અને બંધ તત્ત્વમાં કષાયની મુખ્યતા છે. પણ સાંપરાયિક ક્રિયામાં યોગ અને ઉપર કષાય સહચારી છે અને ઉપરના ગુણ સ્થાનોમાં કષાયની તારતમ્યતા ઘટતી જાય છે.

યોગ અને કષાય જ્યાં હોય ત્યાં મિથ્યાત્વ, અવ્રત અને પ્રમાદ હોય કે ન હોય, પણ જ્યાં મિથ્યાત્વ, અવ્રત અને પ્રમાદ છે ત્યાં યોગ અને કષાય હોય જ. તેથી બંધ તત્ત્વના મુખ્ય પાંચ હેતુ છે તેમાં આત્માનું વીર્ય (ઉત્થાન, કર્મ, બળ, વીર્ય, પુરુષાકાર પરાક્રમ) ભળવાથી બંધ તત્ત્વ નિપજે છે.

તે પાંચ હેતુને વિસ્તારમાં મૂકવાથી બંધ તત્ત્વના ૫૭ હેતુ થાય છે. મિથ્યાત્વના પાંચ, અવ્રતના બાર, કષાયના પચીસ (૧૬ કષાય અને ૯ નો કષાય) અને યોગના પંદર એમ મળી ૫૭ હેતુ બંધ તત્ત્વના છે. અહિં પ્રમાદના પાંચ ભેદ—મદ કષાયમાં, વિષય અવ્રતમાં, કષાય કષાયમાં, નિદ્રા અને વિકથા અશુભ વચન યોગમાં. નિદ્રાને બદલે નિંદા લઈએ તો તે અશુભ ઉપયોગ અવ્રતમાં આવી જાય.

## પ્રદેશબંધ

દરેક આત્મ પ્રદેશને અનત કર્મ સ્પર્ધક દરેક સમયે લાગે છે, અને તે આયુષ્ય કર્મ સિવાયના સાતે કર્મના પુદ્‌ગળો લાગે છે આયુષ્ય કર્મ એક ભવમા ફક્ત એક જ વાર અતર્મુહુર્ત સુધી બધાય છે એકેક સ્પર્ધક અનત ( અભવ્યથી અનત ગુણી અને સિદ્ધને અનતમે ભાગે એટલી ) કર્મ વર્ગણાના બનેલા હોય છે અને એકેક વર્ગણા અનત અનત પરમાણુ પુદ્‌ગળોના સ્કધ રૂપે હોય છે વર્ગણા એટલે સખ્યામા સરખા સરખા પુદ્‌ગળોનો સ્કધ, જેમકે દ્વિ પ્રદેશી સ્કધ બીજા દ્વિ પ્રદેશી સ્કંધની તુલ્ય છે

**નોંધ :**—જીવની સાથે સબધ ધરાવનારી આઠ પ્રકારની પુદ્‌ગળ વર્ગણા છે—ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ, ભાષા, શ્વાસોશ્વાસ, મન, કર્મ (કાર્મણ શરીર માટે) એક જઘન્ય ઔદારિક વર્ગણામા અભવ્યથી અનત ગુણા અને સિદ્ધના અનતમા ભાગ પ્રમાણ પરમાણુથી એક વધારે એટલા પુદ્‌ગળો હોય છે

તે આઠમા ઉત્તરોત્તર આગળ આગળની વર્ગણામા અનત પરમાણુ પુદ્‌ગળો વધારે હોય છે અને જેમ જેમ વધારે પુદ્‌ગળ તેમ તેમ અવગાહના ક્ષેત્ર સૂક્ષ્મ થતુ જાય છે તેનુ કારણ પુદ્‌ગળોની સૂક્ષ્મ પરિણતિ છે, આઠે વર્ગણાનુ ક્ષેત્ર અગુલના અસખ્યાતમા ભાગ પ્રમાણે છે, પણ એક એકથી એકેકની અવગાહના નાની ( ટુકી થોડી ) છે આઠે પ્રકારની વર્ગણાના ( પોતપોતાના ) જઘન્ય અને ઉત્કૃષ્ટ વર્ગણાની વચ્ચે અનતી વર્ગણાઓ હોય છે અને વ્યક્તિગત દરેક પ્રકારની વર્ગણા પણ અનત અનત, લોકમા ભરી છે જેમ થોડુ રૂ ઘણી જગ્યા રોકે અને પારાના ઘણા પુદ્‌ગળ થોડી જગ્યા રોકે તેમ વર્ગણાઓનુ સમજવુ

આઠ માહેની પહેલી ચાર વર્ગણા આઠ સ્પર્શી હોવાથી ગુરૂ લઘુ છે અને છેલ્લી ચાર ચોફાસી ( ચાર સ્પર્શ—શીત, ઉષ્ણ, રૂક્ષ, સ્નિગ્ધ ) હોવાથી અગુરૂ લઘુ છે, જેમ રૂપી દારૂ પીવાથી અમૂર્તજ્ઞાન ( શુદ્ધિચેતના )મા વાધો આવે છે તેમ રૂપી કર્મ અરૂપી આત્માને ગુણોમાં વાધો પહોચાડે છે મિથ્યાત્વીને આહારક શરીર યોગ્ય વર્ગણા કે કર્મ લાગતા નથી

**પ્રકૃતિબધ**—મળ આઠ કર્મ પ્રકૃતિ છે

( ૧ ) જ્ઞાનાવરણીય કર્મ જ્ઞાન, ઇંદ્રિયો અને મનને બાધા પહોચાડે છે
( ૨ ) દર્શનાવરણીય કર્મ નિદ્રાથી કે વગર નિદ્રાએ દર્શનમા વિઘ્ન નાખે છે
( ૩ ) વેદનીય કર્મ પૌદ્‌ગળિક સુખ દુ ખનો અનુભવ આપે છે
( ૪ ) મોહનીય કર્મ ભ્રાતિ ( સાસારિક કેફ ) ઉત્પન્ન કરે છે
( ૫ ) આયુષ્ય કર્મ ગતિની ચાર બેડીમા નાખે છે
( ૬ ) નામ કર્મ જુદા જુદા રૂપો આપે છે

૧. **અનંતાનુબંધી કષાય**—આત્માને અનંત પ્રકારના બંધનમાં નાખે છે, તેમાં ઉદયથી જીવ પાપ કરી પસ્તાય નહિ આત્મદર્શન કે તત્ત્વ શ્રદ્ધા મેળવી ન શકે અને શ્રદ્ધા મેળવેલ હોય તો તેનો નાશ કરે છે, મરીને નરકમાં જાય છે આ કષાયનો બંધ પહેલા તથા બીજા ગુણસ્થાનમાં જ થાય છે દોષને દોષ ન સમજે અને પાપ કરતા પાછો ન હઠે અને પાપ કરીને ન પસ્તાય, અને લાંબા કાળનું વેર ગમે તો સમજવું કે અનંતાનુબંધીનો ઉદય છે

૨ **અપ્રત્યાખ્યાની કષાય**—તેના ઉદયથી જીવ વ્રત, પચ્ચખ્ખાણ કરી શકે નહિ, **પાપ કર્યા પછી પસ્તાય** પણ પહેલેથી ધ્યાન ન રહે, અને તથા પ્રકારનું કર્મ બાંધ્યું હોય તો તિર્યંચ ગતિમાં પણ જવું પડે આવા સમકિતી પણ હોય આ કષાયનો બંધ પહેલા ચાર ગુણસ્થાન સુધી જ થાય છે

૩. **પ્રત્યાખ્યાની કષાય**—તેના ઉદયથી શ્રાવકપણું મેળવી શકાય, પણ સાધુપણું (સંયમ) પામી શકાય નહિ **પાપ કર્યા પહેલાં કદાચ વિચાર કરે,** તથા પ્રકારના કર્મ બાંધે તો મરીને મનુષ્ય-ભવ પામે આ કષાયનો બંધ પહેલા પાંચ ગુણસ્થાન સુધી જ થાય છે

૪. **સંજ્વલન કષાય**—તેના ઉદયથી જીવ કેવળજ્ઞાન ન પામે, પાપ કર્યા પહેલા જ પાપ ન કરવાનો વિચાર આવે, મરીને દેવલોકમાં જાય આ કષાયનો બંધ નવમા ગુણસ્થાન સુધી થાય છે

**નોંધ:**—સમકિતી જીવને, પૂર્વે અશુભ આયુષ્ય કર્મ ન બાંધ્યું હોય તો મરતી વખતે ફક્ત સંજ્વલન કષાયનો ઉદય હોય છે અને તિર્યંચ અથવા મનુષ્ય મરીને દેવગતિમાં જાય અને નારકી અથવા દેવતા ચ્યવીને મનુષ્ય થાય, પણ સમકિત પામ્યા પહેલા અશુભ આયુષ્ય કર્મ બાંધ્યું હોય અને ક્ષયોપશમ સમકિત હોય તો મરતી વખતે સમકિત નાશ પામે, અન્ય ગતિમાં જઈ મેળવવું હોય તો મળી શકે મિથ્યાત્વ અવસ્થામાં મનુષ્ય કે તિર્યંચનું આયુષ્ય કર્મ બાંધી પછી ક્ષાયક સમકિત પામે તો તે જીવ મરીને મનુષ્ય અથવા તિર્યંચમાં યુગલપણું પામે, અને જો નરકનું આયુષ્ય કર્મ બાંધી પછી જો ક્ષાયક સમકિત પામે તો મરીને પહેલી નરકે જાય અથવા પહેલી ત્રણ નરક સુધી જાય એમ બે મતો છે

**નોકષાય**—( નો = નથી પણ કારણરૂપ છે+કષાય ) તે કષાય નથી પણ તેને ઉપજાવનાર છે હાસ્ય (હર્ષ), રતિ (પુદ્ગળાનંદ), અરતિ (ખેદ), ભય, શોક, દુગંછા, સ્ત્રીવેદ, પુરુષવેદ, નપુંસકવેદ એ નવ નોકષાય છે

**(૫) આયુષ્ય કર્મ**—૧ મહા આરંભ (હિંસા—મન, વચન, કાયાથી) ૨ મહા પરિગ્રહ (દ્રવ્ય અથવા ભાવનાથી) ૩ માંસાહાર, ૪ પંચેન્દ્રિયનો વધ એ ચાર પ્રકારે નરકનું આયુષ્ય કર્મ બંધાય અને મરીને નરકમાં જવું પડે

૨ અસત્ય વચન, કપટ સહિત અસત્ય, ન કળી શકાય એવું કપટ સહિત ગાઢ અસત્ય અને ખોટા તોલ માપ એ ચાર પ્રકારે આયુષ્ય કર્મ બંધાય અને મરીને તિર્યંચ થવું પડે

૩ સરળ સ્વભાવ, વિનય, સાનુકૂળતા, અમત્સરપણું—એ ચાર ઉપાયો મનુષ્ય આયુષ્ય બાંધે અને મરીને મનુષ્ય થાય. ૪ સરાગ સંયમ, સંયમા સંયમ (ગુણસ્થાન પાંચમું), બાળ (અજ્ઞાન) તપ, અકામ (ઈચ્છા વિના સમકિત રહિત) નિર્જરા. એ ચાર કારણે દેવ આયુષ્ય બંધાય અને મરીને દેવ થવું પડે. સરાગસંજમ ૧૦ મા ગુણસ્થાન સુધી હોય, પણ આયુષ્યનો બંધ ૭ મા ગુણસ્થાનની શરૂઆત સુધીજ હોય.

(૬) નામકર્મ—મન, વચન, કાયાના યોગ સરળતાપૂર્વક પ્રવર્તાવે અને ખોટા ઝઘડા, વિવાદ વગેરે ન કરે તો શુભ નામ કર્મ બંધાય. તેનું ફળ—ઇષ્ટ શબ્દ, રૂપ, ગંધ, રસ, સ્પર્શ, ગતિ, સ્થિતિ, લાવણ્ય, યશ, કીર્તિ, ઉત્થાન, કર્મ બળ, વીર્ય, પુરુષાકાર પરાક્રમ, સ્વર પામે તેમજ કાંત, પ્રિય, મનોજ્ઞ સ્વરની પ્રાપ્તિ થાય. અને ઉલટા વર્તનથી અશુભ નામ કર્મ બંધાય અને તેનું ફળ ઉલટું મળે.

૪ ગતિ, એકેન્દ્રિયાદિ ૫ જાતિ, ૫ શરીર, ૩ શરીર અંગોપાંગ, ૫ શરીર બંધન, ૫ શરીર સંઘાતકરણ, ૬ સંઘયણ, ૬ સંસ્થાન, ૫ વર્ણ ૨ ગંધ, ૫ રસ, ૮ સ્પર્શ ૪ આનુપૂર્વી (ગતિમાં દોરી જનાર કર્મ), ૨ શુભ અશુભ ચાલવાની ગતિ, અગુરુ લઘુ (તે કર્મથી જીવને પોતાનું શરીર હળવું કે ભારે ન લાગે), ઉપઘાત (પોતાના શરીરથી પોતાને જ દુઃખ), પરાઘાત, ઉચ્છ્વાસ, ઉદ્યોત (ચંદ્રના વિમાનના એકેન્દ્રી જીવોને શીતળ પ્રકાશ આપનાર કર્મ), આતાપ (સૂર્યના વિમાનના એકેન્દ્રિય જીવથી બીજાને ગરમી આપનાર કર્મ), ત્રસ, સ્થાવર, સૂક્ષ્મ, બાદર, પર્યાપ્ત અપર્યાપ્ત, પ્રત્યેક, સાધારણ, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ, સૌભાગ્ય, દુર્ભાગ્ય, સુસ્વર, દુઃસ્વર આદેય, અનાદેય, (બોલવું કોઈને ગમે નહિ), યશકીર્તિ, અપયશ, તીર્થંકર, નિર્માણ—આ બધી અવસ્થા નામ કર્મની જાતથી થાય છે.

(૭) ગોત્રકર્મ—જાતિ, કુળ, બળ, રૂપ, તપ, સૂત્ર, લાભ, ઐશ્વર્યનો મદ (અભિમાન) કરવાથી નીચ ગોત્ર બંધાય છે. તેના ફળમાં તે આઠે પ્રકારની હલકી પ્રકૃતિ પામે છે અને અભિમાન નહિ કરવાથી ઉચ્ચ ગોત્ર બંધાય છે. તેના ફળમાં આઠે સંપત્તિ સારી મળે છે.

(૮) અંતરાય કર્મ દાન, લાભ, ભોગ, ઉપભોગ, વીર્ય (શક્તિ)માં બીજાને વિઘ્ન કરવાથી અંતરાય કર્મ બંધાય અને તેના ફળ તરીકે તે પોતે કાર્ય કરી શકે નહિ.

## કર્મ પ્રકૃતિના બંધ

આઠ કર્મની ૧૪૮ પ્રકૃતિ છે. તેમાંથી ૧૨૦ બંધ તત્ત્વમાં આવે છે, ૨૮ નો બંધ થતો નથી. નામ કર્મની ૯૩ પ્રકૃતિમાંથી ૬૭ નો બંધ થાય છે. પાંચ બંધન તથા પાંચ સંઘાતન શરીર નામ કર્મમાં અંતર્ગત થાય છે અને ૫ વર્ણ ૨ ગંધ, ૫ રસ, ૮ સ્પર્શ એ ૨૦ માંથી ૧ વર્ણ ૧ ગંધ, ૧ રસ અને એક સ્પર્શ એ ચાર બંધમાનમાં છે એટલે ૨૦ માંથી ૪ જાય એટલે ૧૬ બાકી રહી તેમાં બંધન અને સંઘાતનના ૧૦ મેળવવાથી ૨૬ પ્રકૃતિ, નામ કર્મની ૯૩ માંથી

બાદ કરતા ૬૭ નો બધ થાય. મોહનીય કર્મની સમકિત મોહનીય અને મિશ્ર મોહનીય બધસ્થાનમા નથી, એટલે ૨૬+૨=૨૮ પ્રકૃતિનો બધ નથી, પણ ૨૬ નો બધ છે

**(૧) પાંચ જ્ઞાનાવરણીય પ્રકૃતિનો બધ** ૧૦ મા ગુણસ્થાન સુધી છે અને તેની સત્તાનો નાશ ૧૨ મા ગુણસ્થાનના અંતિમ સમયે થાય છે બાધેલુ કર્મ જ્યા સુધી આત્મપ્રદેશની સાથે એક અવગાહના રૂપે રહે ત્યા સુધી તે કર્મની સત્તા સમજવી ભોગવાઇને કર્મરૂપે અભાવ થાય ત્યા સુધી સત્તામા રહે સત્તામાથી ક્ષય અહિ સર્વ ઠેકાણે ક્ષપક શ્રેણીનુ સમજવુ

**(૨) દર્શનાવરણીયની** ૯ પ્રકૃતિમાથી નિદ્રા નિદ્રા, પ્રચલા અને થિણદ્ધિ ત્રીક ગણાય છે તેનો બધ પહેલા તથા બીજા ગુણસ્થાનમા જ થાય અને ક્ષપક શ્રેણીના આઠમા ગુણસ્થાનના પહેલા ભાગના અતમા તેની સત્તાનો નાશ થાય છે. નિદ્રા અને પ્રચલાનો બધ આઠમા ગુણસ્થાનના પહેલા ભાગ સુધી છે અને ૧૨ મા ગુણસ્થાનના દ્વીચરમ સમયમા સત્તામાથી નાશ પામે છે ચક્ષુ, અચક્ષુ, અવધિ, કેવળ એ ચાર દર્શનાવરણીય પ્રકૃતિનો બધ ૧૦ મા ગુણસ્થાન સુધી છે અને ૧૨ મા ગુણસ્થાનના ચરમ સમયમા ક્ષય થાય છે

**(૩) અશાતાવેદનીય કર્મનો બધ** છઠ્ઠા ગુણસ્થાન સુધી છે શાતાવેદનીયનો બધ ૧૩ મા ગુણસ્થાન સુધી છે તે બેમાથી એક ૧૪ મા ગુણસ્થાનના દ્વિચરમ સમયમા નાશ પામે છે અને બાકી રહેલી એક અતિમ સમયમાં નાશ પામે છે

**(૪) મોહનીય કર્મની** ૨૮ પ્રકૃતિમાથી ૨૬ બધસ્થાને છે તેમાથી અનતાનુબધી કષાય (ક્રોધ, માન, માયા, લોભ)નો બધ પહેલા તથા બીજા ગુણસ્થાનમા જ છે તેનો ક્ષય ક્ષાયક સમકિત મેળવતા પહેલા થાય છે ક્ષાયક સમકિત કયે ગુણસ્થાને મળે તેના બે મત છે એક મત પ્રમાણે આઠમેગુણસ્થાને આવે, બીજા મત પ્રમાણે ૪ થી ૮ એટલામાથી કોઈ એક ગુણસ્થાને આવે

અપ્રત્યાખ્યાની કષાય ચોકનો બધ ૪ થા ગુણસ્થાન સુધી છે તેનો ક્ષય ૯ મા ગુણસ્થાનના બીજા ભાગની અતમા થાય છે પ્રત્યાખ્યાની ચોકનો બધ ૫ મા ગુણસ્થાન સુધી છે, તે પણ ૯ મા ગુણસ્થાનના ૨ જા ભાગની અંતે ક્ષય થાય છે

સન્જ્વલન ક્રોધનો બધ ૯ (૨) સુધી, એટલે ૯ મા ગુણસ્થાનના બીજા ભાગ સુધી છે (આ પ્રમાણે આગળ ઠેકાણાનો અર્થ સમજવો) તેનો ક્ષય ૯ (૭) ના અત સમયમા છે

સન્જ્વલનમાનનો બધ ૯ (૩) સુધી છે, તેનો ક્ષય ૯ (૮) ના અતમા છે સન્જ્વલનમાયાનો બધ ૯ (૪) સુધી છે, ક્ષય ૯ (૯) ના અતમા છે

સન્જ્વલન લોભનો બધ ૯ મા ગુણસ્થાન સુધી છે તેનો ક્ષય ૧૦ મા ગુણસ્થાનના અત સમયમા છે

શોક અને અરતિનો બંધ ૬ ઠ્ઠા ગુણસ્થાન સુધી છે અને હાસ્ય રતિ, જુગુપ્સા અને ભય એ ૪ નો બંધ ૮ માં ગુણસ્થાન સુધી છે. એ છએ હાસ્ય ષટ્ક કહેવાય છે. તે બધાનો ક્ષય ૯ (૫) ના અંતમાં છે.

નપુંસક વેદનો બંધ ફક્ત પહેલે ગુણસ્થાને છે. તે કર્મ સત્તામાંથી ૯ (૩) ની અંતમાં નાશ પામે છે.

સ્ત્રી વેદનો બંધ પહેલા બે ગુણસ્થાને જ છે તે કર્મ ૯ (૪) ની અંતમાં નાશ પામે છે.

પુરૂષ વેદનો બંધ ૯ (૧) સુધી છે તે કર્મ ૯ (૬) ની અંતમાં ક્ષય થાય છે.

મિથ્યાત્વ મોહનીયનો બંધ ફક્ત ૧ લા ગુણસ્થાનમાં છે. તેનો ક્ષય થાય ત્યાર બાદ ક્ષાયક સમકિત આવે. તે ક્યારે આવે તે ઉપર આવી ગયું છે

મિશ્રમોહનીય તથા સમકિત મોહનીયનો બંધ નથી. મિશ્રમોહનીય તે મિથ્યાત્વના અર્ધાં શુદ્ધ અને અર્ધાં કાળાં કર્મ પુદ્ગળ સમજવા અને સમકિત મોહનીય તે મિથ્યાત્વના શુદ્ધ પુદ્ગળ સમજવા. તે બન્ને નાશ પામે કે તરતજ ક્ષાયક સમકિત આવે.

(૫) આયુષ્યકર્મ—ગુણસ્થાન પહેલામાં ચારે ગતિના આયુષ્યનો બંધ પડે ગુ. બીજામાં નરક ગતિ સિવાયની ત્રણ ગતિના આયુષ્યનો બંધ પડે. ગુ. ચોથામાં મનુષ્ય અને દેવ ગતિના આયુષ્યનો બંધ પડે, ગુ. ૫ થી ૭ માં દેવ ગતિના આયુષ્યનો બંધ પડે. બાકીના ગુણ સ્થાનોમાં આયુષ્યનો બંધ પડતો નથી. ગુ. ચોથામાં ફક્ત નારકી અને દેવ, મનુષ્ય ગતિના આયુષ્યનો બંધ પાડે. છઠ્ઠે ગુણસ્થાને આયુષ્યનો બંધ શરૂ થાય તે વખતે સાતમે ગુણસ્થાને ચઢી જાય અને ૭ મે ગુણસ્થાને આયુષ્યનો બંધ પડે. ૭ મે ગુણસ્થાને આયુષ્યનો બંધ શરૂ થાય નહિ

(૬) નામકર્મ—માંની પ્રકૃતિમાંથી નરક ગતિ, નરકાનુ-પૂર્વી પહેલી એકેંદ્રિયાદિ ચાર જાતિ, સ્થાવર નામ, સૂક્ષ્મ નામ, અપર્યાપ્ત નામ, સાધારણ નામ, હુંડ સંસ્થાન, આતાપ નામ, છેવટું સંઘયણ એ ૧૩ પ્રકૃતિ મિથ્યાત્વમાં જ બંધાય છે. મિથ્યાત્વ (૧ લા ગુણસ્થાન)માં, આહારક શરીર અને તેનાં અંગોપાંગ તથા તીર્થંકર નામ એ ત્રણ પ્રકૃતિ સિવાય ૬૪ નો બંધ પડે છે

બીજા ગુણસ્થાનમાં ઉપરની ૧૩ તથા આહારક દિક અને જિન કર્મ મળી ૧૬ સિવાય, ૫૧ પ્રકૃતિનો બંધ પડે છે. તિર્યંચ ગતિ તથા અનુપૂર્વી અશુભ વિહાય ગતિ, વચલાં ૪ સંઘયણ, દુર્ભાગ્ય, દુસ્વર, અનાદેય, વચલાં ૪ સંસ્થાન એ ૧૪ પ્રકૃતિનો બંધ પહેલા બે ગુણસ્થાન સુધી જ પડે છે.

ત્રીજા ગુણસ્થાનમાં ઉપરની ૧૩ ૩ ૧૪ મળી ૩ સિવાય ૩૭ પ્રકૃતિનો બંધ પડે છે.

ચોથા ગુણસ્થાનમાં ત્રીજાની ૩૭ અને જિન (તીર્થંકર) નામ કર્મ મળી ૩૮ પ્રકૃતિનો બંધ પડે છે. મનુષ્ય ગતિ તથા અનુપૂર્વી ઔદારિક શરીર તથા અંગોપાંગ અને વજ્ર ઋષભ નારાચ સંઘયણ એ ૫ પ્રકૃતિનો બંધ ગુણસ્થાન ૪ સુધીજ પડે છે.

ગુણસ્થાન ૫ તથા ૬ મા ઉપરની ઔદારિક મનુષ્યની પાચ પ્રકૃતિ સિવાય, ૩૩ પ્રકૃતિનો બંધ પડે છે અસ્થિર નામ, અશુભ નામ અને અયશોકીર્તિ એ ત્રણ પ્રકૃતિનો બંધ ગુણસ્થાન ૬ સુધી જ પડે છે, તેથી ૬ ઠ્ઠાની ૩૩ માંથી ૩ બાદ કરતા ૩૦ અને આહારક શરીર અને અંગોપાગ મળી ૩૨ પ્રકૃતિનો બધ ગુ ૭ તથા ૮ મા પડે છે ગુણસ્થાન ૯, ૧૦ મા ફક્ત યશોકીર્તિ નામ કર્મનો જ બધ પડે છે આગળના ગુણસ્થાનમાં નામ પ્રકૃતિનો બધ નથી.

**તીર્થંકર નામ કર્મ**નો બધ, ૪ થી ૮ મા પડે છે તેના કારણ ૨૦ છે– દોષ વગરનુ સમકિત, વિનય, દોષ રહિત વ્રત પાલન, વારવાર જ્ઞાનમા ઉપયોગ, વૈરાગ્ય, તપ, સુપાત્રદાન, સાધુની વૈયાવૃત્ય, અરિહત–સિદ્ધ–આચાર્ય બહુસુત્રી સ્થવર–તપસ્વી–પ્રવચન એ સાતની ભક્તિ, નિરતર બે વખત પ્રતિક્રમણ, જૈન ધર્મની પ્રભાવના, જિન વચન તથા સઘની વત્સલતા, રોજ નવુ જ્ઞાન ગ્રહણ, સમાધિ–એ વીશ

**(૭) ગોત્રકર્મ**–ઉચ્ચ ગોત્રનો બધ ૧૦ મા ગુ સુધી છે અને સત્તા ૧૪ મા ગુણસ્થાનના ચરમ સમય સુધી છે નીચ ગોત્રનો બંધ પહેલા ગુણસ્થાનમા જ છે ઉદય પાચમા ગુણસ્થાન સુધી છે અને સત્તા ૧૪ મા ગુણસ્થાનના દ્વી ચરમ સમય સુધી છે

**(૮) અતરાયકર્મ**નો બધ ૧૦ મા ગુણસ્થાન સુધી છે અને સત્તા ૧૨ મા ગુણસ્થાનના અતિમ સમયે નાશ પામે છે

## સ્થિતિબંધ

કર્મની સ્થિતિ, પરપરાની અપેક્ષાએ અભવ્યને અનાદિ અનત છે અને ભવ્યને અનાદિ સાત (અત સહિત) છે અને પડવાઇને સાદિ સાત છે, પણ વ્યક્તિગત બાધેલ કર્મ સર્વ જીવને સાદિ સાત છે

**જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાય**નો જઘન્ય સ્થિતિ બધ અતર્મુહુર્તનો ૧૦ મે ગુણસ્થાને હોય છે અને ઉત્કૃષ્ટ ૩૦ ક્રોડાક્રોડી સાગરનો ઉત્કૃષ્ટ સક્લેષ્ટ પરિણામવાળા મિથ્યાત્વીને હોય છે

**સાતાવેદનીય કર્મ**નો જઘન્ય સ્થિતિ બધ સરાગી (૧૦ મા ગુણસ્થાને) ૧૨ મુહુર્તનો અને ૧૧, ૧૨, ૧૩ ગુણસ્થાને ૧ સમયનો, ઉત્કૃષ્ટ ૧૫ ક્રોડાક્રોડી સાગરોપમનો બધ મિથ્યાત્વીને હોય સમકિતીનો બધ અંતો ક્રોડાક્રોડી સાગરની અદર રહે છે

**અસાતાવેદનીય કર્મની સ્થિતિ**–જઘન્ય ૩/૭ સાગરમા પલ્યનો અસખ્યાતમો ભાગ ઓછી, ઉત્કૃષ્ટ ૩૦ ક્રોડાક્રોડ સાગર પહેલા ૧૨ કષાયની જ૦ સ્થિતિ ૪/૭ સાગર સન્જ્વલન ક્રોધની ગુણસ્થાન ૯ (૨) મા બે મહિના, સન્જ્વલન માયાની ગુણસ્થાન ૯ (૪) મા ૧૫ દિવસ, સન્જ્વલન લોભની ગુણસ્થાન ૯ (૫) મા અતર્મુહુર્ત સોળે કષાયનો ઉત્કૃષ્ટ સ્થિતિ બધ ૮૦ ક્રોડાક્રોડ સાગરનો છે નોકષાયની સ્થિતિ–જઘન્ય પુરુષવેદની ગુણસ્થાન ૯ (૧) મા ૮ વર્ષની નપુસક

કષાયનો રસ ૧ થી ૪ ઠાણીયા (સ્થાનીયા) કહેવાય છે તેનુ દૃષ્ટાંત–લીંબડાનો રસ ૧ શેર તેને એક ઠાણીયો (સ્થાનીઓ) કડવો, કહીએ, તેને અગ્નિમા ઉકાળતા પોણોશેર રહે તે બે સ્થાનીયો કડવો, અર્ધશેર રહે તે ત્રણ સ્થાનીયો, અને પાશેર રહે તે ચાર સ્થાનીય કડવો સમજવો તેને શબ્દમા જોડવતા કટુ, કટુતર, કટુતમ, કટુતમતમા અથવા તીવ્રકટુ, તેથી ઉલટુ મદ, મદતર, મદતમ, અત્યત મદ. અશુભ રસ પાપ પ્રકૃતિનો સમજવો

લીંબડાને બદલે શેરડીનો રસ લઇ ઉપર પ્રમાણે પ્રયોગ કરવાથી મિષ્ટ, મિષ્ટતર, મિષ્ટતમ, અત્યત મિષ્ટ. તેથી ઉલટુ રસમા ઉપર મુજબ મદતા સમજવી. સામાન્ય રીતે શુભ રસ પુણ્ય પ્રકૃતિનો સમજવો

૮૨ પાપ પ્રકૃતિના બધમા સજ્વલની કષાયથી એક ઠાણીયો કડવો રસ થાય, પ્રત્યાખ્યાની કષાયથી બે ઠાણીયા, અપ્રત્યાખ્યાની કષાયથી ત્રણ ઠાણીયા અને અનતાનુબધી કષાયથી ચૌઠાણિયો કડવો (અશુભ) રસ થાય

૪૨ પુણ્ય પ્રકૃતિનો એક ઠાણીયો રસ હોતો નથી, તેથી તેના બધમા અનતાનુબધી કષાયથી બે ઠાણીયા, અપ્રત્યાખ્યાનીથી ત્રણ ઠાણીયા, પ્રત્યાખ્યાની તથા સજ્વલની કષાયથી ચૌ ઠાણીયા મિઠારસ (શુભરસ) થાય

કેવળ દ્વિક સિવાય ૪ જ્ઞાનાવરણીય અને ૩ દર્શનાવરણીય મળી ૭ તથા સજ્વલના ચોક અને પુરુષવેદ કુલ ૧૨ પ્રકૃતિનો રસ ૧ થી ૪ ઠાણીયા છે નવમા ગુણસ્થાનના સખ્યાતા ભાગ ગયા બાદ તે પ્રકૃતિનો એક ઠાણીયો રસ–બધ થાય. તે બાર સિવાયની બીજી પ્રકૃતિઓનો એક ઠાણીયો રસ નથી પણ ૨, ૩, ૪ ઠાણીયા છે' કારણ કે ૧૨ સિવાયની અશુભ પ્રકૃતિઓનો બધ ૯ મા ગુણસ્થાનમા નથી અને શુભ પ્રકૃતિઓનો બધ એક ઠાણીયો ન હોય

સક્લેશના સ્થાન અસખ્યાત લોકાકાશ પ્રમાણ છે, પણ વિશુદ્ધિના સ્થાન તેથી વધારે છે ઉપશમ શ્રેણીમા ચડતી વખતે વિશુદ્ધતા અને પડતી વખતે સક્લેશના સ્થાન બન્ને સરખા છે, પણ વિશુદ્ધિના સ્થાન વધારે ન હોય તો ક્ષપક શ્રેણી આવે નહિ, કારણ કે તેમાથી પડવાનુ નથી

પાપ પ્રકૃતિનો મદ રસ વિશુદ્ધ અધ્યવસાયથી અને પુણ્ય પ્રકૃતિનો મદ રસ મલિન પરિણામથી થાય છે, તેથી સામાન્ય કથનમા પાપ પ્રકૃતિનો જઘન્ય રસ અને પુણ્ય પ્રકૃતિનો ઉત્કૃષ્ટ રસ બધ, ગુણસ્થાને ચડતા જ્યારે બધ વિચ્છેદ થાય,–તે પહેલાના સમયે થાય,

કોઇ પ્રકૃતિનો બધ વિચ્છેદ જાય ત્યારે તેનો ભાગ બીજી સજાતિ પ્રકૃતિને મળે, જેમકે થીણદ્ધિ ત્રીકનો બધ વિચ્છેદ જાય ત્યારે તેનો ભાગ નિદ્રા પ્રચલાને મળે અને તેનો પણ બધ વિચ્છેદ થાય તો તેનો ભાગ ચક્ષુ દર્શનાવરણીય વગેરેને મળે. સજાતિ પ્રકૃતિનો બધ વિચ્છેદ થયો હોય તો તેનો હિસ્સો વિજાતિ પ્રકૃત્તિને મળે જેમકે દર્શનાવરણનો બધ વિચ્છેદ જાય તો તેનો

એક જ વેદનો બંધ પડે એક ભવમાં એક જ આયુષ્યનો બંધ પડે ૩ શરીર, ૩ અંગોપાંગ, ૬ સંઘયણ, ૬ સંસ્થાન, ૫ જાતિ, ૪ ગતિ, ૨ વિહાય ગતિ, ૪ અનુપૂર્વી, ત્રસ દસક કે સ્થાવર દસક એટલી પ્રકૃતિમાંથી એક એકનો જ એક વખતે બંધ પડે, ઉશ્વાસ અને પરાઘાત નામ કર્મ અપર્યાપ્ત થવાવાળો ન બાંધે, જિન નામ કોઈક જ બાંધે, આતાપ અને ઉદ્યોગ એકેન્દ્રિય થવાવાળા જ બાંધે બે ગોત્રમાંથી એક વખતે એક જ ગોત્ર કર્મ બાંધે

**સર્વ ઘાતિ પ્રકૃતિઓ**-કેવળ દ્વિક, ૫ નિદ્રા, મિથ્યાત્વ અને અનતાનુબંધી અપ્ર.-પ્ર એ ૧૨ કષાય મળીને ૨૦ પ્રકૃતિઓ આત્માના વ્યક્તિગત ગુણો સર્વથા ઢાંકે છે, તેથી સર્વઘાતિ છે

**આ ૨૦ સર્વ ઘાતિ પ્રકૃતિઓ બંધ સ્થાનમાં છે.**

ગુ ૧ મા વીસે બંધાય, ગુ ૨ મા મિથ્યાત્વ મો સિવાય ૧૯ બંધાય, ગુ ૩, ૪ મા અનતાનુ બંધી ૪ થીણદ્ધી ત્રીક અને મિથ્યાત્વ એ આઠ સિવાય ૧૨ બંધાય, ગુ ૫ મા અપ્રત્યાખ્યાની ચઉકને છોડીને ૮ પ્રકૃતિ બંધાય, ગુ ૬, ૭ મા કેવળદ્વીક અને બે નિદ્રા મળી ૪ પ્રકૃતિ બંધાય ગુ ૮ (૨) થી ગુ ૧૦ સુધી કેવળ દ્વીકનો જ ફકત બંધ થાય, પછી સર્વઘાતિ પ્રકૃતિઓનો બંધ નથી

**બંધમાં દેશ ઘાતિ પ્રકૃતિ ૨૫** છે ૪ જ્ઞાનાવરણીય, ૩ દર્શનાવરણીય, ૪ સંજ્વલન, ૯ નોકષાય, ૫ અંતરાય તે આત્માના ગુણો સર્વથા ઢાંકતી નથી આ ૨૫ દેશ ઘાતિ પ્રકૃતિઓ બંધ સ્થાનમાં છે

**અઘાતિક પ્રકૃતિ**-બાકી રહેલી ૧૦૧ પ્રકૃતિ આત્માના ગુણોને ઢાંકતી નથી તેમાંની ૭૫ બંધ સ્થાનમાં છે– ૨ વેદની, ૪ આયુષ્યની, ૬૭ નામની, ૨ ગોત્રની.

**અપરાવર્તમાન પ્રકૃતિ ૨૯**–૫ જ્ઞાનાવરણીય. ૪ દર્શના વરણીય, ૩ મોહનીય (ભય, દુગચ્છા, મિથ્યાત્વ), ૧૨ નામ કર્મની (વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, તૈજસ અને કાર્મણ શરીર પરાઘાત નિર્માણ, ઉપઘાત, અગુરૂ લઘુ, ઉશ્વાસ, જિન નામ કર્મ), ૫ અંતરાયની મળી ૨૯ પ્રકૃતિનો બંધ બીજી પ્રકૃતિઓ સાથે થાય છે

**પરાવર્તમાન પ્રકૃતિ**–બંધની બાકીની ૯૧ પ્રકૃતિનો બંધ પોતાની વિરોધી પ્રકૃતિ સાથે એક જ સમયે થતો નથી જેમકે હાસ્યની સાથે શોક ન હોય, રતિની સાથે અરતિ ન હોય, ક્રોધ વખતે બાકીની ત્રણ માન, માયા, લોભ ન હોય, ત્રણ વેદમાંથી એકનો બંધ થાય, ૫ નિદ્રામાંથી એકનો બંધ થાય આવી રીતે અરસ પરસ બીજી વિરોધી પ્રકૃતિઓનુ જાણવુ

બંધતત્ત્વ આશ્રી કેટલાક પ્રશ્નોત્તર

**(૧) ગુણસ્થાન ૮, ૯, ૧૦, ૧૧, ૧૨, ૧૩, અને ૧૪માં આયુષ્યનો બંધ કેમ ન પડે?**

**સમુચ્ચય જવાબ**—કારણ વગર કાર્ય નહિ તેમ કર્મ બંધનુ યોગ્ય કારણ મળે તોજ બધ થાય, આત્માના વિકાસ ક્રમમા જેમ જેમ કારણનો અભાવ થતો જાય તેમ તેમ તવા પ્રકારના કર્મ બંધનો અભાવ થતો જાય

બધ તત્વ બહુ વિશાળ છે આ બાબતમા વધારે વિસ્તાર માટે કર્મ ગ્રંથો તથા મુક્તિ સોપાન અથવા ગુણસ્થાન આરોહણનો અભ્યાસ કરવો અહિં કેવળ ખાસ મુદ્દા બતાવ્યા છે

## નવમુ મોક્ષ તત્વ

**અર્થ**—આત્માના સર્વ પ્રદેશોથી સર્વ કર્મનો અભાવ થાય, ત્યારે આત્મા સર્વ સાંસારિક બધનોથી સદાને માટ સર્વથા છૂટો થાય, એટલે સર્વ કાર્યની સિદ્ધિ થાય અને સિદ્ધ ક્ષેત્રમા નિરંજન નિરાકાર અક્રિયપણે બિરાજે અને ફરી પૂનર્જન્મ ( અવતાર ) ન લે તે મોક્ષ તત્ત્વ.

**સાધન-સામાન્ય રીતે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ;** એ ચારમા વીર્યનો ઉપયોગ ( ઉત્થાન, કર્મ, બળ, વીર્ય, પુરૂષાકાર અને પરાક્રમ ) કરવાથી પરંપરાએ મોક્ષ થાય છે અને **વિશેષ રીતે** ભાવના, અન્યત્વ ભાવનાવાળુ **ભેદજ્ઞાન** આત્મસ્વરૂપમા **અભેદ** ( એકત્વ ) **જ્ઞાનથી** અનતાનુબધી કષાય અને દર્શન ત્રીક ક્ષય કરીને ક્ષાયક સમકિત પ્રાપ્ત કરી **પૃથકત્વ વિતર્ક સવિચાર** સ્વરૂપી અપૂર્વ મતિશ્રુત જ્ઞાનમા અપૂર્વ વીર્યોલ્લાસપૂર્વક **શુકલધ્યાનનુ** પ્રથમ ચરણ આરાધવાથી ક્ષપક શ્રેણીની તૈયારી આઠમે ગુણસ્થાને કરીને, તે ધ્યાનમા ઉત્કૃષ્ટ રીતે આગળ ૯ મા તથા ૧૦ મા ગુણસ્થાનમા વધીને **એકત્વ વિતર્ક અવિચાર** સ્વરૂપી જ્ઞાનમા શુકલ ધ્યાનના બીજા ચરણની સમાધિની ૧૦ મા ગુણસ્થાનના અત સમયમા મોહનીય કર્મનો સર્વથા ક્ષય કરીને, બારમા ગુણસ્થાનના પહેલા સમયે ક્ષિણ મોહ, ક્ષાયક, અપ્રતિપાતિ, **યથાખ્યાત ચારિત્ર** (અપૂર્વ સયમ, ઉત્કૃષ્ટ સયમ ) પ્રાપ્ત કરીને, આગળ વર્ધમાન પરિણામથી, બારમા ગુણસ્થાનના અત સમયમા જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, અતરાયની સર્વ પ્રકૃતિઓનો સર્વથા ક્ષય કરીને, તેરમા સયોગી ગુણસ્થાનમા કેવળજ્ઞાન, કેવળદર્શન પ્રાપ્ત કરીને, અતમા **સુક્ષ્મ ક્રિયા અપ્રતિપાતિ** સ્વરૂપી શુકલ ધ્યાનના ત્રીજા પાયાના અત્યત આત્મ અનુભવ રૂપી ઉત્કૃષ્ટ તપથી યોગોને રૂધીને **સમુચ્છીન ક્રિયા અપ્રતિપાતિ** નામના શુકલ ધ્યાનના ચોથા ચરણમા શૈલેશી અયોગી અવસ્થામા આત્મ અનુભવમા અત્યત લીન થઇને, આત્મ પ્રદેશોનો ઘન કરીને, ૧૪ મા ગુણસ્થાનના દ્વી ચરમ સમય પહેલા ૨૧ અનુદય પ્રકૃતિને સ્તિબુક સક્રમણથી ક્ષય કરીને અને દ્વી ચરમ સમયમા પચાવન પ્રકૃતિનો ક્ષય કરી, અતિમ સમયમા ૧૧-૧૨ પ્રકૃત્તિનો ક્ષય કરવામા આવે, એટલે બાકીના ચાર અઘાતિ કર્મનો સર્વથા નાશ થાય ત્યારે મોક્ષ થાય

**સાધ્ય**—(૧) **ક્ષાયક સમકિત** પહેલા ન આવ્યુ હોય તો આઠમે ગુણસ્થાને ક્ષપક શ્રેણીમા જરૂર પ્રાપ્ત થાય, (૨) **યથાખ્યાત ક્ષાયક ચારિત્ર** સાધ્ય પણ છે અને તેને છોડીને સિદ્ધ થવાનુ હોવાથી સાધન પણ કહેવાય, તે બારમા ગુણસ્થાનના પ્રથમ સમયથી શરૂ થાય છે, (૩) **કેવળજ્ઞાન; કેવળદર્શન,** અનત પડિત વીર્ય એ ત્રણ ૧૩ મા ગુણસ્થાનના પ્રથમ સમ-

થી વ્યવહારીક રીતે મનાય છે. અહીં જે પંડિત વીર્ય કહ્યું તે પણ સાધન તેમજ સાધ્ય મનાય કારણ કે તે છેડીને સિદ્ધ અવસ્થામાં અનંત આત્મિક શક્તિ સ્વરૂપ કહી શકાય. (૪) અનંત આત્મિક સુખ અક્ષય સ્થિતિ, અરૂપીપણું, અગુરુ લઘુપણું એ ચાર ૧૪મા ગુણસ્થાન પછીના અનંતર (અંતર રહિતના) સમયથી (સિદ્ધ પર્યાયના પહેલા સમયમાં) પ્રગટ થાય છે.

નોંધ—યથાખ્યાત ચારિત્રમાં રાગ દ્વેષ વગેરે મોહનીય કર્મની સર્વ પ્રકૃતિના અભાવની સાથે મન, વચન કાયાના યોગ રૂપી પ્રવૃત્તિ હોય છે. તે પ્રવૃત્તિ સિદ્ધ અવસ્થામાં ન હોવાથી સિદ્ધ ભગવાનને ચારિત્ર નથી, તેમજ કંઈ કરવાનું બાકી ન હોવાથી પંડિત વીર્ય નથી. શાસ્ત્રમાં વ્યાખ્યા પ્રમાણે નિશ્ચયથી જે ગુણ પ્રગટ થાય તે ગુણ પ્રાપ્ત કરવામાં, જે સમયે જેટલી પ્રકૃતિઓનો ક્ષય થાય, ત્યારે તે પ્રકૃતિઓથી આત્માનો નિશ્ચય મોક્ષ મનાય અને ૧૪મા ગુણસ્થાનના અંત સમયમાં વ્યવહારથી મોક્ષ મનાય છે. કડમાણે કડે (કરવા માંડ્યું તે કર્યું) મોહનીય કર્મની એક પ્રકૃતિ સર્વથા ક્ષય થઈ તો સમજવું કે ગમે ત્યારે બધી કર્મ પ્રકૃતિઓ ક્ષય થવાની જ છે.

સાધન અને સાધ્યનું એકત્વ—સાધન પણ આત્માના ગુણો છે તે શરીર, ઇન્દ્રિયો અને મન રૂપી પૌદ્ગલિક આલંબનવાળાં હોવાથી અપૂર્ણ છે તેમજ સર્વથા શુદ્ધ નથી, તેથી સાદિ સાંત છે. સાધ્ય તે નિર્મળ અને સંપૂર્ણ આત્મગુણો છે તેથી સાદિ અનંત છે, પણ ગુણની અપેક્ષાએ સાધન અને સાધ્યનું એકત્વ છે. કારણ કે સાધન ગુણોની જ શુદ્ધિ થતાં થતાં છેવટ સાધ્યરૂપે પરિણમે છે.

સિદ્ધ ગતિ—જે સમયે આત્મા સર્વ કર્મથી મુક્ત થાય છે ત્યાર પછીના અંતર રહિતના સમયમાં ઋજુગતિએ (આકાશ પ્રદેશોની સમશ્રેણીમાં ગતિ) લોકાગ્રે સિદ્ધ ક્ષેત્રમાં બિરાજે છે. તેનાં કારણ—(૧) પૂર્વ પ્રયોગ-દૃષ્ટાંત-જેમ કુંભાર દંડથી ચાકડાને ફેરવે છે અને ફેરવવાનું છોડી દે તો પણ તે ચાકડો થોડીવાર સુધી પોતાની મેળે ફર્યા કરે છે અથવા કમાનથી છોડેલું બાણ વચમાં પ્રયત્ન વગર આગળ જાય તેમ (કાર્મણ) શરીરથી અનાદિકાળથી ગતિમાં ભ્રમણ કરતો આત્મા, કર્મોથી મુક્ત થવા છતાં, અગાઉની તાલીમથી ગતિ કરે છે.

(૨) જેમ લેપથી ભારે (વજનદાર) થયેલી તુંબડી પાણીમાં ડુબે છે અને સર્વ લેપ વિલાય જતાં પાણીની ઉપર આવે છે વળી જેમ એરંડાનું ફળ ફાટવાથી બીજ ઉંચે ઉછળી પડે છે તેમ સર્વ કર્મથી મુક્ત થતાં આત્મા ઉર્ધ્વગતિ કરે છે.

(૩) અગ્નિની ગતિ સ્વભાવથી ઉંચી છે તેમ આત્માની સ્વાભાવિક ગતિ ઉર્ધ્વ છે.

સિદ્ધ ક્ષેત્રમાં સ્થિરતા—તે ક્ષેત્રની ઉપર અલોક હોવાથી ત્યાં અલોકમાં ફક્ત આકાશાસ્તિકાય હોય છે, ત્યારે ધર્માસ્તિકાય વગર ગતિ થતી નથી અને લોકાગ્રની અધર્માસ્તિકાયથી સ્થિર થાય છે અને અક્રિયપણાથી આડી અવળી ગતિ કરી ઉપજતી નથી અને અનંત

આત્મિક શક્તિ અરૂપીપણા અને અગુરુ લઘુપણાને લઈને બીજા લોકના દ્રવ્યો ખેચી શકતા નથી તેમજ એક ક્ષેત્રમાં રહેવા છતા વિરોધ આવતો નથી.

**સિદ્ધનું સુખ**—વર્તમાન, ભૂત અને ભવિષ્ય એ ત્રણે કાળના સર્વ જીવોના ફક્ત સુખ વિભાગની રાશિ એકઠી કરીને તેનો અસંખ્ય ગુણાકાર કરીને તેને અનંતથી ગુણ્યા કરીએ તો પણ એક સિદ્ધ ભગવાનના એક સમયના સુખથી તે ઓછું છે, કારણ કે તેમા મનનું દુઃખ (આધિ), શરીરનું દુઃખ (વ્યાધિ રોગ), અકસ્માત દુઃખ (ઉપાધિ), જન્મ–મરણ, ખાવા–પીવા–કમાવાનું દુઃખ વગેરે દુઃખોને ઉત્પન્ન કરનાર કર્મ પુદ્ગળની મિશ્રણતા નથી

**સિદ્ધના સુખની વાનકી—સમરસી ભાવ**—આંખો બંધ કરો, ઇંદ્રિયોના સર્વ વિષયને ગ્રહણ કરવામાંથી ઉપયોગ ખેચી લીઓ શરીરને ભૂલી જાઓ શાસ્ત્રના વર્ણન પ્રમાણે આત્મ પ્રદેશોની મનથી (વિચારથી) રચના કરો, તેમાં મન સ્થિર કરો અથવા શરીરમા રહેલા એક દ્રવ્ય કે જેમાંથી હું કોણ છું એવી જ્ઞાનની પ્રેરણા નીકળે છે તે જ્યાંથી નિકળતી લાગે ત્યા મનને સ્થિર કરો અને ત્યાંથી જ આત્મિક સુખનો અનુભવ થાય છે તે સુખની કોઈપણ શબ્દની રચના કર્યા વગર તપાસ કરો તો અંશથી આત્મિક સુખનો અનુભવ થશે કે જે સુખ તમારા સર્વ સાંસારિક સુખ કરતા શ્રેષ્ઠ માલૂમ પડશે

સિદ્ધ ભગવાનના ગુણોનો યથાશક્તિ અનુભવ કરવાથી, મગજમા ઉતારવાથી પણ તેવોજ આત્મિક સુખનો અનુભવ થશે. સમરસીભાવમા બે ફાયદા—અનંતી કર્મ નિર્જરા અને અંશથી આત્મિક સુખ (જ્ઞાનાનંદ)નો અનુભવ

**સિદ્ધક્ષેત્ર**—લંબાઈ પહોળાઈ ૪૫ લાખ જોજન, પરિધિ ત્રીગુણી જાઝેરી ગોળ આકારે છે, ઉંચાઈ ૩૩૩ ધનુષ્ય અને ૩૨ અંગુળ પ્રમાણ છે સિદ્ધશિલા અને સિદ્ધક્ષેત્રનું અંતર ૧/૬ ગાઉ ન્યૂન એક જોજન છે સિદ્ધક્ષેત્રમાં જ્યા એક સિદ્ધ છે ત્યા અનંત સિદ્ધ છે, કારણ કે અઢી દ્વીપના કોઈપણ વિભાગ દ્વીપ, સમુદ્ર, નદી, પહાડ, કર્મભૂમિ, અકર્મભૂમિ, વગેરમાંથી કોઈ પણ સ્થળેથી અનાદિ કાળથી સિદ્ધ થાય છે

મનુષ્યવાસ યોગ્ય સ્થળમાંથી જંગલ વગેરે સ્થિતિ બદલાયા કરે છે અને ત્યા જંગલાદિ હોય ત્યા વસતિ (ગામ) બની જાય છે અને જ્યાં વિદ્યા વિના જઈ ન શકાય ત્યા દેવતા સાધુને હરીને લઈ જાય છે પછી તે સ્થળે ક્ષપક શ્રેણી મેળવી સિદ્ધ થાય છે ઉત્કૃષ્ટ ૫૦૦ ધનુષ્યની ઉંચાઈવાળા સિદ્ધ થાય, તેથી તેની ૨/૩ વર્તીકૃત અવગાહના તે સિદ્ધક્ષેત્રની ઉંચાઈનું કારણ છે

પંદર ભેદે સિદ્ધ થાય છે તેમાથી **સ્ત્રી, પુરૂષ, નપુંસકલિંગે સિધ્ધા** અને અન્યલિંગે સિદ્ધા તથા ગૃહસ્થલિંગે સિદ્ધાનું અત્રે સ્પષ્ટીકરણ કરવાની જરૂર છે

જન્મથી નપુંસક હોય તેને દીક્ષા અપાતી નથી તેમજ તે કોઈપણ ભેદથી સિદ્ધ ન થાય લિંગ કાપીને નપુંસક થાય તે સિદ્ધ થઈ શકે કોઈ મત્રનો એવો અર્થ કરે છે કે સ્ત્રી તથા

નપુંસકને દીક્ષા ન હોય અને સ્ત્રી નપુંસક સંજ્ઞા જે સૂત્રમાં છે તે પુરુષ સંબંધી છે એટલે કોઈ પુરુષને સ્ત્રી કે નપુંસક વેદનો ઉદય થયો હોય તે સ્ત્રી–નપુંસક લિંગે સિદ્ધા છે પણ કોઈ વેદ સ્ત્રી, પુરુષ કે નપુંસક વેદના ઉદયમાં મોક્ષ થાય જ નહિ. વેદ ઉદય મોહનીય કર્મથી થાય છે. ત્યારે લિંગ (ચિહ્ન) નામ કર્મના વિપાકથી થાય છે તે અઘાતિકર્મ છે. મોહનીયકર્મ કેવળજ્ઞાન થવા દેતું નથી ત્યારે નામ કર્મ કંઈ બાધા કરતું નથી, તેથી સ્ત્રી પુરુષ નપુંસકલિંગ સિદ્ધ થાય છે તેની અપેક્ષાએ અવેદી પણે જ સિદ્ધ થાય.

**અન્ય લિંગસિદ્ધ**—જૈનેતર સાધુના વેશમાં સિદ્ધ થાય. પણ ભાવથી તે જૈન સાધુ છે તે આ રીતે કે કોઈ પક્ષપાત વગરનો, કદાગ્રહ વગરનો સરળ તાપસ માસ માસના ઉપવાસ કરે ઉનાળાના મધ્યાહ્ને સૂર્ય તરફ મોં રાખી, હાથ ઊંચા કરી ઉગ્ર તપશ્ચર્યા કરે તો તેને વિભંગ જ્ઞાન થાય, તેથી જૈનના સાધુને દેખે તેનો આચાર નિરારંભી નિષ્પરિગ્રહી લાગે, પોતાની બુદ્ધિ સુધારે તો સમકિત પામે, ત્યારે વિભંગ જ્ઞાનને બદલે અવધિજ્ઞાન પામે પછી ભાવ ચારિત્ર અંગીકાર કરી શુદ્ધ ધ્યાન ધરી, ક્ષપક શ્રેણીથી કેવળજ્ઞાન પામે વધારે આયુષ્ય ન હોય તો સિદ્ધ થાય તે ગુણસ્થાન ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૨ ૧૩ ૧૪ સ્પર્શે વધારે આયુષ્ય હોય તો તે વેશમાં બોધ ન આપે, દેવતા વગેરે સાધુના વેશ આપે તો ધારણ કરી પછી બોધ આપે.

**ગૃહસ્થ લિંગસિદ્ધા**—જેમ મરુદેવા માતાનો દાખલો સમજવો. તે સંસારી વેશમાં ક્ષપકશ્રેણી પામી, કેવળી થઈ મોક્ષ ગયાં મનુષ્ય ભવમાં જ મોક્ષ મળે છે તે ભવી, ચરમ શરીરી, વજ્રઋષભ નારાચ સંઘયણવાળો, સંજ્ઞી, પર્યાપ્ત હોવો જોઈએ તો જ તે અપ્રમાદી, ક્ષાયક સમકિતી, અવેદી, અકષાયી, યથાખ્યાત ચારિત્રી, સ્નાતક નિગ્રંથ, પરમશુક્લ લેશ્યાવાળો, પંડિત વીર્યવાન, શુક્લધ્યાની, કેવળજ્ઞાની અને કેવળદર્શની થઈ શકે ત્યારે મોક્ષ જાય.

### મોક્ષ છે તેની સાબિતી માટે ચાર પ્રમાણ:

**(૧) પ્રત્યક્ષ પ્રમાણ**—(૧) કેવળ જ્ઞાની સિદ્ધ પરમાત્માને આત્મપ્રત્યક્ષથી જાણે છે અને દર્શનથી દેખે છે. (૨) તીર્થંકર અને કેવળી ભગવાન બિરાજતા હોય ત્યારે બુદ્ધિમાન પુરુષો પ્રત્યક્ષરીતે સાબિતી કરી શકે છે જેમકે ગૌતમીય અનુસારે પરીક્ષા કરીને મહાવીર સ્વામીને ઓળખ્યા. (૩) જ્ઞાનાદિ આત્મિક ગુણોની દુનિયામાં પ્રત્યક્ષ પ્રતીતિ થાય છે વળી તે ગુણોની તારતમ્યતા જોવામાં આવે છે તે ગુણોની ઉત્કૃષ્ટ નિર્મળતા તે મોક્ષ છે. (૪) સમભાવથી સ્વાભાવિક સુખનું અનુભવ થાય છે તે સિદ્ધના સુખની વાનકી (અંશ રૂપે) છે. તે સુખનું ઉત્કૃષ્ટ સ્વરૂપ તે મોક્ષ છે.

**(૨) અનુમાન પ્રમાણ**—(૧) મોક્ષ ન હોત તો "મોક્ષ" એવી શબ્દ સંજ્ઞા જ ન હોત. ધર્મનું નિશ્ચય સ્વાભાવિક સ્વરૂપ મોક્ષ છે અને વ્યવહારિક સ્વરૂપ તેની સાધના છે. મોક્ષ ન હોત તો ધર્મ એવો શબ્દ જ ન હોત. (૩) ધર્મના ખરા પાલનથી સુખનો (મોક્ષના અંશનો) અનુભવ થાય છે તે અંશ ઉપરથી સંપૂર્ણ વસ્તુ તત્ત્વનું અનુમાન થાય છે.

**(૩) ઉપમા પ્રમાણ**—જેમ બળેલ બીજમાંથી અંકુર ફુટતા નથી અને વૃક્ષ ઉત્પન્ન થતું નથી તેમ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપની ઉત્કૃષ્ટ સાધનાથી આત્મા સર્વથા કર્મ રહિત થાય છે, તેથી રાગદ્વેષ રૂપી ભાવકર્મ રૂપી અંકુર સ્ફુરાયમાન થતા નથી, તેથી નવા કર્મ બંધાતા નથી અને ચાર ગતિ રૂપી સંસાર વૃક્ષ ઉત્પન્ન થતું નથી મુક્ત પરમાત્મા આવી રીતે પુનર્જન્મ લઇ શકતા નથી અને અક્રિય હોવાથી પોતાની કે પારકી સૃષ્ટિ ઉત્પન્ન કરી શકતા નથી અને રાગદ્વેષ, કુતુહુળતા વગેરે દોષોનો અભાવ હોવાથી સૃષ્ટિ ઉત્પન્ન કરવાની તેમને સ્ફુરણા હોતી નથી

**(૪) આગમ પ્રમાણ**—સર્વ કર્મનો નાશ થવાથી મોક્ષ પ્રાપ્ત થાય છે અને **શુક્લ ધ્યાનના ચાર ચરણથી સર્વ કર્મનો નાશ થાય છે,** ભસ્મ થાય છે, નિરંકુર થાય છે કર્મબંધ કરાવનાર મુખ્ય નિમિત્ત કારણ મોહનીયકર્મ છે, તે સર્વનો રાજા છે, તેનો ક્ષપકશ્રેણીથી નાશ કરવાથી બાકીના બધા કર્મ આપોઆપ નાશ થાય છે, માટે ક્ષપક શ્રેણીથી મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિઓનો અનુક્રમે નાશ કરવો જોઇએ

## ક્ષપક શ્રેણી

ક્ષપક શ્રેણીએ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપની એકતાના કરનાર ઉત્કૃષ્ટ પંક્તિ નીસરણી વિચાર શ્રેણી છે તેનો આનંદપૂર્વક અભ્યાસ કરવાથી આગળના ભવમાં તેનો લાભ થવાનો સંભવ છે, માટે તેનો અત્રે ખ્યાલ આપેલ છે તેના ત્રણ પગથીયા છે, દરેક કર્મ પ્રકૃતિને નાશ કરનાર આ ત્રણ પગથીયા છે, તેનું પ્રથમ સામાન્ય સ્વરૂપ જાણવું જોઇએ

## ત્રણ કરણ

**૧. યથા પ્રવૃત્તિ** કરણ—યથા=જેમ છે તેમ=વસ્તુનું જે શુદ્ધ સ્વરૂપ છે તે + પ્રવૃત્તિ= પરાક્રમ ફોરવવું=ઉત્થાનકર્મ-બલ, વીર્ય, પરાક્રમ, પુરૂષાકારને તેમાં જોડવા + કરણ=તે કામને પાર ઉતારી આગળ વધવું ભાવાર્થ એ છે કે નવતત્ત્વને શુદ્ધ સ્વરૂપે ઓળખવા **ગુણ તથા દોષનુ નિરીક્ષણ** કરવું દોષનું કારણ કર્મ પ્રકૃતિને જાણવી, તે તથા તજ્જનિત સંસાર અને સર્વ અનાત્મિક વસ્તુ ઉપર રૂક્ષભાવ, અરૂચી ઉત્પન્ન કરી, માધ્યસ્થ ભાવમાં પ્રવેશ કરી આગળ વધવું

આ કરણ અધઃકરણ પણ કહેવાય છે, કારણ કે શ્રેણીમાં સર્વથા નીચેના સ્થાનમાં છે અને યથાયોગ્ય વીર્ય રહિત હોય તો ઉંચા વિચારો આગળ વધી શકતા નથી, એટલે વિકાસ અટકી જાય છે

**૨. અપૂર્વ કરણ**—અ = નહિ + પૂર્વ = પહેલા + કરણ = કાર્ય એટલે અનાદિ કાળમાં વ્યક્તિગત કર્મ પ્રકૃતિને નાશ કરવાની તૈયારી માટે સમર્થ અધ્યવસાય અત્યાર સુધી આવ્યો નથી, તે કેવો વિચાર! તો કે ભેદ જ્ઞાનપૂર્વક શુદ્ધ ભાવના, તે અન્યત્વ ભાવના અને પૃથક્ત્વ વિતર્ક સપ્રવિચાર કે જેનાથી અનુભવપૂર્વક **આત્મ તત્ત્વ,** આત્માના શુદ્ધ ગુણોને પૌદ્ગલીક વસ્તુ, દોષો

કર્મ પ્રકૃતિ વગેરે અનાત્મિક વસ્તુઓમાંથી જુદા પાડવામાં આવે છે, એટલે કર્મ પ્રકૃતિ ભેદાય છે કપાય છે તેના ટુકડે ટુકડા થાય છે કે જેને ગ્રંથી ભેદ કહેવામાં આવે છે એટલે કર્મ ગાંઠ તૂટે છે અને શુદ્ધ વિચારની વૃદ્ધિ પામતાં અનિવૃત્તિ કરણ આવે છે.

૩ અનિવૃત્તિ કરણ —અ = નહિ + નિવૃત્તિ = પાછા ફરવું એટલે આ કરણ આવે ત્યારે અમુક કર્મ પ્રકૃતિ વિરુદ્ધ જે આત્માનો સ્વભાવિક ગુણ છે, તેમાં પ્રવેશ થયા વગર આ કરણ છૂટતું નથી.

અહીં વ્યક્તિગત આત્મિક ગુણનો શુદ્ધ, શુદ્ધતર, શુદ્ધતમ અનુભવ થતો જાય છે. મોહ કોઈ પ્રકૃતિ નાશ કરવા માટે અંતર કરણ થાય છે અને છેવટે સહજ આત્મિક સ્વભાવમાં સ્થિરતા થાય છે તે અમુક કર્મ પ્રકૃતિની અપેક્ષાએ સમજવું અને જ્યારે સર્વ કર્મ પ્રકૃતિઓ નાશ થાય, ત્યારે સંપૂર્ણ સહજ આત્મિક સ્વભાવમાં કાયમને માટે સ્થિરતા થાય છે.

નોંધ—અંતર કરણમાં પ્રવેશ અને આત્મ ગુણમાં સ્થિરતા અનિવૃત્તિ કરણ પૂરું થયા પછી થાય છે જે કર્મ પ્રકૃતિ નાશ કરવા માટે તેની પ્રથમ અને બીજી સ્થિતિ સ્થાપન કરવામાં આવે છે તે બન્ને સ્થિતિની વચ્ચમાં અંતર કરણના કર્મ દળીયાં નાશ થાય છે તેથી અંતર કરણમાં પણ વ્યક્તિગત શુદ્ધ ગુણનો અનુભવ વધતો જાય છે. સારાંશ એ છે કે હવે અને ઉપદેશના ક્રમમાં સૂક્ષ્મ ભેદ જ્ઞાનપૂર્વક ઉભરતા કરણોથી ૧ આત્મ નિરીક્ષણ, ૨ દોષનો ત્યાગ, ૩ ગુણનો અનુભવ, ૪ શુદ્ધ ગુણમાં સ્થિરતા અને કર્મ પ્રકૃતિનો નાશ થાય છે.

## વિશેષ વિવેચન

ત્રણ કરણનું સામાન્ય અધ્યવસાય સ્વરૂપ જાણ્યા પછી જરા ઉંડા ઉતરીએ.

૧ યથા પ્રવૃત્તિ કરણમાં દરેક સમયે અનંત ગુણી વિશુદ્ધિ થાય છે. પરાવર્તમાન પ્રકૃતિઓમાંથી ફક્ત શુભ પ્રકૃતિનો બંધ થાય, જેમકે વેદનીય કર્મની ફક્ત સાતાવેદનીય બંધાય. શુભ પ્રકૃતિઓનો ચોસ્થાનીય રસ બંધાય. અશુભ પ્રકૃતિઓ જે ધ્રુવ બંધીની છે જેમકે જ્ઞાનાવરણીય વગેરે, તેનો ચોસ્થાનીયને બદલે દ્વિસ્થાનીય રસ બંધાય. પહેલાં કર્મનો જે સ્થિતિબંધ થતો હતો તેના કરતાં સમયે સમયે ઓછો ઓછો સ્થિતિ બંધ થાય.

અનેક જીવોને અપેક્ષાએ આ કરણના અધ્યવસાય સ્થાન અસંખ્યાત લોકાકાશ પ્રદેશ પ્રમાણે પહેલા જ સમયમાં હોય છે અને આગળ આગળના સમયમાં વધતાં જાય છે તે સ્થાનોમાં વિશુદ્ધિની અપેક્ષાએ ષટ્સ્થાન હાનિ વૃદ્ધિવાળા જ, પણ એક જીવની અપેક્ષાએ આગળ આગળના સમયમાં અનંત અનંત વિશુદ્ધિ થતી જાય છે તેથી અનંતી નિર્જરા થાય છે

૨ અપૂર્વ કરણમાં દરેક સમયમાં અધ્યવસાય સ્થાન અસંખ્યાત લોકના જેટલા આકાશ પ્રદેશ થાય, તેટલા છે અને ષટ્સ્થાન હાનિ વૃદ્ધિવાળા છે સમયે સમયે અનંત ગુણી વિશુદ્ધિ થાય

છે યથા પ્રવૃત્તિ કરણના છેલ્લા સમય કરતા, આ કરણના પહેલા સમયની વિશુદ્ધિ અનત ગુણ સમજવી અહિ પાચ મુખ્ય કામ થાય છે—

**(૧) સ્થિતિઘાત**—કર્મની સ્થિતિ જે સત્તામા છે તેનો અગ્રભાગ જઘન્ય પલ્યને અસખ્યાતમો ભાગ અને ઉત્કૃષ્ટ ઘણા સાગરોપમ પ્રમાણ હોય છે, તે સ્થિતિના ખડ (ટુકડા ચુરા) અતર્મુહુર્ત સુધી થાય છે, તે બારીક દળીયા (ચુરા) નીચેના આદ્ય (પ્રથમ) સ્થિતિ જેના ટુકડા કરવાના છે તેમા મળી જાય બાકી રહેલી સ્થિતિનો અગ્રભાગ પલ્યનો અસખ્યાતતો ભાગ અતર્મુહુર્ત સુધી ખડાઇ ને નીચેની સ્થિતિમા મળી જાય

આમ અનેક હજાર વાર સ્થિતિ ઘાત થાય અને કર્મની સ્થિતિ સખ્યાત ગુણી ઓછી થઇ જાય, સારાશ **જેમ જેમ કર્મ પ્રકૃતિની વિસમતા અને રાગદ્વેષ ઓછાં થતાં જાય તેમ તેમ સત્તામાં રહેલાં કર્મની સ્થિતિ ટૂંકી થતી જાય.** વિશુદ્ધ અધ્યવસાયથી (જેમ માટીના ઢેફાના મુગદળથી ચુરા થાય તેમ) કર્મ પિડના બારીક ચુરા થાય તેમ સ્થિતિ ટુકી થાય અને નીચેની સ્થિતિમા મળી જાય એટલે વિપાક દેવા સમર્થ ન થાય, પણ પ્રદેશ ઉદયથી ભોગવાઇ ને ખગબ રસ આપ્યા વગર ક્ષય થાય-

**(૨) રસઘાત**—સત્તામા રહેલા અશુભ કર્મોનો રસનો અનતમો ભાગ છોડીને બાકીનો રસ અતર્મુહુર્તમા ખપી જાય પછી વળી અનતમાં ભાગનો બાકી રહેલો રસતેના અનતમા ભાગ સિવાય સર્વ અતર્મુહુર્તમા ખપી જાય આવી રીતે એક સ્થિતિ ખડની સાથે અનેક હજાર (અનુભાગ) ખડ થાય રસ ખડના અતર્મુહુર્ત કરતા સ્થિતિ ખડનો અતર્મુહુર્ત હજારો ગણો છે અને સ્થિતિ ખડના અતર્મુહુર્ત કરતા અપૂર્વ કરણનો અતર્મુહુર્ત હજારો ગણો છે **જેમ જેમ કષાયની મદતા થતી જાય તેમ તેમ અનુભાગ (રસ) ઓછો થતો જાય છે.**

**(૩) ગુણશ્રેણી**—અતર્મુહુર્તની સ્થિતિ ઉપરની કર્મ સ્થિતિમાથી કર્મદળખેચાઇ ને. ઉદયાવલિની સ્થિતિમા મળી જાય. સમયે સમયે અસખ્યાત ગુણા અધિક મળતા જાય, જુદા જુદા સમયના દળ જુદા જુદા સમયમા મળે **જે કર્મ પ્રકૃતિને નાશ કરવી હોય તેના પ્રતિપક્ષી આત્મિક ગુણની આરાધના કરવી.** જેમકે ક્રોધનો નાશ ક્ષમા, સમતા સમભાવ, સમગ્ભીભાવ વગેરેથી થાય. માનનો નાશ વિનય, નમ્રતા, કોમળતાથી થાય આત્મીકગુણના અનુભવથી પ્રતિપક્ષી કર્મ પ્રકૃતિના સત્તામા રહેલ દળ ખેચાઇ ને આવી રીતે મળી જાય, તેથી વિપાક આવે તે પહેલા કર્મના પ્રદેશો આવી રીતે ભોગવાઇ જાય

**૪. ગુણ સંક્રમ**—અનતાનુબધી વગેરે **અશુભપ્રકૃતિઓનો** દળ, બધાની સજલ વગેરે પ્રકૃતિમા મળી જાય અને તે રૂપે પરિણમે, આવી રીતે સમયે સમયે અસખ્યાત ગુણાધિક દળ **બીજી પ્રકૃતિરૂપે ફેરવાઇ જાય** તે અનુભવપૂર્વક સમજવા માટે દાખલો—

પ્રથમ સમયે પલ્યનો અસખ્યાતમો ભાગ પ્રમાણ સ્થિતિ ખડ કુટાય. છેલ્લા સમયમા નીચેની ખાડવાની સ્થિતિ બાકી નહિ રહી હોવાથી અન્ય પ્રકૃતિમાં જ સક્રમણ થાય, આવી રીતે સર્વ પ્રકૃતિ ક્ષય કરવામા આવે, પણ આવલિકા પ્રમાણ કર્મ સ્થિતિ બાકી રહે ત્યારે તે ઉદ્ગલના સક્રમ બધ થાય અને આવલિકાનાં દળ ઉદયમાન (વિદાની) પ્રકૃતિમા સક્રમણ થઇ ને સ્તિબુક સક્રમણથી ભોગવાઇ જાય

સ્તિબુક સક્રમણ એટલે ઉદયમા નથી એવી પ્રકૃતિ ઉદય પામેલી પ્રકૃતિમા મળીને ભોગવાઇ જાય, જેમકે ૧૪ મે ગુણસ્થાને મનુષ્ય ગતિ અને આયુષ્યનો ઉદય છે પણ તે વખતે બીજી ગતિના દળિયા જે સત્તામા છે તે વિપાક ઉદય આવ્યા વગર મનુષ્ય આયુષ્યના કર્મના દળિયા સાથે મળીને ભોગવાઇ જાય. ઉદ્ગલના પૂર્ણ થાય તેજ સમયે અનિવૃત્તિકરણ પુરૂ થાય અને વ્યક્તિગત કર્મ પ્રકૃતિ ખલાસ થવાથી તેના પ્રતિપક્ષી આત્મિક ગુણની અપેક્ષાએ આત્મા સહજ સ્વભાવમાં સ્થિર થાય

**અંત કરણ**—અહિ કર્મની સ્થિતિના બે ભાગ પાડવામા આવે છે પ્રથમસ્થિતિ તે નીચેની આદ્ય સ્થિતિ અને બીજી ઉપરની સ્થિતિ બીજી સ્થિતિના દળ શુદ્ધ અધ્યવસાયથી કુટાઇને વિખેરાઇ જાય અથવા ઉદીરણાથી આકર્ષાઇને પ્રથમ સ્થિતિમા મળી જઇને ભોગવાઇ જાય અથવા બધાતિ નવી પ્રકૃતિમા મળી જાય

આ ક્રિયા સમયે સમયે વૃદ્ધિ પામતી જાય, પહેલા નજીકના દળ પછી આગળના એમ સર્વ ખલાસ થાય અને પ્રથમ સ્થિતિના દળ ઉદય પામીને ક્ષય થાય અથવા બીજી પ્રકૃતિમા મળીને સ્તિબુક સક્રમણથી ભોગવાઇ જાય અને ક્ષય થાય, ત્યારે આત્મા સહજમા સ્થિર થાય

આવી રીતે ત્રણ કરણથી એક પછી એક પ્રકૃતિ ખલાસ થાય તે ક્ષપક શ્રેણી કહેવાય

**ક્ષપક શ્રેણી કોને આવે** ?—ઉમર આઠ વરસથી વધારે (અથવા નવ વર્ષમા ગર્ભાવસ્થાના મહિના બાદ), ગમે ત્યારે આવે. વજ્રઋષભ નારાચ સઘયણવાળાનેજ, ગુણસ્થાન ચોથા, પાચમા, છઠ્ઠા, સાતમા એ ચારમાથી કોઈ એક ગુણ સ્થાનવાળાને શુભ યોગ, શુદ્ધ ધ્યાન અને શુકલ લેશ્યામા આવી શકે, સાતમાગુણ સ્થાનવાળા પૂર્વના જાણ હોય તે શુકલ ધ્યાન અને બાકીના ધર્મધ્યાન ઉપગત થાય

**ક્ષપક શ્રેણી માટે કર્મની સ્થિતિ**—અતો ક્રોડાક્રોડીમાથી પલ્યનો અસખ્યાતમો ભાગ તથા અતમુર્હુત ઓછા થાય, ત્યારે ૪થુ ગુણસ્થાન આવે, તેની સ્થિતિમાથી ૨ થી ૯ પલ્યોપમ ઓછા થાય તો ગુણ સ્થાન ૫ મુ આવે, તેની સ્થિતિમાથી સખ્યાતા સાગર ઓછા થાય ત્યારે ગુણસ્થાન ૬ ઠુ આવે, તેની સ્થિતિમાથી સખ્યાતા સાગર ઓછા થાય ત્યારે ઉપશમ શ્રેણી આવે, તેની સ્થિતિમાથી સખ્યાતા સાગર ઓછા થાય તો ક્ષપક શ્રેણી આવે

અંતઃ કોડાકોડીનો અર્થ—કોડ સાગર ગુણ્યા કોડ સાગરથી (આયુષ્ય સિવાયના બાકીના) સાત કર્મની સ્થિતિ જિનવર મત પ્રમાણે એક કોડ સાગરથી ન્યુન સ્થિતિને અંતે કોડાકોડી કહે છે. સાર એ છે કે મોક્ષ મેળવવાની યોગ્યતાવાળી ઓછી કર્મ સ્થિતિ જ કોડાસાગરથી અને અને ઉત્કૃષ્ટ એક કોડાકોડ સાગરથી અંદરની રહે તે ઉપરાંત વધે નહિ. અથવા ઓછી કર્મ સ્થિતિ કોડાકોડ સાગરથી ન્યુન, તત્વ કેવળી ગમ્ય.

## ક્ષપક શ્રેણીનો ક્રમ

**પ્રથમ અનંતાનુબંધી ચોક (ક્રોધ, માન, માયા લોભ) નો ક્ષય**—તે વિસંયોજનાથી ક્ષય થાય છે. તેમાં ત્રણે કરણ કર્યા પછી જ અનિવૃત્તિ કરણના છેવટના ભાગમાં ઉદ્વલના સંક્રમ થાય છે.

અનંતાનુબંધી ક્રોધની ઉદીરણા કરી ક્ષય કરવો હોય તો વિચારવું કે મારે કોઈ જીવ પ્રત્યે વૈરભાવ છે કે નહિ, જો મનમાં લાગે કે અમુક માણસની સાથે વિરોધ છે તો પોતાનો દોષ દેખાય તો પશ્ચાત્તાપ કરવો અને ન દેખાય તો પોતાના કર્મનો જ દોષ સમજી ક્ષમા, સમતા ધીરજની આરાધના કરી, બીજાનો દોષ ન જોવો.

અનંતાનુબંધીનું મુખ્ય છૂપું કારણ મિથ્યાત્વમાં રાગ અને સત્યધર્મમાં દ્વેષ છે, એટલે દેખાવમાં સમતાવાળા મિથ્યાત્વીની સત્તામાં અનંતાનુબંધી કષાય ચોક્કસ છે. તે ગમે ત્યારે પ્રગટવાનો સંભવ છે. અનંતાનુબંધી કષાય મિથ્યાત્વનો સહચારી છે જેનું મિથ્યાત્વ નાશ થયું હોય તેને અનંતાનુબંધી કષાય ઉદયમાં ન જ આવે. જે માણસ ક્રોધ, માન, માયા લોભને અંતરના ભાવથી તોડવા તૈયાર ન હોય તેને અનંતાનુબંધી સત્તામાં છે એમ સમજવું.

સમભાવથી સર્વ કષાયનો નાશ થાય છે. ક્રોધ, માન, માયા અને લોભ તોડવા માટે ક્ષમા વિનય, સરળતા અને સંતોષનું આલંબન લેવું. જેની પાછળ પાછળ અનંત જાતના વૈરભાવ અને ધર્મદ્વેષ છે તે અનંતાનુબંધિ કહેવાય. કોઈની દ્વેષ, અદેખાઈ, વેરની ખાતર જડ મૂળથી નાશ કરવાનો કે ઉખેડી નાખવાનો વિચાર થાય તો સમજવું કે અનંતાનુબંધીની સત્તામાં છે પણ દોષ અને મિથ્યાત્વનો નાશ કરવો તે કષાય નથી. સત ન માનક હોય તેને સ્વરક્ષણ માટે કષાય કરવું પડે અને શત્રુનો નાશ કરે પણ અભ્યંતર ભાવ, પાપ માટે અફસોસ અને વૈરભાવનો અભાવ અને ન્યાયભાવ હોય તો જ બચાવપણું ટકી શકે.

આરંભ એક ઉપરાઉપરી સમજી સત્તામાં રહેલા કષાયોને ધીમે ધીમે શુદ્ધ અભ્યાસથી નાશ કરવા. બાહ્ય વ્યવહાર ગુણસ્થાનની યોગ્યતા પ્રમાણે હોય, પણ અભ્યંતર ભાવે નિર્લેપ રહેવાનો અભ્યાસ કરવો તો આગામી ભવમાં શ્રેણી સમજવી. અનંતાનુબંધી કષાય જેનો ક્ષય થયો છે તેને જઘન્ય એક અને ઉત્કૃષ્ટ ચાર ભવમાં મોક્ષ થાય.

**બીજે નંબરે ત્રણ દર્શન મોહનીય (મિથ્યાત્વ, મિશ્ર અને સમકિત મોહનીય) નો ક્ષય**—અહિ પણ ત્રણ કરણ કરવા વિશેષતા એટલી છે કે અપૂર્વ કરણના પહેલા જ સમયથી અનુદિત મિથ્યાત્વ મોહનીય કર્મના દળને ઉદ્વલના સંક્રમણથી કુટીને ઉદયવંત સમકિત મોહનીયમાં ગુણ સંક્રમણ કરી સંક્રમાવે તે આ રીતે થાય. પચીસ પ્રકારના મિથ્યાત્વના અજ્ઞાન ભાવ, આચાર, વિચાર તથા મિશ્રભાવ પોતાનામાં કેટલા છે તેનું નિરીક્ષણ કરી, ખંડન કરી તેમનો ત્યાગ કરવો જે જે શંકા, આકાંક્ષા ઉત્પન્ન થાય તેમનો સમ્યક્ પ્રકારે સૂત્રાનુસાર ખુલાસો કરવો, એટલે મિથ્યાત્વ અને મિશ્ર કર્મ દળો સમકિત મોહનીયરૂપે પરિણમી જાય

સહેલાઈથી સમજવા માટે એકેક દાખલો—

૧, ઋષિને ચળાવવા અપસરા આવી, તેનાથી એક પુત્રી થઇ તે શકુંતલા આ મિથ્યા એટલે ખોટી બનાવટી કથા છે કારણ કે મનુષ્ય અને દેવીના સંયોગથી સંતાન થાય જ નહિ હવે તેને બીજી રીતે ગોઠવીએ વિદ્યાધર કન્યા વૈક્રિય લબ્ધિથી દિવ્ય રૂપ કરીને યુવાન તેજસ્વી મુનિના ધ્યાનમાં ભંગ પાડી શકે અને અરસપરસ મોહ પામીને સંસારમાં જોડાય, આ સમ્યગ્ મોહનીયનું વાક્ય આવી રીતે મિથ્યાવચન ને તટસ્થ રીતે સમકિતી રીતે ગોઠવવાથી મિથ્યાભાવ સમ્યક્ રીતે પરિણમે

૨ સર્વ ધર્મ સરખા આ મિશ્ર મોહનીયનું વચન તેનો એવો અર્થ કરવો કે શુદ્ધ ધર્મના સર્વ ભેદ ભેદાંતર છે, તે સર્વ મોક્ષ ધ્યેયવાળા હોઇને સરખા છે આવી રીતે મિશ્રભાવ સમ્યક્ પ્રકારે પરિણમે. આ કામ શ્રુતજ્ઞાનથી જ સમજી શકાય.

પહેલા મોટા મોટા કર્મસ્થિતિ ખંડને કુટીને વીખેરી નાખે, પછી નાના ખંડ કુટાતા જાય, તે ઉપરથી એમ સમજવું કે જે ખોટી વાત છે તેને ખોટી માનીને પછી ખુલાસો કરવો અપૂર્વ-કરણ પુરૂં થાય ત્યારે કર્મની સત્તા સ્થિતિ અસંખ્યાત ગણી ઓછી થઇ જાય ત્યારે અનિવૃત્તિ કરણમાં દાખલ થાય

અહીં મિથ્યાત્વ અને મિશ્ર તેમ જ સમકિત મોહનીયના એક પણ સૂક્ષ્મ દોષનું દેશથી ઉપશમન (ખુલાસા વગર દોષને ઢાંકી દેવો તે) નિદ્ધતિ નિકાચના (કર્મનું બંધન તથા ગાઢ બંધન) થતું નથી દર્શન ત્રીકની સ્થિતિ વાત વગેરે પાંચ કાર્ય ચાલુ છે હજારો સ્થિતિવાત પછી, કર્મ-દળના સંખ્યાતા ભાગ કરી તેમાંનો એક ભાગ રાખી, સર્વ કર્મ ખપી જાય

આમ હજારો વખત થયા પછી બાકી રહેલા કર્મના અસંખ્યાત ભાગ કરી, એક ભાગ રાખી, સર્વ ખપાવે. આમ હજારોવાર થયા પછી મિથ્યાત્વના અસંખ્યાત ભાગ અને મિશ્રના તથા સમકિત મોહના સંખ્યાત ભાગના ચુરા ઘણી વાર કરે, ત્યારે મિથ્યાત્વનું દળ આવલિકા માત્ર રહે અને મિશ્ર તથા સમકિત મોહનું દળ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ રહે

બાકેલા મિથ્યાત્વના દળને મિશ્ર અને સમકિત મોહમાં પ્રક્ષેપ કરે (મેળવે) અને મિશ્રના દળને સમ્યક્ત્વમોહમાં નાખે અને સમકિત (સમ્યક્ત્વ) મોહના દળ પોતાની નીચેની સ્થિતિમાં

ઉદયમા નથી આવતા તે ઢંકાયેલા રહે છે ઉપશમ સમકિતવાળાને સત્તામા મિથ્યાત્વ પર્યાય છે પણ ઉદયમા આવતા નથી, ઢાકયા જ રહે છે, તર્ક વિતર્ક થતો નથી, અને તેનો કાળ ફક્ત અંતર્મુહુર્તનો જ છે, ત્યારે ક્ષયોપશમ સમક્તિનો ઉત્કૃષ્ટ કાળ ૬૬ સાગરથી કંઇક અધિક છે.

**તર્ક**—સામયિક અને છેદોપસ્થાનીય ચારિત્રના ગુણસ્થાન સરખા છે તો બે જુદા નામ નામ કેમ આપ્યા ?

**સમાધાન**—જડ બુદ્ધિવાળા હોય તેને ચારિત્રમા જરા દોષ લાગે ત્યારે એમ સમજે કે અમારૂ ચારિત્ર નાશ થયુ તેને આશ્વાસન આપવા માટે તેમને માટે છેદોપસ્થાપનીય ચારિત્ર રાખ્યુ કે જેથી તે સમજે કે દોષનો પ્રાયશ્ચિતથી નાશ કરી, ફરી ચારિત્રમા સ્થાપના થઇ શકે છે

**તર્ક**—પહેલા અને છેલ્લા તીર્થંકરના શાસનના સાધુ માટે સફેદ વસ્ત્ર કેમ ?

**સમાધાન**—તેઓમા બુદ્ધિની સુક્ષ્મતા ઓછી હોવાથી ભાત ભાતના મન પ્રસન્ન વસ્ત્ર રાખી મમત્વ કરે, માટે તેમને એકજ પ્રકારનુ રંગ રહિત સફેદ વસ્ત્ર જ યોગ્ય છે

**તર્ક**—૨૨ તીર્થંકરોના સાધુમા ચાર મહાવ્રત અને બે તિર્થંકરોમા પાચ મહાવ્રત કેમ ?

**સમાધાન**—જડ બુદ્ધિવાળા સ્ત્રીને પરિગ્રહમા સમાવેશ ન કરે માટે તેના ત્યાગ માટે એક વ્રત વધ્યુ

**તર્ક**—જૈનના સાધુ સપ્રદાયમા મતભેદ કેમ ?

**સમાધાન**—જ્ઞાનવરણીય અને ચારિત્ર મોહનીય કર્મના વિચિત્ર ક્ષયોપશમને લઇને જુદા જુદા ભાવ ઉપજે છે.. વળી ઉત્સર્ગ અને અપવાદ માર્ગની વિચિત્ર સમજ થાય છે અપવાદ માર્ગે કોઇએ એકાદ કામ કર્યું હોય તેને બીજો ઉત્સર્ગ માર્ગમા ઘસડી જાય અને સાધુઓમા ભેદ પાડે, પરતુ જે આચાર વિચાર આગમ વિરૂદ્ધ ન હોય તેને પ્રમાણ ગણવા

**તર્ક**—જિન કલ્પી સાધુ બાહુ કષ્ટ સહન કરે, છના મોક્ષે કેમ ન જાય ?

**સમાધાન**—કર્મની અમુક સ્થિતિ રહે ત્યારેજ ક્ષપક શ્રેણી આવે, તેમાં કષ્ટ અથવા અકષ્ટ કારણભૂત નથી કલ્પો અવસ્થા ભેદ વડે કર્મ ક્ષયના હેતુ રૂપ છે ક્ષપક શ્રેણીવાળા કલ્પાતીત હોય છે

**તર્ક**—સાધુની સમાચારીમા ફેરફાર કેમ છે ? જુદા જુદા સપ્રદાયવાળાની સમાચારી કેમ જુદી જુદી છે ?

**સમાધાન**—વિરોધ રહિત, નિર્દોષ અને ગીતાર્થની પ્રવર્તાવેલી સમાચારી હોય તે જ યોગ્ય ગણાય.

તર્ક—જુદા જુદા આચાર્યોના જુદા જુદા મત કેમ છે? દાખલા તરીકે સિદ્ધસેન દિવાકરનો એવો મત છે કે કેવળીને જ્ઞાન અને દર્શન એકી સાથે છે

સમાધાન—જ્ઞાન અને દર્શન બન્ને આત્માના ગુણ છે તે આત્માની સાથે જ રહે છે, આત્માથી જુદા પડતા નથી, પણ ઉપયોગ આશ્રી જે સમયે જ્ઞાનનો ઉપયોગ હોય તે સમયે દર્શનનો ઉપયોગ ન હોય, દર્શનથી વસ્તુનું ભેદ રહિત સમુચ્ચય સામાન્ય સત્તા સ્વરૂપ દેખાય છે અને જ્ઞાનથી વસ્તુનું ભેદ આકારવાળું વિશેષ સ્વરૂપનું જાણપણું થાય છે. અનુભવ ન હોય તેનાથી પોતાનો અભિપ્રાય આપી શકાય નહિ. જે જિન પ્રભુએ ભાખ્યું છે તેજ સત્ય માનવું. છદ્મસ્થ સમય સમયના ઉપયોગનું સ્વરૂપ બરાબર ન સમજી શકે, કારણ કે આંખ બંધ કરી ઉઘાડીએ ત્યાં અસંખ્યાત સમય જાય. કેવળી ભગવાન એક સમયે સર્વ વસ્તુઓને યુગપદ (એકીસાથે) જાણે છે અને બીજે સમયે સર્વ વસ્તુઓને પ્રત્યક્ષ એકી સાથે દેખે છે. મતભેદમાં જ્યાં સમજમાં ન ઉતરે ત્યારે તત્ત્વ કેવળી ગમ્ય કરવું.

તર્ક—ઇર્યા સુમતિથી ચાલનાર સાધુને ચાલતાં કીડી દબાય તો હિંસા થાય કે નહિ?

સમાધાન—દ્રવ્ય હિંસા થાય, ભાવહિંસા ન થાય, પણ ઉપયોગ વગર (પ્રમાદથી) ચાલે તો દ્રવ્ય તથા ભાવ બન્ને પ્રકારની હિંસા થાય. ફક્ત મનથી હિંસાનો વિચાર કરે તો ભાવ હિંસા થાય, દ્રવ્યહિંસા ન થાય.

તર્ક—નિત્ય વસ્તુ અનિત્ય કેમ થાય?

સમાધાન—વસ્તુ દ્રવ્યથી નિત્ય છે, પર્યાય (સ્થિતિ)થી અનિત્ય છે.

તર્ક—સૂર્ય પૃથ્વીથી ૮ જોજન ઊંચો છે, ત્યાં સવારમાં સૂર્યની રેખા પૃથ્વીમાંથી નીકળતો કેમ દેખાય છે

સમાધાન—આંખની દૃષ્ટિ મર્યાદા Horizon જ્યાં સુધી પહોંચે ત્યાં વાદળાવાળું આકાશ અને ધરતી મળતાં હોય તેમ દેખાય છે, તે તો દૃષ્ટિની રીતિ જ ભ્રમ છે. કારણ કે જેમ જેમ આગળ જઈએ તેમ તેમ દૃષ્ટિમર્યાદા Horizon તથા ભ્રમ આગળ જતાં જાય છે અને સૂર્ય તો દૃષ્ટિમર્યાદાથી ઘણે દૂર દૂર આકાશમાં ઊંચે હોય છે.

જ્યારે સમકિત શ્રાવક ભાવથી શ્રદ્ધાને માટે સ્થિર થાય, ત્યારે શ્રાવક સમકિત કહેવાય. તેની આદિ છે પણ અંત નથી. તે જઘન્ય તેજ ભવે મોક્ષ જાય, ઉત્કૃષ્ટ ત્રીજો ભવ ઉલ્લંઘે નહિ.

શ્રાવક સમકિત કેટલા ભવ કરે છે? તે સબંધી બે મત છે તેમાં કારણ છે—(૧) ક્ષપણ વિસોહિએણ નિસુખમેત્તં" દર્શનની વિશુદ્ધિ થવાથી. આનો ભાવાર્થ કેટલાક "શ્રાવક સમકિત પામવાથી" એમ કરે છે. (૨) મિચ્છત્ત વિસોહિએણં" મિથ્યાત્વની વિશુદ્ધિ કરીને." આનો ભાવાર્થ "મિથ્યાત્વ ટાળીને" એમ કરે છે. (૩) સમકિતની ઉત્કૃષ્ટી આરાધનાવાળાને એક ભવ તથા જ

ભવ ભગવતિ સૂત્રમાં કહ્યા છે આનો અર્થ કેટલાક ઉત્કૃષ્ટ પ્રયત્ન કરે છે અને કેટલાક ક્ષાયક સમકિત કરે છે એટલે નિરંતર આત્મ સ્વરૂપમા ઉપયોગની અપેક્ષાએ તે જ ભવે મોક્ષ જાય અને દ્રવ્યાર્થ નયની રીતે સમકિત ત્રણ ભવ ઉલ્લંઘે નહિ એમ બેમી શકે છે તત્ત્વ કેવળી ગમ્ય

સૂત્રના આલંબન સિવાય છદ્મસ્થે પોતાનો સ્વતંત્ર અભિપ્રાય આપવો નહિ, આ વસ્તુ આપણે સમજતા નથી તેથી અનાદિ કાળથી રખડયા કરીએ છીએ

ક્ષાયક સમકિત મળ્યા પછી ચારિત્ર મોહનીયકર્મની પ્રકૃતિઓ ખપાવવા માટે ૭ મે ગુણસ્થાને યથાપ્રવૃત્તિકરણ, ૮ મે ગુણસ્થાને અપૂર્વકરણ અને ૯ મે ગુણસ્થાને અનિવૃત્તિ કરણ થાય છે.

**અપૂર્વકરણમાં :** સ્થિતિઘાત વગેરેથી, અપ્રત્યાખ્યાની અને પ્રત્યાખ્યાની ક્રોધ, માન, માયા, લોભ એ ૮ કષાયનો ક્ષય થતા થતા, તે કરણ પૂરૂ થાય ત્યારે તે આઠ કષાયની સ્થિતિ પલ્યનો અસખ્યાતમો ભાગ પ્રમાણે રહે અહિં **સર્વ વિરતિ ભાવ** સાથે **ખતિ, મુત્તિ, અજવે, મદ્દેવ ( મૃદુતા ) આલંબન** હોય છે એક વાકયમા કહીએ તો સિદ્ધસ્વરૂપી નિર્મળ આત્મધ્યાન ધરતા અને ટકાવતા આવડે તો સર્વ દોષો અને કર્મનો નાશ થાય

**અનિવૃત્તિ કરણમાં**—અહી **કર્મની ૧૩ પ્રકૃતિ** (નરક, તિર્યંચ ગતિ તથા નરક તિર્યંચ અનુપૂર્વી પહેલી ચાર જાતિ, સ્થાવર, ઉદ્યોત, અતાપ, સૂક્ષ્મ, સાધારણ) તથા **દર્શનાવરણીયની થિણધ્ધી ત્રીક** મળી ૧૬ પ્રકૃતિઓનુ, સમયે સમયે, ઉદ્વલના (કુટાવુ), સક્રમ ( અન્ય પ્રકૃતિમા મળી જવુ ), એવી રીતે નાશ થતો જાય અને જ્યારે પલ્યોપમના અસખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિ રહે ત્યારે તે ૧૬ પ્રકૃતિ અને **ઉપરની આઠ કષાયનો** બાકીનો ભાગ મળી ૨૪ પ્રકૃતિઓ પ્રતિ સમય બધાતી અન્ય પ્રકૃતિમા ગુણસક્રમથી સક્રમાવી (પરિણમાવી—મેળવી) ક્ષય થવા માંડે અને આ કરણના સખ્યાતા ભાગ ગયા પછી એક જ ભાગ બાકી રહે ત્યારે તે **સર્વ ક્ષય થાય.**

ત્યાર બાદ, અતર મુહુર્તમા, નવ નોકષાય અને સજ્વલન ચોક ( ક્રોધ, માન, માયા, લોભ )નુ અતર કરણ થાય, એટલે દરેક પ્રકૃતિના દળની બે સ્થિતિ સ્થાપન થાય, નીચલી એટલે પહેલી સ્થિતિ, ઉપરની એટલે બીજી સ્થિતિ,

પહેલા **નપુસક વેદનો ક્ષય** થાય ઉપરની સ્થિતિના દળને અતર્મુહુર્ત સુધી કુટીને ખપાવે અને પલ્યનો અસખ્યાતમો ભાગ પ્રમાણ સ્થિતિ બાકી રહે ત્યારે બધાતિ પ્રકૃતિઓમા ગુણ સક્રમથી મળી જાય ( અન્ય પ્રકૃતિ રૂપે ફેરવાઇ જાય ) અને ક્ષય થાય, પછી નીચેની સ્થિતિનુ દળ, નપુસક વેદના ઉદયમા શ્રેણી શરૂ થાય તો, વેદીને ખપાવે, નહિતર આવલિમાત્ર રહે ત્યારે ઉદય પામેલી વેદ્યમાન પ્રકૃતિમા સ્તિબુક સક્રમથી મળી જાય અને ક્ષય થાય.

પછી **સ્રીવેદ** મોહનીય કર્મનુ દળ પણ તે જ વિધિથી અતર્મુહુર્તમા **ખપાવે,** ત્યારબાદ હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, દુગચ્છા એ **હાસ્ય ષટકને,** એકી સાથે સજ્વલનના ક્રોધમા

દરેક સમય અસખ્યાત ગુણી વૃદ્ધિ સહિત આગળના કષાયમા (ક્રોધની માનમા, માનની માયામા, માયાની લોભમા) પ્રક્ષેપ થાય, (મેળવાઇને) ભોગવાઇને ક્ષય થાય ત્રીજી કીટ્ટી વેદતા કાળના છેલ્લા સમયમા પોતાના કષાયના બધ, ઉદય, ઉદીરણા વિચ્છેદ જાય સત્તામા રહેલ સમયઊન બે આવલિકા જેટલા બાધેલ દળને આગળની કષાયની પહેલી કીટ્ટીમા (ક્રોધને માનમા, માનને માયામા માયાને લોભમા) અતર્મુહુર્ત સુધી ગુણ સક્રમ કરી સક્રમાવે અને અતિમ સમય, તો સર્વ સક્રમ કરી સક્રમાવે ત્યારે તે કષાયનો ક્ષય થાય

પહેલા **ક્રોધનો, પછી માનનો, પછી માયાનો ક્ષય** થાય. સજ્વલન લોભ સબધી એવુ જે કે તેની બીજી કીટ્ટી જ્યારે વેદાની હોય ત્યારે ત્રીજી કીટ્ટીના દળની સુક્ષ્મ સુક્ષ્મ કીટ્ટી થાય તે બીજી કીટ્ટીની સમય અધિક એક આવલિકા રહે ત્યા સુધી સુક્ષ્મ (૨) કીટ્ટી થાય, અને તેજ સમયે સજ્વલન લોભનો બધ વિચ્છેદ જાય અને બાદર કષાયનો તથા ઉદીરણાનો પણ વિચ્છેદ થાય અને નવમુ ગુણસ્થાન પુરૂ થાય

તે પછીના સમયથી શરૂ કરી, સુક્ષ્મ સપરાય ગુણસ્થાનમા લોભની સુક્ષ્મ કીટ્ટીના દળને ઉપરની બીજી સ્થિતિમાથી ખેચીને પ્રથમ સ્થિતિમા લાવીને વેદે. લોભની પ્રથમ કીટ્ટીની બાકી રહેલ આવલિકાને બીજી કીટ્ટીના દળના સક્રમાવે, બીજી કીટ્ટીની બાકીની આવલિકાને ત્રીજી કીટ્ટીના દળમા સક્રમાવીને વેદે અને ત્રીજી કીટ્ટીની બાકી રહેલ છેલ્લી આવલિકાને પાપ પ્રકૃતિઓમા સ્તિબુક સક્રમ કરી સક્રમાવે

હવે લોભની સુક્ષ્મ કીટ્ટીના દળ તથા પહેલાની સમયઊન બે આવલિકા વધેલ દળની દરેક સમય સ્થિતિઘાતાદિ કરીને વેદતા સુક્ષ્મ સપરાય અદ્ધા (કાળ)ના સખ્યાતા ભાગ જાય અને એક ભાગ બાકી રહે ત્યા સુધી ખપાવે, પછી છેલ્લા ભાગના લોભની સ્થિતિ તથા રસ અપવર્તનાથી ઘટાડી, સુક્ષ્મ સપરાયના બાકીના કાળ જેટલા રાખી વેદે, સજ્વલનો લોભ સમયાધિક આવલિ માત્ર રહે ત્યા સુધી વેદે, પછી તેને ઉદીરણા બધ થાય અને ફકત ઉદયથી વેદે તે છેવટ સુધી વેદીને ક્ષય કરે એટલે **લોભનો સર્વથા ક્ષય** થાય અને ૫ જ્ઞાનાવરણીય, ૪ દર્શનાવરણીય, ૫ અતરાય ઉચ્ચગોત્ર અને યશોકીર્તિ એ ૧૬ પ્રકૃતિઓનો બધ વિચ્છેદ જાય, અહિ ૧૦મુ ગુણસ્થાન પુરૂ થાય છે ક્ષીણ મોહ ગુણસ્થાનમા, મોહનીય કર્મ સિવાયના સર્વ કર્મોના સ્થિતિઘાત, રસઘાત, ગુણશ્રેણી, ગુણસક્રમ થાય

ક્ષીણ કષાય ગુણસ્થાનના સખ્યાત ભાગ જાય અને એક ભાગ બાકી રહે ત્યારે ૫ જ્ઞાનાવરણીય, ૪ દર્શનાવરણીય, ૫ અતરાય અને નિદ્રા તથા પ્રચલા ૧૬ પ્રકૃતિઓને અપવર્તના-કરણથી સ્થિતિ તથા રસ ઘટાડી બાકી રહેલ ક્ષીણ કષાય અદ્ધા જેટલી અતર્મુહુર્ત પ્રમાણ કરે પણ નિદ્રા પ્રચલાની સ્થિતિ સ્વરૂપની અપેક્ષાએ એક સમય ઓછી કરે, પણ કર્મ રૂપથી બરાબર કરે ત્યારે તે ૧૬ પ્રકૃતિઓનો સ્થિતિ ઘાતાદિ વિરામ પામે, પણ બાકી રહેલ પ્રકૃતિઓની સ્થિતિ ઘાત વગેરે ચાલુ છે

(૭) ઉદયવર્તી પ્રકૃતિ વેદીને ખપાવે અને છેલ્લાં સમયમા ૧૧ મનુષ્ય ગતિ સહચારિણી (બે વેદનીમાથી એક, મનુષ્યાયુ, મનુષ્યગતિ, પચેન્દ્રિયજાતિ, ત્રસનામ, બાદરનામ, પર્યાપ્ત, સુભગ, આદેય, યશકિર્તિ નામ અને ઉચ્ચ ગોત્ર) અને તીર્થકર હોય તેને તીર્થંકર નામ કર્મ એટલે સામાન્ય કેવળી ૧૧ અને તીર્થંકર ૧૨ પ્રકૃતિ ક્ષય કરે ત્યારે નિશ્ચય નયથી મોક્ષ થાય

અહી ક્ષપક શ્રેણી પૂરી થાય છે વ્યવહારથી ૧૪ મુ ગુણસ્થાન પૂરૂ થાય તેના અતર રહિત બીજા સમયમા સિદ્ધ થાય તેનુ વર્ણન ૧૪મા ગુણસ્થાનની સાથે સિદ્ધગતિમાં લખાઈ ગયેલ છે ત્યા જોઇ લેવુ સર્વ મુમુક્ષુઓને આ પદ પ્રાપ્ત થાઓ! અસ્તુ હવે મોક્ષ તત્ત્વ આગળ તપાસીશુ

## મોક્ષ સબધી ૪ નિક્ષેપા

**૧. નામ મોક્ષ**–"મોક્ષ" એવી નામ સજ્ઞા વચનથી સમજાવવા માટે છે કોઇ સ્ત્રીનુ નામ મુક્તિ હોય તે નિક્ષેપાનો વિષય છે, પણ અત્રે ઉપયોગી નથી

**૨. સ્થાપના મોક્ષ**-કોઇ વસ્તુને મોક્ષ તરીકે સ્થાપવી તે યોગ્ય નથી પણ મોક્ષ તત્ત્વ અને મુકતાત્માનુ સ્વરૂપ મનમા સ્થાપન કરવુ તે ભાવ નિક્ષેપાનો વિષય છે

**૩. દ્રવ્ય મોક્ષ**–તેના ભેદો–આગમથી દ્રવ્ય મોક્ષ–(૧) મોક્ષ તત્ત્વનો ઉપયોગ રહિત અભ્યાસ (૨) મોક્ષ તત્ત્વ સબધી લખાણ, (૩) દ્રવ્યત્વની અપેક્ષાએ આત્મદ્રવ્યનુ પુદ્ગળ દ્રવ્યથી સર્વથા સદાને માટે, મુકત થવુ તે, આ ભાગો ઉપાદેય છે

**નો આગમથી દ્રવ્ય મોક્ષ તેનાં ભેદો**–(૧) જ્ઞશરીર=મુકત આત્માનુ શબ, (૨) ભવ્ય શરીર=ચરમ શરીરી, (૩) તદ્ વ્યતિરિકત, આગમથી જુદુ તે લૌકિક દ્રવ્ય મોક્ષ, વ્યાવહારિક બધન જેમકે જેલમાથી છુટા થવુ, મરણ પછી સગપણથી છુટા થવુ વગેરે લોકોત્તર દ્રવ્ય મોક્ષ–મિથ્યાત્વ સહિત મોક્ષની કરણી તેથી મોક્ષ થાય નહિ કુપ્રવચન દ્રવ્ય મોક્ષ–ખોટુ કલ્પી કાઢેલ મિથ્યાત્વીનુ અથવા અભવિનુ મોક્ષ તે સ્વર્ગ સિવાય બીજુ કઇ નહિ, કારણ કે મોક્ષમાથી ફરી અવતાર ન હોય, ત્યારે મિથ્યાત્વના ઉદયથી મિથ્યાત્વી મુકતાત્માને અવતાર આપે છે

**૪. ભાવ મોક્ષ તેના ભેદો**—આગમથી ભાવ મોક્ષ મોક્ષના હેતુથી ઉપયોગપૂર્વક મોક્ષ તત્ત્વનો અભ્યાસ. (૨) નોઆગમથી ભાવ મોક્ષ તે સિદ્ધ પરમાત્મા (૩) તત્ પરિણતિ ભાવ મોક્ષ તે સિદ્ધ સ્વરૂપમા એકત્વ કરનાર ધ્યાનવાળા આત્મા નિક્ષેપામા મોક્ષના હેતુ રૂપ જેટલો વિભાગ છે તે ઉપાદેય છે, હેય અને ઉપાદેયનુ ભેદજ્ઞાન જેને નિક્ષેપાથી ન મળે તે મોક્ષ તત્ત્વને યોગ્ય નથી

સાત નયથી નિર્વાણનુ અવલોકન

૧ નિગમ નય પ્રમાણે ગતિના બધનમાથી મુકત.

**૫. સ્યાદ્ અસ્તિ ચ અવકતવ્યં ચ એવ મોક્ષ**–(૧)ક્ષાયક સમકિત આવ્યુ તેમાં ૭ પ્રકૃતિ ક્ષય થઇ, તેટલી પ્રકૃતિની અપેક્ષાએ મોક્ષની અસ્તિ છે, બાકીની પ્રકૃતિને ક્ષય કરવા માટે ક્ષપક શ્રેણીમા અમુક જીવ છે કે નહિ તે છદ્મસ્થથી કહી શકાય નહિ

**૬. સ્યાદ્ નાસ્તિ ચ અવકતવ્યં ચ એવ મોક્ષ**–(૧) એકે પ્રકૃતિ ક્ષય થઇ નથી પણ ચરમ શરીરી છે તેનો કયારે મોક્ષ થશે તે છદ્મસ્થ કહી ન શકે (૨) અભવિને મોક્ષ નથી પણ ભવિ અભવિનુ નિરાકરણ છદ્મસ્થથી થઇ શકે નહિ કેમકે કેટલાક ભવી, અભવી જેવા લાગે છે

**૭ સ્યાદ્ અસ્તિ ચ નાસ્તિ ચ અવકતવ્યં ચ એવ મોક્ષ**–એક જીવ ક્ષપક શ્રેણીમા છે તેથી અસ્તિ નાસ્તિ બન્ને છે, તેની સર્વ પ્રકૃતિ ક્ષય થઇ છે કે નહિ તે છદ્મસ્થથી કહી શકાય નહિ (૨) ભવિને મોક્ષ છે, અભવિને નથી પણ અમુક જીવનો મોક્ષ થશે કે નહિ તેનો નિર્ણય છદ્મસ્થી કહી શકાય નહિ

## સાત નયથી મોક્ષ તત્ત્વનું અવલોકન

૧ નિગમનય–(૧) અંશથી કરવા માડયુ તે કયું સમકિત મેળવનાર અર્ધપુદ્ગળ પરાવર્તનની અંદર મોક્ષે જશે (૨) ભવી મોક્ષે જશે.

૨ સંગ્રહનય–સત્તામા સમકિત છે તે મોક્ષે જશે

૩ વ્યવહારનય–સમકિત સહિત ક્રિયા કરનાર મોક્ષે જશે

૪ ૠજુસૂત્રનય–જે કર્મના પુદ્ગળ ક્ષાયક ભાવથી આત્મામાથી વર્તમાન કાળે છુટા થાય છે તેમાથી આત્માની મુકિત.

૫ શબ્દનય–ક્ષાયક ભાવ

૬ સમભિરૂઢનય–કેવળ જ્ઞાન અને કેવળ દર્શન

૭ એવભુતનય– અનંત આત્મિક સુખના અનુભવ સહિત કેવળ જ્ઞાન અને કેવળ દર્શનમા પરિણતિ (ક્ષાયક અને પારિણામિક ભાવમા સિદ્ધ ભગવાન)

**દ્રવ્યથી મોક્ષ**—આત્મા, સર્વ કર્મ તથા નો કર્મ વગેરે પુદ્ગળ દ્રવ્યથી મુકત

**ક્ષેત્રથી મોક્ષ**—ગતિગમનબંધ, સિદ્ધ ભગવાનની અકંપ અવસ્થા, જે આકાશ પ્રદેશોમા છે ત્યાજ રહે છે

**કાળથી મોક્ષ**—મોક્ષની એક જીવ આશ્રી આદિ છે પણ અંત નથી અને સર્વ સિદ્ધ ભગવાનની અપેક્ષાએ અનાદિ અનંત

ભાવથી મોક્ષ—ક્ષાયક સમકિત-કેવળ જ્ઞાન-કેવળ દર્શન તે ક્ષાયક ભાવ અને પારિણામિક ભાવ એ બે જ ભાવ હોય ( ઉદય, ક્ષયોપશમ, ઉપશમ એ ત્રણ ભાવથી મુક્ત. )

## સ્યાદ્વાદમાં મોક્ષ તત્ત્વ

૧ સ્યાદ્ અસ્તિ ચ એવ મોક્ષ તત્ત્વ—મોક્ષ ચોક્કસ છે પણ સ્યાદ્ શબ્દથી અપેક્ષા બતાવવામાં આવે છે—(૧) ભૂતકાળમાં અનંતા જીવ મોક્ષે ગયા છે (૨) વર્તમાન કાળમાં અક્ષય ભગવાન અનંત સિદ્ધ ભગવાન સિદ્ધ ક્ષેત્રમાં શાશ્વતને માટે મુક્ત અવસ્થામાં છે અને હાલ મહાવિદેહ ક્ષેત્રમાં એક સમયમાં જઘન્ય એક અને ઉત્કૃષ્ટ ૧૦૮ સિદ્ધ થઈ શકે છે વળી કેવળી, સાધુ તથા અસંખ્યાતા સમકિતી જીવ વર્તમાન કાળમાં આગમનની અપેક્ષાપૂર્વક મોક્ષ તત્ત્વમાં છે. (૩) ભવિષ્યમાં અનંતા ભવ્ય જીવ મોક્ષે જશે.

૨ સ્યાદ્ નાસ્તિ ચ એવ મોક્ષ તત્ત્વ—(૧) અભવી અને દુર્ભવી કદિ મોક્ષમાં ન જાય. (૨) અનંતાનંત જીવો હાલમાં મોક્ષ તત્ત્વમાં નથી, (૩) ભરત ક્ષેત્રમાં હાલ મોક્ષ નથી.

૩. સ્યાદ્ અસ્તિ ચ નાસ્તિ ચ એવ મોક્ષ તત્ત્વ—(૧) ધર્મ સાધનાનો યોગ ઉપયોગ કરનાર માટે મોક્ષ છે પણ ઉપયોગ નહિ કરનાર માટે મોક્ષ નથી. (૨) કર્મ પ્રકૃતિના ક્ષયના અનુક્રમમાં, જે કર્મનો ક્ષાયકભાવે ક્ષય થયો છે તે કર્મની અપેક્ષાએ વર્તમાનમાં નિશ્ચય નય પ્રમાણે મોક્ષ છે અને ભવિષ્યમાં જે કર્મનો ક્ષય થવાનો છે તે કર્મની અપેક્ષાએ વર્તમાન કાળમાં મોક્ષ નથી.

૪ સ્યાદ્ અવક્તવ્ય ચ એવ મોક્ષ તત્ત્વ—(૧) મોક્ષ તત્ત્વનું એકસમયનાં અનંત એકી વખતે કથન થઈ શકે નહિ. (૨) કોણ મોક્ષે જશે અને કોણ નહિ જાય એ છદ્મસ્થથી કહી શકાય નહિ.

૫. સ્યાદ્ અસ્તિ ચ અવક્તવ્ય ચ એવ મોક્ષ તત્ત્વ—ભવિ અને આરાધક માટે મોક્ષ છે પણ કયો જીવ ક્યારે મોક્ષે જશે એ છદ્મસ્થથી કહી શકાય નહિ.

૬ સ્યાદ્ નાસ્તિ ચ અવક્તવ્ય ચ એવ મોક્ષ તત્ત્વ—મિથ્યાત્વી માટે મોક્ષ નથી પણ અમુક મિથ્યાત્વી જીવ સમકિત પામીને મોક્ષે જશે કે નહિ તે છદ્મસ્થથી કહી શકાય નહિ.

૭ સ્યાદ્ અસ્તિ ચ નાસ્તિ ચ અવક્તવ્ય ચ એવ મોક્ષ તત્ત્વ—અમુક ભવ્યજીવ ક્ષયોપશમ સમકિતી છે તે સમ્યક્ત્વની અપેક્ષાએ મોક્ષ તત્ત્વમાં છે પણ ક્ષાયક સમકિતી નથી એ અપેક્ષાએ મોક્ષ તત્ત્વમાં નથી તેથી તે ક્યારે મોક્ષે જશે તે છદ્મસ્થથી કહી શકાય નહિ, કારણ કે સમકિતથી ભ્રષ્ટ થવાનો સંભવ છે તેથી પતન થાય તો અર્ધપુદ્ગલ પરાવર્તનની હદ સુધીમાં પ્રાય અનંતો કાળ ભમવું પડે.

સર્વ પ્રશ્નોનો જવાબ આ સાત ભાગમાંથી એક ભાગમાં દાખલ થઇ શકે છે.

ક્ષપકશ્રેણીના વર્ણનમાં છદ્મસ્થથી ભૂલ થવાનો સંભવ છે તો તે માટે તથા અજાણપણે તત્ત્વોમાં કઇ ભૂલ ચુક થઇ હોય તે માટે અનંતા સિદ્ધ ભગવાન તથા કેવળી ભગવાનની સાખે તસ્સ મિચ્છામિ દુક્કડં તમેવ સચ્ચં નિઃશંક જ જિનેહિ પવેઇયં, નિગ્ગંથ પાવયણ અટ્ઠે પરમટ્ઠે શેષ અનટ્ઠે અહિં મોક્ષ તત્ત્વનું લખાણ પુરૂં કરવામાં આવે છે

## સમકિતના ૬૭ બોલ

**સમકિતી જીવન ગાળવા, આચરણમાં મુકવા માટે સમકિતના મુદ્દા બતાવવામાં આવે છે તે ૬૭ છે તે નીચે પ્રમાણે–**

આ ૬૭ બોલથી સમકિતની પ્રાપ્તિ તેમ જ રક્ષણ થાય છે. ૪ શ્રદ્ધાન, ૩ લિંગ, ૧૦ વિનય, ૩ શુદ્ધિ, ૫ દૂષણ ત્યાગ, ૮ પ્રભાવના, ૫ ભૂષણ, ૫ લક્ષણ, ૬ યતના, ૬ અભિયોગ, ૬ ભાવના. ૬ સ્થાન કુલ મળી ૬૭

### ચાર શ્રદ્ધાન

૧. **પરમાર્થ સંસ્તવ**–અહિં શુદ્ધ દેવ, ગુરૂ, ધર્મ આત્મા અને નવ તત્ત્વની રહસ્ય સાથે ઓળખાણ થાય છે તેમજ નિજ આત્મ તત્ત્વનો અનુભવ થાય છે તેનો વિસ્તાર અગાઉ આવી ગયેલ છે, તે પરમત્થ સથવો

૨. **સુદિટ્ઠ પરમથ્થ સેવણા**–પરમાર્થ જ્ઞાતૃ સેવન, એટલે જેણે પરમ અર્થ એટલે મોક્ષ માર્ગ સારી રીતે જાણેલો અનુભવેલો છે તેની સેવા કરવી નવકાર મંત્રના પાંચે પદોની ભક્તિ અહિં આવી શકે પણ મુખ્યતાથી અહિં ૧૪ પ્રકારનું સુપાત્ર દાન, શાસ્ત્ર શ્રવણ અને તન, મન, ધનથી યથાશક્તિ આજ્ઞા પાલનનો વિષય છે

અત્યારે અરિહંત આપણા ક્ષેત્રમાં નથી, તેથી તેમની આજ્ઞાપાલન રૂપી સેવા જ કરી શકાય પણ આચાર્ય, ઉપાધ્યાય અને સાધુની સેવાનો લાભ લેવો તેમનું સ્વરૂપ અગાઉ આવી ગયેલ છે અને વિનય અને વૈયાવચ્ચ તપના વિષયમાં સેવાની વિધિ આવી ગયેલ છે

શાસ્ત્ર શ્રવણમાં એટલું સમજવું કે સૂત્રના ભાવ એકાગ્ર ચિત્તે સાંભળવા, વાંચવા ન સમજાય તો પુછવા, વારંવાર નિરીક્ષણ કરવું અને વિચારમાં ઉતારી પોતાની યોગ્યતા પ્રમાણે વર્તનમાં ઉતારવા પણ સ્મશાન વૈરાગ્યની પેઠે એક કાનેથી સાંભળી બીજે કાનેથી કાઢી નાખવા નહિં અને સંસારના દરેક કાર્યમાં સાવચેતી રાખવી કે પોતાનું વર્તન સમ્યગ્ દર્શનની વાત કરે છે કે નહિં અને વચન પ્રયોગમાં જૈન દર્શનનું મહત્વ આત્મસમક્ષ રાખવું

૧. ધર્મ જ્ઞાન સાંભળવાની અને વાચવા, પુછવા પરિવર્તન કરવા, વિચાર કરવાની તીવ્ર જીજ્ઞાસા હોય, તેમા એક ચિત્ત કરે, ધારણામા ઉતારે જેથી ભૂલી ન જાય, આ મુશ્રુષા ગુણ છે તેની તીવ્રતાની ઉપમા–ગાન કળામા પ્રવીણ નિરોગી યુવાન સ્ત્રીના પરિવાર સહિત એક ધનવાન, વિદ્વાન, નિરોગી યુવાન પુરૂષની દિવ્ય ગાનનૃત્ય સાંભળવા જોવામા જેટલી તન્મયતા થાય તેથી હજાર ગણી તન્મયતા ધર્મ જ્ઞાન મેળવવામા હોય

૨ **ધર્મરાગ**—શુદ્ધ આત્મસ્વરૂપ જાણીને તેની પ્રાપ્તિ માટે, નિરાશીભાવે, પાચ ઇન્દ્રિયના વિષય સુખની ઇચ્છા રાખ્યા વગર, રાગ, દ્વેષ અભિમાન વગર, આત્મ ઉપયોગની જાગૃતિ સાથે કર્મ અને સસારની ઉપાધિઓ, બધનોથી મુક્ત થવા માટે, તન, મન, વચનથી, વ્રત, તપ, જપ, નિયમ, પરહિત વગેરે શુભ કાર્યો કરવાની તીવ્ર ઇચ્છા થાય, તે ઇચ્છાની ઉપમા કોઇ એક ગરીબ ભૂખ્યા, અટવી ઓળગીને આવેલા બ્રાહ્મણને, લાડુ દેખી તે ખાવાની જેટલી ઇચ્છા થાય તેથી હજાર ગણી લાગણી ધર્મ કરવાની ઇચ્છા થાય

૩. **દેવ ગુરૂની વૈયાવચ્ચ**—અરિહત અને સિદ્ધના ગુણો વિચારી યથાશક્તિ અનુભવમા લઈ, તેમના સ્વરૂપમા મનથી લીન થવુ, વચનથી સ્તુતિ, ગુણગ્રામ કરવા અને જે દિશામા હોય તે દિશામા કાયાથી વદના નમસ્કાર કરવા આચાર્ય, ઉપાધ્યાય સાધુની ગુણસ્થાનની યોગ્યતાના નિયમ પ્રમાણે સ્તુતિ, ભક્તિ, ગુણગ્રામ, સુપાત્રદાન વગેરે કરવા તેની વિશેષ હકીકત વૈયાવચ્ચ તપમા આવી ગઇ છે વૈયાવચ્ચનો હેતુ ગુણીના ગુણ પામવાનો હોવો જોઇએ.

સામાયિક કરીને કોઇ સાધુનો ઉપદેશ સાભળે અને વિનયપૂર્વક સુપાત્ર દાન દીએ તે બાહ્ય દેખાવ જોઇને કોઇ જાણે કે આ જૈન છે માટે તે ત્રણને લિગ કહેલ છે સાધુને પણ ઉપરાગુણ સ્થાનની યોગ્યતા પ્રમાણે આ ત્રણે લીંગ લાગુ થાય છે

## દશ પ્રકારે વિનય દર્શન

પાચ પરમેષ્ટિ, ૬ શ્રુત (જ્ઞાન) ધર્મ, ૭ ચારિત્ર ધર્મ, (પાચ ચારિત્ર અને ૧૦ યતિધર્મ,) ૮ સઘ, ૯ સાધર્મી, ૧૦ સમદૃષ્ટિ એ દશનો વિનય કરવો તેની સર્વ વિધિ વિનય તપમા આવી ગયેલ છે ત્યા જોઇ લેવુ, વિનયનો હેતુ નિર્જરા હોવો જોઇએ

## ત્રણ શુદ્ધિ

મન, વચન, કાયાની શુદ્ધિ. મોહની કર્મની ૨૮ પ્રકૃતિને જીતવાનો પ્રયત્ન કરવાથી મન શુદ્ધ થાય છે ભાષા સુમતિથી વચન શુદ્ધિ થાય છે દર્શન વિનય, વૈયાવચ્ચ વગેરે શરીર પ્રવૃત્તિથી કાય શુદ્ધિ થાય છે

## પાંચ દુષણ ત્યાગ

**પાંચ અતિચાર** (દુષણ–દોષ)નો ત્યાગ કરવો—સમકિત વિરોધી પાચ દોષનુ સવન કરવાથી સમકિતનો નાશ થાય છે, માટે તે દોષોનો નાશ કરવો

"તમેવ સચ્ચં નિશંક જં જિણેહિં પવેઇયં" "સૂત્રમા કહ્યુ તે ખરૂ, પણ બુદ્ધિ ચાલતી નથી" આ ત્રણ બાબત તમારી આગળ રાખશો તો જરૂર તમે બીજા ભવમા કેવળી ભગવાન પાસેથી નિર્ણય મેળવીને શુદ્ધતર થશો

કેટલીક શંકાનુ શાસ્ત્રાનુસાર નિવારણ ક્ષાયક સમકિતની હકીકત સાથે આવી ગયેલ છે, કારણકે શંકા સર્વથા નાશ પામે ત્યારેજ ક્ષાયક સમકિત આવે. કોઇ વખત એવુ બને કે સરખા ગુન્હાવાળાને જુદુ જુદુ પ્રાયશ્ચિત્ત આવે, તેથી શંકા કરવાની જરૂર નથી, કારણ કે આડા અવળા વિચાર કરવાવાળાને ક્રિયાકાડમા રોકવાથી મન ભમતુ અટકી જાય છે

વિષય વિકારવાળાને તપથી શુદ્ધિ થાય છે, શ્રદ્ધાવાળો ભક્તિ, ગુણગ્રામ, ગુણાનુભવથી સ્થિર થાય છે અને સ્થિર ચિત્તવાળો જ્ઞાનમા પ્રવૃત્તિ કરી શકે છે જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્યના ૩૯ આચાર ઉપર વિચાર કરશો અને તેની સાથે આત્મ નિરીક્ષણ કરશો તો ભુલ જણાઇ આવશે અને તેમા હઠ કે દુરાગ્રહ નહિ રાખે તો સમજવુ કે તમારો આગળ વિકાસ છે જ

વ્યવહારથી શુદ્ધ દેવ અરિહંત, શુદ્ધ ગુરૂ નિર્ગ્રંથ અને શુદ્ધ ધર્મ કેવળીનો પ્રરૂપેલ ધર્મ, તેમા શંકા રાખવી નહિ અને નિશ્ચયથી જ્ઞાન, દર્શન, સુખ સ્વરૂપ આત્મા છે અને આત્મા નિશ્ચયથી દેવ, ગુરૂ ધર્મ સ્વરૂપ છે અને તે શુદ્ધ સ્વરૂપજ ઉપાસ્ય છે તેમા શંકા રાખવી નહિ

**૨. કંખા કાંક્ષા, ઇચ્છા**—(૧) કુદેવ, કુગુરૂ કુધર્મ અને મિથ્યાત્વની ધર્મ માટે તો ઇચ્છા રાખવી જ નહિ પણ આલોકના સાસારિક સુખો માટે પણ તેમની ઇચ્છા ન રાખવી (૨) શુદ્ધ દેવ, ગુરૂ, ધર્મની આરાધનામા આલોક કે પરલોકના પૌદ્‌ગળીક (સસારી) સુખો ભોગવવાની ઇચ્છા ન રાખવી, નિદાન, નિયાણુ કરવાથી સમકિતમાથી ભ્રષ્ટ થવાય છે અને ઇચ્છેલી ચીજ મળે ત્યા સુધી સમકીત પાછુ આવતુ નથી. (૩) આત્માથી જુદી એવી વસ્તુઓ (નવ પ્રકારના દ્રવ્ય પરિગ્રહ અને કષાયાદિ ભાવ પરિગ્રહ) આત્માની નથી. તેથી અભ્યતર ભાવે પોતાની કરી માનવાની ઇચ્છા ન રાખવી

**૩. વિતિગિચ્છા**—વિચિકિત્સા વિ=વિશેષે કરીને, વિધવિધ પ્રકારે + ચિકિત્સા = પરીક્ષા એટલે બાહ્ય સાસારિક, પૌદ્‌ગળીક, અજ્ઞાન વગેરે દ્રષ્ટિથી અથવા કુતર્કથી ધર્મની પરીક્ષા ન કરવી સમ્યક્ ભાવ પરિણતિ એવી છે કે આ શબ્દના જેટલા અર્થ થાય તેમાંના સમકિતના દુષણ આપનાર જેટલા શબ્દ નીકળે તે સર્વ અહિ આવી જાય છે તે સર્વે અહીં ભેદ, અભેદપણે રહે છે

જેમકે આ કરણી સારી અને તે નહિ સારી, કોઇ કહે જ્ઞાનનુ ફળ વધારે, કોઇ કહે દર્શનનુ વધારે, કોઇ કહે તપનુ ફળ વધારે, કોઇ કહે ચારિત્રનુ વધારે ફળ. વળી તેના પેટા ભેદોમાથી અમુક સારૂ અને અમુક ઓછી કીમતનુ આવા તર્કવિતર્ક ન કરવા કારણકે સર્વ ઉત્કૃષ્ટ સ્વરૂપમા એકી સાથે હોય તો જ મોક્ષ થાય

અમુક માણસનુ જ્ઞાન કે ક્રિયા શુષ્ક છે એવા વિચારથી નિંદા ઉપજે પણ પોતે કેવળી નથી એ ધ્યાન રાખવુ બીજા મતવાળામા અહિસા ધર્મ પણ છે તો તે કેમ મોક્ષ ન જાય? એ તર્ક

પચાગ્નિતાપસના વખાણ કરવા તે મહાન દુષણ છે, કારણ કે તેથી મિથ્યાત્વ અને તેની કરણી કરનારને પોષણ મળે છે, તેથી તે વધારે ફુલતા જાય છે, તેનુ નિમિત્ત આપણે બનીએ એટલુજ નહિ પણ મિથ્યાત્વના પુદ્‌ગળ આપણા આત્મા સાથે બધાય છે, માટે આ દોષનો ત્યાગ કરવો

અપેક્ષાપૂર્વક અહિ એવો અર્થ પણ થાય કે પારકા પાખડની પ્રસસા ન કરી પણ પારકા પાખડની પ્રસસા કરનાર અજાનપણાને લઇને સમકિત પરિણતીવાળો હોવાનો સભવ નથી. ત્યારે આ દુષણ સમકિતી માટે છે.

બીજુ સ્વ. (પોતાના) પાખડની પ્રસસા કરવાની છુટ માની બેસે તો તેમાથી ઘણા ધતીગ નીકળે, તેથી સર્વજ્ઞ આવી છુટ આપે જ નહિ અહિ એવા ભાવ દેખાય છે કે આત્માના સમકિત ગુણોની હાનિ થાય તેમ મિથ્યાભાવ કે કરણીની પ્રસસા કરવી નહિ પરમાર્થ દ્રષ્ટિથી જોતા અનાત્મીક ભાવોની પ્રસસા કરવી નહિ

**૫. પર પાખંડ સથવો**—પરિચય—અનાત્મિક ભાવોમાં ખેચી જાય એવા મિથ્યા તત્વનો પરિચય સગ નહિ કરવો, મિથ્યાત્વીઓની ધર્મ નિમિત્તે સગત કરવી નહિ, આ લોક પરલોકના સુખ માટે **મિથ્યાત્વીની કોઇ કરણી કરવી નહિ,** હનુમાનનો શનિવાર રહેવો વગેરે સર્વ લૌકિક મિથ્યાત્વનો ત્યાગ કરવો

**જૈન સિદ્ધાંતપણામા કુશળતા આવ્યા વગર મિથ્યાત્વીઓના તત્વોનો અભ્યાસ કરવો તે પણ આ પ્રકારનું દુષણ છે જેની સમ્યક પરિણતિ સ્થિર હોય તેજ મિથ્યા શાસ્ત્રના મિથ્યા ભાવોનો લોકોમાંથી નાશ કરવા માટેજ જાણે.**

સમકિતમા દોષ લગાડનાર અસખ્ય અધ્યવસાય સ્થાનો હોય તેમાના જે જે આત્મ સમક્ષ આવે તે સર્વ આ પાચમા દાખલ થઇ જાય એવી વિશાળ દષ્ટિથી આ પાચ અતિચારના અર્થ સમજી તેમનો ત્યાગ કરવો એટલે તે દોષોને જેમ જેમ આવતા જાય તેમ તેમ પકડી પકડીને શ્રુત જ્ઞાનપૂર્વક વિચાર કરીને તે દોષોનો નાશ કરવો

## સમકિતનાં પાચ લક્ષણો

આ પાચ લક્ષણથી જીવ પોતે જ પોતાની પરીક્ષા અપેક્ષાપૂર્વક કરી શકે છે અહિ અભ્યતર ભાવ મુખ્યતામા છે, કોઇ કહે કે મારામા આ લક્ષણ છે અને તેવો દેખાવ કરે તે બાહ્ય દેખાવની ખાસ કિમત નથી, ત્યારે ત્રણ લિગમા બાહ્યથી જાણવાના નિશાન છે કે આ જૈન છે

### ૧ સમ

સમકિત પામવા માટે અને તેનુ રક્ષણ કરવા માટે અનતાનુબધી કષાયનો ક્ષય, ઉપશમ અથવા ક્ષયોપશમ કરવો, દુખ વૈરભાવ વગેરે મનમાથી નાશ કરવા ક્ષમા, સતોષ, સરળતા,

વિષમનો આશ્રય લેવો. રાગનો ક્ષય, ઉપશમ અથવા ક્ષયોપશમ કરતાં જવું. ઇષ્ટ અનિષ્ટપણાની બુદ્ધિ કે આ વસ્તુ સારી અને આ વસ્તુ ખરાબ એવી બુદ્ધિનો ત્યાગ કરતા જવું, આ વસ્તુથી સુખ થશે આથી દુઃખ થશે એવા ભાવનો ત્યાગ કરવો, આવા ભાવો કેળવવા માટે "સમ" ના અનેક અર્થનો વિચાર કરવો.

સમના અનેક અર્થો—

(૧) સમતા.

(૨) તુલ્યપણું, સરખાપણું, સામાન્ય સત્તા.

(૩) સમતોલપણું તે મન, વચન, કાયાની સ્થિરતા, ક્ષયોપશમ.

(૪) મિથ્યાત્વ કષાયાદિ મોહની કર્મની પ્રકૃતિઓના આવેશ નો અટકાવ તે ઉપશમ, તે કર્મ પ્રકૃતિનો મૂળમાંથી ક્ષય તે ક્ષાયકભાવ, ઉદયમાન પ્રકૃતિને મંદ કરી ક્ષય કરવો અને અનુદયનો ઉપશમને ક્ષયોપશમભાવ.

(૫) આત્મિક ગુણોનું એકી સાથે ધારણ કરવું અભેદ ભાવ.

(૬) એકત્વ.

(૭) સમરસીભાવ, શાંત રસનો અનુભવ.

(૮) સૌમ્ય.

(૯) સમ્યક્.

(૧૦) રાગદ્વેષ અને મમત્વનો અભાવ, ઇષ્ટ અનિષ્ટપણાની બુદ્ધિનો અભાવ.

(૧૧) સુખ દુઃખની લાગણીનો અભાવ.

(૧૨) આત્મભાવોની ઉત્પત્તિ.

(૧૩) આત્મપ્રદેશોનું અકંપપણું.

આ સર્વ ભેદો સમતાની તારતમ્યતાની અપેક્ષાએ જુદા જુદા ગુણસ્થાને પ્રાપ્ત થાય છે. સર્વ શાસ્ત્રના સાર સમભાવમાં આવી જાય છે, તેથી સમનો વિસ્તારથી ભાવ જાણવો. સમકિતી જીવ માટે અગત્યનો છે.

૧ દ્રવ્યથી સમભાવ—ચૈતન્ય સ્વરૂપ, અસંખ્ય પ્રદેશ અને ઉપયોગ આ ત્રણ સામાન્ય સત્તાથી સર્વ જીવો (જીવ દ્રવ્યો) સરખા છે. સરખાપણાને ગુણને સ્થાપી સ્થાપક બુદ્ધિ મમત્વ,

અહંકાર, માયા-કપટ જતા રહે છે સર્વ જીવ સરખાપણામાથી અહિંસાભાવ ઉપજે છે. સમભાવનો કર્તા આત્મા એટલે શુદ્ધ આત્મા તરફ અંતર્ચક્ષુ જાય છે, તેથી સમકિત પરિણતિ થાય છે અને આત્માનુ શુદ્ધ સ્વરૂપ તે સત્ય આત્મ તત્ત્વ એટલે સમભાવથી "સત્ય" તત્ત્વો ઉપજે છે

શુદ્ધ આત્મસ્વરૂપ જાણવાથી પુદ્ગળ વગેરે અન્ય દ્રવ્યોની અગ્રહણ બુદ્ધિ રૂપી "અચૌર્ય" ઉપજે છે અન્ય દ્રવ્ય અગ્રહણ બુદ્ધિથી સ્વરિદ્ધિ (આત્માના શુદ્ધ ગુણો) શોધવાનુ અને તેમાથી સુખ લેવાનુ મન થાય છે તે "ભાવ બ્રહ્મચર્ય" આત્મા જ્યારે પોતાની રિદ્ધિ ભોગવે છે ત્યારે પરભાવ રૂપી 'નિશ્ચય પરિગ્રહ" ગ્રહણ કરતો નથી એટલે સમભાવથી પાચે વ્રતોનો ભાવ ઉપજે છે ભાવ ઉપજે તે વખતે દ્રવ્ય પાપો આપોઆપ બધ થાય છે અને દ્રવ્ય વ્રતોથી ભાવ દૃઢ થાય છે

દ્રવ્યથી પાચ મહાવ્રત હોય અને સમભાવથી ઉત્પન્ન થયેલ સર્વ વિરતિ ભાવ ન હોય તો મોક્ષફળ નથી મળતુ સમકિતીને દ્રવ્ય પાચ મહાવ્રત ન હોય પણ ભાવથી વિરક્ત પરિણામ ઉપર મુજબ આવે છે તે પરિણામોની સાથે દ્રવ્ય વ્રતો જોડાય, એટલે ચારિત્ર ઉત્પન્ન થાય, તેનુ પોષણ સમિતિ ગુપ્તિથી થાય ત્યારે ૧૮ પાપનો અત આવે અને ૧૦ યતિ ધર્મ ઉપજે, તેથી શરીર ભાવ નાશ પામે અને પરિગ્રહો સમભાવે સહન થાય અને સાથે બાર ભાવના આવે એટલે પડિત વીર્ય ઉપજે

**૨. ક્ષેત્રથી સમભાવ**—(૧) એક જ ક્ષેત્રમા અકપપણે રહેવુ તે તો સિદ્ધ અવસ્થા જ છે (૨) ધ્યાનમા એક જ ઠેકાણે શરીર ગોપવીને રહેવાનુ હોય છે (૩) ગમે તે જગ્યા મળે તે સર્વ ક્ષેત્રોમા સમભાવ રાખવો

**૩. કાળથી સમભાવ**—(૧) ઉત્પાદ વ્યયની વર્તના અને દ્રવ્યથી ધ્રુવપણુ સર્વ દ્રવ્યોમા હોય છે, તે અપેક્ષાએ સર્વ દ્રવ્યો સરખા છે (૨) ક્ષાયકભાવ અને પારિણામિક ભાવોનો અત નથી, બદલાતા નથી, તે અપેક્ષાએ સમભાવમા રહે છે (૩) સર્વ દ્રવ્યો અનાદિ અનત છે, તેઓ તે જ દ્રવ્યપણે રહે છે, તેથી તે અપેક્ષાએ ત્યા સમભાવ છે (૪) સિદ્ધ ભગવાન સર્વ કાળમા પોતપોતાના એક જ ક્ષેત્રમા રહે છે

**૪. ભાવથી સમભાવ**—ભાવ-ગુણ (૧) સપૂર્ણ શુદ્ધ અને આત્મિક ગુણોની પરિપૂર્ણ અવસ્થા અરિહત અને સિદ્ધ ભગવાનમા હોય છે, અહિં અરિહત અને સિદ્ધના જે ગુણો સરખા છે તે લીધા છે તે અપેક્ષાએ અરિહત અને સિદ્ધ સરખા છે (૨) અરિહતની અપેક્ષાએ સર્વ અરિહતો સરખા છે (૩) સિદ્ધની અપેક્ષાએ સર્વ સિદ્ધો સરખા છે (૪) ભવ્ય જીવમા સિદ્ધના ગુણો અપ્રગટપણે સત્તામા રહેલ છે તે અપેક્ષાએ અપ્રમત્ત અવસ્થામા સિદ્ધ સ્વરૂપ સાથે એકીકરણ (એકત્વ) ઉત્પન્ન કરી શાત રસનો, સમભાવનો અનુભવ થાય છે સૂત્રમા પણ છે અપ્પા પરમપ્પા સોહમ્ = સ + અહમ્ સ = સિદ્ધ ભગવાન તે હુ પણ સત્તાથી છુ (૫) ગુણોની

આરાધનારૂપી સમભાવ–(૧) ચાર કષાય અને ત્રણ દર્શન મોહનીયમાં ક્ષયોપશમ સમકિત (૨) આત્મિક ગુણોનો સમૂહ અને અનુભવ (સામયિક). (૩) ગુણોના ધ્યાનમાં એકાકારપણે સમભાવ ધ્યાન ક્ષપકશ્રેણી (૪) સર્વ ગુણોનુ એકત્વ (સમાધિ) પૂર્વક અનુભવ રૂપ સમભાવ ગુણસ્થાન ૧૨. (૫) ગુણોની સ્થિરતા અને સંપૂર્ણતા ગુણસ્થાન ૧૩–૧૪

(૬) સર્વજીવ સરખા, મૈત્રી. (૭) રાગદ્વેષનો અભાવ સુખ દુઃખમાં સમભાવ, શબ્દ, રૂપ ગંધ રસ સ્પર્શ એ સર્વમાં પુદ્ગલત્વ રૂપી એકત્વ રૂપે સમભાવ. (૮) આત્મરસ, શાંતિ, આત્મિકસુખ આનંદ, આત્મ અનુભવરૂપી સમભાવ. (૯) રાગદ્વેષ રહિત જ્ઞાન દર્શનમાં શુદ્ધ ઉપયોગ.

૫. **વ્યવહારથી સમભાવ**–સમતાવાળુ વર્તન.

૬ **નિશ્ચયથી સમભાવ**–સિદ્ધ (શુદ્ધ આત્મ) સ્વરૂપમાં લીનતા શુદ્ધ આત્મગુણોનો અનુભવ, રાગદ્વેષરહિત શુદ્ધ જ્ઞાન દર્શન ઉપયોગ.

૭. **સામાન્ય સમભાવ**–ક્ષયોપશમ ભાવ, ઉપશમ ભાવ.

૮ **વિશેષથી સમભાવ**–ક્ષાયક ભાવ.

૯. **નામ સમભાવ**–સમભાવ એવી નામ સંજ્ઞા

૧૦. **સ્થાપના સમભાવ**–(૧) સમભાવ એવી અક્ષર સ્થાપના. (૨) અરિહંત તથા સિદ્ધના આત્મ પ્રદેશોની મનમાં સ્થાપના. (૩) જીવ તથા અજીવ દ્રવ્યોની દ્રવ્યત્વમાં સ્થાપના.

**દ્રવ્ય નિક્ષેપથી સમભાવ આગમથી**–દ્રવ્ય સમભાવ, ઉપયોગ વગર સમભાવનો અભ્યાસ (૨)નો આગમથી દ્રવ્ય સમભાવ (૧) જ્ઞશરીર, સમભાવમાં રહી મૃત્યુ પામેલા જીવનું શરીર, (૨) ભવ્ય શરીર–આગળ ભવમાં ભવિષ્યમાં સમભાવ કરશે પણ હાલ સમભાવમાં નથી તેવો જીવ, (૩) તદ્ વ્યતિરિક્ત–(અ) લૌકિક–સંસાર વ્યવહાર શાંતિથી ચલાવે તે જીવ, (બ) લોકોત્તર–સમકિત વગર શાંતિથી સામાયિક પાળનાર શ્રાવક કે સાધુ (ક) કુપ્રાવચન–શુભલેશ્યા તથા મંદ કષાયોવાળા મિથ્યાત્વી.

૧૨. **ભાવ નિક્ષેપમા સમભાવ**–(૧) આગમથી સમભાવ તે ઉપયોગપૂર્વક સમભાવમાં સ્થિરતા (૨) નો આગમથી સમભાવ તે ક્ષાયક ભાવમાં રહેનાર જીવ (વીતરાગ). (૩) તત્પરિણતિ–સમભાવમાં પરિણતિ કરનાર જીવ, ઉપરાંત દોષ તે સિદ્ધ સ્વરૂપમાં પરિણતિ કરે અને તેમાં લીન થાય. આ પદ્ધતિથી ઉપશમ, ક્ષયોપશમ કે ક્ષાયક ભાવ કેળવી શકાય છે.

૧૩ **નિગમ નયથી સમભાવ**–શાંતિપૂર્વક વચન અને કાયાથી વર્તન.

૧૪ **સંગ્રહ નયથી સમભાવ**–સત્તામાં સમકિત પરિણતિ

૧૫. **વ્યવહાર નયથી સમભાવ**–ચારિત્રના વ્યવહારમાં (શાંતિથી) વર્ત

૧૬. **ૠજુસુત્ર નયથી સમભાવ**–સમભાવમાં વર્તમાન માનસિક ઉપયોગ,

૧૭. **શબ્દ નયથી સમભાવ**–ક્ષયોશમ ઉપશમ, ક્ષાયક ભાવ. એ ત્રણ ભાવવાળા અધ્યવસાયો

૧૮. **સમભિરૂઢથી સમભાવ**–ક્ષપક શ્રેણી ગુણસ્થાન ૮, ૯, ૧૦, ૧૨ તથા અપેક્ષા પૂર્વક કેવળી ભગવાન

૧૯. **એવંભૂત નયથી સમભાવ**–દ્રવ્ય ક્ષેત્ર, કાળ, ભાવ એ સર્વ રીતે અયોગી, અકપ, અક્ષય અને ક્ષાયક ભાવે સિદ્ધ સ્વરૂપ. શુદ્ધ આત્મિકગુણોની અપેક્ષાએ ગુણસ્થાન ૧૩, ૧૪, પણ આ નયમા આવે, અને ક્ષીણમોહની અપેક્ષાએ ગુ ૧૨ આવે.

૨૦. **આગમ પ્રમાણથી સમભાવ**–મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિઓના ઉપશમ, ક્ષયોપશમ, ક્ષય

૨૧. **પ્રત્યક્ષ પ્રમાણથી સમભાવ**–(૧) પાચ ઇંદ્રિયના વિષયમા રાગ–દ્વેષ, સકલ્પ–વિકલ્પ સુખ દુ ખની લાગણીનો અભાવ. (૨) ભાષા સુમતિ. (૩) કાયાથી શાતિવાળુ વર્તન–ઇર્યા વગેરે સમિતિ વગેરે (૪) સ્વપ્રત્યક્ષ શુદ્ધ આત્માનુ ધ્યાન, ધર્મધ્યાન, શુકલધ્યાન

૨૨ **ઉપમા પ્રમાણ સમભાવ**–સમભાવનુ સુખ સિદ્ધના સુખની વાનકી છે અદાથી પણ સમભાવનુ સુખ, સર્વ પુદ્ગળીક સુખોથી શ્રેષ્ટ છે

૨૩. **અનુમાન પ્રમાણ સમભાવ**–જ્યા અહિસા ભાવ છે ત્યા સમભાવ છે જ્યા હિસા દેખાય છે ત્યા સમભાવનુ અનુમાન થઇ શકે નહિ

૨૪. **દ્રવ્ય**–સમભાવનુ દ્રવ્ય આત્મ પ્રદેશો છે, તેનુ ધ્યાન ધરવુ,

૨૫. **ભાવ**–રાગદ્વેષ રહિત જ્ઞાન, દર્શનમા ઉપયોગ

## ૨ સવેગ

મોક્ષ ( આત્મિક સુખ )મા આનદ, સ = સમ્યક્ + વેગ = ગતિ = મોક્ષ માર્ગમા પ્રયાણ સમકિતી જીવને એવો નિશ્ચય હોય છે કે ખરૂ સુખ પોતાના આત્મામાથીજ મળે છે, કોઇ જીવ કે વસ્તુ સુખ આપી શકતુ નથી. અને મોક્ષથી સપૂર્ણ સ્વતત્ર આત્મિક સુખ પ્રગટ થાય છે

સશરીરી જીવ પૌદ્ગલિક વસ્તુદ્વારા વ્યવહાર ચલાવે છે, શરીરનુ આલબન લઇ હાલે ચાલે છે, ઇદ્રિયો અને મનનુ આલબન લઇ જાણે દેખે છે, પૌદ્ગલિક વસ્તુઓ ભોગવે છે પણ સુખ તો પોતાના આત્મામાથી જ ઉત્પન્ન થાય છે, પણ પર વસ્તુઓ જે નિમિત્ત રૂપે છે તેના

ઉપર અશુદ્ધ ભાવથી આરોપણ કરવામાં આવે છે તેનું કારણ મોહનીય કર્મ છે તે જેટલે અંશે ઓછું થાય તેટલે અંશે, સુખનો ઉત્પાદ આત્મામાં જ છે એમ નિર્ણય થાય.

પર વસ્તુઓમાંથી ઉપયોગ ખેંચી લઈને શુદ્ધ આત્મ તત્ત્વમાં ઉપયોગ રાખવાનો અભ્યાસ કરવામાં આવશે તો આસ્તે આસ્તે ખાત્રી થશે કે સુખ આત્મામાંથી જ અનુભવાય છે. વળી પર વસ્તુ જેનું આલંબન લેવું પડે છે તે સર્વ બંધનોમાંથી મુક્ત થવા માટે, અને શુદ્ધ આત્મિક સુખ હાંસલ માટે ભોગવવા માટે મોક્ષ માર્ગ જે જિનેશ્વર દેવે બતાવ્યો છે તેની આરાધના કરી શુદ્ધ આત્મ તત્ત્વના અનંત સુખમાં લીન રહેવું તે જ ઈષ્ટ છે કે જેથી ફરી પર વસ્તુ (પુદ્ગલ દ્રવ્ય)નું આલંબન લેવું ન પડે.

## ૩ નિર્વેદ

જેટલે અંશે મોક્ષ માર્ગમાં પ્રયાણ થાય તેટલે અંશે સંસારથી પાછા હઠવાપણું હોય તે સ્વાભાવિક છે. તેથી સંસારના વિચિત્ર અશુભપણાનો વિચાર કરી તેના ઉપર ઉદાસીન ભાવ ભાવવો અને કામભોગ અને સર્વ સંસારી વ્યવહાર ઉપર અરુચી ઉત્પન્ન થવી જોઈએ.

કામ શબ્દ અને રૂપથી થાય છે અને ભોગ, ગંધ, રસ અને સ્પર્શથી થાય છે માટે તે સર્વ ઇંદ્રિયોના વિષયોમાંથી રાગ અને દ્વેષને ખેંચીને મધ્યસ્થ પરિણામ, તટસ્થ જ્ઞાતા-દ્રષ્ટાના ભાવ રાખવા અભ્યાસ કરવો. નિર્વેદથી સંસારના ભાવ ઘટી જાય છે અને વૈરાગ્યના વિરક્ત, સર્વવિરતિ, પરિણામ આવે છે.

## ૪ અનુકંપા

વ્યવહારીક રીતિ, અનુ = પશ્ચાત્ + કંપ ધ્રુજવું દુઃખી થવું, એવો અર્થ થાય છે.

બીજાના દુઃખે દુઃખી થવાથી તે જીવને દુઃખમાંથી મુક્ત કરવાની જે ભાવના થાય છે તેને આચરણમાં મૂકવાના કાર્યનો વ્યવહાર ગુણસ્થાન ભેદે પરિણમે છે અને કંપન તે સમભાવની તારતમ્યતા અને જ્ઞાન ઉપયોગ પ્રમાણે પરિણમે છે. કારણ કે સુખદુઃખના વેદવાની રીત રાગદ્વેષની તારતમ્યતા ઉપર આધાર રાખે છે, તેથી એકાંત રીતિ શબ્દના અર્થને પકડી રાખવો નહિ. તે અહિં સાબિત થાય છે. બીજાને અનુકૂળ એવી અહિંસા ભાવ વાળી આત્મ પરિણતિ એવો પણ અનુકંપાનો અર્થ થાય છે.

અનુકંપાનું સ્વરૂપ એવી રીતિ સ્પષ્ટ થાય છે કે દ્રવ્યથી જીવનું રક્ષણ કરવું એટલે જીવના પ્રાણોનીઘાત કરવી નહિ અને યોગ્ય વસ્તુ આપીને દુઃખમાંથી જીવને મુક્ત કરવો. તેનો વ્યવહાર સાધુ અને શ્રાવકમાં ભિન્ન છે. હવે જેને ભાવ શુદ્ધિ છે તે કોઈ જીવની હિંસા (ઘાત) ન કરે તે આપોઆપ સાબિત થાય છે.

અહિં પરૂપણા એટલે અનુકંપાના ભાવ પ્રગટ કરવા આશ્રી ભિન્નતા નથી પણ આચારમા સાધુ અહિંસા વ્રત નવ કોટીએ પાળે છે અને શ્રાવકનુ અહિંસા વ્રત મર્યાદાવાળુ છે એટલે ગુણસ્થાનભેદે અનુકંપાનુ આચરણ ભિન્ન છે જીવને સમ્યગ માર્ગમા જોડીને સંસાર ભ્રમણથી અટકાવવાની અનુકંપા સાધુ તેમજ શ્રાવક કરી શકે પણ પુદ્ગળીક સહાય શ્રાવક પોતાની મર્યાદા પ્રમાણે કરી શકે ભાવથી સર્વ જીવોને જીવાત્મા જાણી, સમભાવ પૂર્વક અહિંસા ભાવ ધારણ કરવો, બીજાને રાગદ્વેષ થાય તેમ કરવુ નહિ અને યથાશક્તિ મોક્ષ માર્ગમા જોડવા

## ૫ આસ્થા

આસ્થા—અસ્તિમા (સતમા) અસ્તિત્વની શ્રદ્ધા, પ્રતીતિ ખાત્રી, દૃઢતા, નિશ્ચય, વિશ્વાસ વ્યવહારથી **શુદ્ધદેવ** તે અરિહંત અને સિદ્ધ જ છે, **શુધ્ધગુરૂ** તે નિર્ગ્રંથ જ છે **શુધ્ધધર્મ** તે કેવળીનો પ્રરૂપેલ ધર્મ જ છે, અને કેવળી ભગવાને કહેલા તત્વો જે ભાવો કહ્યા તે જ ભાવો ગ્રહણ કરવાની બુદ્ધિ આવો પાકો નિર્ણય થવો જોઇએ, બાળકને મા ઉપર શ્રદ્ધા હોય તેથી પણ વધારે શ્રદ્ધા હોવી જોઇએ, આ શ્રદ્ધા વગર વિકાસ થતો નથી

નિશ્ચયથી આત્મા જ્ઞાન, દર્શન, ચારિત્ર, સુખ, અનંત શક્તિ સ્વરૂપ છે, તેની અનુભવપૂર્વક શ્રદ્ધા હોવી જોઇએ અને પોતે જ શુદ્ધ દેવ, ગુરૂ, ધર્મનુ સ્વરૂપ મેળવી શકે છે એવી **આત્મશ્રદ્ધા** જોઇએ.

## આઠ સાશન પ્રભાવના

સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા એ ચાર તીર્થનો વધારો કરવો, મિથ્યાત્વીઓને આત્મભાન કરાવી શુદ્ધ મોક્ષ માર્ગમા જોડવા, જ્ઞાન, શ્રદ્ધા, ચારિત્ર, તપમા વૃદ્ધિ કરવી.

## પ્રભાવના આઠ રીતે થાય

(૧) **પ્રવચન**—તીર્થંકરની આજ્ઞા જગ જાહેર ફેલાવવી

(૨) **ધર્મકથા**—કરી દૃષ્ટાંતો આપી સમજાવવ.

(૩) **વાદ**—દલીલોથી જૈન ધર્મની શ્રેષ્ટતા સાબીત કરવી

(૪) **નૈમિત્તિક**—નિમિત્ત જ્ઞાનથી જૈન ધર્મની પુષ્ટિ કરવી

(૫) **તપ**—તપસ્વીઓના ઘોર તપ જનતામા પ્રગટ કરવા

(૬) **વિદ્યા**—વિદ્યાથી દરેક રીતે જૈન તત્ત્વોનુ પોષણ કરવુ.

(૭) **પ્રસિધ્ધવ્રત ગ્રહણ**—કે જેથી જૈન ધર્મનો મહિમા વધે

(૮) **કાવ્યશક્તિ**—એવી કવિતા બનાવવી કે જેથી વૈરાગ, ત્યાગ ભાવ રગેરગમા ઉતરી જાય.

## પાંચ ભૂષણ

જેમ શરીર વસ્ત્રો અને આભૂષણથી શોભે છે તેમ સમકિતની પ્રાપ્તિ, શુદ્ધિ નિર્મળતા અને ક્ષાયક ભાવે પ્રગટપણું નીચેના પાંચ ગુણથી થાય છે.

**(૧) અર્હંત દર્શનમાં કુશળપણું**—(૧) ધર્મના તત્ત્વોનું જ્ઞાન સર્વ ક્રિયા, તેની વિધિ, તેનું રહસ્ય વગેરેનું જાણપણું (૨) પાંચ પરમેષ્ઠિ સ્વરૂપ નવકાર મંત્રની ભાવપૂર્વક આરાધના (૩) અરિહંત અને સિદ્ધનું સ્વરૂપ જાણી તેમાં મન લીન કરી દેવું (૪) ગુરુદેવનો વિનય, વૈયાવચ્ચ, ગુણગ્રામ, સ્તુતિ કરવી, (૫) બાર વ્રત પાળવાં, સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ, તપ, આત્મધ્યાન વગેરે ક્રિયા કરવી.

(૨) તીર્થસેવા—જેનાથી તરી શકાય તે તીર્થ. સાધુ, સાધ્વી શ્રાવક, શ્રાવિકાના આચારથી તરી શકાય છે માટે તે તીર્થ છે.

શ્રાવક = શ્ર શ્રદ્ધા+વ = વિવેક+ક = ક્રિયા, શ્રદ્ધા અને હેય ઉપાદેયના વિવેકપૂર્વક ક્રિયા કરે તે શ્રાવક.

આત્માનું સાધન કરે તે સાધુ.

ચાર તીર્થને આરોગ્ય અનુકૂળતા કરી આપવી, શાંતિ આપવી, આત્મજ્ઞાનના માર્ગમાં આગળ વધારવા, સેવા ભક્તિ કરવી, સત્સંગ કરવો, પ્રબળ ઉત્સાહ મનની એકાગ્રતા અને શાંતિપૂર્વક સેવા કરવી.

(૩) સ્થિરતા (સ્થિરીકરણ)—જ્ઞાન, દર્શન, ચારિત્રમાં સ્થિર થવું અને તેમાંથી પડતા જીવોને સ્થિર કરવા. મન, વચન, કાયાથી એકાગ્રતા કરવાથી સ્થિરતા આવે છે. મનને વિષય, કષાય વગેરે સંસારી ભાવોમાંથી ખેંચી લઈને જ્ઞાન દર્શન, અને ચારિત્રના ઉપયોગમાં જોડવું આત્મ ધ્યાનમાં લીન કરવું. વચનને વિકથામાંથી ખેંચી ધર્મ કથામાં જોડવું યત્નાપૂર્વક કાયાના વ્યાપાર કરવા ઇંદ્રિયોને નકામા આડા અવળા ઉપયોગમાં ન જવા દેવી.

(૪) ગુરુદેવની ભક્તિ—નમ્રતાપૂર્વક, અંતરની ઉંડી લાગણીથી, નિરાશી ભાવથી, સમ્યગ્ નિર્જરાના હેતુથી સુપાત્રદાન વગેરે કાર્યોથી ભક્તિ કરવી, વંદના ગુણગ્રામ કરવા, તેમની આજ્ઞા પાળવા તૈયાર રહેવું.

(૫) પ્રભાવના—ઉદ્યોત આદિ પ્રકારે જૈન ધર્મની ભક્તિ કરવી અને જૈન શાસનની વૃદ્ધિ કરવી તેમજ આત્મ ગુણોની વૃદ્ધિ કરવી.

## ૭ યતના

યતના = વ્યવહાર કુશળતા, સભાળ, સાવચેતી, વિવેકપૂર્વક વર્તન એટલે સમકિતી જીવે, પોતાના સમકિત ગુણમા હાનિ ન થાય તે માટે મિથ્યાદષ્ટિ સાથેના સાસારિક વ્યવહારમા ૭ બાબતમા સાવચેતી રાખવી—(૧) વદન. (૨) નમસ્કાર. (૩) આલાપ આવો પધારો એમ કહેવુ તે. (૪) સલાપ-ક્ષેમકુશળ પુછવા તે. (૫) ભોજન વગેરે દાન (૬) સ્તુતિ, ગુણગ્રામ.

મિથ્યાત્વી સાધુ, બાવા, જોગી, સન્યાસી વગેરે સાથે ઉપરના ૭ માહેનો એક સબધ ન રાખવો પણ પુછે એનો જવાબ દેવો, જો કે તેને અપમાન લાગે એવી રીતે વર્તન ન બતાવવુ, તેઓની સાથે કોઇ પણ ધાર્મિક સબંધ ન રાખવો પણ વ્યવહારમા કોઇ કારણે તેઓનો ભેટો થાય તો જરૂર પડતું જ બોલવુ તેઓને શુદ્ધ માર્ગમા લાવતા આવડે તો બાધ નથી. દુખી અવસ્થામા હોય તો અનુકપા નિમિત્તે મદદ કરવી, પણ ધર્મ નિમિત્તે નહિ.

અન્ય ધર્મી ગૃહસ્થો સાથે એવી રીતે વર્તવુ કે જેથી વ્યવહાર પણ ચાલે અને સમકિતને દોષ ન લાગે. અહી ફક્ત વિવેકપૂર્વક વિચાર કરીને વ્યવહાર ચલાવવો, તેઓના મિથ્યા તત્ત્વ કે કરણીમા કોઈ ભાગ ન લેવો

## ૭ અભિયોગ

અભિયોગ = છીડી. અપવાદ માર્ગ અલ્પસત્ત્વવાળા સમકિતી જીવ માટે, વિષમ પ્રસગને ઓળગવા માટે ભાવી સ્થિતિનો વિચાર કરીને, ઇચ્છા વગરની પ્રવૃત્તિ કે જે દોષો માટે આગળ ઉપર યથાયોગ્ય પ્રાયશ્ચિત લઇને નિર્મળ થવુ

આ અપવાદ માર્ગ ઉપર આસક્તિ ન જ રાખવી, ઉત્સર્ગ માર્ગે તેનો નિષેધ છે તેનો ઉપયોગ જીવ રક્ષા અને દુખમાથી મુક્ત થવા પુરતો જ છે અને તે છીડીનો આશ્રય ન લેવાથી પતિત થવાનો સભવ હોય તો જ ઇચ્છા વગર પ્રવૃત્તિ કરીને, પછી તેની શુદ્ધિ કરવી જ જોઇએ.

તે વિષમ પ્રસગના ૭ સ્થાન છે—(૧) રાજ હઠ (૨) ગણ અભિયોગ, જેમ વિષ્ણુકુમારે સઘને બચાવવા નમુચિની વિરૂદ્ધ વૈક્રિય લબ્ધિથી પ્રવૃત્તિ કરી હતી, પછી તેનુ પ્રાયશ્ચિત લીધેલુ (૩) બળ અભિયોગ, ન જીતી શકાય એવો બળવાન પુરૂષ તેના બળથી હેરાન કરે તેનો રસ્તો કરવો પડે. (૪) સુરાભિયોગ, દેવતા ઉપસર્ગ દેવા આવે (૫) પ્રવૃત્તિકાતાર, અટવી અથવા પીડાના પ્રસગે નિર્વાહ કરવો પડે (૬) ગુરૂ નિગ્રહ—ગુરૂ, માતા, પિતા વગેરે પૂજ્ય વર્ગના સકટ સમયે તેમને બચાવવા માટે ઇચ્છા વગર પ્રવૃત્તિ કરવી પડે

## ૭ ભાવના

સમકિતનુ મહત્વ સમજવા માટે સમકિતની ૭ ઉપમાથી અગત્યતા બતાવી છે—

## પાંચ ભૂષણ

જેમ શરીર વસ્ત્રો અને આભૂષણથી શોભે છે, તેમ સમકિતની પ્રાપ્તિ, શુદ્ધિ સ્થિરતા અને ક્ષાયક ભાવે પ્રગટપણું નીચેના પાંચ ગુણોથી થાય છે.

**(૧) અર્હંત દર્શનમાં કુશળપણું**—(૧) ધર્મના તત્ત્વોનું જ્ઞાન સર્વ ક્રિયા, તેની વિધિ, તેનું રહસ્ય વગેરેનું જાણપણું (૨) પંચ પરમેષ્ઠિ સ્વરૂપ નવકાર મંત્રની ભાવપૂર્વક આરાધના. (૩) અરિહંત અને સિદ્ધનું સ્વરૂપ જાણી તેમાં મન લીન કરી દેવું (૪) ગુરુદેવનો વિનય, વૈયાવચ્ચ, ગુણગ્રામ, સ્તુતિ કરવાં, (૫) બાર વ્રત પાળવાં; સામાયિક પ્રતિક્રમણ, પોષો, તપ, આત્મધ્યાન વગેરે ક્રિયા કરવી.

**(૨) તીર્થસેવ**— જેથી તરી શકાય તે તીર્થ સાધુ, સાધ્વી શ્રાવક, શ્રાવિકાના આશ્રયથી તરી શકાય છે માટે તે તીર્થ છે.

શ્રાવક = શ્ર શ્રદ્ધા, +વ = વિવેક, +ક = ક્રિયા, શ્રદ્ધા અને હેય ઉપાદેયના વિવેકપૂર્વક, ક્રિયા કરે તે શ્રાવક.

આત્માનું સાધન કરે તે સાધુ.

ચાર તીર્થને યથાયોગ્ય અનુકૂળતા કરી આપવી, શાંતિ આપવી, આત્મજ્ઞાનના માર્ગમાં આગળ વધારવા, સેવા ભક્તિ કરવી, સત્સંગ કરવો, પ્રગટ ઉત્સાહ, મનની એકાગ્રતા અને શાંતિપૂર્વક સેવા કરવી.

**(૩) સ્થિરતા ( સ્થિરીકરણ )**—જ્ઞાન, દર્શન, ચારિત્રમાં સ્થિર થવું અને તેમાંથી ચળતા જીવોને સ્થિર કરવા. મન, વચન, કાયાથી એકાગ્રતા કરવાથી સ્થિરતા આવે છે. મનને વિષય, કષાય વગેરે સંસારી ભાવોમાંથી ખેંચી લઈને જ્ઞાન દર્શન, અને ચારિત્રના ઉપયોગમાં જોડવું આત્મ ધ્યાનમાં લીન કરવું વચનને વિકથામાંથી ખેંચી ધર્મ કથામાં જોડવું યત્નાપૂર્વક કાયાના વ્યાપાર કરવા ઇંદ્રિયોને નકામા આડા અવળા ઉપયોગમાં ન જવા દેવી.

**(૪) ગુરુદેવની ભક્તિ**—શ્રદ્ધાપૂર્વક, અંતરની ઊંડી લાગણીથી, નિરાશી ભાવથી, સંયમ નિર્જરાના હેતુથી સુપાત્રદાન વગેરે કાર્યોથી ભક્તિ કરવી, તેમના ગુણગ્રામ કરવા, તેમની આજ્ઞા પાળવા તૈયાર રહેવું.

**(૫) પ્રભાવના**—ઉપરોક્ત આઠ પ્રકારે જૈન ધર્મની ભક્તિ કરવી અને જૈન શાસનની વૃદ્ધિ કરવી તથા આત્મ ગુણોની વૃદ્ધિ કરવી.

## ૭ યતના

યતના = વ્યવહાર કુશળતા, સભાળ, સાવચેતી, વિવેકપૂર્વક વર્તન એટલે સમકિતી જીવે, પોતાના સમકિત ગુણમા હાનિ ન થાય તે માટે મિથ્યાદષ્ટિ સાથેના સાંસારિક વ્યવહારમા ૭ બાબતમા સાવચેતી રાખની—(૧) વદન. (૨) નમસ્કાર (૩) આલાપ આવો પધારો એમ કહેવુ તે. (૪) સલાપ–ક્ષેમકુશળ પુછ્વા તે. (૫) ભોજન વગેરે દાન (૬) સ્તુતિ, ગુણગ્રામ

મિથ્યાત્વી સાધુ, બાવા, જોગી, સન્યાસી વગેરે સાથે ઉપરના ૭ માહેનો એકે સબધ ન રાખવો પણ પુછે એનો જવાબ દેવો, જો કે તેને અપમાન લાગે એવી રીતે વર્તન ન બતાવવુ, તેઓની સાથે કોઇ પણ ધાર્મિક સબધ ન રાખવો પણ વ્યવહારમા કોઇ કારણે તેઓનો ભેટો થાય તો જરૂર પડતુ જ બોલવુ તેઓને શુદ્ધ માર્ગમા લાવતા આવડે તો બાધ નથી. દુખી અવસ્થામા હોય તો અનુકપા નિમિત્તે મદદ કરવી, પણ ધર્મ નિમિત્તે નહિ.

અન્ય ધર્મી ગૃહસ્થો સાથે એવી રીતે વર્તવુ કે જેથી વ્યવહાર પણ ચાલે અને સમકિતને દોષ ન લાગે. અહી ફક્ત વિવેકપૂર્વક વિચાર કરીને વ્યવહાર ચલાવવો, તેઓના મિથ્યા તત્ત્વ કે કરણીમા કોઈ ભાગ ન લેવો

## ૭ અભિયોગ

અભિયોગ = છીડી. અપવાદ માર્ગ અલ્પસત્ત્વવાળા સમકિતી જીવ માટે, વિષમ પ્રસગને ઓળગવા માટે ભાવી સ્થિતિનો વિચાર કરીને, ઇચ્છા વગરની પ્રવૃત્તિ કે જે દોષો માટે આગળ ઉપર યથાયોગ્ય પ્રાયશ્ચિત લઇને નિર્મળ થવુ

આ અપવાદ માર્ગ ઉપર આસક્તિ ન જ રાખવી, ઉત્સર્ગ માર્ગે તેનો નિષેધ છે તેનો ઉપયોગ જીવ રક્ષા અને દુખમાથી મુક્ત થવા પુરતો જ છે અને તે છીડીનો આશ્રય ન લેવાથી પતિત થવાનો સભવ હોય તો જ ઇચ્છા વગર પ્રવૃત્તિ કરીને, પછી તેની શુદ્ધિ કરવી જ જોઇએ.

તે વિષમ પ્રસગના ૭ સ્થાન છે—(૧) રાજ હઠ (૨) ગણ અભિયોગ, જેમ વિષ્ણુકુમારે સઘને બચાવવા નમુચિની વિરૂદ્ધ વૈક્રિય લબ્ધિથી પ્રવૃત્તિ કરી હતી, પછી તેનુ પ્રાયશ્ચિત લીધેલુ (૩) બળ અભિયોગ, ન જીતી શકાય એવો બળવાન પુરૂષ તેના બળથી હેરાન કરે તેનો રસ્તો કરવો પડે (૪) સુરાભિયોગ, દેવતા ઉપસર્ગ દેવા આવે (૫) પ્રવૃત્તિકાતાર, અટવી અથવા પીડાના પ્રસગે નિર્વાહ કરવો પડે (૬) ગુરૂ નિગ્રહ–ગુરુ, માતા, પિતા વગેરે પૂજ્ય વર્ગના સકટ સમયે તેમને બચાવવા માટે ઇચ્છા વગર પ્રવૃત્તિ કરવી પડે

## ૭ ભાવના

સમકિતનુ મહત્વ સમજવા માટે સમકિતની ૭ ઉપમાથી અગત્યતા બતાવી છે—

વ્યવહાર રાશિમા જીવ સજ્ઞાએ **ક્ષયોપશમ લબ્ધીથી** જેમ જેમ મોહનીય કર્મની વર્ગણાઓ પાતળી પડતી જાય છે તેમ તેમ જીવો અનુક્રમે નવ ઘાટી ઓળગે છે—સૂક્ષ્મ નિગોદ, ૨ બાદર નિગોદ, ૩ પૃથ્વીકાય, ૪ અપકાય, ૫ અગ્નિકાય, ૬ વાયુકાય, ૭ વનસ્પતિકાય, ૮ વિગલેન્દ્રિય (બે-ત્રણ-ચાર ઇંદ્રિયોવાળા જીવ), ૯ અસજ્ઞી (દ્રવ્ય મન વગરના) પચેદ્રિય, ત્યાર બાદ સજ્ઞી પચેદ્રિયપણુ પામે કે જેથી દ્રવ્ય મનોવર્ગણાની સહાયથી વિચાર કરવાની શક્તિ કેળવી શકે, તેમા નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવતા એ ચાર ગતિમા અનતો કાળ, શુભાશુભ કર્મના વિપાક અનુસાર જન્મ-મરણ કર્યા કરે છે

હવે જે ભવ્ય જીવને ભવ્યતાનો ઉદય થાય એટલે કર્મ બધના પાચ કારણ-(૧) મિથ્યાત્વ, (૨) અવ્રત, (૩) પ્રમાદ, (૪) કષાય અને (૫) અશુભ જોગ તેના ૫૭ હેતુમા આસક્તિ-તિવ્રતા ઓછી થતી જાય અને વ્યવહારિક સમજ માટે સમુચ્ચય દ્રષ્ટિથી જોતા, બે પુદ્ગળ પરાવર્તન જેટલો સસાર કાળ બાકી રહે ત્યારે વિવેકરહિતપણે સહેલાઇથી મળે તો જૈન ધર્મ સાભળે તે **શ્રવણ સન્મુખી ભાવ** ઉપજ્યો કહેવાય.

ત્યાર બાદ દોઢ પુદ્ગળ પરાવર્તન જેટલો સંસાર કાળ બાકી રહે ત્યારે જૈન ધર્મ ઉપર કઇક રૂચી ઉપજે એટલે વિચારથી તુલનાત્મક બુદ્ધિથી માર્ગ ગવેષણા કરીને **(વિશુધ્ધલબ્ધીથી)** જૈન ધર્મ ઉપર રાગ ઉપજે

ત્યાર બાદ એક પુદ્ગળ પરાવર્તન જેટલો સસાર કાળ બાકી રહે ત્યારે **દેશનાલબ્ધી** પામે ત્યારે જિન માર્ગાનુસારીપણાના ૩૫ બોલ પામે, ૭ દ્રવ્ય અને નવ તત્ત્વ જાણે, ઉત્કૃષ્ટ નવ પૂર્વ સુધીનુ દ્રવ્ય જ્ઞાન પામી શકે અને **પ્રયોગલબ્ધી** પામે તો દ્રવ્ય ચારિત્રમા પુરૂષાર્થ કરી ઉત્કૃષ્ટ નવમી ગ્રૈવેયક સુધી જાય તેવે વખતે તે જીવની કર્મની સત્તા સ્થિતિ એક ક્રોડા ક્રોડ સાગરની અદર રહે છે અને મદ યથાપ્રવૃત્તિ કરણ પણ અનતીવાર આવે જાય છે દ્રવ્ય ચારિત્રમા અનતાનુબધી કષાયનો ક્ષયોપશમ થયા કરે છે અને મિથ્યાત્વનો ઉદય મદ રહે છે પણ સમકિત આવતુ નથી

જ્યારે અર્ધપુદ્ગળ પરાવર્તન સસાર કાળ બાકી રહે ત્યારે **કરણલબ્ધી** પામે ત્યારે ત્રણ કરણ કરી સમકિત પામે. આ હકીકત સમુચ્ચય જીવો માટે છે, કેટલાક જીવો ક્ષયોપશમવિશુદ્ધિ દેશના-પ્રયોગ અને કરણ એ પાચે લબ્ધીનો સતત તિવ્ર ઉપયોગ કરી એકદમ આગળ વધી જાય છે

## ઓઘ સજ્ઞાએ કર્મની સ્થિતિ
## કેવી રીતે ઓછી થાય છે
## તે સમજવા માટે દ્રષ્ટાંત

૧. **પાલીનું દ્રષ્ટાંત**—અનાજની પાલીમાથી ઘણુ અનાજ કાઢીએ અને થોડુ અનાજ તે પાલીમા નાખીએ તો કાળાતરે તે પાલી ખાલી થઇ જાય, તેમ જીવના પ્રદેશોમાથી છેદન ભેદન

**સમકિત પામવા માટે તૈયારી**:—વિશુદ્ધિમા વધતા જતા આત્માના પરિણામથી (૧) આયુષ્ય સિવાય સાત કર્મની ઉત્કૃષ્ટી સ્થિતિ એક ક્રોડાક્રોડ સાગરની અંદર થાય. (૨) ઘાતિકર્મનો ઉત્કૃષ્ટ રસ દ્વિસ્થાનિયા થાય, જે રસ પર્વત અને અસ્થિ જેવો હતો તે કાષ્ટ અને લતા જેવો થઇ જાય (૩) અઘાતીયા કર્મોની પાપ પ્રકૃતિનો રસ હલાહલ ઝેર જેવો મટીને લીબડો અને કાજી જેવો દ્વિસ્થાનીય થઇ જાય. (૪) પુન્ય પ્રકૃતિઓનો રસ ગોળ, સાકર અને અમૃત જેવો ચતુઃસ્થાનીય થઇ જાય એટલે ભવસ્થિતિ પરિપકવ થઇ ગણાય. ત્યારબાદ અંતર્મુહુર્ત સુધી, અભવ્યની ઉત્કૃષ્ટ વિશુદ્ધીથી અનંતગુણી વિશુદ્ધી થાય ત્યારે સમકિત પામવાના ત્રણ કરણ આવે, સાધારણ વિશુદ્ધી (કષાય અને મિથ્યાત્વની સાધારણ મંદતા)થી સમકિત આવતુ નથી પણ તેની સન્મુખ થતુ જણાય છે

**કોને સમકિત આવે**—૧ ભવ્ય જીવ. ૨ ભવસ્થિત પરિપકવ. ૩ ચાર ગતિનો સન્ની પચેન્દ્રીયપર્યાપ્ત. ૪ તેજુ–પદ્મ–શુકલ લેશ્યાવાળો ૫ સાકાર ઉપયોગ, ૬ જાગૃત, નિદ્રામા નહિ ૭ મૈત્રી આદિ ચાર ભાવના અને અનિત્ય આદિ બાર ભાવનાથી વિશુદ્ધ થયેલા પરિણામ વાળો ૮ કષાયનો તે વખતે ઉદય ન હોય અને કષાય મંદ હોય. ૯ સમકિતના લક્ષણોનો ઉપયોગ આટલી વસ્તુ હોય તેને સમકિત આવે

**અનાદિ મિથ્યાત્વી પ્રથમ કયા ભવમાં સમકિત પામે?**—ભગવતીજીના ૨૬ મા શતકનો વિચાર કરતા સમકિતની પ્રથમ પ્રાપ્તિ મનુષ્યભવમા આવે છે. (તત્ત્વ કેવળી ગમ્ય) અનાદિ મિથ્યાત્વ છુટે ત્યારે પ્રથમ ઉપશમ સમકિત સંભવે (તત્વ કેવળીગમ્ય) આ બને બાબતમાં હઠ પકડવાની જરૂર નથી કારણકે સમકિતનો આધાર ભાવ ઉપર છે, ભવ ઉપર નથી અને કેવો ભાવ હોય તે કેવળી જાણે છે પણ ઉપશમ ભાવ આવે તો ઉપશમ સમકિત અને ક્ષયોપશમ ભાવ આવે તો ક્ષયોપશમ સમકિત આવવાનો સંભવ છે

**અનંતાનુબંધી કષાય**–ક્રોધ, માન, માયા, લોભ (રાગ = માયા + લોભ, દ્વેષ = ક્રોધ + માન) એ ચાર પ્રકૃતિનો અને દર્શન મોહની–મિથ્યાત્વ મોહની, મિશ્ર મોહની, સમકિત મોહની એ ત્રણ પ્રકૃતિ, કુલ સાત પ્રકૃતિનો ઉપશમ થાય ત્યારે ઉપશમ સમકિત આવે

## અનંતાનુબંધી કષાયનો ત્રણ કરણથી ઉપશમ થાય

૧. **યથા પ્રવૃત્તિ કરણ**—અંતર્મુહુર્ત સુધી સમયે સમયે અનંતગણા વિશુદ્ધ પરિણામ થાય છે ક્ષમા (સમતા સમભાવ–ધીરજ–શાંતિ), સંતોષ, સરળતા, કોમળતા અને તેના વિરોધી અનંતાનુબંધી કષાયનુ સ્વરૂપ સમજાય છે અને અનિત્ય–અશરણ–સંસાર ભાવનાઓથી સંસાર પ્રત્યે ઉદાસી ભાવ આવે છે હેય અને ઉપાદેયનુ સ્વરૂપ આ કરણથી સમજાય છે

૨. **અપૂર્વ કરણ**—અહિ પહેલે સમયે જે યથા પ્રવૃત્તિ કરણના છેલ્લા સમયની ઉત્કૃષ્ટ વિશુદ્ધિથી અનંતગુણી વિશુદ્ધિ થાય છે અને સમયે સમયે અંતર્મુહુર્ત સુધી અનંતગણી વિશુદ્ધિ

તુટે છે, અનાત્મભાવનો ત્યાગ થાય છે, આત્મતત્વનો આદર થાય છે સ્થિતિ અતર્મુહુર્ત અહિ ખોટા દેવ, ગુરૂ, ધર્મનો સર્વથા ત્યાગ કરવામા આવે છે

**૩. અનિવૃતિ કરણ**—અનતી વિશુદ્ધી દર સમયે, અતમુહુર્ત સુધી વધતી જાય છે ગુણશ્રેણી વગેરે ચાલુ છે શુદ્ધ દેવ–ગુરૂ ધર્મ અને શુદ્ધ આત્મતત્વનો, વધતી જતી વિશુદ્ધી અને તિવ્રતાપૂર્વક સ્વિકાર, આદર, ગુણોનો અનુભવ વગેરે થાય છે આ કરણના સખ્યાતા ભાગ જાય અને એક સખ્યાતમો ભાગ બાકી રહે ત્યારે મિથ્યાત્વની સ્થિતિના બે ભાગ પડે છે અને અતરકરણ થાય છે. બે સ્થિતિની વચ્ચમાનુ અતરકરણનુ મિથ્યાત્વ કર્મદળ કુટાઇને સુક્ષ્મ થઇને કઇક પહેલી સ્થિતિ અતર્મુહુર્ત કાળની છે તેમા ભળે છે અને કઇક બીજી સ્થિતિમા ભળે છે પહેલી સ્થિતિના દળ અને કઈક બીજી સ્થિતિના દળ, ઉદીરણાથી આકર્ષાઇને ઉદયમા આવી ખપી જાય છે બે આવલિકા બાકી રહે ત્યારે બીજી સ્થિતિના દળની ઉદીરણા બધ થાય અને એક આવલિકા બાકી રહે ત્યારે પહેલી સ્થિતિના બાકી રહેલા કર્મદળ ફકત ઉદયમા આવી ખપી જાય છે

પહેલી સ્થિતિનો અત સમય તે અનિવૃત્તિ કરણનો પણ અત સમય છે, તેમા બીજી સ્થિતિ (અતરકરણ પછીની) તેના દળના ત્રણ પુજ થાય છે–૧ સમ્યક્ત્વ (શુદ્ધ) પુજ–તેમા એક તથા બે સ્થાનિયા દેશઘાતક રસસ્પર્ધકો છે ૨ મિશ્રપુજ–તેમા રસસ્પર્ધકો વધારે ચીકણા છે એટલે સર્વ ઘાતક છે પણ એક–બે સ્થાનિયા જ છે ૩ મિથ્યાત્વપુજ તેમા ૩–૪ સ્થાનીયા સર્વ ઘાતક રસસ્પર્ધકો છે

અનિવૃત્તિકરણ પુરૂ થાય તેને બીજે જ સમયે જીવ ઉપશમ સમકિત પામે છે તે અતર્મુહુર્ત કાળ સુધી રહે છે તેમા મિથ્યાત્વનો પ્રદેશ ઉદય નથી તેથી શુદ્ધ દેવ–ગુરૂ–ધર્મની શ્રદ્ધામા તેમજ આત્મસ્વરૂપના શુદ્ધ ભાવમા લીન થઇ જાય છે અને આત્મિક સુખનો અનુભવ થાય છે, મિથ્યાભાવ કે પુદ્ગલીક ભાવો બીલકુલ આવતા નથી. જીવને એવો અનુભવ થાય છે કે હવે મે સસાર પાર કર્યો સસારના સર્વ દુખોનો હવે અત થયો એવા ભાવમા આત્મિક આનદમા લીન થાય છે તેના સુખની ઉપમા દ્દષ્ટાતથી આપે છે.

**પથીનો દાખલો**—કોઇ પથી, ભર ઉનાળામા, ખરે બપોરે, નિર્જળ વનમા, સૂર્યના ગરમ કિરણથી ધગધગતી પવનની લૂથી દાઝેલો અને તરસથી પીડાતો આકુળ વ્યાકુળ થતો હતો તેવામાં સરળ માર્ગ મળી જવાથી એક શીતળ જગ્યાએ પહોચ્યો ત્યા કોઇએ તેને બાવના ચદનનો રસ છાટ્યો અને સિતળ જળ પાયુ ત્યારે તેને કેવી અદ્ભુત શાતિ થાય?

**ઉપનય ભાવ**—પથી = જીવ. ઉનાળો = સસાર, ઉષ્ણતાપ = મિથ્યાત્વ અને કષાય, નિર્જળ વન = જન્મ મરણ, લૂ = રોગ, શોક, તરસ = વાસના, પુદ્ગલીક ઇચ્છા, સરળમાર્ગ = અનિવૃત્તિકરણ, સિતળસ્થાન = અતરકરણ. સિતળ જળ અને બાવના ચદન = ઉપશમ સમકિત.

આવા અદ્ભુત શાત રસના અનુભવ વળી ઉપશમ સમકિતની સ્થિતિ ફક્ત અતર્મુહુર્ત સુધી જ રહે છે અતરકરણકાળમા જ૦ ૧ સમય ઉ૦ છ આવલિકા જેટલો વખત બાકી રહે ત્યારે ઉપરના ત્રણ પુજમાથી એક પુજ ઉદયમાં આવે છે

વિશુદ્ધ પરિણામી જીવને શુદ્ધ પુંજ ઉદયમાં આવે છે તેથી સમકિત ગુણનો ઘાત થતો નથી અને ક્ષયોપશમ સમકિત પ્રાપ્ત થાય છે. અર્ધ વિશુદ્ધ પુંજ ઉદય થાય તો ત્રીજા ગુણસ્થાનનો મિશ્રભાવ અંતર્મુહૂર્ત સુધી રહે છે પછી પડે કાં ચડે.

પ્રથમ ક્ષયોપશમ સમકિતની પ્રાપ્તિની રીત –

૧ યથાપ્રવૃત્તિ કરણ—રાગદ્વેષ અને મિથ્યાત્વની ગાંઠ પોતામાં છે એમ તેને દેખાય છે.

૨ અપૂર્વ કરણથી—તે રાગદ્વેષ અને મિથ્યાત્વની ગાંઠ ભેદાય છે અને મિથ્યાત્વ મોહનીયના ત્રણ પુંજ ઉપજે છે.

૩. અનિવૃત્તિ કરણથી—ત્રણ પુંજમાંથી શુદ્ધ પુંજનો અનુભવ થાય છે. ત્યારે ક્ષયોપશમ સમકિત આવે છે.

સાસ્વાદન સમકિતી પતિત થાય જ. ઉપશમ સમકિતી પતિત થાય અથવા ક્ષયોપશમ સમકિતમાં જાય. ક્ષયોપશમ સમકિતવાળો પતિત થાય અથવા વેદક અને પછી ક્ષાયક સમકિત પામે. સમકિત ભ્રષ્ટ થઈ મિથ્યાત્વ પામેલા ઉત્કૃષ્ટ મિથ્યાત્વનો રસ કે સ્થિતિ ન બાંધે.

અશુદ્ધ પુંજ ઉદયમાં આવવાનો હોય તેને જ ૧ સમય ઉ. ૬ આવલીકા અને ૭ સમય સુધી સાસ્વાદન સમકિત રહે છે પછી મિથ્યાત્વને પામે છે.

ક્ષયોપશમ સમકિતવાળાને પણ ઉપશમ સમકિત ત્રણે કરણથી આવે. અહિં અનિવૃત્તિકરણના સંખ્યાત ભાગ વિત્યા પછી એક ભાગ બાકી રહે ત્યારે અંતરકરણ થાય તેમાં સમ્યક્ત્વ મોહનીની પ્રથમ સ્થિતિ અંતર્મુહૂર્ત પ્રમાણ સ્થપાય અને મિથ્યાત્વ અને મિશ્ર મોહનીયની પ્રથમ સ્થિતિ આવલિકા પ્રમાણ સ્થપાય અને તેના કર્મદળો ગુણાકારે સમકિત મોહનીયની પ્રથમ સ્થિતિમાં સ્તિબુક સંક્રમથી ભળી જાય અને સમકિત મોહની વિપાક રસોદયથી ભોગવાઈ જાય એટલે પ્રથમ સ્થિતિના સર્વ દળ નાશ પામે. એટલે ઉપશમ સમકિત આવે. ત્યારબાદ બીજી સ્થિતિના ત્રણ દર્શન મોહનીયમાંથી મિથ્યાત્વના અને મિશ્રના દળ ગુણાકારે સમકિત મોહનીયમાં ભળી જાય અને સમકિત મોહની કર્મ ઉદયમાં આવે એટલે ક્ષયોપશમ સમકિતમાં જાય.

**મિથ્યાત્વને ક્ષય કર્યા વગર સમકિત ન આવે મિથ્યાત્વનું સ્વરૂપ ત્યાગ કરવાની બુદ્ધિથી જાણવું જોઈએ.**

અવ્યક્ત મિથ્યાત્વ—નિગોદમાંથી માંડી અસંજ્ઞી પંચેન્દ્રિય સુધી મિથ્યાત્વ અપ્રગટપણે હોય છે, કારણકે વિચાર કરવા માટે દ્રવ્ય મન નથી તેથી ધર્મ અધર્મમાં કંઈ સમજે નહિ. અને ધર્મ નહિ ક્રિયા બની નથી પર્યાપ્તા સંજ્ઞી પંચેન્દ્રિય જીવો પણ ધર્મ કે અધર્મમાં કંઈ સમજતા નથી તેમને પણ અપ્રગટપણે મિથ્યાત્વ છે. બીજી અપેક્ષાએ જોતાં સત્તામાં રહેલ મિથ્યાત્વ અપ્રગટ (અવ્યક્ત) રૂપે રહે છે તે ફક્ત ક્ષાયક સમકિતીને ન હોય.

**વ્યકત મિથ્યાત્વ**—અહિ મિથ્યાત્વ પ્રગટપણે છે તેના મુખ્ય ૨૫ ભેદ છે

૧. **અભિગ્રહિક મિથ્યાત્વ**—મિથ્યાત્વના ભેદોમાના કોઇપણ એક ભેદમા હોય, તેમા હઠ અને દુરાગ્રહથી મિથ્યાત્વ પકડી રાખે છે પોતાને જે વાત ધ્યાનમા આવી તે જૈનેતર હોય સર્વજ્ઞની પરૂપણાથી ભિન્ન હોય પણ તેજ સાચી વાત માને દલીલોથી સમજાવનારને કહે છે કે તે મતના અનુયાયીઓ ઘણા છે તો તે સર્વ મુર્ખ છે? એમ કહે અહિ તત્ત્વ સમજણ વિપરીત (ઉંધી) હોય અને તેમા હઠ હોય છે

૨. **અનાભિગ્રહિક મિથ્યાત્વ**—અહિ સુક્ષ્મ બુદ્ધિનો અભાવ હોવાથી પોતે જે મત પાળે તેમા હઠ નથી પણ મિથ્યાત્વ છે, શુદ્ધ ધર્મ સમજવાને પ્રયત્ન નથી.

૩. **અભિનિવેશિક મિથ્યાત્વ**—સર્વજ્ઞથી વિપરિત મતમા પોતે છે એમ જાણવા છતા તેને ખોટા તર્ક, ખોટી દલીલ, બનાવટી પુસ્તકો વગેરેથી પોષે છે અને સત્ય ધર્મની ઉત્થાપના કરે છે, અર્થના અનર્થ કરે છે સમસ્ત મિથ્યારૂપે પરિણમાવવા કપટથી યુક્તિઓ શોધે છે

૪. **સશયિક મિથ્યાત્વ**—સૌ પોતપોતાનો ધર્મ પાળે એવી માન્યતા રાખે. જૈન ધર્મ પામેલો હોવા છતા કેટલીક ઝીણી વાતો સમજવા જેટલી બુદ્ધિ ન હોવાથી અથવા છદ્મસ્થથી અગમ્ય વસ્તુનો નિર્ણય કરવા જતા જૈન ધર્મમા શકા રાખે છે, "તત્વ કેવળી ગમ્ય" "તમેવ સચ્ચ નિશક જ જિણેહિ પવેઇય" એવો વિશ્વાસ આવતો નથી. વળી બીજા મત મતાતરમા પણ ધર્મ કેમ ન હોય એવી શકા કરે છે કારણ કે વસ્તુ સ્વરૂપનો ભેદ–મર્મ–રહસ્ય સમજમા આવતુ નથી

૫ **અણાભોગ મિથ્યાત્વ**—અહિ અજ્ઞાનપણાને લઇને ધર્મ–અધર્મની સમજ આવતી નથી ચારે ગતિના જડ જેવા અજ્ઞાની જીવોને સ્વભાવથી સહેજે આ મિથ્યાત્વ લાગેલુ રહે છે, મન વગરના જીવોને આમિથ્યાત્વ હોય જ અવ્યકત મિથ્યાત્વનો જુદો ભેદ ન ગણીએ તો તે અહિ અતર્ગત થઇ શકે છે

**લૌકિક મિથ્યાત્વ**—તેના ત્રણ ભેદ

(૧) **લૌકિક દેવગત મિથ્યાત્વ**—લૌકિક દેવ ઘણાખરા વ્યતર જાતિના દેવો હોય છે કોઇ ભવનપતિ અને જ્યોતિષિ જાતના હોય છે, કવચિત પહેલા દેવલોકના કોઇદેવ હોય, અથવા દેવગતી-માથી ચવી ગયા હોય અથવા દેવ તરીકે જેનુ મુળથી અસ્તિત્વ જ ન હોય કે જેમની માન્યતા પુજા આલોચના વ્યવહાર જેમકે લગ્નવગેરે કાર્યમા થતી હોય અથવા સ્ત્રી–પુત્ર–ધન–સપત્તિ વગેરે સુખો માટે જેમની સ્થાપના–પુજા વગેરે થાય છે જેમકે ગણપતિ, રાદેરમા, અબાજી, હનુમાન, મેલડી, પીર, ખોડીઆર, અનેક પ્રકારના કુળદેવો, યક્ષ, કામદેવ વગેરે અનેક નામોથી જે દેવોની પુજા થાય છે તે મિથ્યાત્વ છે કારણકે કર્મ અને પુરૂષાર્થ એ બે તત્વોનુ ઉલ્લઘન કરીને દેવની મદદથી સુખ મેળવવાની તેમા ઇચ્છા છે જે કુદરતના નિયમની વિરૂદ્ધ છે

૮. કુપ્રાવચન મિથ્યાત્વ—તેના ત્રણ ભેદ

(i) **કુપ્રાવચન દેવગત મિથ્યાત્વ**—કપાળ બુદ્ધિથી ઉત્પન્ન કરેલુ બનાવટી ઇશ્વરનુ સ્વરૂપ સ્વીકારવુ તે મિથ્યાત્વ છે ક્રોધ-માન-માયા-લોભ-કામ-ક્રિયા વગેરે દુર્ગુણો છે અને ક્ષમા-કામળતા-સરળતા-સંતોષ-બ્રહ્મચર્ય-આત્મધ્યાન વગેરે સદ્ગુણો છે એમ બધા મતો સ્વિકારે છે તો પ્રભુ સર્વ સંપૂર્ણ ગુણવાળા હોય તે આપોઆપ સાબિત થાય છે, છતા સર્વ જીવોથી શ્રેષ્ઠ એવા ભગવાનમા દુર્ગુણોની વાતો કરવી તે કુપ્રાવચન એટલે મિથ્યા વચન છે જેમકે—

ભગવાન ગોપીઓ સાથે ક્રિડા કરે, કપટથી મોહિનીનુ રૂપ બનાવી ભસ્માસુરને છેતરે, દુશ્મનોનો ચક્રથી કે ત્રીશુળથી નાશ કરે, સાપ રાખે, સ્ત્રી રાખે, પરસ્ત્રીમા મોહિત થાય, પોતાની જ દીકરી સાથે ભોગ ભોગવે, નિરંજન હોવા છતાં ફરી અવતાર લે, ભક્તોને મદદ કરે બીજાને હેરાન કરે, સ્ત્રીના ધણીનુ રૂપ બનાવી સતી સાથે વ્યભિચાર કરે, લડાઇમા ભક્તોને મદદ કરી દુશ્મનોનો નાશ કરે વગેરે ભગવાન ઉપર આરોપ ચઢાવવા તે કુપ્રવચન મિથ્યાત્વ છે અને એવાને ભગવાન તરીકે માનવા તે મિથ્યાત્વ છે

(ii) **કુપ્રાવચન ગુરૂગત મિથ્યાત્વ**—સમ્યક્ત્વ પરિણતિ-અહિંસા-સત્ય-અચૌર્ય-બ્રહ્મચર્ય-પરિગ્રહ-ત્યાગ-ક્ષમા વગેરે ૧૦ પતિધર્મ એવા ગુણો વગરના બાવા, તાપસ, જોગી, સન્યાસી વગેરેને ગુરૂ તરીકે માનવા તે મિથ્યાત્વ છે

(iii) **કુપ્રવચન ધર્મગત મિથ્યાત્વ**—યજ્ઞ જેમા છકાય જીવની હિંસા થાય છે, નદીમા સ્નાન કે જેમા છકાય જીવની હિંસા છે, મૂર્તિની પૂજા કે જેની બનાવટ અને પૂજામા હિંસા છે હિંસા વગેરે અઢાર પાપસ્થાનમાથી કોઇપણ સ્થાનને ધર્મ તરીકે ગણવુ, જેમા અહિંસા ભાવ નથી ત્યા ધર્મ માને, ધર્માધપણામા પાપની છૂટ વગેરે જુઠા વચન છે તે સર્વ કુપ્રાવચન મિથ્યાત્વ છે

**૯. જિન માર્ગથી ઓછી પ્રરૂપણા કરે**—જેમકે આત્મા એક પ્રદેશી છે, આત્મા જુવારના દાણા જેવડો, આત્મા દીપક જેવો છે આવી રીતે જિનવચનને છુપાવી જુદી રીતે પ્રરૂપણા કરે તે મિથ્યાત્વ છે

**૧૦. જિન વચનથી અધિક પ્રરૂપણા કરે**—જેમકે એકજ આત્મા સર્વ બ્રહ્માંડમા વ્યાપક છે, સંયમ નિભાવ માટે શુદ્ધ ઉપકરણ રાખનાર સાધુને પરિગ્રહ ધારી કહેવા તે સર્વ અધિકી પ્રરૂપણામય મિથ્યાત્વ છે

**૧૧. સર્વજ્ઞના વચનથી વિપરીત પ્રરૂપણા તે મિથ્યાત્ત્વ છે.** પ્રત્યક્ષ વગેરે પ્રમાણોથી જુઠી સાબિત થતી વાતો અને એકાંતવાદ એ સર્વ અહિં દાખલ થાય છે તેના દાખલા —

એક તો જેને માનવામાં આવતા દેવનું અસ્તિત્વ ન હોય અથવા પહેલાં હતા પણ હમણાં ન હોય, એવી ગયા હોય વળી આમ તપ કરી હમણાં ગયા વગર જે દેવની મદદ જોઈતી હોય તેનો જાપ એકસામટા એકજ જણ પણ કિસ્સ વિધિથી કરે તો કદાચ દેવ હોય તો હાજર થાય અને હાજર થાય તો તેના તેજને જીરવી શકવાની શક્તી ન હોય અને દેવ હાજર થઈ કાર્ય કરે તે તે પણ વિચિત્ર છે અને દેવની મદદનું પરિણામ ઘણું ભાગે ઉંધું જ આવે છે એટલે લૌકિક દેવની પુજા સર્વથા રીતે નકામી છે છતા તેથી રૂડું માનવું તે મિથ્યાત્વ છે.

વળી લોકમાં પ્રખ્યાત થયેલા કોઈ સુજન કે માણસને દેવ કે ભગવાન તરીકે સ્વીકાર કરવો તે પણ મિથ્યાત્વ છે. કારણ કે એ અસર્વજ્ઞને સર્વજ્ઞ માનવો તે જુઠું છે. વળી લોકસંજ્ઞા પ્રમાણે મનાતા અસર્વજ્ઞ દેવોને ભગવાન તરીકે માનવા તે પણ મિથ્યાત્વ છે.

(ii) **લૌકિક ગુરૂ ગત મિથ્યાત્વ**—નિશાળના માસ્તરો ગુરૂ કહેવાય છે તેને ધર્મબુદ્ધિએ ગુરૂ માનવા તે મિથ્યાત્વ છે, લોક સંજ્ઞા પ્રમાણે પાંચ મહાવ્રત વગરના જેઓ ગુરૂ તરીકે મનાય છે તેમને ધર્મબુદ્ધિએ ગુરૂ તરીકે માનવા તે મિથ્યાત્વ છે. નિશાળના માસ્તરોનો વિદ્યાર્થીઓ વિનય સાચવે, વડીલોનો વિનય કરવો તે યોગ્ય છે પણ તેમાં તરણતારણ બુદ્ધિ ન રાખવી.

(iii) **લૌકિક ધર્મગત મિથ્યાત્વ**—લોકના વ્યવહારો જેમકે લગ્ન, કુટુંબપાલન વળી તંદુરસ્તીની ક્રિયા જેમકે સ્નાન વગેરે વ્યવહારીક ક્રિયામાં તરણ-તારણ ધર્મ બુદ્ધિ રાખવી તે મિથ્યાત્વ છે.

● **લોકોત્તર મિથ્યાત્વ તેના પણ ત્રણ ભેદ છે.**

(i) **લોકોત્તર દેવગત મિથ્યાત્વ**—(અ) તીર્થંકરો અને કેવળી ભગવાનની આલોકના સુખ (પુત્ર-સ્ત્રી-ધન-સંપત્તિ-રોગ નિવારણ વગેરે) માટે પુજા કરવી તે મિથ્યાત્વ છે (બ) જિન કે તીર્થંકર ન હોય છતાં પોતાને તે પ્રમાણે ઓળખાવે જેમકે જમાલી, ગોશાળો, ગૌતમબુદ્ધ વગેરે અને તેમને તે પ્રમાણે માને તે પણ મિથ્યાત્વ છે.

(ii) **લોકોત્તર ગુરૂગત મિથ્યાત્વ**—(અ) આલોકના કે પરલોકના કોઈ પણ પુદ્ગલીક સુખ માટે સાધુને દાન દે પુજે તે મિથ્યાત્વ છે. (બ) સાધુના વેશમાં હોય છતાં સમકિતનાં ચિહ્ન અને પાંચ મહાવ્રત વગરનો હોય તેને સાધુ માનવો તે મિથ્યાત્વ છે.

(iii) **લોકોત્તર ધર્મગત મિથ્યાત્વ**—(અ) લોકોત્તર ધર્મ ફક્ત મોક્ષ માટે જ છે ધર્મના ભેદ પણ વિભાગ જ્ઞાન-દર્શન-ચારિત્ર તપ વગેરે સાધનોનો સંસારના સુખને માટે પાળે તો તે મિથ્યાત્વ છે. (બ) જિનેશ્વરની આજ્ઞા નથી એવી ક્રિયાઓ જેમકે મૂર્તિ બનાવવામાં હિંસા તેના રંગ પુજા વગેરેમાં અપકાય-તેઉકાય-વનસ્પતિકાય વગેરેની હિંસા, અજીવોને ભોજન આમંત્રણ વગેરે ક્રિયાઓ લોકોત્તર ધર્મગત મિથ્યાત્વ છે કારણકે સૂત્રમાં સ્પષ્ટ છે કે સમકિતી જીવ અઢાર પાપમાંનું એક પણ કાર્ય ધર્મ નિમિત્તે કરે નહિ.

૮. કુપ્રાવચન મિથ્યાત્વ—તેના ત્રણ ભેદ

(i) **કુપ્રાવચન દેવગત મિથ્યાત્વ**—કપોળ બુદ્ધિથી ઉત્પન્ન કરેલુ બનાવટી ઇશ્વરનુ સ્વરૂપ સ્વીકારવુ તે મિથ્યાત્વ છે ક્રોધ–માન–માયા–લોભ–કામ–ક્રિયા વગેરે દુર્ગુણો છે અને ક્ષમા–કોમળતા–સરળતા–સંતોષ–બ્રહ્મચર્ય–આત્મધ્યાન વગેરે સદ્ગુણો છે એમ બધા મતો સ્વિકારે છે તો પ્રભુ સર્વ સંપૂર્ણ ગુણવાળા હોય તે આપોઆપ સાબિત થાય છે, છતા સર્વ જીવોથી શ્રેષ્ઠ એવા ભગવાનમા દુર્ગુણોની વાતો કરવી તે કુપ્રાવચન એટલે મિથ્યા વચન છે. જેમકે—

ભગવાન ગોપીઓ સાથે ક્રિડા કરે, કપટથી મોહિનીનુ રૂપ બનાવી ભસ્માસુરને છેતરે, દુશ્મનોનો ચક્રથી કે ત્રીશુળથી નાશ કરે, સાપ રાખે, સ્ત્રી રાખે, પરસ્ત્રીમા મોહિત થાય, પોતાની જ દીકરી સાથે ભોગ ભોગવે, નિરંજન હોવા છતા ફરી અવતાર લે, ભકતોને મદદ કરે બીજાને હેરાન કરે, સ્ત્રીના ધણીનુ રૂપ બનાવી સતી સાથે વ્યભિચાર કરે, લડાઇમા ભકતોને મદદ કરી દુશ્મનોનો નાશ કરે વગેરે ભગવાન ઉપર આરોપ ચઢાવવા તે કુપ્રવચન મિથ્યાત્વ છે અને એવાને ભગવાન તરીકે માનવા તે મિથ્યાત્વ છે

(ii) **કુપ્રાવચન ગુરૂગત મિથ્યાત્વ**—સમ્યકત્વ પરિણતિ–અહિંસા–સત્ય–અચૌર્ય–બ્રહ્મચર્ય–પરિગ્રહ–ત્યાગ–ક્ષમા વગેરે ૧૦ યતિધર્મ એવા ગુણો વગરના બાવા, તાપસ, જોગી, સંન્યાસી વગેરેને ગુરૂ તરીકે માનવા તે મિથ્યાત્વ છે

(iii) **કુપ્રવચન ધર્મગત મિથ્યાત્વ**—યજ્ઞ જેમા છકાય જીવની હિંસા થાય છે, નદીમા સ્નાન કે જેમા છકાય જીવની હિંસા છે, મૂર્તિની પૂજા કે જેની બનાવટ અને પૂજામા હિંસા છે હિંસા વગેરે અઢાર પાપસ્થાનમાથી કોઇપણ સ્થાનને ધર્મ તરીકે ગણવુ, જેમા અહિંસા ભાવ નથી ત્યા ધર્મ માને, ધર્માંધપણામા પાપની છૂટ વગેરે જુઠા વચન છે તે સર્વ કુપ્રાવચન મિથ્યાત્વ છે

**૯. જિન માર્ગથી ઓછી પ્રરૂપણા કરે**—જેમકે આત્મા એક પ્રદેશી છે, આત્મા જુવારના દાણા જેવડો, આત્મા દીપક જેવો છે આવી રીતે જિનવચનને છુપાવી જુદી રીતે પ્રરૂપણા કરે તે મિથ્યાત્વ છે

**૧૦. જિન વચનથી અધિક પ્રરૂપણા કરે**—જેમકે એકજ આત્મા સર્વ બ્રહ્માંડમા વ્યાપક છે, સંયમ નિભાવ માટે શુદ્ધ ઉપકરણ રાખનાર સાધુને પરિગ્રહ ધારી કહેવા તે સર્વ અધિકી પ્રરૂપણામય મિથ્યાત્વ છે

**૧૧. સર્વજ્ઞના વચનથી વિપરીત પ્રરૂપણા તે મિથ્યાત્વ છે.** પ્રત્યક્ષ વગેરે પ્રમાણોથી જુઠી સાબિત થતી વાતો અને એકાંતવાદ એ સર્વ અહિં દાખલ થાય છે તેના દાખલા —

આલંબનથી મોક્ષ નથી તેથી તે ધર્મ નથી પણ મહત્ત્વ અને આજીવિકાનું એક સાધન સમજાય છે

## ( ૩ ) વૈશેષિક દર્શન

તેઓની માન્યતા નૈયાયિક દર્શન જેવી છે ફક્ત એટલો કે તેઓ ફક્ત બે પ્રમાણને માને છે અને કલ્પના તર્કથી શિવજીને ઉલ્લુ ( ઘુડ ) બનાવી કણાદ મુનીને શિખવવા મોકલે છે તેથી આમત ઔલુક્ય પણ કહેવાય છે તેથી બુદ્ધિ અને કુદરતી નિયમો વિરુદ્ધ તત્ત્વો હોવાથી મોક્ષ માટે યોગ્ય નથી

## ( ૪ ) સાંખ્ય દર્શન

તેઓ કહે છે કે કપિલ મુનિના ૨૫ તત્વો જાણે તે ગમે તેમ કરે તો પણ અલ્પકાળમા મોક્ષ થાય. અહિ તત્વોના વિરોધીપણા ઉપરાંત તેઓની માન્યતા મુજબ ક્રિયા ઉડી જાય છે જ્યા ક્રિયા કેમ કરે છે અહિ તત્વો કુદરતી નિયમોને લાગુ પડતા નથી. વળી ઉપર મુજબ માન્યતા અને ક્રિયામા વિરોધ છે તેથી તે મત મોક્ષનો હેતુ નથી

તેઓ કહે છે કે સત્વ, રજો અને તમોગુણથી પ્રકૃતિ ઉપજે છે, આત્માને એકાંત અકર્તા માને છે પ્રકૃતિને એકાંત કર્તા માને છે વર્ણ, ગંધ, રસ, શબ્દ અને સ્પર્શથી પાચ ભુત, અગ્નિ, પૃથ્વી, પાણી, આકાશ અને વાયુને કલ્પનાથી બનાવે છે પ્રકૃતિથી બુદ્ધિ—બુદ્ધિથી અહંકાર—અહંકારથી વર્ણાદિ તન્માત્ર, તન્માત્રથી પાચભૂત બને છે એમ માને છે. તેઓની માન્યતા મુજબ કોઇ રીતે સમન્વય ન થઇ શકે તેવા પરસ્પર વિરોધી તત્વો માને છે

સાંખ્યો કહે છે કે સત્વ, રજ અને તમોગુણથી પ્રકૃતિ એવી અન્ય વસ્તુ ઉપજે છે એટલે ગુણોથી ગુણી ( ગુણવાચક વસ્તુ ) ઉપજે છે, પણ આ તત્વ ખોટો છે કારણ કે ગુણી (વસ્તુ) હોય તોજ તેનામા ગુણ હોય જ્યારે વસ્તુ ન હતી ત્યારે ગુણો કયા રહેતા ? આનો જાબ કોણ દઇ શકે?

વળી આત્માની શક્તિ સત્તા વગર કોઇ જડ પદાર્થોમા વસ્તુ ઉત્પન્ન કરવાની કે સુખ દુઃખ આપવાની શક્તિ નથી તે આપણે અનેક રીતે સાબિત કરી શકીએ છીએ આત્મા એકાંત અકર્તા અને અભોકતા હોય તો સંસાર કે મોક્ષ એવુ કઇ બની શકે જ નહિ અને ધર્મની પણ જરૂર ન રહે તેથી આ મત મોક્ષનો હેતુ નથી તેથી ધર્મ નથી પણ આજીવિકાનુ એક સાધન છે

## (૫) મીમાંસ (જૈનિમય) દર્શન

તેઓ સર્વ શરીરમા એકજ આત્મા માને છે, જો આમ હોય તો સર્વ સંસારિક કે ધાર્મિક વ્યવહાર આપોઆપ બંધ થાય કારણ કે એક ધર્મ કરે તો બધાને ફળ મળે. એક પાપ કરે તો બધાને સજા થાય. એકને માર મારવાથી બધાને લાગે તો પછી કોઇને ધર્મ કે કામ કરવાની જરૂર ન રહે જેમ બીજા શરીરનુ થશે તેમ આ શરીરનુ થશે. વળી મીમાંસ મનવાળા જીવો અને બીજા જીવો એક જ છે તો એક સમયે બે પરસ્પર વિરોધી જ્ઞાન તથા આચરણ, કુદરતી

સુકા અનાજના દાણાને નિર્જીવ માનવા તે મિથ્યાત્વ છે આખા વિશ્વમા એકજ જીવ ઠરાવીને બાકીના જીવોની નાસ્તિ બતાવે તે મિથ્યાત્વ છે પાચ ભુતોથી જીવ બને છે અને તેના વિયોગથી જીવ નાશ પામે છે એમ કહેનાર ચાર્વાક વગેરે મિથ્યાત્વી છે

**૧૭. અજીવને જીવ માને તે મિથ્યાત્વ:**—અજીવ મુર્તિને સાક્ષાત મનુષ્ય કે પશુ તુલ્ય માને કે ભગવાન માને તે મિથ્યાત્વ. દેવતાની વૈક્રીય લબ્ધીથી બનતા ફુલો વગેરેને સજીવ માને તે મિથ્યાત્વ

**૧૮. માર્ગને ઉન્માર્ગ સમજે તે મિથ્યાત્વ**·—સર્વજ્ઞનો બતાવેલ મોક્ષ માર્ગ અહિસા સજમતપ વગેરેને ઉન્માર્ગ કહે તે મિથ્યાત્વ કેટલાક અનત સસારી દ્રઢ મિથ્યાત્વી ભોળા લોકોને ભરમાવે કે હાથી પાછળ પડયો હોય અને જૈન ઉપાશ્રયનુ રક્ષણ મળે તો પણ ત્યા ન જવુ તે ભયકર મિથ્યાત્વ છે

**૧૯. ઉન્માર્ગને મોક્ષમાર્ગ સમજે તે મિથ્યાત્વ :** રાસલીલા, યજ્ઞ, હોમ, લાકડા છાણાની દ્રવ્યહોળી, દીવાની દ્રવ્યદીવાળી વગેરે કાર્યમા ધર્મ માને તે મિથ્યાત્વ છે

**૨૦ આઠ કર્મથી મુકાણા છે તેને નથી મુકાણા એમ કહે તે મિથ્યાત્વ તથા અરૂપીને રૂપી કહે એ મિથ્યાત્વ** પુદ્ગળો સિવાયના ધર્માસ્તિકાયાદિ પાચ દ્રવ્યને રૂપી માને, અરૂપી સિદ્ધભગવાનની રાતા વર્ણમા સ્થાપના કરે, અરૂપી નિરજન નિરાકાર પરમાત્મા ફરી અવતાર લીએ, સૃષ્ટી રચે વગેરે કહે, અરૂપી આકાશને શબ્દાદિ ગુણમય કહે—આ સર્વ મિથ્યાત્વ છે

**૨૧ આઠ કર્મથી નથી મુકાણા તેને નિરંજન નિરાકાર અરૂપી વગેરે કહે:—** સસારી કાર્ય કરનાર, ફરી અવતાર લેનાર, દોષિત મનુષ્ય કે દેવને પરમાત્મા કહે, ચર્મ ચક્ષુથી ન દેખાય તેવી વસ્તુ જેમકે પરમાણુ પુદ્ગળ, કર્મવર્ગણા, વાયુ, વગેરેને અરૂપી માને—આ સર્વ મિથ્યાત્વ છે સર્વ સસારી જીવો પોતપોતાના કર્મ અને ઉદ્યમથી પોતપોતાની સૃષ્ટિ રચે છે તેમાના કોઇને ભગવાન કહે તે મિથ્યાત્વ છે

**૨૨. અવિનય મિથ્યાત્વ** —તિર્થકરની ભુલ બતાવે, સર્વજ્ઞ પ્રણિતશાસ્ત્ર ઉત્થાપે, જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપ યુક્ત ગુણવાનની નિદા-અવર્ણવાદ વગેરે બોલે તે મિથ્યાત્વ, આવા લોકો દ્રવ્ય ચારિત્ર પાળે તો હૈઠ જાતના કિલ્વીષી દેવ થાય, જેમકે જમાળી, જ્ઞાનના વિનય, બહુમાન આદિ આઠ આચારમા જાણી જોઇને દોષ લગાડે અને તેમા દોષ ન માને તે મિથ્યાત્વ, સાધુ, સાધ્વી લૌકિક પડિત પાસેથી વાચના લે અને તેમા દોષ નથી એમ કહે તો મિથ્યાત્વ લાગે

**૨૩. અશાતના મિથ્યાત્વ** —પચ પરમેષ્ટિ તથા જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને પવીત તીર્થની ૩૩ માહેલી કોઇ અસાતના કરવી અને તેને દોષ ન માનવો તે મિથ્યાત્વ છે જે વસ્તુ જે સ્વરૂપમા હોય તેને તે સ્વરૂપે ન માનવી તે પણ અસાતના છે

૨૪ અક્રિયા મિથ્યાત્વ —ક્રિયાની જરૂર નથી ફક્ત જ્ઞાનથી જ મોક્ષ મળે એમ કહે, આ ક્રિયાને ફક્ત કષ્ટ રૂપી જ માને, સામાયક-પ્રતિક્રમણ વગેરે નકામાં છે એમ કહે, આત્માને એકાંત અક્રિય માને તે સર્વ મિથ્યાત્વ છે.

૨૫ અજ્ઞાન મિથ્યાત્વ —જે જ્ઞાનનો નિષેધ કરે અને કહે કે ફક્ત ક્રિયાથી જ મોક્ષ છે અથવા કહે કે જે ભણે તેને પાપ બીજાને નહિ લેવા દેવા તે સર્વ મિથ્યાત્વી છે.

હવે ૩૬૩ પાખંડીના મતો ઓળખો—દરેક કાર્યમાં પાંચ સમવાય સાથે જ હોય છે કાળ-સ્વભાવ-નિયતિ (ભવિતવ્યતા)-કર્મ અને ઉદ્યમ. કોઈ મુખ્યતામાં કોઈ ગૌણતામાં દેખાય પણ પાંચે એકી સાથે હોય છતાં એકાંતવાદથી કોઈ એકને જ માને અને બીજાનો નિષેધ કરે તે એકાંતવાદ ( મિથ્યાત્વ = પાખંડ ) છે. પાંચ સમવાય અને ચાર વાદીના મળી ૩૬૩ પાખંડ મત ઉપજે છે

(૧) ક્રિયાવાદીના ૧૮ મત ઉપજે છે—૫ સમવાય × ૨ સ્વઆત્મા, પર આત્મા = ૧ × ૨ શાશ્વતા, અશાશ્વતા = ૨ × ૯ તત્ત્વ = ૧૮ તેઓ ફક્ત ક્રિયામાં જ માને છે જ્ઞાનાદિ ગુણોને ઉત્થાપન કરે છે તે મિથ્યાત્વી છે. ખોટી ક્રિયાને સાચી માને તે પણ મિથ્યાત્વ છે.

(૨) અક્રિયાવાદીના ૮૪ મત ઉપજે છે—૫ સમવાય + ૧ યદ્રચ્છાથી ઉપજેલો લોક = ૬ × ૨ પોતાથી, બીજાથી = ૧૨ × ૭ નવ તત્ત્વમાંથી પુણ્ય અને પાપ બાદ એટલે સાત = ૮૪ આ લોકો એમ માને છે કે પાપ પુણ્ય નથી, જગતમાં સર્વ પદાર્થ અસ્થિર છે તો તેમને ક્રિયા કેવી રીતે લાગે? તેઓ નાસ્તિક છે. તેઓ ક્રિયાને માનતા નથી.

(૩) અજ્ઞાનવાદીના ૬૭ મત ઉપજે છે—તેઓ સમવાયને માનતા નથી, તેઓના ૭ વિકલ્પ છે તે આ પ્રમાણે —૧ જીવ છે, ૨ જીવ નથી, ૩ જીવ છે તેમ જ નથી, ૪ જીવ છે પણ કહેવાય નહિ, ૫ જીવ નથી પણ કહેવાય નહિ, ૬ જીવ છે તેમજ નથી પણ કહેવાય નહિ, ૭ જીવ છે પણ નહિ અને નથી પણ નહિ. ૭ વિકલ્પ × ૯ તત્ત્વ = ૬૩ + ૪ (સોભ્ભાવ, ચિત્ભાવ, ચેતભાવ, વિશુભાવ) એ ચાર મત કોઈ કોઈ પક્ષને મુખ્ય કરીને અજ્ઞાનવાદમાં ગણ્યા = ૬૭. તેઓ અજ્ઞાનમાં શાંતિ માને છે અને કહે કે જે ભણે તેને ઉપાધિ થાય.

(૪) વિનયવાદીના ૩૨ મત ઉપજે છે—તેઓ ફક્ત વિનયને જ એકાંત રીતે ધર્મ માને છે, તેઓ અનાભિગ્રહિક મિથ્યાત્વનાં ભાગે છે. તેઓના વિનયના આઠ ભેદ છે—૧ સૂર્યનો વિનય, ૨ રાજાનો વિનય, ૩ જ્ઞાનીનો વિનય, ૪ વૃદ્ધનો વિનય, ૫ માતાનો વિનય, ૬ પિતાનો, ૭ ગુરુનો, ૮ ધર્મનો વિનય એ ૮ × ૪ મનથી ભલો જાણે, વચનથી ગુણગ્રામ કરે, કાયાથી નમસ્કાર કરે, માનપૂર્વક ભક્તિ કરે = ૩૨ તેઓના ગુરુ, જ્ઞાન અને ધર્મ સર્વજ્ઞના વચન પ્રમાણે નથી અને બાકીના વિનયને તો મોક્ષ માર્ગ સાથે સંબંધ જ નથી, તેથી એકાંતવાદ છે. જીવની સમજ્ઞાન નથી, તેઓનો વિનય, સત્ય અને નિરાગનો હેતુ નથી આ સર્વ માન્યતા વાળા તેઓ મિથ્યાત્વી છે.

આવી રીતે સર્વ પ્રકારના મિથ્યાત્વના વિચારો તથા ઉપર્યો મુખ્ય ૨૫ ભેદમા આવે છે અને મિથ્યાત્વના સેવનારાઓના ૩૬૩ મતો છે, તે સર્વ મિથ્યાત્વ અને મતોનો ત્યાગ કરવો જોઇએ તો સમકિત પ્રગટ થાય અને સુરક્ષિત રહે

## સમકિતીને ત્રણ પ્રકારે મિથ્યાત્વ લાગે

**૧. પરિવર્તન મિથ્યાત્વ**—મિથ્યાત્વીના મિથ્યાત્વની કરણીમા સહાય કરે, મિથ્યાત્વી પર્વો મિથ્યાત્વીની રીતે પાળે, મિથ્યાત્વી જેવા કામ કરે જેમકે સત્યનારાયણની પુજા કરે—કરાવે તેમા જાય વગેરે કરે તો મિથ્યાત્વ કર્મદળનો બધ થાય.

**૨. પરિણામ મિથ્યાત્વ**—વ્યવહારથી સમકિતનુ પાલન કરે પણ વિચારોમા મિથ્યાભાવ રાખે, જેમકે પ્રખ્યાત નેતાના અમુક ગુણ જોઇ તેને સાધુ કે તેથી વધારે ગુણવાન માને, અજ્ઞાનને લઇને માને કે બીજા મતવાળા કેમ મોક્ષ ન જાય, શકા-કખા-વિતિગિચ્છા વગેરે દોષો સેવે.

**૩. પ્રદેશ મિથ્યાત્વ**—ઉપશમ તથા ક્ષયોપશમ સમકિતીના આત્મ પ્રદેશો સાથે મિથ્યાત્વના કર્મદળ સત્તામા રહેલા છે તે ક્ષાયક સમકિતીને ન હોય ઉપશમ સમકિતી ઉપશમ શ્રેણીવાળાને ૧૧ મા ગુણસ્થાન સુધી સત્તામા મિથ્યાત્વ છે

## ભાવની અપેક્ષાએ સમકિતનાં પાંચ ભેદ છે

**૧. ક્ષાયક સમકિત**—ચાર અનતાનુબધી કષાય અને ત્રણ દર્શન મોહનીના ક્ષય થવાથી પ્રગટ થાય છે તેની આદિ છે પણ અત નથી તેથી જીવ તે જ ભવે મોક્ષ જાય અથવા ઉત્કૃષ્ટપણે ત્રણ ભવ ઉલઘે નહિ તેના ગુણસ્થાન ૪ થી ૧૪ = ૧૧ હોય.

**૨. વેદક સમકિત**—ક્ષયોપશમ સમકિતના છેલ્લા સમયે આ સમકિત હોય સમકિત મોહની વેદીને ક્ષય કરીને પછી ક્ષાયક સમકિત પામે એટલે આખા સસારમા એકજ વાર આવે તેની સ્થિતિ એક સમયની છે તેના ગુણસ્થાન વ્યવહારથી ચાર તે ૪ થી ૭

**૩ ઉપશમ સમકિત**—અહિ ઉપરની સાત પ્રકૃતિનો ઉપશમ થાય છે એટલે એકે પ્રકૃતિ પ્રદેશ ઉદય કે વિપાક ઉદયમા આવતી નથી, સત્તામા રહે છે તે આદિ સાત છે અતર્મુહુર્ત સ્થિતિ છે ત્યારબાદ ક્ષયોપશમ સમકિત પામી પછી ક્ષાયક સમકિત પામે અને ક્ષપક શ્રેણીએ ચડે તો તેજ ભવે મોક્ષ જાય અને ઉત્કૃષ્ટ સસારમા ભમે તો અર્ધપુદ્ગલ પરાવર્તનની અદર મોક્ષ જાય એક ભવમા બે વાર અને આખા સસારમા ઉત્કૃષ્ટી પાચ વાર આ સમકિત પામે. તેના ગુણસ્થાન આઠ એટલે ૪ થી ૧૧

**૪ ક્ષયોપશમ સમકિત**—તેના સાત વિકલ્પ છે અહિં સમકિત મોહની સિવાયની છમાથી જે પ્રકૃતિ ઉદયમા આવે તે રસ આપ્યા વગર એટલે સમકિતનો ઘાત કર્યા વગર ક્ષય

વિચાર કરે છે, પર્યાયના મૂળ દ્રવ્ય તરફ પ્રેરાય છે એટલે રાગ દ્વેષ ઉડી જાય છે અથવા પાતળા પડી જાય છે

દાખલા — ૧ સરસ આહાર જોઇને જીવતત્વ અને અજીવતત્વ (પુદ્‌ગળ) નો શુદ્ધ સ્વરૂપનો વિચાર આવે ૨ સુંદર વસ્તુ જોઇને કહે કે આ પુદ્‌ગળ સ્કંધ છે ૩ ચાલતા રસ્તામા સુંદર સ્ત્રી આવે તો અરૂપી અવેદી આત્મા અને પુદ્‌ગળ સ્કંધ (અજીવતત્વ)નો મુખ્યત્વે ખ્યાલ આવે એટલે દરેક વસ્તુ તત્વની બુદ્ધિથી જુએ નવ તત્વ અને ૭ દ્રવ્યોના જાણપણાથી આ બુદ્ધિ ઉત્પન્ન થાય

**૨. દ્રવ્ય સમકિત.**— જિનેશ્વર દેવના બતાવેલ ધર્મમા દૃઢ શ્રદ્ધા છે પણ પરમાર્થ રહસ્યનો અજાણ છે ફક્ત એટલુ જાણે કે વીતરાગે રાગદ્વેષ જીત્યા છે તેથી અસત્ય ન બોલે અને સર્વજ્ઞ હોવાથી ભૂલ કરે (૧) તમેવસચ્ચ નિસ્સક જ જિણેહિ પવેઇય, (૨) નિગંથ પાવયણ, અટ્ઠે પરમટ્ઠે, સેસ અનાટ્ઠે (૩) તત્વ કેવળી ગમ્ય (૪) સિદ્ધાંતમા કહ્યુ તે સાચુ આ ચાર મુદ્દા તેના હૃદયમા રહે છે વિશેષ જ્ઞાન નથી

**૩ ભાવ સમકિત** —(૧) ૭ નય, ૪ પ્રમાણ, ૪ નિક્ષેપા, ૪ દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવ, ૨ વ્યવહાર અને નિશ્ચય ૨ સામાન્ય અને વિશેષ ૨ દ્રવ્ય અને ભાવ એ ૨૫ રીતે નવ તત્વના ભાવ જાણે (૨) ક્ષાયક, ક્ષયોપશમ, ઉપશમ એ ત્રણમાથી કોઇ ભાવમા પ્રવર્તે

**૪. નિશ્ચય સમકિત** આત્મા પોતેજ સમકિત છે. જ્ઞાન-દર્શન-તત્વમા નિશ્ચયપણુ–સમભાવ–આત્મિક–સુખ અને પંડિત વીર્ય એ આત્માના શુદ્ધ ગુણ છે એજ આત્માની ઋદ્ધિ છે, તે સિવાય કોઇ પુદ્‌ગલીક વસ્તુ કર્મ કે કર્મજન્ય (નો કર્મ) અથવા કોઇપણ અન્ય દ્રવ્ય આત્માનુ નથી એટલે સ્વઋદ્ધિમા એકત્વ અને પર દ્રવ્યમા ભેદ જ્ઞાન, ભેદજ્ઞાનથી સ્વપરનો ભેદ કરી પરદ્રવ્યમાથી સ્વદ્રવ્યને તારવીને આત્મા પોતાની ઋદ્ધિ–ગુણોમા **એકત્વ ભાવે લીન થાય તે નિશ્ચય સમકિત.** અહિ આત્મા પોતાને જાણે છે, શ્રુતજ્ઞાનથી સ્વરૂપે દેખે છે, અનુભવે છે આત્માને ઓળખવાની રીત–મન અને ઇંદ્રિયોનો વ્યાપાર બંધ કરો, ત્યારે શરીરમા શરીરથી કોઇ જુદી જ પ્રકારની સત્તાનો અનુભવ થશે

આ આભાસ છદ્મસ્થને આત્મ દર્શન તે નિશ્ચયથી દર્શન, તે સત્તામા ઉપયોગ લગાવો તો માલુમ પડશે કે આ સત્તા છે તે જાણવાનુ કામ કરે છે માટે જ્ઞાન છે, જ્ઞાન આત્માનુ સ્વરૂપ છે, અરૂપી આકાશ માફક શરીરસ્થ આ આત્માના અસખ્ય પ્રદેશનુ મનથી સ્વરૂપ વિચારો તો માલુમ પડશે કે સુખ તેમાથી જ પ્રગટ થાય છે, જ્ઞાન અને દર્શન પણ તેમાથી જ પ્રગટ થાય છે, આ છે છદ્મસ્થનુ નિશ્ચયજ્ઞાન ત્યાર બાદ તમે **જ્ઞાન–દર્શન–સુખનુ આત્મામાં એકત્વ છે તે અનુભવો** અને શક્તિ મુજબ તેમાજ સ્થિર થાઓ, અથવા સિદ્ધના ગુણોનુ અનુકરણ કરો આ છે આત્મરમણતા તે નિશ્ચય ચારિત્ર આવા ધ્યાનથી ભાવની તારતમ્યતા પ્રમાણે ૭ પ્રકૃતિનો ઉપશમ, ક્ષય, ક્ષયોપશમન થાય છે તેથી તિવ્ર શુદ્ધ ભાવોમા રહેવુ તે પણ નિશ્ચય સમકિત ગણાય છે કોઇ ક્ષાયક સમકિતને નિશ્ચય સમકિત ગણે છે

વિચાર કરે છે, પર્યાયના મળ દ્રવ્ય તરફ પ્રેરાય છે એટલે રાગ દ્વેષ ઉડી જાય છે અથવા પાતળા પડી જાય છે

દાખલા — ૧ સરસ આહાર જોઇને જીવતત્વ અને અજીવતત્વ (પુદ્ગળ) નો શુદ્ધ સ્વરૂપનો વિચાર આવે ૨ સુંદર વસ્તુ જોઇને કહે કે આ પુદ્ગળ સ્કંધ છે ૩ ચાલતા રસ્તામા સુંદર સ્ત્રી આવે તો અરૂપી અવેદી આત્મા અને પુદ્ગળ સ્કંધ (અજીવતત્વ)નો મુખ્યત્વે ખ્યાલ આવે એટલે દરેક વસ્તુ તત્વની બુદ્ધિથી જુએ નવ તત્વ અને છ દ્રવ્યાના જાણપણાથી આ બુદ્ધિ ઉત્પન્ન થાય

**૨. દ્રવ્ય સમકિત** — જિનેશ્વર દેવના બતાવેલ ધર્મમા દૃઢ શ્રદ્ધા છે પણ પરમાર્થ રહસ્યનો અજાણ છે ફક્ત એટલુ જાણે કે વીતરાગે રાગદ્વેષ જીત્યા છે તેથી અસત્ય ન બોલે અને સર્વજ્ઞ હોવાથી ભૂલ કરે (૧) તમેવસચ્ચ નિસ્સંક જ જિણેહિ પવેઇય, (૨) નિગંથ પાવયણે, અટ્ઠે પરમટ્ઠે, સેસે અનટ્ઠે (૩) તત્વ કેવળી ગમ્ય (૪) સિદ્ધાંતમા કહ્યુ તે સાચુ આ ચાર મુદ્દા તેના હૃદયમા રહે છે વિશેષ જ્ઞાન નથી

**૩ ભાવ સમકિત** —(૧) ૭ નય, ૪ પ્રમાણ, ૪ નિક્ષેપા, ૪ દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવ, ૨ વ્યવહાર અને નિશ્ચય ૨ સામાન્ય અને વિશેષ ૨ દ્રવ્ય અને ભાવ એ ૨૫ રીતે નવ તત્વના ભાવ જાણે (૨) ક્ષાયક, ક્ષયોપશમ, ઉપશમ એ ત્રણમાથી કોઇ ભાવમા પ્રવર્તે

**૪. નિશ્ચય સમકિત** આત્મા પોતેજ સમકિત છે. જ્ઞાન-દર્શન–તત્વમા નિશ્ચયપણુ–સમભાવ–આત્મિક–સુખ અને પરિમિત વીર્ય એ આત્માના શુદ્ધ ગુણ છે એજ આત્માની ઋદ્ધિ છે, તે સિવાય કોઇ પુદ્ગલીક વસ્તુ કર્મ કે કર્મજન્ય ( નો કર્મ ) અથવા કોઇપણ અન્ય દ્રવ્ય આત્માનું નથી એટલે સ્વઋદ્ધિમા એકત્વ અને પર દ્રવ્યમા ભેદ જ્ઞાન, ભેદજ્ઞાનથી સ્વપરનો ભેદ કરી પરદ્રવ્યમાથી સ્વદ્રવ્યને તારવીને આત્મા પોતાની ઋદ્ધિ–ગુણોમા **એકત્વ ભાવે લીન થાય તે નિશ્ચય સમકિત.** અહિ આત્મા પોતાને જાણે છે, શ્રુતજ્ઞાનથી સ્વરૂપે દેખે છે, અનુભવે છે આત્માને ઓળખવાની રીત – મન અને ઇંદ્રિયોનો વ્યાપાર બંધ કરો, ત્યારે શરીરમા શરીરથી કોઇ જુદી જ પ્રકારની સત્તાનો અનુભવ થશે.

આ આભાસ છદ્મસ્થને આત્મ દર્શન તે નિશ્ચયથી દર્શન, તે સત્તામા ઉપયોગ લગાવો તો માલુમ પડશે કે આ સત્તા છે તે જાણવાનુ કામ કરે છે માટે જ્ઞાન છે, જ્ઞાન આત્માનુ સ્વરૂપ છે, અરૂપી આકાશ માફક શરીરસ્થ આ આત્માના અસંખ્ય પ્રદેશનુ મનથી સ્વરૂપ વિચારો તો માલુમ પડશે કે સુખ તેમાથી જ પ્રગટ થાય છે, જ્ઞાન અને દર્શન પણ તેમાથી જ પ્રગટ થાય છે, આ છે છદ્મસ્થનુ નિશ્ચયજ્ઞાન ત્યાર બાદ તમે **જ્ઞાન–દર્શન–સુખનું આત્મામા એકત્વ છે તે અનુભવો** અને શક્તિ મુજબ તેમાજ સ્થિર થાઓ, અથવા સિદ્ધના ગુણોનુ અનુકરણ કરો આ છે આત્મરમણતા તે નિશ્ચય ચારિત્ર આવા ધ્યાનથી ભાવની તારતમ્યતા પ્રમાણે ૭ પ્રકૃતિનો ઉપશમ, ક્ષય, ક્ષયોપશમન થાય છે તેથી તિવ્ર શુદ્ધ ભાવોમાં રહેવુ તે પણ નિશ્ચય સમકિત ગણાય છે કોઇ ક્ષાયક સમકિતને નિશ્ચય સમકિત ગણે છે

| | | | | |
|---|---|---|---|---|
| ૧૭ ઇંદ્રિય | ૫ | ૫ | ૫ | ૫, ૪, ૩, ૨ |
| ૧૮ કાય | ત્રસ | ત્રસ | ત્રસ | ત્રસ |
| ૧૯ યોગ ૧૫ માંથી | ૧ ૧૨ ૧૩ આહારક બીક વર્જીને | ૧૫ | ૧૫ | આહારક બીક વર્જીને ૧૩ |
| ૨૦ વેદ | ૩ | ૩ | ૩ | ૩ |
| ૨૧ કષાય ૨૫ માંથી | ૨૧ અનંતાનુબંધી ૪ વર્જીને | ૨૧ | ૨૧ | ૨૫ |
| ૨૨ જ્ઞાન | ૪ | ૪ | ૫ | ૩ |
| ૨૩ અજ્ઞાન | | | | |
| ૨૪ સંયમ | ૪ પરિહાર વિશુદ્ધ વર્જીને | ૩ સૂક્ષ્મ સંપરાય અને યથાખ્યાત વર્જીને | ૫ | |
| ૨૫ દર્શન | ૩ | ૩ | ૪ | ૩ |
| ૨૬ લેશ્યા | ૬ | ૬ | ૬ | ૬ |
| ૨૭ ભવ્યઅભવ્ય | ભવ્ય | ભવ્ય | ભવ્ય | ભવ્ય |
| ૨૮ સંજ્ઞી અસંજ્ઞી | ૧ સંજ્ઞી | ૧ | ૧ | ૨ સંજ્ઞી,અસંજ્ઞી |
| ૨૯ આહારી અણાહારી | ૧ | ૨ | ૨ | ૨ |
| ૩૦ ગુણસ્થાન | ૮ (૪ થી ૧૧) | ૪ (૪ થી ૭) | ૧૧ (૪ થી ૧૪) | ૧ ફક્ત ચોથું |
| ૩૧ ધ્યાન ૧૬માંથી | ૧૩ (શુક્લ ધ્યાનના ત્રણ ભેદ વર્જીને) | શુક્લ ધ્યાનના ૪ વર્જીને ૧૨ | ૧૬ | ૮ અશુભ |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૨ સંઘયણ | ૬ | ૬ | ૧, (૬ મતાંતરે) | ૬ |
| ૩૩ સંસ્થાન | ૬ | ૬ | ૬ | ૬ |
| ૩૪ સમુદ્‌ઘાત | ૨ વેદના અને મરણ | કેવળી સમુદ્‌ઘાત સિવાયની ૭ | ૭ | ૩ (વેદના, મરણ કષાય) |
| ૩૫ સ્થિતિ | જ ઉ અંતર્મુહુર્ત | જ અંતર્મુહુર્ત ઉ. ૩ પૂર્વ ક્રોડ-વર્ષ સાધિક ૬૬ સાગરોપમ | સાદિ અનંત | જ ૧ સમય ઉ ૬ આવલિકા અને ૭ સમય |
| ૩૬ યોનિ | પંચેન્દ્રી સંબંધી ૨૬ લાખ | ૨૬ લાખ | ૨૬ લાખ | ૩૨ લાખ (એકેન્દ્રીનીયો-ની વર્જીને) |
| ૩૭ કેટલીવાર આવે એક ભવમાં<br>સર્વ સંસારમાં | જ ૧ ઉ ૨<br>જ ૧ ઉ ૫ | અસંખ્યવાર<br>અસંખ્યવાર | ૧ વાર<br>૧ વાર | જ. ૧ ઉ ૨<br>જ. ૧ ઉ ૫ |
| ૩૮ સમકિતી મિથ્યાત્વી | સમકિતી | સમકિતી | સમકિતી | સમકિત |
| ૩૯ સાધન દર્શન સપ્તક ગખવા માટે ભાવ | ઉપશમ ભાવ શુદ્ધતર | ક્ષયોપશમ ભાવ શુદ્ધ | ક્ષાયક ભાવ શુદ્ધતમ | સાધન ભ્રષ્ટ અશુદ્ધ ભાવ |
| ૪૦ માર્ગણા | ક્ષયોપશમ અથવા સાસ્વાદન સમ–કિતમાં જાય | ઉપશમ અથવા વેદક સમકિતમાં જાય અથવા મિથ્યાત્વમાં જાય | માર્ગણા નથી | મિથ્યાત્વમાંજ જાય |



મિથ્યાત્વ પ્રત્યયીક સોળ.—

૩ નરક ત્રીક,

૪ અશુભ જાતિ,

૪ સ્થાવર ચતુષ્ક,

૧ હુંડ સંસ્થાન,

૧ સેવાર્ત સંઘયણ,

૧ આતાપ નામ

૧ નપુંસક વેદ,

૧ મિથ્યાત્વ મળી સોળનો બંધ મિથ્યાત્વમાં જ થાય,

અનંતાનુબંધી પ્રત્યયીક ૨૫—

૩ તિર્યંચ ત્રીક,

૩ સ્ત્યાનર્ધિ ત્રીક,

૩ દુર્ભગ ત્રીક,

૪ અનંતાનુબંધી કષાય,

૪ મધ્ય સંસ્થાન,

૪ મધ્ય સંઘયણ,

૧ ઉદ્યોતનામ,

૧ અશુભ વિહાય ગતિ,

૧ સ્ત્રીવેદ,

૧ નીચે ગોત્ર મળી ૨૫નો બંધ પહેલા બે ગુણ ઠાણેજ થાય.

મતાંતર—કેટલાક આચાર્ય શ્રીકૃષ્ણ અને દુપસહ આચાર્યને ક્ષાયક સમકિતી માને છે અને તેઓના ક્ષાયક સમકિતી તરીકે પાંચ ભવ ગણાવે છે. તત્વ કેવળીગમ્ય.

સાસ્વાદનવાળો, સાસ્વાદન સાથે નરકમાં જતો નથી.

વૈમાનીક દેવ થાય એટલે અપર્યાપ્ત અવસ્થામા વૈમાનિક દેવ તથા કર્મ ભૂમિનો મનુષ્ય જ ક્ષયોપશમ સમકિત વાળો હોય

જે જીવ ક્ષાયિક સમકિત આઠમે ગુણસ્થાને મેળવે છે તેને આઠમા ગુણસ્થાનનો પ્રથમ અંશિકભાગમા ક્ષયોપશમ સમકિત હોવાનો સંભવ છે તત્વ કેવળી ગમ્ય

# ધર્મની ઉત્પત્તિ

સમ્યગ્ દર્શનના વિષયમા અગાઉ જણાવેલ છે કે સર્વ મત મતાંતરોનો મૂળ આધાર વીતરાગની વાણી છે સર્વજ્ઞપણાને લઇને ભૂલ થતી નથી અને વીતરાગપણાને લઇને અસત્યનો એક પણ શબ્દ હોતો નથી ત્યારે જ શુદ્ધ તત્વનો પ્રકાશ થાય અને સર્વ સર્વજ્ઞના તત્વો એકસરખા શુદ્ધ જ હોય. અમુક ભગવાનના આવા તત્વો અને બીજાના જુદી જાતના તત્વો એમ કદી બને જ નહિ

સર્વજ્ઞ સિવાય કોઇ શુદ્ધ તત્વ પ્રકાશી ન શકે તે અનુભવથી જાણી શકાય છે જેમકે કોઇ માણસ જન્મે ત્યારે તેને કઇ જ્ઞાન હોતુ નથી. ત્યારબાદ મોટો થતો જાય અને અભ્યાસ કરતો જાય તેમ ક્ષયોપશમ ભાવથી કઇ જ્ઞાન આવતુ જાય, આગળ જતા બહુ વિદ્વાન ગણાય તે પણ અભ્યાસથી જ થાય છે અને **ગમે તેટલો વિદ્વાન થાય તો પણ કંઇક ને કંઇક ભુલ કરતો રહે છે.** પણ જો તે સર્વજ્ઞની વાણી અનુસાર જ બોલે તો તેમા ભુલ આવવાનો સંભવ નથી.

મતિ અને શ્રુતજ્ઞાનના ક્ષયોપશમથી માણસ વિદ્વાન થતો જાય છે પણ ચાર ઘન ઘાતિ કર્મનો જે સર્વથા ક્ષય કરે તેજ સર્વજ્ઞ થાય પણ હાલ પાંચમા આરામા તે સંભવિત નથી.

સાર એટલો જ કે સર્વજ્ઞ સિવાય શુદ્ધ તત્વો કોઇ સ્વયમેવ પ્રકાશી શકે નહિ જે જૈનેતર મતમતાંતરો ઉત્પન્ન થાય છે તેનો મૂળ આધાર સર્વજ્ઞ ભગવાનની વાણી છે તે આવી રીતે ઉત્પન્ન થાય

(૧) કોઇ જૈન સાધુ સમકિત વમીને જિનમતથી ઓછી, અધિકી કે વિપરીત પ્રરૂપણા કરે.

(૨) કોઇ દેવતા પોતાના કોઇ અન્યાય પામેલા મિત્ર કે સહાયકની યશોકીર્તિ વધારવા તેને ભગવાન તરીકે જાહેર કરી પુજાવરાવે

(૩) કોઇ લબ્ધિધર કે પડવાઇ ચૌદ પૂર્વી મુનિ વૈક્રિય લબ્ધિ ફોરવે તે કાળાંતરે લોકસમાજથી ભગવાન તરીકે જાહેર થાય,

(૪) કોઇ સાધુનો અપવાદ માર્ગ ઉત્સર્ગ માર્ગ તરીકે જાહેર થાય,

(૫) કોઇ સાધુ માન માટે જુદો પડે ત્યારબાદ તેની પરંપરામા મિથ્યાશ્રુતની રચના થાય અને અભિગ્રહીક તથા અભિનિવેશિક મિથ્યાત્વોની ચલતી ફરતી પગપગ ચાલ્યા કરે તેમાથી અનેક ફાંટાઓ પડે તે બધા ૩૬૩ ભેદમા સમાઇ જાય

અનાર્ય ક્ષેત્રોમાં જે કંઇ સાર તત્ત્વ હોય છે તેનું કારણ દેશ પ્રદેશમાં આવેલા છે. હવે શાસ્ત્રના ધર્મોની ઉત્પત્તિ બતાવવામાં આવે છે.

અહિં ધર્મ શબ્દ ગ્રહણ કરેલ છે તે સાંસારિક વ્યવહાર ધર્મથી જુદો સમજવો અને નિક્ષેપાની બુદ્ધિથી સમજીને હેયનો ત્યાગ કરવો અને ઉપાદેય ધર્મને મોક્ષ બુદ્ધિએ ગ્રહણ કરવો. એટલા માટે ધર્મને ચારેય નિક્ષેપામાં અહિં મૂકેલ છે

૧ નામ ધર્મ:- કોઇ પણ ધર્મને નામ સંજ્ઞા આપી કે આ અમુક ધર્મ છે પણ જો તે મોક્ષમાર્ગથી વિપરીત હોય તો તે ધર્મ નથી પણ અધર્મ છે પણ મોક્ષમાર્ગ રૂપે જે ધર્મ છે તેને યથાયોગ્ય નામ સંજ્ઞા આપી હોય તે ધર્મ માનવા યોગ્ય છે

૨ સ્થાપના ધર્મ:- કોઇ પણ વસ્તુને ધર્મ તરીકે સ્થાપવામાં આવે તે નિરૂપણ હોવાથી ધર્મ નથી તેથી ત્યાગ કરવા યોગ્ય છે. પણ મોક્ષમાર્ગના બોધને લીપીમાં સ્થાપન કરવામાં આવે તો તેનું વાંચન માટે આલંબન લેવું

૩ દ્રવ્ય ધર્મ:- તેના બે ભેદ-

(૧) આગમથી દ્રવ્ય ધર્મ:- મોક્ષમાર્ગના શુદ્ધ શાસ્ત્રોને ઉપયોગ વગર ભણવા તેમજ ઉપયોગ વગર શુદ્ધ ધર્મની કરણી કરવી તે. આ ધર્મનો નિષેધ કરી શકાય નહિ કારણ કે છદ્મસ્થને ખબર પડતી નથી કે અમુક માણસ ઉપયોગ વગર ભણે કરે છે પરંતુ ઉપયોગ વગર ધર્મ કરવાથી મોક્ષ રૂપી ફળ મળતું નથી. પણ દ્રવ્ય કરણી કોઇ વખત ભાવનું નિમિત્ત બને છે

(૨) નો આગમથી દ્રવ્ય ધર્મ:- તેના ત્રણ ભેદ

(અ) જ્ઞ શરીર દ્રવ્ય ધર્મ-મોક્ષ માર્ગની ક્રિયામાં જન્મ ત્યાગ કર્યા હોય તેનું શરીર આ શરીરને ગુરુઓ ભાગીને ત્યાગ કરે

(બ) ભવ્ય શરીર દ્રવ્ય ધર્મ-ભવિષ્યમાં જે જીવ તેજ ભવમાં મોક્ષ માર્ગ રૂપી ધર્મ પામવાના છે તેનું શરીર આવા માણસોને ધર્મમાં ઉત્તેજન આપવું

(ક) શરીર વ્યતિરિક્ત નોઆગમથી દ્રવ્ય ધર્મ તેના ત્રણ ભેદ-

(૧) લૌકિક ધર્મ તે સાંસારિક વ્યવહાર રૂપે છે

(૨) લોકોત્તર ધર્મ પૌદ્ગલીક સુખો (સાંસારિક સુખો) માટે મોક્ષ માર્ગ રૂપી ધર્મની આરાધના કરવી તે. આ નિદાન અને વાસનાયુક્ત હોવાથી મોક્ષનું સાધન નથી માટે નિદાન તથા વાસનાનો ત્યાગ કરવો.

(૩) કુપ્રાવચન ધર્મ તે સર્વજ્ઞની વાણીથી વિપરીત તે મોક્ષ માર્ગમા લઇ જાય નહિ તેથી ત્યાગ કરવા યોગ્ય છે

૪ ભાવ ધર્મ—તેના બે ભેદ -

(૧) આગમપૂર્વક ભાવ ધર્મ તે ઉપયોગપૂર્વક મોક્ષમાર્ગના સર્વજ્ઞ પ્રણિત સૂત્રો ભણવા તથા ઉપયોગપૂર્વક મોક્ષ-કરણી કરવી તે આદરવા યોગ્ય છે

(૨) નો આગમપૂર્વક ભાવ ધર્મ તે સર્વજ્ઞ કે જેમા ધર્મનુ સપૂર્ણ શુદ્ધ સ્વરૂપ સ્વભાવિક રીતે વર્તે છે

(૩) નો આગમપૂર્વક ભાવ ધર્મમા પરિણતિ એટલે સમરસી ભાવ (સિદ્ધિસ્વરૂપ) મા વર્તમાનમા લીન થનાર જીવ, આ આદરવા યોગ્ય છે

આવી રીતે ધર્મ સબધી હેય અને ઉપાદેયનો વિવેક રાખવો

હવે ભારતમા ધર્મોની ઉત્પત્તિ કેવી રીતે થઇ તે જોઇએ બધા ધર્મોની ઉત્પત્તિનો મૂળ આધાર શ્રી ઋષભદેવજી સ્વામી પહેલા તીર્થંકરની વાણી છે તેની સાબીતી નીચેની હકીકતથી થઇ શકે છે

## જૈન ધર્મની ઉત્પત્તિ

જૈન એટલે જિન ભગવાન સર્વજ્ઞ વીતરાગે બતાવેલ ધર્મને મોક્ષના હેતુથી પાળનાર અને મોક્ષ માર્ગમા રહીને સર્વ કર્મોને નાશ કરવાનો અભ્યાસ કરનાર જીવ. આ શબ્દ વિશ્વ વ્યાપી છે, નાતની સ્વતત્ર માલીકીનો નથી ગઇ ઉત્સર્પિણીના છેલ્લા તિર્થંકરના નિર્વાણ પછી લગભગ ૧૮ કોડાકોડ સાગરે શ્રી ઋષભદેવ થયા તેઓએ દીક્ષા લઇ કેવળજ્ઞાન પ્રગટ કર્યું ત્યારે તીર્થંકર પદ પામ્યા ત્યારે મોક્ષ માર્ગની કરણી બતાવી એટલે સસાર સમુદ્રમાથી તરવા માટે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાના જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપના ભેદોના આચાર રૂપે સ્થાપના કરી એવી રીતે તેમણે ચાર તીર્થ સ્થાપ્યા અને તેઓ સર્વજ્ઞ જિન હોવાથી તેમના શાસનની આજ્ઞા પ્રમાણે ચાલનાર જૈન કહેવાય

**શ્રી ઋષભદેવ સ્વામીએ જૈન ધર્મ પ્રગટ કર્યો** તે પહેલા ભરતક્ષેત્રમાં કલ્પવૃક્ષો દ્વારા નિર્વાહ ચલાવનાર યુગલીયા હતા તેઓમા મોક્ષમાર્ગ ન હોવાથી તેઓ અણાભિગ્રહીક અથવા અણાભોગ મિથ્યાત્વવાળા કહેવાય જૈન ધર્મ અથવા મોક્ષ માર્ગ અનાદિ કાળથી ચાલ્યો આવે છે પણ કાળાતરે ભરત ઇરવત ક્ષેત્રમા હાનિ પામે છે ત્યા જ્યારે તીર્થંકર જન્મે ત્યારે ત્યા ફરી જૈન ધર્મ પ્રગટ કરે તેથી તીર્થંકરો જૈન ધર્મની આદિના કરનાર ગણાય છે

શ્રી ઋષભદેવ સ્વામીને થયાં લગભગ એક ક્રોડાક્રોડ સાગર એટલે અસંખ્યાતા વર્ષો થયાં તે પહેલાં ભારત ક્ષેત્રમાં ઘણા લાંબા કાળ સુધિ ધર્મ ન હતો એટલે તે અપેક્ષાએ આ ભરતક્ષેત્રમાં સૌથી પ્રથમ જૈન ધર્મની ઉત્પત્તિ થઇ

## તાપસમતની ઉત્પત્તિ

પહેલા તીર્થંકર શ્રી ઋષભદેવે જ્યારે દીક્ષા લીધી ત્યારે તેમની સાથે ઘણા રાજાઓએ પણ દીક્ષા લીધી હતી. તે વખતે યુગલિક વ્યવહારમાંથી તાજા જ કર્મભુમિના વ્યવહારમાં આવેલા હોવાથી લોકો સાધુને આહાર વહોરાવવાની વિધિ જાણતા નહોતા. તેમ જ સાધુને શું આપવું તે પણ જાણતા નહોતા. અને ભગવાન તીર્થંકર જ્યાં સુધી કેવળજ્ઞાન પ્રગટ ન કરે ત્યાં સુધી કંઇ પણ ઉપદેશ આપે નહિ. તેથી શ્રી ઋષભદેવજીને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું ત્યાં સુધી ઉપદેશ આપતા નહોતા.

તેટલા વખતમાં બીજા દીક્ષિત સાધુઓ મુંઝાવા લાગ્યા ત્યારે તેઓ જંગલમાં રહી સુકાં પાંદડાં અને પાકાં ફળ ખાવા લાગ્યા. આ પ્રમાણે તાપસ મતની ઉત્પત્તિ થઇ

જ્યારે શ્રી ઋષભદેવ સ્વામીને કેવળજ્ઞાન થયું ત્યારે કેટલાક ફરી દીક્ષા લઈ તેઓ તેમના શાસનમાં ભળી ગયા. અને જેઓ ન ભળ્યા તેઓ તાપસ રહી ગયા. તેમની પરંપરામાં જુદી જુદી રીતે અજ્ઞાન તપ દાખલ થયા. અને તાપસ મત ચાલ્યો. તેનાં પણ આગળ ત્યાં ઘણા ફાંટા પડ્યા. તેમાંના એક ફાંટામાં મચ્છંધર થયો.

## વેદ ધર્મની ઉત્પત્તિ

જ્યારે ભગવાન શ્રી ઋષભદેવજી સ્વામી પાસે, પોતાના સંસાર પક્ષના પુત્રો અને ભરત ચક્રવર્તીના ૯૮ ભાઇઓએ દીક્ષા લીધી ત્યારે મમત્વ બુદ્ધિથી ભરત ચક્રવર્તી ગાડીનાં મિષ્ટાન ભરી ત્યાં લઇ ગયા અને ભગવાનને પ્રાર્થના કરી કે મારા ભાઇઓને આહારની આજ્ઞા આપો. ત્યારે ભગવાને કહ્યું કે સામે લાવેલ આહારને સાધુથી ખવાય નહિ ત્યારે તે મિષ્ટાન કોને ખવરાવવું તેની ભરતજીને ચિંતા થઇ ત્યારે ઇન્દ્રે કહ્યું કે તમારાથી ગુણમાં અધિક હોય તેને આપો. ત્યારે ભરતજીએ પાંચમાં ગુણસ્થાન વર્તી શ્રાવકોને તે અન્ન આપ્યું અને કહ્યું કે—

જેની ઇચ્છા હોય તેઓ હમેશાં મારા મહેલોની ભોજનશાળામાં આવો, વસ્ત્ર, ભોજન વગેરેની સગવડ થશે. તમે ધર્મધ્યાન કરતાં રહો અને "જીતો ભગવાન વર્ધતિ ભય તસ્માન્માહન માહનતિ એવો શબ્દ ઉચ્ચારણ કરતા રહો.

ઘણા શ્રાવકોએ એ બધું કબુલ કર્યું અને બ્રહ્મચર્ય પાળવા લાગ્યા. તેમના શબ્દોના ઉચ્ચારથી ભરતજી વારંવાર વૈરાગી બની જતા અને માહન શબ્દ બોલ્યા કરતા હોવાથી લોકો તેમને બ્રાહ્મણ કહેવા લાગ્યા.

**બ્રાહ્મણની ઉત્પતિ થઇ.**

ભરતજી તરફથી સીધું ભોજન મળવાથી વૈરાગ્ય વગરના પણ શ્રાવકો થઇ લાભ લેવા મડ્યા ત્યારે નિર્જીવ જગ્યા પર જનારાઓની અહિંસા ભાવથી તેમની પરીક્ષા કરીને ભ; કાગણી રત્નથી કપાલ પર ત્રણ લીટા કાઢ્યા, આવી રીતે **બ્રાહ્મણોના તિલકની** થઇ અને તેમના અભ્યાસ માટે ભગવાન શ્રી રૂષભદેવજીના વચન અનુસાર શ્રાવ' સ્તુતિયુક્ત **ચાર વેદની રચના** કરી. તેના નામઃ-

૧ સમ્યગ્ દર્શન વેદ.

૨ સસ્થાપન પરામર્શન વેદ.

૩ તત્વબોધ વેદ

૪ વિદ્યા પ્રબોધ વેદ

આવી રીતે **ચાર વેદની** ઉત્પતિ થઇ

નવમા શ્રી સુવિધિનાથ તીર્થંકર ભગવાન સુધી (આજથી પૂર્વે ૧૦ ક્રા. આ ચારે વેદ પરંપરાથી એવાજ સ્વરૂપે ચાલ્યા પણ હુંડા અવસર્પિણીના પ્રભાવથી ... નિર્વાણ પછી કેટલેક કાળે ચારે તીર્થનો વીચ્છેદ થયો એટલે કે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવીકાનો ખરો આચાર રહ્યો નહી. બ્રાહ્મણો પણ શ્રાવકપણું ન પાળી શકવાથી તેઓએ એ **ચારે વેદોના નામ ફેરવી નાખ્યા અને રૂગવેદ, યજુર્વેદ, શામવેદ, અને અથર્વવેદ** એવા નામ પાડયા અને વેદોના શબ્દોમા કંઇક ફેરફાર કર્યો અને પોતાને કમાઇ ખાવાનુ મળે એવી રીતે વેદોના અર્થ ફર્યા આગળ જતા, તપરૂપી યજ્ઞને બદલે આરંભવાળા યજ્ઞની સ્થાપના કરી અને તેમાં જુના શાલી ધાન્ય કે જે વાવવાથી ફરી ઉગી શકે નહી તેથી અજ એવા ધાન્યનો યજ્ઞમા હોમ કરવા લાગ્યા

ત્યારબાદ ઘણા કાળે શુક્તિમતી નગરીમા ક્ષીર કદમ્બકાચાર્ય થયા તેને પોતાનો પુત્ર પર્વત, રાજપુત્ર વસુ અને નારદ શિષ્ય હતા તેમાના બે જણા નરકે જવાના છે એમ આચાર્યે, આકાશમા જતા જવા ચારણ મુનિ બીજા તેવા જ મુનિની સાથે વાત કરતા, અચાનક સાભળ્યુ, આચાર્યે ને ત્રણુ શિષ્યોની લોટના બનાવેલા કુકડાથી પરીક્ષા કરી, કોઇ ન જુએ ત્યા મારી નાખવા કહ્યુ ત્યારે નારદે તે કુકડાને માર્યું નહિ અને પોતાના પુત્રે તથા વસુએ મારી નાખવાથી તેમને નરકાગામી માની, વૈરાગ્ય પામી દીક્ષા લીધી એટલે પર્વતે તેનુ કામ સંભાળ્યુ

એકવાર વાચના દેતા પર્વતે યજ્ઞમા નાખવાના ધાન્યને બદલે અજનો અર્થ બકરી કર્યો અને **અજા મેઘ યજ્ઞની સ્થાપના** કરી ત્યારે નારદે કહ્યુ કે તેનો અર્થ જુની શાલી થાય છે ત્યારે વસુ રાજા થઇ ગયેલ તેણે પર્વતનો પક્ષ ખેચી જુઠો અર્થ કર્યો એટલે સ્ફટીક શિલાના

## બ્રાહ્મણની ઉત્પતિ થઇ.

ભરતજી તરફથી સીધુ ભોજન મળવાથી વૈરાગ્ય વગરના પણ શ્રાવકો થઇ લાભ લેવા મડ્યા ત્યારે નિર્જીવ જગ્યા પર જનારાઓની અહિંસા ભાવથી તેમની પરીક્ષા કરીને ભરતજીએ કાગણી રત્નથી કપાલ પર ત્રણ લીટા કાઢયા, આવી રીતે **બ્રાહ્મણોના તિલકની ઉત્પતિ** થઇ અને તેમના અભ્યાસ માટે ભગવાન શ્રી રૂષભદેવજીના વચન અનુસાર શ્રાવકના આચાર અને સ્તુતિયુકત **ચાર વેદની રચના** કરી. તેના નામઃ-

૧ સંસાર દર્શન વેદ

૨ સંસ્થાપન પરામર્શન વેદ

૩ તત્વબોધ વેદ

૪ વિદ્યા પ્રબોધ વેદ

આવી રીતે **ચાર વેદની ઉત્પતિ** થઇ

નવમા શ્રી સુવિધિનાથ તીર્થંકર ભગવાન સુધી (આજથી પૂર્વે ૧૦ ક્રોડ સાગરની અંદર) આ ચારે વેદ પરંપરાથી એવાજ સ્વરૂપે ચાલ્યા પણ હુંડા અવસર્પિણીના પ્રભાવથી તેમના નિર્વાણ પછી કેટલેક કાળે ચારે તીર્થનો વીચ્છેદ થયો એટલે કે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવીકાનો ખરો આચાર રહ્યો નહી બ્રાહ્મણો પણ શ્રાવકપણુ ન પાળી શકવાથી તેઓએ એ **ચારે વેદોના નામ ફેરવી નાખ્યા અને રૂગવેદ, યજુર્વેદ, શામવેદ, અને અથર્વવેદ** એવા નામ પાડ્યા અને વેદોના શબ્દોમા કઇક ફેરફાર કર્યા અને પોતાને કમાઇ ખાવાનુ મળે એવી રીતે વેદોના અર્થ કર્યા આગળ જતા, તપરૂપી યજ્ઞને બદલે અગ્નિવાળા યજ્ઞની સ્થાપના કરી અને તેમાં જુના શાલી ધાન્ય કે જે વાવવાથી ફરી ઉગી શકે નહી તેથી અજ એવા ધાન્યનો યજ્ઞમા હોમ કરવા લાગ્યા

ત્યારબાદ ઘણા કાળે સુક્તિમતી નગરીમા ક્ષીર કદંબકાચાર્ય થયા તેને પોતાનો પુત્ર પર્વત, રાજપુત્ર વસુ અને નારદ શિષ્ય હતા તેમાના બે જણા નરકે જવાના છે એમ આચાર્યે, આકાશમા જતા જતા ચારણ મુનિ બીજા તેવા જ મુનિની સાથે વાત કરતા, અચાનક સાભળ્યુ. આચાર્યે તે ત્રણ શિષ્યોની લોટના બનાવેલા કુકડાથી પરીક્ષા કરી, કોઇ ન જુએ ત્યા મારી નાખવા કહ્યુ ત્યારે નારદે તે કુકડાને માર્યુ નહિ અને પોતાના પુત્રે તથા વસુએ મારી નાખવાથી તેમને નરકગામી માની, વૈરાગ્ય પામી દીક્ષા લીધી એટલે પર્વતે તેનુ કામ સભાળ્યુ.

એકવાર વાચના દેતા પર્વતે યજ્ઞમા નાખવાના ધાન્યને બદલે અજનો અર્થ બકરી કર્યો અને **અજા મેઘ યજ્ઞની સ્થાપના** કરી ત્યારે નારદે કહ્યુ કે તેનો અર્થ જુની શાલી ધાન છે ત્યારે વસુ રાજા થઇ ગયેલ તેણે પર્વતનો પક્ષ ખેચી જુઠો અર્થ કર્યો એટલે સ્ફટીક સિંહાસન

સાધુને જિનાજ્ઞા રૂપે છત્ર છે મારે તે નથી તેથી તેણે લાકડાની છત્રી રાખી અને પાચમહાવ્રતોને બદલે અણુવ્રત રાખીને જ્યા જાય ત્યા ભગવાન ઋષભદેવના સમોસરણની બહાર રહેવા લાગ્યો

આવી રીતે તેણે **ત્રિદંડી વેશની સ્થાપના** કરી પણ જેને દીક્ષા લેવી હોય તેને ભગવાન પાસે મોકલતો.

એક વાર તે માંદો પડ્યો તેની સેવા ચાકરી કોઈ સાધુ કરી શકે નહિ તેથી તેણે એક શિષ્યની ઇચ્છા કરી ત્યા તેની પાસે કપિલ નામનો માણસ આવ્યો તે તેનો શિષ્ય બન્યો મરીચી મરીને પાચમા દેવલોકમા ગયો કપિલને આસુરી નામનો શિષ્ય થયો

કપિલ પણ મરીને પાચમે દેવલોકે ગયો ત્યાથી અવધિ દર્શનથી જાણ્યુ કે આસુરી અજ્ઞ છે તેથી તેની પાસે જઇ "ષષ્ટિ તંત્ર શાસ્ત્ર"ની રચના કરાવી, તેમા અવ્યક્તમાથી વ્યક્ત, પ્રકૃતિમાથી માન, માનમાંથી અહંકાર, અહંકારમાથી ગણષોડસ, ગણષોડસમાથી પંચ તન્માત્ર, પંચ તન્માત્રમાથી પંચભૂત ઉત્પન્ન થાય એવી રચના કરી. આવી રીતે **સાંખ્ય મતના શાસ્ત્રની ઉત્પત્તિ** તે પણ જૈન સાધુપણુ ગ્રહણ કરીને છોડી દેનાર મરીચીના નિમિત્તથી ત્રિદંડી વેશ અને સાખ્ય મતની ઉત્પતિ થઇ

**વૈષ્ણવ ધર્મની ઉત્પત્તિ—**

દ્વારિકા નગરી દ્વૈપાયન દેવે બાળી ત્યાર બાદ જગલમા જરાસંધનુ બાણ શ્રીકૃષ્ણ વાસુદેવને લાગ્યુ પછી કાળ કરી ત્રીજી નરકે ગયા, પછી બળભદ્રે દીક્ષા લીધી અને કાળ કરી પાચમે દેવલોકે દેવ થયા ત્યારબાદ લગભગ ૮૦ હજાર વર્ષે તેણે અવધી દર્શનનો ઉપયોગ મુકી જોયુ તો માલુમ પડ્યુ કે તેમના ભાઇ શ્રી કૃષ્ણ ત્રીજી નરકે ગયા છે ત્યા તે બળભદ્ર દેવ ગયા અને નારકી થયેલ કૃષ્ણને લઇ જવા માડ્યા પણ નારકીનુ શરીર પારાની માફક વિખરાઇ જાય અને પાછુ ભેગુ થઇ જાય તેથી તે લઇ શક્યા નહિ

ત્યારે કૃષ્ણે કહ્યુ કે નરકના દુ ખ કરતા અપકીર્તિ વધારે ખટકે છે માટે આપણા દુશ્મનો છે ત્યા જઇને આપણા બન્નેના રૂપોની વિકુર્વણા કરીને જાહેર કરો કે અમો તો ભગવાન છીએ, દ્વારકા દહન અમારી લીલા હતી, અમારી કીર્તિ ફેલાવીને પુજશે તેને સહાય કરશુ વગેરે બળભદ્રે તેમ કર્યુ ત્યારથી વૈષ્ણવ ધર્મની વાસુદેવ અને ભગવાન માનવાની શ્રદ્ધા ચાલી, તેને આજથી લગભગ ૫ હજાર વર્ષ થયા આગળ જતા વૈષ્ણવ ધર્મમાથી અનેક ફાટા નીકળ્યા

**શિવ લિંગની પૂજાની ઉત્પત્તિ—**

ચેડા રાજાની એક પુત્રી બાળ બ્રહ્મચારી સુજ્યેષ્ટાએ દીક્ષા લીધી અને ગોરાણીની આજ્ઞાની ઉપેક્ષા કરીને જગલમા સૂર્યના તડકામા ઉભા ઉભા તપશ્ચર્યા કરવા માડ્યા તે વખતે એક વિદ્યાધરનુ વિમાન સ્થભિત થવાથી તેણે જોયુ કે અહિ એક સાધ્વી તપ કરે છે તેને અત્યારે એક ઉત્તમ

તેણે એક મરેલું માછલું પાણીમા તરતું જોયુ વિચાર્યું કે આ જીવ વગરનું માછલું ખાવાથી પાપ કેવી રીતે થાય? તેણે તપ કરવો છોડીને જૈન સાધુમાથી ઓળખાણ પડાવવા માટે લાલ ભગવા લુગડા ધારણ કર્યા અને સહેલો ધર્મ શીખવવા માડયો તેના નામ ઉપરથી બુદ્ધ ધર્મ પડયો

આની રીતે મુખ્ય જૈનેતર મતો સીધી કે આડકતરી રીતે જૈનોના નિમિત્તે ઉત્પન્ન થાય છે તેમાના કોઇ વ્યાપન દર્શનવાળા નિહ્નવ હોય કે કોઇ ચારિત્ર ભ્રષ્ટ હોય કે કોઇને યશોકીર્તિની ઇચ્છા હોય કે કોઇને બીજુ કઇક નિમિત્ત મળી આવે. જૈનેતર મતોમાથી ત્યાર બાદ સ્વતંત્ર રીતે અનેક કુપ્રાવચન મિથ્યાત્વની રીતે મત મતાતર ઉત્પન્ન થયા છે તે સર્વે ૩૬૩ ભેદમા સમાઇ જાય છે અને અભિગ્રહિક અને અભિનિવેશિક મિથ્યાત્વ રૂપે ચાલે છે

# આત્મભાવ

સમ્યગ્ દર્શન દરેક ધર્મક્રિયાનો આત્મભાવ બતાવે છે, સૂત્રમા પણ સયમ તપથી આત્મભાવે રહેવાનુ ફરમાન છે તેથી અહિ મુખ્ય ક્રિયાઓની સાથે ભાવનો શું સબધ છે અને આત્મભાવમાં કેવી રીતે જવાય છે તે બતાવ્યુ છે અહિ જે ક્રિયાનુ સ્વરૂપ બતાવ્યુ છે તદ્દન સક્ષેપમા છે તેમજ સાધુ અને શ્રાવકના આચારનો ક્રિયાભેદ બતાવ્યો નથી કારણ કે મુખ્ય હેતુ આત્મભાવ બતાવવાનો છે આત્મભાવ તે ધ્યેય છે, સાધ્ય છે, હેતુ છે, ઉપાદેય છે, આત્માનુ શુદ્ધ સ્વરૂપ છે, સિદ્ધ સ્વરૂપ છે તેમા પહોંચાડનાર ભાવ ધ્યાન રૂપે છે, સાધન રૂપે છે, નિમિત્ત રૂપે છે, કારણ રૂપે છે, પણ કારણમાં કાર્યનો ઉચ્ચાર કરવાથી તેમ જ અશુદ્ધમાથી સ્વયમેવ શુદ્ધ સ્વરૂપમા જવાનુ હોવાથી તે પણ આત્મભાવ અને ક્ષયોપશમ ઉપશમ કે ક્ષાયક ભાવમા અતર્ગત થાય છે

| | | દ્રવ્યથી | ભાવથી | આત્મભાવ |
|---|---|---|---|---|
| ૧ | અહિસા | કોઈ જીવને હણવો નહિ યતનાથી રક્ષણ કરવુ | અરૂપી ચૈતન્યત્વથી સર્વ જીવ સરખા છે, માટે સર્વ જીવોમા રાગદ્વેષનો અભાવ રૂપી સમભાવ રાખવો. | આત્મા અશરીરી અને અક્રિય છે તેમજ અનવગાહનાથી બાવા નહિ પહોચાડનાર હોવાથી અહિસા સ્વરૂપ છે તેમા લીન થાઓ |
| ૨ | સત્ય | પ્રિય, મિત, પથ્ય કલ્યાણકારી ભાષા બોલવી | સ્વ પરના મોક્ષના હેતુથી જ બોલવુ છ દ્રવ્ય અને નવ તત્વના યથાર્થ જિનોક્ત સત્ય | આત્માનુ સર્વથા શુદ્ધ સ્વ-રૂપ તેજ યથાર્થ સત્ય સ્વરૂપ છે તે અકર્મક આત્મા |

| | | દ્રવ્યથી | ભાવથી | આત્મભાવ |
|---|---|---|---|---|
| ૮ | અનર્થ દંડ ત્યાગ | વચન, કાયા અને ઇંદ્રિયો પર અંકુશ, અધિકરણ ત્યાગ | આર્તધ્યાન રૌદ્રધ્યાનનો ત્યાગ, ધર્મધ્યાન ધ્યાવવુ | આત્માકારે પરિણમવુ |
| ૯ | સામાયિક છેદોપસ્થાપનીય ચારિત્ર | પાચ મહાવ્રતનુ પાલન અહિ શ્રાવકનુ ઇત્વરીક સામાયિક વ્રત લઇ લેવુ | જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્યનુ એકત્વગુ ૬ થી ૯ | આત્માના જ્ઞાનાનદ સ્વરૂપ અને શાત (સમતા) રસમા લીન થવુ |
| ૧૦ | પોષધવ્રત | ચાર આહાર, સર્વ દ્રવ્ય હિસા તથા સુશ્રુષાનો ત્યાગ | આત્માના જ્ઞાન, દર્શન અને ચારિત્રની વૃદ્ધિ, આત્માની શુદ્ધિ | જ્ઞાનાનદ સ્વરૂપમા લીન થવુ |
| ૧૧ | અતિથી સવિભાગ વ્રત | સુપાત્ર દાન | સયમ, નિર્જરા અને મોક્ષનો હેતુ | કર્મ અગ્રહણ રૂપે આત્મા સવર સ્વરૂપ છે તેમા લીન થવુ |
| ૧૨ | ઇર્યા સમિતિ | જમીન ઉપર જીવ જોઇ તેનુ રક્ષણ કરતા ચાલવુ | જીવને જ્ઞાનથી આત્મવત જાણવા, દર્શનથી દેખવા, ચારિત્રથી યતના કરવી, નિર્જરાનો હેતુ સ્વપરના સવર નિર્જરાનો હેતુ | નિજ આત્માના ગુણો જોવા |
| ૧૩ | ભાષા સમિતિ | ઉપદેસ તથા સવર નિર્જરાના વ્યવહાર માટે ભાષા પ્રયોગ | આત્માના ગુણોને ભાષામા મૂકવા | આત્માના ગુણોમા અભાષક સ્વરૂપે લીન થવુ |
| ૧૪ | એષણા સમિતિ | નિર્દોષ રીતે અચેત આહાર પાણી વસ્ત્ર પાત્ર સ્થાન માટે ગવેષણા | દોષોનો ત્યાગ, જીવનુ રક્ષણ, મમત્વ ત્યાગ | અનાત્મ ભાવનો ત્યાગ અને આત્મ ભાવમા લીન. |
| ૧૫ | આયાણ ભડમત નિખેવણા સમિતિ | વસ્ત્ર પાત્ર આદિ ઉપકરણોને યતનાથી લેવા મુકવા | છકાય જીવની રક્ષા, વસ્તુ ઉપરથી મમત્વ ઉઠાવી લેવુ | કર્મ વિપાકમા સમભાવ રાખવો શાત રસમા લીન રહેવુ |

| | | દ્રવ્યથી | ભાવથી | આત્મભાવ |
|---|---|---|---|---|
| | | | ઇંદ્રિયો પુદ્ગળ સ્કંધો છે તેના વિષયની વસ્તુઓ પણ પુદ્ગળ સ્કંધો છે પુદ્ગળોના પરસ્પર આકર્ષણ દૂરીગમનમા આત્માએ ભાગ ન લેવો પુગદ્ળો પોતાના પર્યાયોમા રહે છે આત્માએ પણ નિજ શુદ્ધ પર્યાયમા રહેવુ જોઇએ. | |
| ૨૪ | રસપરિત્યાગ | નિરસ આહાર લેવો | રસ છે તે પુદ્ગળ સ્કંધોનો ગુણ છે તે ગુણમા આત્માએ પરિણતિ ન કરવી પણ પોતાના ગુણોમા પરિણતિ કરવી | આત્માના શાંત સમતા રસમા લીન રહેવુ |
| ૨૫ | કાય કલેશ | સ્થિર આસન, લોચ વગેરે | શરીર આત્માથી ભિન્ન છે, આત્માને શરીર ભાવમાથી તારવવાનો અભ્યાસ કરવો જોઇએ | નિજ આત્મપ્રદેશોનો સ્કંધ રૂપી અસ્તિકાય રૂપ ચૈતન્ય સ્વરૂપમા લીન રહેવુ |
| ૨૬ | વિનય | વચનમા નરમાશ કાયાથી વિનયપૂર્વક વર્તન. | ભાવની કોમળતા, ગુણ આકર્ષણનો હેતુ ભાવ. | વિશુદ્ધ સ્વરૂપમા આત્માને દોરીને તેમાં સ્થિર કરવો |
| ૨૭ | વૈયાવચ્ચ | ગુણાધિક મોટેરા જ્ઞાન } ની યોગ્ય સેવા | નિર્જરાનો હેતુ | આત્માની સેવા, તે સ્વ અહિંસા સ્વરૂપ આત્મામાં રમણતા |
| ૨૮ | પ્રાયશ્ચિત | ૧૦ પ્રકારના પ્રાયશ્ચિતથી વિશુદ્ધિ | દોષોનો ત્યાગ, અનાત્મ ભાવોનો ત્યાગ. | શુદ્ધ આત્મ સ્વરૂપ તરફ સ્થાપના |
| ૨૯ | સજ્ઝાય | સૂત્રોની વાયણા, પુચ્છણા પરિયટ્ટણા, ધમ્મકહા, અનુપ્રેક્ષા | ક્ષયોપશમ, ઉપશમ કે ક્ષાયક ભાવે આત્માના ગુણો જ્ઞાન, દર્શન, ચારિત્ર | આત્માના ગુણોમા રમણતા |

| | | દ્રવ્યથી | ભાવથી | આત્મભાવ |
|---|---|---|---|---|
| | | | તપ, વીર્યની વિશુદ્ધિ | |
| ૩ | ધ્યાન | મનની એકાગ્રતા. | ધર્મધ્યાન, શુક્લધ્યાન | સમરસી ભાવમાં લીન. |
| ૩૧ | કાયોત્સર્ગ | એક આસને કાયાની સ્થિરતા. | મિથ્યાત્વ, અવિરતિ પ્રમાદ, કષાયનો ત્યાગ. | આત્મપ્રદેશો અને આત્મગુણોમાં સ્થિરતા. |
| ૩૨ | નિઃશંકિત | જિન વચનમાં શંકા કરવી નહિ. | નિજ શુદ્ધ આત્મ સત્તામાં શંકા કરવી નહિ—નિજ જ્ઞાન, દર્શન, ચારિત્ર સ્વરૂપમાં નિઃશંક રહેવું | આત્મીક ગુણોનો નિઃશંકપણે અનુભવ કરવો |
| ૩૩ | નિઃકાંક્ષિત | મિથ્યાત્વ ભાવની ઇચ્છા રાખવી નહિ | પૌદ્ગલીક ભાવોમાં મમત્વ રાખવું નહિ આત્મિક ભાવો સિવાયના ભાવોની ઇચ્છા ન રાખવી. | નિજ સ્વરૂપમાં જ લીન રહેવું. કેવળજ્ઞાન, કેવળ દર્શન અને આત્મિક સુખમાં જ ધ્યાન રાખવું |
| ૩૪ | નિર્વિતિગિચ્છા | કરણીના ફળનો સંદેહ રાખવો નહિ. | નિજ આત્મ સ્વરૂપ અને આત્મ શક્તિમાં નિઃસંદેહ રહેવું | આત્મ તત્ત્વમાં લીન થવું |
| ૩૫ | અમૂઢ દૃષ્ટિ | મિથ્યા આડંબરથી મુંઝાવું નહિ. | જ્ઞાનથી મોહ દૂર કરવો. | આત્મભાવમાં ઉપયોગ રાખવો. |
| ૩૬ | ઉપગૂહ | સાધર્મીના દોષ પ્રગટ કરવા નહિ તેમની પ્રશંસા કરવી. | પોતાના દોષો અંતર આત્મથી જોઈને દૂર કરવા. આત્મ પ્રશંસા કરવી નહિ | આત્મિક ગુણોમાં ઉપયોગની સ્થાપના કરવી. |
| ૩૭ | સ્થિરીકરણ | પડતાઓને સમજાવીને ઠેકાણે લાવવા. | સ્વાત્મને સ્વરૂપમાં સ્થાપન કરવા. | આત્મ અનુભવમાં સ્થિરતા કરવી. |
| ૩૮ | વાત્સલ્ય | સ્વધર્મી તરફ પ્રીત બુદ્ધિ રાખવી. | સ્વપરમાં આત્મકલ્યાણનો ભાવ રાખવો. | નિજ આત્મ તત્ત્વમાં રક્ત રહેવું, જ્ઞાનાનંદમાં લીન રહેવું |
| ૩૯ | પ્રભાવના | જૈન શાસનની વૃદ્ધિ કરવી. | સ્વપરમાં જ્ઞાન, દર્શન ચારિત્રની વૃદ્ધિ કરવી. | આત્મ અનુભવમાં ઉંડા ઉંડા ઉતરતા જવું |

| | | દ્રવ્યથી | ભાવથી | આત્મભાવ |
|---|---|---|---|---|
| ૪૦ | કાળે કાળે સમાયરે | અશુચિ અને અસ-જ્ઝાય ટાળીને જે વખતે જે કાર્ય કર-વાનુ હોય તે જ વખતે તે કાર્ય કરવુ | ઉપયોગ ગણીને કાર્ય કરવુ. | આત્મ દૃષ્ટિ રાખવી |
| ૪૧ | સત્રજ્ઞાન | શુદ્ધ સૂત્ર બોલવામા ઉપયોગ રાખવો | શાસ્ત્રના અર્થ જાણવા અને વિચારવા રહસ્ય શોધવુ | શુદ્ધ ગુણો આત્મભાવે પરિણમાવવા |
| ૪૨ | ક્ષમા (ખ ત્તિ) | ક્રોધ ન કરવો ક્રોધ મોહનીય કર્મની પ્રકૃતિ તે અનાત્મક પુદ્ગળ દ્રવ્ય હોય છે | સર્વ જીવોમા અરૂપી ચૈતન્યત્વથી સમભાવ, સર્વ દ્રવ્ય (જીવાજીવ)મા દ્રવ્યત્વ (ઉત્પાદ, વ્યય ધ્રુવરૂપ)થી સમભાવ (જીવ અજીવ ઉપર રાગદ્વેષનો અભાવ.) | નિજ આત્માના શાંત રસમા લીન થવુ, સમરસી ભાવમા લીન થવુ. |
| ૪૩ | મુત્તિ અકિંચન લવવે | નવ બાહ્ય પરિગ્રહનો ત્યાગ | સંસારભાવ, કષાય, કર્મ વગેરે અભ્યંતર પરિગ્ર-હમા ત્યાગ ભાવ | આત્મ સંતોષમા લીન થવુ. |
| ૪૪ | અજવે સરળતા | મન, વચન, કાયાની એકતા ક્રિયા અને ભાષા અને ઉપયોગમાં અભિન્નપણુ | ઉપસર્ગ પરિસહ દેનારમા દોષ જોવો નહિ કારણકે કર્મ ખપાવે છે | આત્મા નિ શલ્ય છે તે સ્વરૂમા ઉપયોગ રાખવો |
| ૪૫ | મદ્દવે (મૃદુતા) | વચનથી નમ્રતા, કાયા-થી વિનય. | ભાવની કોમળતા ઉપસર્ગ પરિસહ દેનાર પ્રત્યે અક-ડતાનો અભાવ, તેમજ હિત બુદ્ધિ, ઉચ્ચ નીચની ગણતરીનો અભાવ | સમભાવમા રહેવુ. |
| ૪૬ | સંયમ | હિંસા ત્યાગ, યતના ઇંદ્રિયો પર અંકુશ, | ઉપાદેયનો આદર, અનાત્મ ભાવનો ત્યાગ, આત્મ- | આત્માના સંવર સ્વરૂપમા લીન થવુ |

| | | દ્રવ્યથી | ભાવથી | આત્મભાવ |
|---|---|---|---|---|
| ૫૨ | અપ્રમાદ | મદ, વિષય, કષાય, નિદ્રા, આળસ અને વિકથાનો ત્યાગ | જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપની વીર્યથી આરાધનામા શુદ્ધ ઉપયોગ | અનત શકિત સ્વરૂપ આત્મામા શુધ્ધ ઉપયોગ |
| ૫૩ | અકસાય | ૧૬ કષાય અને ૯ નોકષાય એ ૨૫ પ્રકૃતિઓનો ત્યાગ, | શુકલ ધ્યાન. | નિર્મળ આત્મ ધ્યાન |
| ૫૪ | યોગ અ કુશ | અશુભ યોગનો ત્યાગ | અપવાદ માર્ગે વચન અને કાયાના યોગનુ આચરણ, ધર્મ ધ્યાન, શુકલ ધ્યાન | આત્મ અનુભવમા અત્યત લીન થવુ |
| ૫૫ | વેદનીય કર્મના ૧૧ પરિસહ | પરિસહમા આર્તધ્યાન રૌદ્ર ધ્યાનનો ત્યાગ | અશાતા વેદની કર્મ બાધેલ છે તેનુ દેવુ સમભાવે પતાવી દેવુ સારૂ છે, પરિગ્રહ આપનાર સહાયકારી ઉપકારી છે તેથી દેવુ જલ્દી પતાવે છે, દુ ખ થાય છે તે શરીર પર મમત્વ ભાવ બતાવે છે શરીર જડ છે અનાત્મ છે, છેદ્ય છે ભેદ્ય છે, દાહ્ય છે, અનિત્ય છે, નાશ થવાનો તેનો સ્વભાવ છે, આત્માથી ભિન્ન છે, મારો જ્ઞાયક સ્વભાવ છે તે શરીરમાથી તારવી લેવો જોઇએ શરીર પોતાના પર્યાયપણે ફર્યા કરે છે માટે મારા શુભ પર્યાયમા રહેવુ જોઇએ | મારો આત્મા અવર્ણે અગધે અરસે, અફાસે, અમૂર્ત છે, અવિનાશી છે, જ્ઞાન, દર્શન, સુખ અને અનત શકિત સ્વરૂપ છે આત્માનો ખોરાક જ્ઞાન છે અને પાણી શાત રસ છે માટે મારા શુદ્ધ સ્વરૂપમા લીન થવુ અને અનત આત્મિક સુખ ભોગવવુ એમ વિચારી નિજ સ્વરૂપમા રહેવુ |
| ૫૬ | પ્રજ્ઞાપરિસહ | જ્ઞાન ભણાવવામા કટાળો લાવવો નહિ જ્ઞાનનુ અભિમાન કરવુ નહિ | કેવળજ્ઞાની પાસે મારૂ જ્ઞાન હિસાબમા નથી | જ્ઞાયક ભાવમા લીન થવુ |

| | | દ્રવ્યથી | ભાવથી | આત્મભાવ |
|---|---|---|---|---|
| ૫૭ | અજ્ઞાન પરિષહ | જ્ઞાન ચડે નહિ તો શોક કરવો નહિ. | [illegible] જ્ઞાનાવરણીય કર્મ જ્ઞાનીની સેવા અને તપથી ખપાવવું જોઈએ. | જ્ઞાનીની આજ્ઞા પ્રમાણે આત્મભાવમાં લીન થવું દૃષ્ટાંત " માષતુષ મુનીનો. |
| ૫૮ | દર્શન પરિષહ | સ્વર્ગ મોક્ષ સંબંધી શંકા કરવી નહિ. | જે થાય છે તે કર્મના ઉદયથી થાય છે. કર્મ વિપાક વખતે સૂત્રના નિયમ પ્રમાણે પ્રયત્ન કરવો જોઈએ આપણી ઇચ્છા પ્રમાણે થતું નથી પણ પ્રયત્ન આપણા હાથમાં છે કર્મનો નાશ થશે એટલે જરૂર મોક્ષ થશે. સતત પ્રયત્ન વગર મોક્ષ ન મળે. | લોક અલોકના તટસ્થ જ્ઞાતા દ્રષ્ટા બનીને શાંત રસમાં લીન થવું |
| ૫૯ | સ્ત્રી પરિષહ | સ્ત્રીના સ્પર્શની ઇચ્છા ન કરવી. સ્ત્રીના હાવ ભાવ જોવા નહિ. | આત્મા અવેદી છે. તે સ્ત્રી, પુરુષ, નપુંસક એમાંનું કંઇ નથી. વેદ એ મોહનીય કર્મની પ્રકૃતિ છે તે આત્માનો સ્વભાવ નથી, શરીર જડ છે માટે પરવસ્તુમાં મોહ ન કરવો. | જ્ઞાન, દર્શન, ચારિત્રમાં લીન રહેવું |
| ૬ | મોહનીય કર્મના બાકીના ૭ પરિષહ | વસ્ત્રનો ત્યાગ કરવો, સંયમમાં રક્ત રહેવું સ્થિર આસનનો પરિષહ સહન કરવો ક્રોધ કરવો નહિ માનને દૂર કરવું ફુલાવું નહિ. | આત્મા અશરીરી અને નિષ્ક્રિય છે આત્માનું સ્વરૂપ જ્ઞાન આનંદ છે આત્મા અક્રિય અચળ સ્વરૂપી છે આત્મા સમતા સ્વભાવ છે. માન મોહનીય કર્મની જડ પ્રકૃતિ છે તે આત્માથી ભિન્ન છે સર્વ પરિસ્થિતિથી જોતાં માન અપમાન એવી કંઇ વસ્તુ નથી. | આત્માના અશરીરી, અનેનિષ્ક્રિય, અચળ, જ્ઞાનાનંદ સ્વરૂપમાં લીન રહેવું. |

| | | દ્રવ્યથી | ભાવથી | આત્મભાવ |
|---|---|---|---|---|
| ૬૧ | અલાભ પરિસહ | આર્તરૌદ્રધ્યાન ધરવુ નહિ | અતરાય કર્મ ખપે છે તે સારૂ છે આત્માનો ખોરાક જ્ઞાન છે | જ્ઞાન આનદ સ્વરૂપમા રહેવુ |
| ૬૨ | અનિત્ય ભાવના | પૌદ્ગળીક પદાર્થોમા મોહ નકામો છે | પદાર્થો નિત્ય નથી, પર્યાયાતર થયા કરે છે | દ્રવ્યથી મારો આત્મા નિત્ય છે તેના શુદ્ધ સ્વરૂપમા લીન થવુ |
| ૬૩ | અશરણ ભાવના | અન્ય દ્રવ્યોના કોઇ પણ પર્યાયના આલબનમા મોહ ન રાખવો | કોઇપણ પર દ્રવ્ય શરણ રૂપ નથી વ્યવહારથી પચ પરમેષ્ટી અને નિશ્ચયથી નિજ આત્મા જ શરણ રૂપ છે | પોતાના જ્ઞાન, દર્શન, ચારિત્ર સ્વરૂપમા રક્ત થવુ |
| ૬૪ | સસાર ભાવના | સસારની વિચિત્રતા અને અશુભતા પર ખેદ | સસારભાવ તથા કર્મ ભાવનો ત્યાગ | અકર્મક શુદ્ધ આત્મ તત્વમા રહેવુ |
| ૬૫ | એકત્વ ભાવના | કોઇ ને માટે પાપ ન કરવુ | પાપ કરીને જીવ એકલોજ ગતિ ગમન કરે છે કોઇ અન્ય દ્રવ્ય સાથે જીવનુ એકત્વ નથી | જ્ઞાન, દર્શન આત્મિક સુખ (ચારિત્ર) અને વીર્ય એ ભાવ પ્રાણો સાથે જ જીવનુ એકત્વ છે તેમા લીન રહેવુ |
| ૬૬ | અન્યત્વ ભાવના | સર્વ અજીવો અને પોતાના આત્મ સિવાય સર્વ જીવો નિજ આત્માથી ભિન છે તેથી કોઇમા વ્યામોહ ન થવુ | કોઇ દ્રવ્ય કોઇની માલીકીનુ નથી. સર્વ દ્રવ્યો પોતપોતાની પર્યાયમા સ્વતત્ર રીતે છે | મારો શુદ્ધ પર્યાય સિદ્ધ સ્વરૂપ છે તેમા મારે આત્મભાવે લીન થવુ |
| ૬૭ | અશુચિ ભાવના | અશુચિમય શરીરમા મોહ ન રાખવો | શરીર આત્માથી ભિન્ન છે | આત્મ તત્વ જ શુદ્ધ છે તેમા વિચરવુ : |

## સમકિતનો સાક્ષાત્કાર

કેટલાક ભવ્ય જીવોને એવો વિચાર થાય છે કે હું ભવી હઈશ કે અભવી ? સમકિતી હઈશ કે મિથ્યાત્વી ? હું અર્ધ પુદ્ગળ પરાવર્તન કાળ સીમામાં આવ્યો હઈશ કે નહિ ? મારા સંસારનો પાર આવશે કે નહિ ? તેવા ભવ્ય જીવોની સમજ માટે નીચેના મુદ્દા લખ્યા છે તેને પોતાના સ્વભાવ દ્વારા અનુભવમા મૂકીને મનથી આત્મ નિરીક્ષણ કરી લેવું એટલે વિશ્વાસ આવશે કે હું પોતે (વિચાર કરનાર) સમકિતી છું કે નહિ ? બધા મુદ્દામાંથી એકાદ મુદ્દાનો ખરો અનુભવ થાય તો પણ આનંદની વાત છે

૧ શ્રુતજ્ઞાન અનુસાર, જ્ઞાન, દર્શન ચારિત્ર, તપ અને વીર્ય રૂપી સાધનથી સિદ્ધસ્વરૂપનો એટલે શુદ્ધ આત્મતત્વનો જ્ઞાન–શ્રદ્ધા–પૂર્વક હું અનુભવ કરી શકું છું ? અને તેમા અંશથી આત્મિક સુખનો અનુભવ થાય છે ? એટલે કે સત્તામા રહેલ જ્ઞાન દર્શન, ચારિત્ર અને વીર્યને સિદ્ધસ્વરૂપે પરિણમાવી શકું છું ?

૨ સર્વજ્ઞ વીતરાગ જિન ભગવાનનું સ્વરૂપ મેળવ્યા વગર મોક્ષ થાય નહિ એમ મને સમજણ-પૂર્વક ખાતરી છે ? અન્યલિંગ સિદ્ધ અને ગૃહસ્થલિંગ સિદ્ધનું રહસ્ય હું જાણું છું ? ધ્યાનમા રહે છે કે ? અન્ય દર્શને સિદ્ધા એવો સૂત્ર પાઠ નથી.

૩ જિનાજ્ઞા પ્રમાણે જ જ્ઞાન, દર્શન અને વર્તન થાય તો જ મોક્ષ મળે અને તો જરૂર મોક્ષ મળે તેનો મર્મ હું સમજ્યો છું ?

૪ મારો આત્મા સત્તાથી સિદ્ધ સ્વરૂપે છે પણ કર્મથી આવરણ પામેલો છે તે સર્વ કર્મનો હું નાશ કરીશ એટલે જરૂર મારો મોક્ષ થશે એવી મને ખાતરી છે ?

૫ જિનાજ્ઞા સાધન છે એટલે નિમિત્ત કારણ છે અને મારી સત્તામા રહેલ જ્ઞાન, દર્શન, ચારિત્ર ઉપાદાન કારણ છે અને ઉપાદાન કારણ કાર્ય રૂપે પરિણમે છે તેની સ્વસંવેદન જ્ઞાનથી ખાતરી થાય છે ?

૬ મારી સત્તામા આત્મ પ્રદેશોમા કેવળજ્ઞાન, કેવળદર્શન, અનંત આત્મિક સુખ, સમદ્રષ્ટિપણું અને શુદ્ધ પારિણામિક ભાવ છે તેનો શ્રુતજ્ઞાનપૂર્વક અનુભવ પૂર્વક ઝાંખો આભાસ અંશવત્ થઇ શકે છે ? ધ્યાનમા રહે છે ? કે જ્ઞાન નિશ્ચય નયથી એક જ છે અને તે કેવળજ્ઞાન છે જ્ઞાન સ્વરૂપ આત્માના ક્ષયોપશમ પ્રમાણે તે જ્ઞાન ચાર પ્રકારે પરિણમે છે અને ક્ષાયક ભાવમા એકજ જ્ઞાન છે, તેથી બધા જ્ઞાનની સમજણ અનુભવમા ઉતરવી જોઇએ

૭ રાગદ્વેષનો સર્વથા નાશ કરીને સમભાવમા સ્થિર થવાની મારી ભાવના છે ?

હવે ઇન્દ્રિયોના ભોગ મેળવવા માટે કેટલી મહેનત કરવી પડે છે, દુઃખ વેઠવું પડે છે. ભોગવતી વખતે પણ આકુળતા વ્યાકુળતા થાય છે કે કેમ વધારે સુખ મળે ? પણ રોગની દવા પૂરી થઈ નથી કે તરત જ ભોગ ઉપર કંટાળો આવે છે

ઇન્દ્રિયોના ભોગમાં સુખ નથી તે સાબિત થયા પછી હવે આપણે જોઈએ કે ભોગો પ્રાપ્ત કરવામાં કેટલી હિંસા, જૂઠાણું, ચોરી, કુશીલપણું, હાયવરાળ, મમતા વગેરેનું દુઃખ સહન કરવું પડે છે ભણવું, પૈસા કમાવા, વસ્તુઓ મેળવવી વગેરે દુઃખ થાય છે તે તો સર્વને અનુભવ ગમ્ય છે તેથી વધારે લખવાની જરૂર નથી, કેટલો આસ્રવ થાય છે અને ભવિષ્યમાં પરંપરાનું દુઃખ કેટલું આવી શકે તે પાપતત્ત્વથી જાણી શકાય છે. તે સર્વ માટે અત્રે સ્થાન નથી.

ઉપર આપણે જોયું કે ઇન્દ્રિયોના વિષયમાં સુખ નથી પણ સુખની ઉત્પત્તિ જીવમાં જ છે ઇન્દ્રિયોના વિષય નિમિત્ત રૂપે છે પણ તે નિમિત્તો તો અનંત સંસારમાં રખડાવીને જીવને દુઃખ દે છે ત્યારે તેવા નિમિત્તોનાથી સુખનું ભોગવવું બંધ કરીને જો આત્માના નિમિત્તથી આત્મામાંથી સુખ ઉત્પન્ન કરવામાં આવે તો વર્તમાન સુખ ભોગવવા ઉપરાંત સંવર અને નિર્જરા કરી કરીને છેવટે મોક્ષનું અનંત સુખ મેળવી શકાય છે એટલે કે મનને ઇન્દ્રિયોના વિષયોમાં જોડવાને બદલે આત્મ તત્ત્વ એટલે આત્મપ્રદેશો તથા તેના ગુણોમાં જોડવાથી અને તેમાં સ્થિર કરવાથી અંશથી આત્મિક સુખ ભોગવાય છે તે મોક્ષના સુખની વાનગી છે. તે શાંત રસ છે સમતાભાવ છે આત્મરમણતા છે આત્માના ગુણો જ્ઞાન, દર્શન, ચારિત્ર સુખ, સમ્યક્ પરિણતિમાં રમણતા કરવા રૂપ આત્મ પુરુષાર્થ છે.

હવે આપણા આત્માનું શુદ્ધ સ્વરૂપ સમજવા માટે સિદ્ધ પરમાત્માના સ્વરૂપનું જાણપણું કરવા અને તેમના ગુણોનો અનુભવ કરતાં શીખવું જોઈએ, કારણ કે સુખના નિમિત્તરૂપે જીવનું શુદ્ધ સ્વરૂપ ઉપયોગી છે અને આપણા શુદ્ધ સ્વરૂપનો નમૂનો સિદ્ધ ભગવાન છે

સિદ્ધ ભગવાનનું નિમિત્ત એટલે આલંબન, આપણા આત્મ, પ્રેમમાં મનને જોડવાથી અને તેમના ગુણોનો અનુભવ કરવાથી સિદ્ધના સુખનો અંશ ઓછો વધતો અનુભવાય છે એટલું જ નહિ પણ આપણો આત્મા અનુક્રમે શુદ્ધ, શુદ્ધતર, શુદ્ધતમ, થતાં થતાં છેવટ સિદ્ધ સ્વરૂપે પરિણમે છે. તેની સાથે આત્મિક સુખની વૃદ્ધિ થતાં થતાં અનંત અવ્યાબાધ આત્મિક સુખ છેવટ પ્રગટ થાય છે અને અનુભવમાં આવે છે.

માટે સુખ જાણવું હોય તો ક્યાંય જવાની જરૂર નથી કોઈ વસ્તુની જરૂર નથી. સુખ પોતાના આત્મામાં જ છે એક જીવ બીજા જીવનું સુખ પણ ભોગવી શકતો નથી. પોતે પોતાના આત્મ પ્રદેશોમાંથી જ સુખ ભોગવી શકે છે અને પોતાનું શુદ્ધ સ્વરૂપ, સિદ્ધ ભગવાનના આલંબનથી જાણી શકાય છે સિદ્ધ ભગવાનના ગુણોનો અનુભવ કરવામાં તે જ વખતે આત્મિક સુખનો મન ખ્યાલાત્મક અંશતઃ અનુભવ થાય છે અને તે વખત સમકિતની પણ પોતાના આત્મામાં પ્રતીતિ થાય છે. માટે સુખની શોધ આત્મામાં જ કરવી.

## શુદ્ધ ઉપયોગ

શુદ્ધ એટલે રાગ, દ્વેષ, મિથ્યાત્વ અને અજ્ઞાન રહિત અને ઉપયોગ એટલે જ્ઞાન, દર્શનનો વ્યાપાર

રાગની સાત પ્રકૃતિ છે —માયા, લોભ, હાસ્ય, રતિ, સ્ત્રીવેદ, પુરૂષવેદ અને નપુંસકવેદ

દ્વેષની ૭ પ્રકૃતિ છે —ક્રોધ, માન, અરતિ, ભય, શોક અને દુગચ્છા

મિથ્યાત્વ તે કુદર્શનમોહ પણ દર્શન મોહનીયની ત્રણ પ્રકૃતિ છે —સમકિત મોહનીય, મિશ્ર મોહનીય અને મિથ્યાત્વ મોહનીય આ ત્રણ પ્રકૃતિ મિથ્યાત્વ કર્મના શુદ્ધ, મિશ્ર અને અશુદ્ધ પુદ્ગળોની અપેક્ષાએ છે

અજ્ઞાન અહીં બે પ્રકારે સમજવુ, મિથ્યાત્વ અતર્ગત તે નિશ્ચય અજ્ઞાન અને જ્ઞાનનો જેટલો અભાવ તેટલા પૂરતુ વ્યવહારિક અજ્ઞાન સમજવુ તે જ્ઞાનાવરણીય કર્મના ઉદયનુ છે

સર્વથા શુદ્ધ ઉપયોગ નિશ્ચય નયથી કેવળજ્ઞાન અને કેવળ દર્શનનો છે પણ તે તો છદ્મસ્થને માટે ધ્યેય રૂપે છે અને તે ધ્યેયને પહોચવા માટે જે જ્ઞાન દર્શનનો વ્યાપાર થાવ તે વ્યવહારથી શુદ્ધ ઉપયોગ સમજવો તેના અસખ્યાત અસખ્યાત સ્થાન છે અને ગુણસ્થાન ૪ થી ૧૨ સુધીના છે, પરતુ નૈગમ નયની અપેક્ષા એ કારણને કાર્ય ગણવામા આવે છે જેથી મિથ્યાત્વ ગુણસ્થાનમા રહેલો જીવ, સમકિત મેળવવા જે પ્રયત્ન કરે તેના આધારભૂત શ્રુત જ્ઞાન અને પચપરમેષ્ઠિ છે તેથી તેના પ્રયત્નો પણ વિશુદ્ધિના સમજવા

શુદ્ધ ઉપયોગનુ ઉપાદાન કારણ જીવની ચેતના છે નિમિત્ત કારણમા સત્ર જ્ઞાન અને મન, વચન અને કાયાની તદ્દલક્ષી પ્રવૃત્તિ છે ઉપાદાન કારણ, કેવળજ્ઞાન અને કેવળદર્શન રૂપે પરિણામે ત્યારે નિમિત્ત કારણો આપોઆપ છૂટી જાય કારણકે તેઓની તે કામમા જરૂર રહેતી નથી, પરતુ મન–વચન–કાયાના યોગો અન્ય કામમા તેરમા ગુણસ્થાનના અત સુધી સહચારી રહે છે

શુદ્ધ ઉપયોગમા જવા માટે જીવની ચેતના પરિણમે ત્યારે તારતમ્યતાની અપેક્ષાએ ત્રણ ભાવ ઉપજે છે —૧ ક્ષયોપશમ ભાવ, ૨ ઉપશમ ભાવ અને ૩ ક્ષાયક ભાવ

ઉપશમ ભાવમા મોહનીય કર્મની સર્વ પ્રકૃતિઓને ઢાકી રાખવામા આવે છે, કોઈ પ્રકૃતિનો ઉદય થવા પામતો નથી બાહ્ય પરિષહો કે ઉપસર્ગો તેના કર્તા વગેરે સર્વ બાહ્ય નિમિત્તોથી ઉપેક્ષા કરવામા આવે છે, ધ્યાન કોઇ પણ એક શુદ્ધ દ્રવ્યમા સ્થિર કરવામા આવે છે આ સ્થિતિ લાબો કાળ ટકી શકતી નથી તે સ્થિતિ અતર્મુહુર્તની જ છે

ક્ષાયક ભાવમા, ઉદયમા આવતી મોહનીય કર્મની પ્રકૃતિઓને, પ્રતિપક્ષી આત્મ ગુણ, સત્જ્ઞાન, અવિરોધી અધ્યવસાય અને ઉત્કૃષ્ટ આત્મવીર્યથી નાશ કરવામા આવે છે અહી સત્ર જ્ઞાનપૂર્વક અધ્યવસાય એવા હોય છે કે બાહીર પરિષહોને કર્મનુ દેવુ ખપાવનાર તરીકે ઉપકારી

## સુખની શોધમાં

આ દુનિયામા સર્વ જીવો સુખની શોધમાં નવા નવા પ્રયત્નો કર્યા કરે છે, સાધનો ઉત્પન્ન કર્યા કરે છે, તનતોડ મહેનત કરે છે, પણ વાસ્તવિક રીતે કોઇને સુખ નથી. સુખના પ્રકાર જુદી જુદી રીતે ગ્રહણ કરે છે પરંતુ એ સર્વ પાંચ ઇંદ્રિયોના વિષય તે શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શનો અનુભવવ કરવામાં સમાઇ જાય છે તેમાના શબ્દ અને રૂપ એ બન્ને કામમા અંતર્ગત થાય છે અને ગંધ, રસ અને સ્પર્શ એ ત્રણ ભોગમાં અંતર્ગત થાય છે. તેમાં ઇષ્ટ કામ ભોગમા રાગ થાય છે અને તેમા સુખની કલ્પના થાય છે અને અનિષ્ટ કામભોગમા દ્વેષ થાય છે તેમાથી છૂટવાની ભાવના થાય છે અને તેમા દુ ખની કલ્પના થાય છે રૌદ્રધ્યાનથી જીવ હિંસા અને કષાય સેવવામા સુખ માને છે તે તો અમાનુષિક સ્વભાવ છે તેમાં જરા પણ સુખ નથી હવે આપણે જોઇએ કે દુનિયાના લોકો જેમા સુખ માને છે તેમા વાસ્તવિક સુખ છે કે નહિ ?

શબ્દ, રૂપ, ગંધ રસ અને સ્પર્શવાળી વસ્તુઓ તો પૌદ્ગલિક છે એટલે પુદ્ગલોની બનેલી છે. જડ છે નિર્જીવ છે, તો તેમાથી સુખ ઉત્પન્ન થઇને જીવને કેવી રીતે ચોટે ? તે તો આકાશમા કુસુમના જન્મવત્ છે જીવ જ્યારે ઇંદ્રિયોના વિષયમા મનને સ્થિર કરે છે ત્યારે મન શાંત થાય છે અને સુખનો આભાસ થાય છે અને જ્યારે અનિષ્ટ વિષયમા ઘૃણા થાય છે ત્યારે મન ત્યાંથી હટી જાય છે અને દુઃખનો આભાસ થાય છે

હવે મનને ઇન્દ્રિયોમા સ્થિર કરવાનુ કારણ શુ છે કે ઇન્દ્રિયા પોતપોતાના વિષયભૂત પુદ્ગલોને પકડવા તૈયાર હોય છે અને મન આકુળવ્યાકુળ થાય છે ? તે વ્યાકુળતા દૂર કરવા માટે ઔષધિ રૂપે ઇન્દ્રિયોના વિષયમા પ્રવૃત્તિ થાય છે અને વ્યાકુળતા મટવાથી સુખાભાસ થાય છે એટલે વ્યાકુળતા રૂપી રોગ મટાડવા માટે ઇન્દ્રિયના વિષયમા પ્રવૃત્તિ રૂપી જે દવા થાય છે તે રોગ ઉપર દવા સુખરૂપ નથી

બીજુ સુખનુ કારણ મનની શાંતિ અથવા સ્થિરતા ઉપર છે અને મન અને આત્માને નિકટ સબંધ હોવાથી આત્માનુ કાર્ય મન મારફત થતુ હોવાથી સુખનુ કારણ મનની શાંતિ ઉપચારથી ગણવામા આવે છે પણ મનના પુદ્ગલો (દ્રવ્ય મન) તો જડ છે તે સુખ ઉત્પન્ન કરી શકે નહિ. તેથી ભાવ મન અથવા તો આત્માના ભાવસુખનુ કારણ છે અને તે ભાવનો કર્તા આત્મા હોવાથી સુખની ઉત્પત્તિ આત્મામાથી જ થઇ એમ સાબિત થયુ

પણ સુખનુ કારણ ઇંદ્રિયોના વિષયોમા લાગવામા આવે છે તેનુ કારણ ભ્રમણા છે તે મોહનીયકર્મજન્ય છે તેથી જીવ દારૂના કેફની માફક મોહનીય કર્મથી મુર્છિત થઇને ખરું સુખ ક્યા છે તે સમજી શકતો નથી, પરંતુ જો તત્ત્વ રૂચિથી ચૈતન્ય અને જડનુ ભેદ-જ્ઞાન થાય અને ઇંદ્રિયોના વિષય સેવતી વખતે શુદ્ધ ઉપયોગ લગાવવામા આવે તો તરત જ મોહનો પ્રભાવ ઉડી જાય અને ઇંદ્રિયોના વિષયોમા સુખ નથી એમ આપોઆપ સાબિત થાય

હવે ઇંદ્રિયોના ભોગ મેળવવા માટે કેટલી મહેનત કરવી પડે છે, દુઃખ વેઠવું પડે છે. ભોગવતી વખતે પણ આકુળતા વ્યાકુળતા થાય છે કે કેમ વધારે સુખ મળે! પણ ભોગની ઇચ્છા પૂરી થઈ નથી કે તરત જ ભોગ ઉપર કંટાળો આવે છે.

ઇંદ્રિયોના ભોગમાં સુખ નથી તે સાબિત થયા પછી હવે આપણે જોઈએ કે ભોગો પ્રાપ્ત કરવામાં કેટલી હિંસા, જૂઠાણું, ચોરી, કુશીલપણું, હાયવરાળ મમતા વગેરેનું દુઃખ સહન કરવું પડે છે. ભણવું, પૈસા કમાવા, વસ્તુઓ મેળવવી વગેરે દુઃખ થાય છે તે તો સર્વને અનુભવ ગમ્ય છે તેથી વધારે સમજાવવાની જરૂર નથી. કેટલો આસ્રવ થાય છે અને ભવિષ્યમાં પરભવનું દુઃખ કેટલું આવી શકે તે પાપતત્ત્વથી જાણી શકાય છે. તે સર્વ માટે અત્રે સ્થાન નથી.

ઉપર આપણે જોયું કે ઇંદ્રિયોના વિષયમાં સુખ નથી પણ સુખની ઉત્પત્તિ જીવમાં જ છે. ઇંદ્રિયોના વિષય નિમિત્ત રૂપે છે પણ તે નિમિત્તો તો અનંત સંસારમાં રખડાવીને જીવને દુઃખ દે છે. ત્યારે તેવા નિમિત્તોમાંથી સુખનું ભોગવવું બંધ કરીને જો આત્માના નિમિત્તથી આત્મામાંથી સુખ ઉત્પન્ન કરવામાં આવે તો વર્તમાન સુખ ભોગવવા છતાં સંવર અને નિર્જરા કરી કરીને છેવટે મોક્ષનું અનંત સુખ મેળવી શકાય છે. એટલે કે મનને ઇંદ્રિયોના વિષયોમાં જોડવાને બદલે આત્મ તત્ત્વ એટલે આત્મપ્રદેશો તથા તેના ગુણોમાં જોડવાથી અને તેમાં સ્થિર કરવાથી અંશથી આત્મિક સુખ ભોગવાય છે તે મોક્ષના સુખની વાનગી છે. તે શાંત રસ છે. સમતાભાવ છે. આત્મરમણતા છે. આત્માના ગુણો જ્ઞાન, દર્શન, ચારિત્ર સુખ, સમ્યક્ પરિણતિમાં રમણતા કરવા રૂપ આત્મ પુરુષાર્થ છે.

હવે આપણા આત્માનું શુદ્ધ સ્વરૂપ સમજવા માટે સિદ્ધ પરમાત્માના સ્વરૂપનું જાણપણું શ્રદ્ધા અને તેમના ગુણોનો અનુભવ કરતાં શીખવું જોઈએ, કારણ કે સુખના નિમિત્તરૂપ જીવનું શુદ્ધ સ્વરૂપ ઉપયોગી છે અને આપણા શુદ્ધ સ્વરૂપનો નમૂનો સિદ્ધ ભગવાન છે.

સિદ્ધ ભગવાનનું નિમિત્ત એટલે આલંબન, આધાર, આશ્રય, ધ્યેયમાં મનને જોડવાથી અને તેમના ગુણોનો અનુભવ કરવાથી સિદ્ધના સુખનો અંશ ભલે થોડા થોડા અનુભવાય છે એટલું જ નહિ પણ આપણો આત્મા અનુક્રમે શુદ્ધ, શુદ્ધતર, શુદ્ધતમ, થતાં થતાં છેવટ સિદ્ધ સ્વરૂપે પરિણમે છે. તેની સાથે આત્મિક સુખની વૃદ્ધિ થતાં થતાં અનંત અવ્યાબાધ આત્મિક સુખ છેવટ પ્રગટ થાય છે અને અનુભવમાં આવે છે.

માટે સુખ ભોગવવું હોય તો ક્યાંય જવાની જરૂર નથી. કોઈ વસ્તુની જરૂર નથી. સુખ પોતાના આત્મામાં જ છે. એક જીવ બીજા જીવનું સુખ પણ ભોગવી શકતો નથી. પોતે પોતાના આત્મ પ્રદેશોમાંથી જ સુખ ભોગવી શકે છે અને પોતાનું શુદ્ધ સ્વરૂપ, સિદ્ધ ભગવાનના આલંબનથી જાણી શકાય છે. સિદ્ધ ભગવાનના ગુણોનો અનુભવ કરવામાં તે જ વખતે આત્મિક સુખનો અંશ યથાશક્ય અલ્પ અનુભવ થાય છે અને તે વખતે સનાતનની પણ પોતાના આત્મામાં પ્રતીતિ થાય છે. માટે સુખની શોધ આત્મામાં જ કરો.

## શુદ્ધ ઉપયોગ

શુદ્ધ એટલે રાગ, દ્વેષ, મિથ્યાત્વ અને અજ્ઞાન રહિત અને ઉપયોગ એટલે જ્ઞાન, દર્શનનો વ્યાપાર

રાગની સાત પ્રકૃતિ છે –માયા, લોભ, હાસ્ય, રતિ, સ્ત્રીવેદ, પુરૂષવેદ અને નપુસકવેદ

દ્વેષની છ પ્રકૃતિ છે –ક્રોધ, માન, અરતિ, ભય, શોક અને દુગચ્છા

મિથ્યાત્વ તે કુદર્શનમોહ પણ દર્શન મોહનીયની ત્રણ પ્રકૃતિ છે –સમકિત મોહનીય, મિશ્ર મોહનીય અને મિથ્યાત્વ મોહનીય આ ત્રણ પ્રકૃતિ મિથ્યાત્વ કર્મના 'શુદ્ધ, મિશ્ર અને અશુદ્ધ પુદ્ગળોની અપેક્ષાએ છે

અજ્ઞાન અહીં બે પ્રકારે સમજવુ, મિથ્યાત્વ અતર્ગત તે નિશ્ચય અજ્ઞાન અને જ્ઞાનનો જેટલો અભાવ તેટલા પૂરતુ વ્યવહારિક અજ્ઞાન સમજવુ તે જ્ઞાનાવરણીય કર્મના ઉદયનુ છે

સર્વથા શુદ્ધ ઉપયોગ નિશ્ચય નયથી કેવળજ્ઞાન અને કેવળ દર્શનનો છે પણ તે તો છદ્મસ્થને માટે ધ્યેય રૂપે છે અને તે ધ્યેયને પહોચવા માટે જે જ્ઞાન દર્શનનો વ્યાપાર થાવ તે વ્યવહારથી શુદ્ધ ઉપયોગ સમજવો તેના અસખ્યાત અસખ્યાત સ્થાન છે અને ગુણસ્થાન ૪ થી ૧૨ સુધીના છે, પરતુ નૈગમ નયની અપેક્ષા એ કારણને કાર્ય ગણવામા આવે છે તેથી મિથ્યાત્વ ગુણસ્થાનમા રહેલો જીવ, સમકિત મેળવવા જે પ્રયત્ન કરે તેના આધારભૂત શ્રુત જ્ઞાન અને પચપરમેષ્ઠિ છે તેથી તેના પ્રયત્નો પણ વિશુદ્ધિના સમજવા

શુદ્ધ ઉપયોગનુ ઉપાદાન કારણ જીવની ચેતના છે નિમિત્ત કારણમા સૂત્ર જ્ઞાન અને મન, વચન અને કાયાની તદ્લક્ષી પ્રવૃત્તિ છે ઉપાદાન કારણ, કેવળજ્ઞાન અને કેવળદર્શન રૂપે પરિણામે ત્યારે નિમિત્ત કારણો આપોઆપ છૂટી જાય કારણકે તેઓની તે કામમા જરૂર રહેતી નથી, પરતુ મન-વચન-કાયાના યોગો અન્ય કામમા તેરમા ગુણસ્થાનના અત સુધી સહચારી રહે છે

શુદ્ધ ઉપયોગમા જવા માટે જીવની ચેતના પરિણમે ત્યારે તારતમ્યતાની અપેક્ષાએ ત્રણ ભાવ ઉપજે છે —૧ ક્ષયોપશમ ભાવ, ૨ ઉપશમ ભાવ અને ૩ ક્ષાયક ભાવ

ઉપશમ ભાવમા મોહનીય કર્મની સર્વ પ્રકૃતિઓને ઢાકી રાખવામા આવે છે, કોઈ પ્રકૃતિનો ઉદય થવા પામતો નથી બાહ્ય પરિષહો કે ઉપસર્ગો તેના કર્તા વગેરે સર્વ બાહ્ય નિમિત્તોથી ઉપેક્ષા કરવામા આવે છે, ધ્યાન કોઇ પણ એક શુદ્ધ દ્રવ્યમા સ્થિર કરવામા આવે છે આ સ્થિતિ લાબો કાળ ટકી શકતી નથી તે સ્થિતિ અતર્મુહુર્તની જ છે

ક્ષાયક ભાવમા, ઉદયમા આવતી મોહનીય કર્મની પ્રકૃતિઓને, પ્રતિપક્ષી આત્મ ગુણ, સમ્યજ્ઞાન, અવિરોધી અધ્યવસાય અને ઉત્કૃષ્ટ આત્મવીર્યથી નાશ કરવામા આવે છે અહીં સૂત્ર જ્ઞાનપૂર્વક અધ્યવસાય એવા હોય છે કે સાનીર પરિષહોને કર્મનુ દેવુ ખપાવનાર તરીકે ઉપકારી

કરવામાં આવે છે અને તેના નિમિત્ત રૂપ દ્રવ્યો તરફ ચિત્ત બુદ્ધિ રહે છે અને જેમ દેવાદાર દેવું ખપાવતાં આનંદ પામે તેમ શુદ્ધ અધ્યવસાય પૂર્વક જીવ આત્મિક સુખનો અનુભવ કરે છે. અને પોતાના સિદ્ધ સ્વરૂપી આત્મ દ્રવ્યમાં ધ્યાન સ્થિર કરે છે. તેમાં ઉપશમ ભાવ કરતાં અનંત ગુણો પુરુષાર્થ હોય છે. પ્રકૃતિઓને ખેંચી ખેંચીને નાશ કરવામાં આવે છે, ગુણશ્રેણીથી દૂર કરવામાં આવે છે અને આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપમાં લીન થઈ જાય છે

ક્ષયોપશમ ભાવ ઉપર્યુક્ત બે ભાવની વચમાં રહે છે પુરુષાર્થ તીવ્ર થઈ શકતો નથી, જે પ્રકૃતિ ઉદયમાં આવે છે તેને શુદ્ધ ક્રિયાથી મંદ કરીને નાશ કરવામાં આવે છે અને જે પ્રકૃતિ ઉદયમાં નથી આવતી તેની ઉદીરણા થતી નથી પણ તે કાયમ રહે છે અને ધ્યાન શુદ્ધ દ્રવ્યમાં જોડવામાં આવે છે પણ ત્યાં સ્થિરતા પામી શકતું નથી એટલે વારંવાર પ્રયત્ન થયા કરે છે.

**ધ્યાન વાસ્તે શુદ્ધ દ્રવ્યો** —અરિહંત અને સિદ્ધ પરમાત્મ દ્રવ્યના આત્મ પ્રદેશો, પોતાના આત્મ પ્રદેશો, પોતાનો એક આત્મ પ્રદેશ કે અસંખ્યાત પ્રદેશો, એક પરમાણુ પુદ્ગલ. ધ્યાનથી શુદ્ધ દ્રવ્યમાં લીન થાય કે આત્માના શુદ્ધ ગુણમાં લીન થાય.

શુદ્ધ ઉપયોગમાં સમભાવ, સમતા, શાંતરસ તે ભાવ ચારિત્ર રૂપે છે અને ક્ષયોપશમે મતિ અને શ્રુતજ્ઞાનનો ઉપયોગ હોય છે એટલે શુદ્ધ ઉપયોગમાં જ્ઞાન અને ચારિત્ર બન્ને અંતર્ગત થાય છે અને તે વખતે જે યોગ પ્રવર્તતા હોય તે શુદ્ધ વ્યવહારમાં બાહ્ય ક્રિયા રૂપે છે એટલે આ બધા સહચારી છે. શુદ્ધ ઉપયોગની વધારે સમજણ માટે તેને ૭ નયમાં મુકવામાં આવે છે—

૧ **નિગમ નય**—અહીં કારણને કાર્ય મનાય છે તેથી અહીં શ્રુતજ્ઞાનનો અભ્યાસ અને પંચ પરમેષ્ઠિનું સ્મરણ તે શુદ્ધ ઉપયોગ રૂપે આવે છે.

૨ **સંગ્રહ નય.**—અહીં સત્તાના સાધનો, મોક્ષની ચાવીઓનો સંગ્રહ થાય છે.

૩. **વ્યવહારનય**—અહીં દરેક કાર્ય (મન, વચન અને કાયાના પ્રવર્તન)માં યતના (ઉપયોગ, લક્ષ્ય, ધ્યાન) રાખવામાં આવે છે જેમકે જયં ચરે જયં ચિટ્ઠે વગેરે પાંચ સુમતિ અહીં આવી જાય છે.

૪ ઋજુસૂત્ર નયમાં ત્રણ ભાવ (ક્ષયોપશમ, ઉપશમ, ક્ષાયક)માંથી એક ભાવમાં ઉપયોગ રાખવો તે.

૫. શબ્દ નયમાં ધર્મધ્યાન, શુક્લધ્યાન.

૬ સમભિરૂઢ નયમાં ક્ષપક શ્રેણી.

૭. એવંભૂત નયમાં કેવળજ્ઞાન, કેવળ દર્શન.

### શુદ્ધ ઉપયોગના ઉપર ચાર નિક્ષેપા.

૧ નામ—શુદ્ધ ઉપયોગ એવી નામ સંજ્ઞા.

૨ સ્થાપના–સિદ્ધ પરમાત્માના આત્મ પ્રદેશોની અવગાહના યુક્ત માનસિક રચના

૩ દ્રવ્ય નિક્ષેપા–શુદ્ધ દ્રવ્યનુ આલબન તેમા સ્થિરતા

૪ ભાવ નિક્ષેપા–આત્મ રમણતા દ્રવ્યથી સર્વ દ્રવ્યોમા સમભાવ, ક્ષેત્રથી લોક અલોક ક્ષેત્રમા સમભાવ, કાળથી સર્વ સમય વર્તી ત્રિકાળી, પર્યાયોમા રાગ દ્વેષનો અભાવ, ભાવથી શુદ્ધ આત્મ ગુણોનો અનુભવ.

**આગમ પ્રમાણ શુદ્ધ ઉપયોગ**—નવ તત્ત્વમાથી જીવ દ્રવ્ય તારવીને અન્ય દ્રવ્યના પર્યાયોના તટસ્થ જ્ઞાતા અને થટસ્થ દ્રષ્ટા થઈને નિજ શુદ્ધ આત્મ તત્ત્વમા લીન થવુ

**પ્રત્યક્ષ પ્રમાણ શુદ્ધ ઉપયોગ**–આત્માના ગુણો, અનુભવ જ્ઞાનથી પ્રત્યક્ષ કરીને તેનો અનુભવ કરવો અને આત્મિક સુખમા લીન થવુ.

**ઉપમા પ્રમાણ શુદ્ધ ઉપયોગ:**–નિસગ નિષ્ક્રિય અવસ્થા તે મોક્ષના સુખની વાનકી છે

**અનુમાન પ્રમાણ**–જ્યા જેટલો પૌદ્‌ગળિક સુખદુ ખનો અભાવ છે ત્યા તેટલો આત્મિક સુખનો સાક્ષાત્કાર છે

**સામાન્યથી શુદ્ધ ઉપયોગ**–ધર્મધ્યાન, યતના પૂર્વક યોગ, ક્ષયોપશમ ભાવ.

**વિશેષથી શુદ્ધ ઉપયોગ:**–ક્ષપક શ્રેણી અને ક્ષાયક ભાવ

**વ્યવહારથી શુદ્ધ ઉપયોગ**—મન, વચન કાયાનુ મોક્ષ માર્ગમા આત્મભાવે પ્રવર્તન

**નિશ્ચયથી શુદ્ધ ઉપયોગ**—કેવળજ્ઞાન, કેવળદર્શન ઉપયોગ

**દ્રવ્ય**—શુદ્ધ ઉપયોગનુ દ્રવ્ય પોતાનો આત્મા

**ભાવ**—ઉપશમ ક્ષયોપશમ અને ક્ષાયક ભાવ

## શુદ્ધ ઉપયોગ કેળવવાની રીત

સૂત્રજ્ઞાન અને નવ તત્ત્વનો ઉપયોગ પૂર્વક અભ્યાસ, અર્થગ્રહણ, રહસ્ય ચિતન, વારવાર ઊડાણથી નિરીક્ષણ, તત્ત્વનો નિર્ણય, ધારણા, ઉપાદેય સ્વરૂપનો આત્મ ભાવે વારવાર અનુભવ કરી અનુભવજ્ઞાન કેળવવુ અને વારવાર અનુભવ જ્ઞાનમા ઉપયોગ લગાવવો, તેનુ ધ્યાન ધરવુ, ધ્યાનમા સ્થિર થવુ અને છેવટે મનમા શબ્દ બોલ્યા વગર અર્થ (ભાવ) મય બની જવુ

નવ તત્ત્વમા શુદ્ધ આત્મ દ્રવ્ય પણ આવી જાય છે, તેથી પચપરમેષ્ટિ પણ આવી જાય છે તેમના ગુણો જાણવા, સમજવા મગજમા ઉતારવા અને વારવાર અનુભવમા મૂકવા અને અભ્યાસ

થઈ જાય એટલે સિદ્ધ ભગવાનને જેવી રીતે આત્મરમણતા હોય છે તેવી રીતે સિદ્ધ ભગવાનનું સ્વરૂપ તે નિજ આત્મ દ્રવ્યનું શુદ્ધ સ્વરૂપ હોઈને તેમનું અનુકરણ કરવું અને યથાશક્તિ સિદ્ધ સ્વરૂપમય બની જવું.

આવી રીતે ધર્મધ્યાન અને શુક્લધ્યાનમાં શુદ્ધ ઉપયોગ કેળવી શકાય, ધ્યાનાંતર દશામાં દરેક કામ પાંચ સુમતિપૂર્વક યતનાથી કરવું. આ બધું સાધુ જીવન માટે ખાસ ઉપયોગી છે.

શુદ્ધ ઉપયોગમાં ત્રણ શુભ લેશ્યા અથવા અલેશીપણું હોય છે. ધ્યાનમાં ધર્મધ્યાન કે શુક્લધ્યાન હોય અથવા ધ્યાનાંતર દશા હોય. શુદ્ધ ઉપયોગમાં સંકલ્પ (અહમત્વ), વિકલ્પ (મમત્વ) નો અભાવ હોય છે. પાંચ ઇંદ્રિયોના વિષયમાં સમભાવ હોય અથવા તેમાં ઉપયોગ જ ન હોય, મનને શુદ્ધ દ્રવ્ય અથવા શુદ્ધ આત્મગુણોમાં જોડવું અને શુદ્ધ ગુણમય બની જવું. તેમાં જો સુખનો અનુભવ થાય એટલે પોતાના જ આત્મ પ્રદેશોમાંથી જ સુખ ઉત્પન્ન થાય છે એમ અનુભવ થાય તો સમજી લેવું કે શુદ્ધ ઉપયોગનો કંઈક સંસ્કાર કેળવાય છે અને મોક્ષના સુખનો અંશથી સાક્ષાત્કાર થાય છે અને અમુક ભવમાં મોક્ષ મળશે કે જે કેવળી ભગવાનના જ્ઞાનમાં છે.

નિજ આત્મ સ્વરૂપનો અનુભવ કરવો હોય તો આંખેથી જોવાનું, કાનેથી સાંભળવાનું એવી રીતે પાંચે ઇન્દ્રિયોના વિષયો બંધ કરી દેવા, અને શરીરને ભૂલી જવું. આવી રીતે મન પ્રશસ્ત ધ્યાનથી બેસી રહેવું. ત્યાર બાદ શરીરની અવગાહનામાં જે બાકી આકાશ છે તે આત્મ સત્તા (ચેતના) છે. તેના અસંખ્યાત અસંખ્યાત પ્રદેશોની સંસ્થાન અનુસાર કલ્પના થઈ શકે છે. અને તે જ્યારે જ્ઞાન કે દર્શન કે સુખમાં પરિણમે ત્યારે જે સુખ પ્રત્યક્ષ થાય તે ગુણ ઉપરથી જાણી શકાય કે તે આત્મા જ છે અને સત્તાએ સિદ્ધ સ્વરૂપ છે. તેથી ભગવાનના ગુણોનો આભાસ લાવી શકાય છે અને તે ગુણોમાં યથા યુક્ત તન્મય થઈ શકાય છે.

હવે જો આત્માને આત્મા રૂપે જોઈ શકે અને બાકી મનને ક્યાંય જવા ન દે તો મોક્ષના સુખનો અંશથી સાક્ષાત્કાર થાય છે અને અનંતા કર્મની નિર્જરા થાય છે. અહીં મન આત્મા સિવાય ક્યાંય ન જતું હોવાથી પર દ્રવ્યમાં સંકલ્પ થતો નથી. તેથી સમતા રસ, શાન્ત રસ ઉપજે છે અને અનુભવાય છે.

અંતે આ વિષય પૂરો કરવામાં આવે છે. તેમાં કેવળી ભગવાનના જ્ઞાનની અપેક્ષાએ એક પણ અક્ષર ઓછો, અધિક વિપરીત લખ્યો હોય તો અનંત સિદ્ધ ભગવાન તથા કેવળી ભગવાનની સાક્ષીએ તસ્સ મિચ્છા મિ દુક્કડં સર્વે જીવો શુદ્ધ ઉપયોગમાં રહો.

ગુણોનો અનુભવ અથવા શુદ્ધ ગુણોની આત્મભાવે પરિણતિ તે અનુભવ જ્ઞાન છે. તે શ્રુતજ્ઞાન ને મતિજ્ઞાનના ખાસ બે પ્રકારના ક્ષયોપશમ પૂર્વક આત્મવત્ કરવાથી થાય છે. શબ્દોનો અર્થ (ભાવો) નો વારંવાર વિચાર કરવાથી અનુભવ જ્ઞાન કેળવાય છે. તેમાં અવગ્રહ (ગ્રહણ), ઈહા (વિચાર) અવાય (નિશ્ચય), ધારણા બાદ, શબ્દોના ભાવોનો જે સ્વ પરિણતિમાં અનુભવ થાય

તે અનુભવ જ્ઞાન છે અનુભવ જ્ઞાનથી જ્ઞાન, દર્શન ચારિત્રમા સ્થિરતા આવી શકે છે સાધુ અને શ્રાવકોને આ વસ્તુ ખાસ જરૂરની છે

## અનુભવ જ્ઞાન કેળવવાની રીત

આત્માના દરેક ગુણને એક પછી એક ગ્રહણ કરીને ઊડો ઊડો વિચાર કરવો કે ગુણ શુ છે, તેનો સ્વભાવ કેવો છે, તેનુ કાર્ય શુ છે, તેનો હેતુ શુ છે, તેની ઉત્પતિ કયા છે, શા માટે તેની ઉત્પતિ કરવાની જરૂર છે, આત્માની સાથે શુ સબધ છે, તે કયા છુપાયલો હતો, છુપાવાનુ કારણ શુ છે, કેમ છુપાયલો રહે છે, તેને કોણ છુપાવે છે, તેને કેવી રીતે બહાર કાઢવો, કેવી રીતે સમજવો, મગજમા કેવી રીતે ઉતારવો, આવરણ કેવી રીતે તોડવુ, તે ગુણ સ્વાભાવિક છે, કે તેનુ આવરણ સ્વાભાવિક છે, તેનો સ્વાદ (રસ) કેવો લાગે છે તે શુ સુખ આપે છે, તેને કેવી રીતે ભોગવવો, તે આત્માથી ભિન્ન છે કે તદ્રૂપ છે? એમ બને તેટલી રીતે વિચારી મનમા ઉતારીને ભોગવીને નિશ્ચય કરવો અને શકિત મુજબ સ્થિર કરવો

ગુણનો વિચાર પૂર્વક નિશ્ચય કર્યો હોય પણ તેનો અનુભવ કર્યા વગર રૂચિ, પ્રતીતિ, શ્રદ્ધા અને આત્મભાવે પરિણતી થતી નથી, એટલે દરેક ગુણને વારવાર ઉત્તરોત્તર અવગ્રહ, ઇહા, નિશ્ચય, ધારણા અને સમાધિની કસોટી ઉપર મૂકવા પડે છે આવી રીતે મતિજ્ઞાનનો ક્ષયોપશમ કરવાથી અભ્યાસ (ટેવ) પડી રહે ત્યારે સામાયિક, પ્રતિક્રમણ વગેરે ક્રિયા કરતા દરેક શબ્દ મનમા બોલતા બોલતા સાથે સાથે અનુભવ થતો જાય છે તે ભાવ ક્રિયા છે અને આ ભાવક્રિયા જ મોક્ષનો હેતુ છે, કે જેમા વ્યવહાર અને નિશ્ચય, દ્રવ્ય અને ભાવ, જ્ઞાન અને ક્રિયા સાથે જ ભેદ અભેદ સ્વરૂપે ચાલ્યા કરે છે આ શુદ્ધ ક્રિયાથી ધર્મધ્યાન અને શુકલ ધ્યાન પ્રાપ્ત થાય છે અને અનતી નિર્જરા થાય છે

દાખલા તરીકે ક્ષમા સબધી ઉપરના ભેદોમાથી થોડા ભેદો લઇને વિચાર કરીએ. ક્ષમા આત્માનો ગુણ છે તેનો સ્વભાવ એવો છે કે બીજાના અપરાધ માફ કરવા પોતાના અપરાધની ક્ષમા માગવી અને પોતે શાતિમા રહેવુ તેનુ કાર્ય ક્રોધને નિષ્ફળ કરવાનુ છે, તેનો હેતુ મોક્ષ છે, તેની ઉત્પત્તિ આત્માના ચેતના ગુણમાથી છે ક્રોધ, કલેશ ક્ષોભ અને અશાતિના વાતાવરણને કાબુમા લાવવા તેનુ ઉત્પત્તિની જરૂર છે આત્મા સાથે એકાકાર-પણાનો તેનો સબધ છે

ક્ષમા ગુણ, ક્રોધ મોહનીય પ્રકૃતિના વિપાકથી છુપાયલો હતો, આત્માના કુપુરૂષાર્થ અથવા પ્રમાદના કારણે છુપાયલો હતો ક્ષયોપશમના અભાવે છુપાયેલો રહે છે જીવના વૈભાવિકભાવ દ્વેષ તેને જ્ઞાન પૂર્વક સમજી વર્તનમા મૂકવાથી તે ગુણ બહાર આવે છે તેને સમતા, શાતરસ, સમભાવ, દયા, અહિસા વિગેરે તેના પર્યાયોપૂર્વક સમજવો, તેના ભાવો મગજમા ઉતારવા સમ્યગ્જ્ઞાન, સમ્યગ્ દર્શન સમ્યક્ ચારિત્ર અથવા તપ અથવા પડીત વીર્યથી તેનુ આવરણ તોડવુ.

તે ગુણ આત્માનો સ્વાભાવિક સહજ ગુણ છે, તેનુ આવરણ જડ છે. તેનો સ્વાદ શાત રસમય, અમૃતથી વધારે ઇષ્ટ, સમતારસમય સહજ આનદમય છે ને આત્મિક સુખ આપે છે,

આત્માએ તે ગુણને સ્વ-સ્વરૂપે સહજ આનંદથી ભોગવવો. તે આત્માથી ભિન્ન નથી પણ તદ્રુપ છે ત્યારે જીવને તે ક્ષમા ગુણની જરૂર પડે છે ત્યારે પતિ વીર ક્ષમાને પ્રગટ કરે છે.

આવી રીતે અથવા આથી વધારે કે ઓછી પોતપોતાની પ્રજ્ઞા પ્રમાણે આત્માના એક પછી એક ગુણનો અનુભવ કરવો.

ત્યારબાદ તે બધા ગુણોમાં પરસ્પર ભિન્નતા શું છે તેનું સૂક્ષ્મ રીતે નિરીક્ષણ કરવું અને તે ભિન્નતાને મતિજ્ઞાનના અવગ્રહ આદિ ચાર ભેદોમાં મૂકવી અને પછી સમાધિથી અનુભવ કરવો તો જણાશે કે પ્રયોજન ભેદે ગુણોમાં ભિન્નતા છે. પ્રયોજન અનુસાર ચેતન પણ તેવું સ્વરૂપ ધારણ કરે છે

હવે તે બધા ગુણો સર્વથા ભિન્ન છે કે અરસ-પરસ ભેગા ભળી જાય છે તેનો વિચાર કરવો અને વિચારતાં વિચારતાં જ્યાં તેના ભળી એક શાંત રસ રૂપે પરિણમે ત્યાં તેમના અભેદ સ્વરૂપને ભોગવવું જ્યાં ભેગા મળે છે ત્યાં પણ આત્મિક સુખનો અનુભવ થાય છે તે અનુભવ દરેક ગુણના અનુભવની છેવટે એક સરખો ભાસે છે અને ત્યાં જ આત્મા છે જ્યાં ગુણનો અનુભવ થાય છે ત્યાં જ આત્મા છે અને તે આત્માને સર્વગુણના સમૂહ રૂપે ત્યાં જ વ્યાપી પ્રદેશથી ભોગવી શકાય છે.

જે ગુણથી અથવા પ્રદેશથી આત્માનો અમુક અનુભવ થાય તે પર્યાય રૂપે છે એટલે આત્મ દ્રવ્ય (આત્મપ્રદેશો) અને ગુણ, પર્યાય રૂપે અનુભવ કરી શકાય છે. જ્યાં દ્રવ્ય, ગુણ અને પર્યાયનો એકાકાર થાય છે ત્યાં નિર્વિકલ્પ, અભેદ સ્વરૂપે, સહજ સમાધિ અને આનંદ થાય છે તે જ આત્મિક સુખનો અંશથી અનુભવ છે અને તેથી અનંતી નિર્જરા થાય છે

શ્રુતજ્ઞાનની મતિજ્ઞાનથી પરિપક્વ થયેલ દશા તે અનુભવ જ્ઞાન છે. દરેક ગુણને આત્માના સ્વભાવ તરીકે પચાવવો જોઈએ. ત્યાર બાદ તે ભોગવવાથી શાંતરસ રૂપે આત્મિક સુખ આપે છે— ધ્યાનના વિકાસ માટે અથવા દોષને નાશ કરવા માટે પ્રયોજન પ્રમાણે ચેતન ગુણોને ઉત્પન્ન કરે અથવા પોતાના અભેદ સ્વરૂપમાં લીન રહે આવું જો ભાવ ચારિત્ર ખીલી શકાય તો મોક્ષ દૂર નથી.

ગુણના નામ અને અર્થ જાણવા માત્રથી અનુભવ જ્ઞાન થતું નથી. જેમકે સાકર મીઠી તે આપણે જાણીએ છીએ પણ જ્યારે ચાખીએ છીએ ત્યારે જ તેના સ્વાદનો અનુભવ થાય છે અને સ્વાદ લેવા છતાં જીભ જુઠી હોય અથવા ઉપયોગ ન હોય તો સાકરના સ્વાદનો અનુભવ થતો નથી તેવી રીતે ગુણના જ્ઞાન શ્રદ્ધા, રુચિ અને અનુભવ રૂપી યથાશક્તિ ભાવ-ચારિત્ર પરિણામ વગર અંશથી પણ આત્મિક સુખ ભોગવી શકાતું નથી.

જ્યાં સુધી શ્રુતજ્ઞાન દ્વારા આત્માના ગુણનો સ્વાદ લેવામાં ન આવે ત્યાં સુધી ભાવ શ્રુતજ્ઞાન પરિણમ્યું ન ગણાય અને સમકિત, વિરતિ, અપ્રમાદ, અકષાયપણાના જે ગુણો છે તેનો સ્વાદ ચાખી શકાય નહિ. તેથી કર્મનો અંત આવતો નથી જેથી દરરોજ ગુણોનો સ્વાદ ચાખો

તેટલા પ્રમાણમા લાભ છે તેથી અંતે કોડાકોડી તથા અર્ધપુદ્ગળની અંદર આવી શકાય, પણ તેમા સ્થિરતા થઈ જાય તો તે જ ભવમા મોક્ષ થાય. આપણા માટે હાલમા આ વસ્તુ શક્ય નથી, છતા અભ્યાસથી સસ્કાર પાડયા હોય તો આગામી ભવમા તે સસ્કાર પ્રગટ થઈ વિકાસ પામે અને ઉત્કૃષ્ટ ૧૫ ભવમા કાર્ય-સિદ્ધિ થાય

અભવી, દુર્ભવી અને કૃષ્ણપક્ષીને વાસ્તવીક રીતે અનુભવ થતુ નથી અનુભવ જ્ઞાન આત્મનેત્ ભોગવવાનુ હોવાથી એટલે સ્વપરિણતી રૂપે અથવા સ્વસંવેદન જ્ઞાન તરીકે હોવાથી શબ્દમા મૂકી શકાતુ નથી અને ભવસ્થિતિ પરિપક્વ થયા વગર તે માટે જોઈએ તેવો ક્ષયોપશમ થઈ શકતો નથી.

શ્રુતજ્ઞાનને મતિમા ઉતાર્યા પછી, જેની સત્તામા જે ગુણો હોય અને અમુક હદ સુધીનો ક્ષયોપશમ થાય તો જ અનુભવ જ્ઞાન પોતાના આત્માની સત્તામાથી પ્રગટ થાય તે ક્ષયોપશમની હદનો પોતાની મેળે નિર્ણય અને પ્રતીતિ ત્યારે થાય કે જ્યારે અનુભવ ગુણરસની સાથે અંશથી આત્મિક સુખનો અનુભવ થાય

અનુભવ તે ગુણના ધર્મ પ્રમાણે આત્માની જ પરિણતિ છે ચોથા, પાચમા છઠ્ઠા ગુણસ્થાન વાળા ધ્યાનથી એકાગ્રતાથી ૭ મા ગુણસ્થાનને સ્પર્શીને અંશથી આત્મિક સુખનો અનુભવ કરી શકે છે

આત્માના અનત ગુણો હોય છે, પણ છદ્મસ્થ સખ્યાતા ગુણો જાણી શકે અને અનુભવી શક ગુણો સાંકળની કડીની પેઠે અરસપરસ જોડાયલા છે (આ કથન વ્યવહારિક ઉપમા માટે જ છે) તેથી એક ગુણ સપૂર્ણપણે સાધ્યો એટલે બધા ગુણો અતમુહૂર્તમાં સાધ્ય થઈ જાય છે

પહેલા ક્રોધને નાશ કરવાનુ કામ ચાલે છે તેથી ગુણની શરુઆત ક્ષમાથી થાય છે સમરસીભાવ (શુદ્ધ આત્મ સ્વરૂપ, સિદ્ધ સ્વરૂપ) ની આરાધનાથી જઘન્ય એક ભવ અને ઉ ૧૫ ભવમાં ક્રોધ સર્વથા નાશ પામે છે અનતાનુબધી ક્રોધની મન્દતા ૧લા ગુણસ્થાનથી શરૂ થાય છે તે ક્રોધ ૪ થી ૮ ગુણસ્થાનમા નાશ પામે છે અપ્રત્યાખ્યાની અને પ્રત્યાખ્યાની ક્રોધ ૮, ૯ ગુણસ્થાનમાં નાશ પામે છે સજ્વલનનો ક્રોધ નવમે ગુણસ્થાને સર્વથા નાશ પામે છે, ત્યાર બાદ અંતમુહુર્તમા સર્વ દોષો સર્વથા નાશ પામે છે, ત્યારબાદ કેવળજ્ઞાન થાય છે

માટે ક્ષમા સમતા, સમભાવ, શાતિને શરૂઆતથી આત્મભાવે કેળવવી જોઈએ. અનુભવજ્ઞાનથી દરેક ગુણ કેળવી શકાય છે આત્માનુ ધ્યાન ધરવાથી બધા ગુણો આપોઆપ કેળવાય છે માટે સાધુઓ માટે બે પ્રહર રાખવામા આવ્યા છે

આત્માના ગુણોની સામાન્ય સખ્યા, દોષોના પ્રતિપક્ષી તરીકે દોષોની સખ્યા પ્રમાણે સમજવા અને ગુણની તારતમ્યતા સામાન્ય રીતે દોષોની મન્દતાની અપેક્ષાએ જઘન્યમા ગણાય છે

# અધ્યાત્મ જ્ઞાન

સંગ્રાહક એન. કે. ગાંધી

આધ્યાત્મજ્ઞાન શરૂ કર્યા પહેલા જ્ઞાન અને ક્રીયાનુ સહચારીપણુ જાણવુ જોઇએ કે જેથી આધ્યાત્મ જ્ઞાનને એકાંત વાદમા ઉતરવામા ન આવે અહિ જ્ઞાન અને ક્રિયાથી આત્માની અંદરનો વિચાર શુદ્ધ બનાવીને આત્મભાવ કેળવવાનો છે, જ્ઞાનનુ ફળ મેળવવા માટે જ્ઞાનને સક્રિય બનાવવાનુ છે અને ક્રિયામાથી આત્મભાવ કેળવવાનો છે, આધ્યાત્મ-જ્ઞાન શુષ્ક નથી અને ક્રિયાશૂન્ય નથી પણ જેમ કલ્પવૃક્ષ અવે પાર્શ્વમણિ મનમાની સસારી વસ્તુઓને ભોગ-ઉપભોગ માટે આપે છે તેમ અધ્યાત્મ-શાસ્ત્ર મોક્ષમાર્ગમા પ્રવેશ કરાવીને સિદ્ધ સ્વરૂપ આપે છે શુષ્ક જ્ઞાનવાદી ક્રિયાને નિષેધ કરે છે અને શૂન્ય ક્રિયાવાદી જ્ઞાનીની નિંદા કરે છે તે અધ્યાત્મશાસ્ત્ર નથી પણ એકાંતવાદ, મિથ્યાપર્યાયનો સગ્રહ, સપ્રદાયવાદ અને કિલષ્ટ ભાવને ઉત્પન્ન કરે છે અને પોતે સસારમા ખડે છે અને બીજાને ખુડાડે છે મોક્ષમાર્ગમા જ્ઞાન અને ક્રિયાનો સમન્વય છે ક્રિયાના અનેક ભેદો છે અને જેનુ જેમા વધારે મન ખુચે તે ક્રિયાથી શરૂઆત કરે અને જેને જેટલી શકિત હોય તેટલુ જ્ઞાન પ્રાપ્ત કરે પરતુ ક્રિયાશીલ અને જ્ઞાનીનુ એકત્વ થાય ત્યારે જ કામ થાય જ્ઞાનનુ અજીર્ણ નિંદા છે ક્રિયાના તપ વિભાગનુ અજીર્ણ ક્રોધ છે પણ જ્યા અજીર્ણની ઉત્પત્તિ થાય છે ત્યા આત્મ-વિકાસ અટકી જાય છે અને પીછેહઠ થાય છે એટલે મોક્ષમાર્ગમાથી ચ્યુત થાય છે તેણે મોક્ષની આશા રાખવી નહિ, કારણકે જેટલી જ્ઞાન અને ક્રિયાથી નિર્જરા થઇ, તેટલા કર્મની કે તેથી વધારે કર્મની આવક નિંદા, અભિમાન અને ક્રોધથી થઇ એટલે વાચીના બળદના જેવી ત્યાંને ત્યા ભમવાની દશા પ્રાપ્ત થઇ હવે આધ્યાત્મ જ્ઞાનમા જ્ઞાન અને ક્રિયાનુ કેવી રીતે અને કયા એકત્વ થાય છે અને કેવી રીતે સહચારીપણુ રહે છે તે જાણવા માટે જ્ઞાન અને ક્રિયાને સાત નયમા મુકી જોઇએ

| નય | જ્ઞાન | ક્રિયા |
|---|---|---|
| નૈગમ | કારણમા કાર્યનો ઉપચાર, બાહ્યક્રિયા, આશિક ગ્રહણ આ ત્રણે લક્ષણ નૈગમ નયના છે માટે **વાંચવુ સાંભળવુ** અને **પુચ્છવુ** (ન સમજાય તે માટે અથવા શકાનુ નિવારણ કરવામાટે પુચ્છવુ) આ ત્રણ કાર્ય જ્ઞાન મેળવવા માટે છે તેને નૈગમ નયના ત્રણે લક્ષણ લાગુ થાય છે ક્રિયાની અપેક્ષાએ જોતા વાચવા અને પુચ્છણા, સજઝાય તપ રૂપી ક્રિયાના પ્રથમ બે પગથીયા છે અને તે સકામ નિર્જરાનો હેતુ છે | (1) શરીરની બાહ્ય પ્રવૃત્તિ જે ક્રિયામા ચક્ષુગ્રાહ્ય છે જેમકે ધ્યાનમા શરીરની સ્થિરતા કે સ્થિર આસન, ઇર્યાસમિતિમા જમીન તરફ મસ્તકનુ નમવાપણુ (11) જેટલી ક્રિયા કરી તેટલી ક્રિયા સમજવી તે આશિક ગ્રહણ (111) કારણમા કાર્યનો ઉપચાર જેમકે શરીરની ચેષ્ટા જોઇને કહી શકાય કે અમુક માણસ અમુક જાતની ક્રિયા કરે છે, નોંધ -અહિ ક્રિયાનો બાહ્ય અશ લીધો પણ તે અશ બીજા નયોના વિભાગનો સહચારી છે તેમ જ સમજણપૂર્વક છે તેથી ન્યાયયુક્ત છે |

| નય | જ્ઞાન | ક્રિયા |
|---|---|---|
| સંગ્રહ નય | ૧૧ અંગ, ૧૪ પૂર્વ સહિત ૧૨મું અંગ દૃષ્ટિવાદ, અંગ અંતર્ગત ઉપાંગ, આવશ્યક આદિ બીજા સૂત્રો આ સર્વનો શ્રુતજ્ઞાનમાં સંગ્રહ થઈ જાય છે અને સમુચ્ચય જ્ઞાનમાં પાંચે જ્ઞાનનો સંગ્રહ થઈ જાય છે<br>નોંધ —જ્ઞાનમાં જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્યની દરેક હકીકત આવી જાય છે. | સંવરના ૫૭ ભેદ તથા તપના બાર ભેદ, તથા કરણસત્તરી અને ચરણસત્તરીના બધા ભેદો સમુચ્ચય ક્રિયામાં આવી જાય છે<br>નોંધ —સંવર અને નિર્જરાના હેતુઓની દોરવણી જ્ઞાન પ્રમાણે થાય છે |
| વ્યવહાર નય | (i) શ્રુત જ્ઞાન તો શીખેલું છે પણ તેને તાજું રાખવા માટે પરિવર્તન કરવું અને ધર્મકથા કરવી તે સ્વાધ્યાય તપ રૂપી ક્રિયાના ઉપલા બે પગથિયાં છે. (ii) શ્રુતજ્ઞાનને મતિમાં પરિણમાવવાનો વ્યવહાર, (iii) ક્ષયોપશમિત જ્ઞાન મતિ, શ્રુત, અવધિ અને મનઃ પર્યવનો વ્યવહાર, મતિ શ્રુતના ધાર્મિક વ્યવહારમાં સ્વાધ્યાય રૂપી ક્રિયા થાય છે. | સંવર અને નિર્જરાની ક્રિયામાં નૈગમ નય ઉપરાંતની કાયાની પ્રવૃત્તિ તથા વચન યોગ જેમકે અનશનમાં કાયાને આહાર ન આપવો અને વચનથી ઉપદેશ આપવો કે આહાર આત્માનો ખોરાક નથી.<br>નોંધ —દરેક નય પોતપોતાનો વિભાગ ફક્ત બતાવે છે પણ બીજા નયોની વાત પ્રમાણે પણ વર્તવાનું કહે છે તેથી દરેક નય સુનય છે, તેમજ ક્રિયા જ્ઞાનપૂર્વક છે. |
| ઋજુસૂત્ર નય | શ્રુતજ્ઞાન પ્રમાણે અનુપ્રેક્ષા વિચાર ચિંતવન, ભાવ મન–મતિજ્ઞાનની વર્તમાન પરિણતિ. બીજું જ્ઞાન જે હોય તેમાંથી કોઈ પણ જ્ઞાનનો વર્તમાન ઉપયોગ અહિં વિચાર તે માનસિક ક્રિયા છે તેની પરિણતિ જ્ઞાન પ્રમાણે થાય છે. | સંવર અને નિર્જરાની સઘળી ક્રિયામાં માનસિક ઉપયોગ દરેક ક્રિયા ધ્યાનપૂર્વક કરવી એમ અહિં બતાવે છે અને ક્રિયાની દોરવણી જ્ઞાનથી થાય છે. |
| શબ્દ નય | અહિં જ્ઞાનનું ફળ ભાવ ચારિત્ર ભોગવવાનો અભ્યાસ થાય છે રાગ દ્વેષનો અભાવ, ઇષ્ટ – અનિષ્ટપણાની બુદ્ધિનો અભાવ, સુખ–દુઃખમાં સમભાવ વગેરેનો અભ્યાસ થાય છે એટલે સમભાવ તથા આત્મભાવ કેળવાય છે. અહિં સમભાવ અને આત્મભાવ ભેદ–અભેદ રૂપે બતાવ્યું | અહિં ક્રિયાનો જે ભેદ છે તેના અર્થ ભેદ પ્રમાણે આત્મ ભાવ કેળવાય છે. જેમ કે સામાયિકમાં જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્યના એકત્વના, સમભાવ તથા આત્માના ગુણો કેળવવા અનશનમાં અનાહારી જ્ઞાન સ્વરૂપ આત્માનો અનુભવ કરવો. અહિં પણ ધર્મ ધ્યાન અને શુક્લધ્યાન પ્રાય |

| નય | જ્ઞાન | ક્રિયા |
|---|---|---|
| | અહિ જ્ઞાનને **ધર્મધ્યાન** અથવા **શુક્લ ધ્યાનથી** સક્રિય (ફળ આપનાર) બનાવવામા આવે છે આ બે ધ્યાન તપ રૂપે ક્રિયા છે અહિ ફક્ત મતિ અને શ્રુતજ્ઞાન કામ કરે છે શબ્દ નય નો વિષય ૭ થી ૧૧ ગુણસ્થાન સુધી અપેક્ષાપૂર્વક ગણાય | થાય છે અહિ જ્ઞાન અને ક્રિયાનુ સહચાર રૂપે એકત્વ થયુ ગુ ૪, ૫ ઃ વાળાપાથી કોઇ પણ અતર્મુહૂર્ત કાળ માટે આ ભાવ પ્રાપ્ત કરી શકે અને વારવાર તેમ કરી શકે |
| સમભિરૂઢ નય | અહિ મતિ શ્રુત જ્ઞાન અપૂર્વપણે **એકત્વ વિતર્ક અવિચારે** શુક્લ ધ્યાનના બીજા પાયામા વર્તે છે આત્મભાવનો એકાકાર થાય છે આત્મભાવનો એકાકાર થાય છે ઉત્કૃષ્ટ શુદ્ધ સમાધિ આવે છે ગુણસ્થાન ૧૨ | અહિ ઇરિયાવહિ ક્રિયા, **યથાખ્યાત ચરિત્ર** પ્રવર્તે છે રાગ દ્વેષનો સર્વથા અભાવ છે તે અપેક્ષાએ ગુણસ્થાન ૧૧, ૧૨ અને ૧૩ ગણાય અને સપૂર્ણ શુદ્ધ ક્રિયા રૂપી ચારિત્રની સન્મુખતી અપેક્ષાએ **ક્ષપક** શ્રેણી પણ ગણાય, હજી કેટલીક ક્રિયા બાકી છે તે અપેક્ષાએ ગુ ૧૩ અહિ લીધુ, બાકી ગુ ૧૩ પણ એવભૂત નયમા લઇ શકાય |
| એવભુત નય | જ્ઞાનમા નિશ્ચય નયનુ ફક્ત **કેવળજ્ઞાન** છે, તે સપૂર્ણ છે અને એક જ છે કેવળ જ્ઞાન પ્રાપ્ત થયા પછી કઇ વિશેષ જ્ઞાન પ્રાપ્ત કરવાપણુ રહેતુ નથી અને તે અપ્રતિપાતિ છે અને ચેતનાનુ શુદ્ધ સ્વરૂપ છે કેવળજ્ઞાનની સાથે બીજુ કોઇપણ જ્ઞાન હોય જ નહિ | (I) કેવળ સમુદ્ઘાતની ક્રિયા સ્વભાવિક છે, તે મન, વચન કે કાયાના જોગથી થતી નથી, પણ હેતુ નિર્જરાનો હોવાથી અહિ ક્રિયામા લીધેલ છે (II) અત્યત આત્મ વીર્યના પ્રગટ થવાથી **શૈલેશીકરણ** યોગોનુ રૂધન થાય છે ત્યા સૂક્ષ્મ ક્રિયા અપ્રતિપાતિ શુક્લ ધ્યાનનો ત્રીજો પાયો વર્તે છે (III) આત્મ અનુભવમાં અત્યત લીન થવાથી **આત્મ પ્રદેશોનો ઘન** બને છે અહિ સમુચ્છિન્ન ક્રિયારૂપ શુક્લ ધ્યાનનો ૪ થો પાયો પ્રવર્તે છે (IV) આત્મા સર્વ બધનોનો ત્યાગ કરી **સિદ્ધક્ષેત્રમાં જઈ સ્થિર જે છે.** આ બધી છેવટની ક્રિયા છે |

એવભુત નયનુ કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી પણ કેટલીક ક્રિયાઓ કરવાની છે અને એવભુત નયમા બતાવેલી ક્રિયા આપોઆપ થાયે છે પણ તેનો હેતુ નિર્જરા અને મોક્ષનો હોવાથી તપ રૂપે છે

તેથી ક્રિયા રૂપે છે. અહિં નૈગમ નયની મોક્ષમાર્ગની શરૂઆત થઇ તે એવંભૂત નયમાં પુરી થઇ ત્યાં **પહોંચવી તે છેલ્લે સુધી જ્ઞાન અને ક્રિયા સહચારી છે** ૧૪મા ગુણસ્થાનના છેલ્લા સમયે ક્રિયાનો અંત આવે છે અને જ્ઞાન તો આત્માનો સહેજ સ્વભાવ જ છે તે કદી આત્માથી જુદો પડે તેમ નથી પણ જ્યારે કંઇ કરવાપણું રહેતું નથી એટલે જ ક્રિયાનો અંત આવે છે.

હવે વિશેષ ખુલાસો કરીને જ્ઞાન અને ક્રિયાનું એકત્વ તપાસીએ —આત્મ જ્ઞાન સ્વરૂપ છે એટલે પોતે જ જ્ઞાન છે હવે જ્યારે જ્યારે ધ્યાનમાં જ્ઞાનનો ઉપયોગ બનાવે છે ત્યારે અનંતની શ્રદ્ધાપથી ભાવ મન પ્રગટ કરવાની જરૂર પડે છે અને તે પ્રયત્નથી થાય છે ત્યાં મનોયોગ ઉપજે છે તે ક્રિયા છે એટલે "જ્ઞાનનો ઉપયોગ" તેમા જ્ઞાન અને ક્રિયા બન્ને આવે છે અને ધ્યાન નિર્જરાનો હેતુ છે તે સંવરપૂર્વક હોય છે કારણકે શુભ ધ્યાનમાં અશુભ ધ્યાનનો ત્યાગ કર્યો હોય છે અને જ્યારે જ્ઞાનપુર્વક ક્રિયા થાય છે ત્યારે જ સકામ નિર્જરાનો (મોક્ષનો) હેતુ પાર પડે છે **જ્ઞાન અને ક્રિયા સબંધી ભ્રમ હોય તે દુર થાય ત્યારબાદ જ અધ્યાત્મ જ્ઞાનમા વાસ્તવિક રીતે પ્રવેશી શકાય છે.** હવે જ્ઞાન સબંધી પણ સમજવાનું છે કે નવતત્ત્વ જાણીને પણ પોતાના આત્મતત્ત્વને તેમાથી તારવીને તેના શુદ્ધ ગુણોમાં આત્મિક અનુભવની પ્રવૃત્તિ ન કરી શકાય તો બધું જ્ઞાન ફક્ત જાણપણારૂપે રહે છે અને સમ્યગ્ દર્શનપુર્વક ન હોવાથી સકામ નિર્જરાના હેતુ રૂપે પરિણમતું નથી માટે અધ્યાત્મ જ્ઞાનની જીજ્ઞાસા વાળાઓએ સમ્યગ્ દર્શનનો પુરૂષાર્થ કેળવવો જોઇએ. કેટલીક વખત નવ પુર્વ સુધીનું જ્ઞાન પણ ફક્ત જાણપણા રૂપ રહી જાય છે અને આત્મભાવ કેળવી શકાતો નથી એટલે મોક્ષ જઇ શકાતું નથી. સમ્યગ્ દર્શન, જ્ઞાન અને ક્રિયાનું સ્વરૂપ જાણ્યા પછી આધ્યાત્મ જ્ઞાનમાં ખાસ મુશ્કેલી રહેતી નથી. **સમ્યગ્ દર્શનથી આધ્યાત્મ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે અને આધ્યાત્મ જ્ઞાનથી સમકિત દ્રઢ થાય છે** અને ક્રિયાનું ફળ સકામ નિર્જરા અને મોક્ષ રૂપે પરિણમે છે જેમાં જે આત્મભાવે સકામ નિર્જરા વગેરે કહેલ છે તે દરેક ક્રિયામાં આત્મભાવ—સમકિત અધ્યાત્મ જ્ઞાન કેળવવાનું છે આત્મભાવ પુર્વક ક્રિયા કરવાની છે આધ્યાત્મ જ્ઞાનની ઇચ્છાવાળાએ ખાસ ધ્યાન રાખવું કે એકાંતવાદીનો કદી પરિચય કરવો નહિં પછી તે ભલેને મિથ્યાત્વી હોય કે સાધુવેશમાંથી ભ્રષ્ટ થયેલ નિન્હવ હોય, બીજું વિતંડાવાદમાં ઉતરવું નહિં કારણ કે પોતાનો અભિપ્રાય મજબુત કરવા અને બીજાને હરાવવા માટે કેટલીક વખતે ખોટા પક્ષમાં ખેંચાઇ જવું પડે એટલે કે વીતરાગના પ્રવચનથી ઓછું અધિક વિપરીત થઇ જવાનો સંભવ છે માટે વિતંડાવાદીથી દુર રહેવું આટલી સામાન્ય ચર્ચા પછી હવે અધ્યાત્મ—જ્ઞાનની વાત કરીએ.

**અધ્યાત્મ જ્ઞાનનો અર્થ**—અધ્યાત્મ = અધિ + આત્મ + જ્ઞાન, એટલે આત્માની અંદરનું જ્ઞાન એટલે આત્માની શું છે આત્માની પોતાની સંપત્તિ (ઋદ્ધિ સિદ્ધિ શું છે) તે જાણવું અને તે ઋદ્ધિનો ભોગવટો.

૧) પાત્ર ગણું છે (૨) પાત્રમાં શી ઋદ્ધિ છે તે જાણ્યા પછી (૩) તે ઋદ્ધિના ભોગવટા રૂપ વગર અધ્યાત્મ જ્ઞાનનો વિષય પુરો થાય ન । કારણ કે પહેલી બે વસ્તુ કલ્પના જ્ઞાની

પ્રાપ્ત થાય અને યથાપ્રવૃત્તિકરણ સુધી આવે ત્યા સુધી આત્માનુ નિશ્ચયથી કલ્યાણ થાય નહિ આત્માની જે ઋદ્ધિ છે તે આત્માના અનંત ગુણો છે તે ફક્ત કેવળ જ્ઞાની જ જાણે પણ છદ્મસ્થ તેમાના કેટલાક **મુખ્ય ગુણો જાણી શકે અને આત્મભાવે અનુભવમાં મૂકે તો જ નિશ્ચયથી મોક્ષ માર્ગમાં પ્રવેશી શકાય.**

એટલે જેણે એવો નિશ્ચય કર્યો છે કે મારે મોક્ષમા જાવુ જ છે, સંસારના સર્વ દુઃખોનો અંત કરવો જ છે અને સંપૂર્ણ શુદ્ધ આત્મ સ્વરૂપ ને સિદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરવુ જ છે તેણે જરૂર આત્માના ગુણોનો અનુભવ કરવાનો અભ્યાસ કરવો, માટે આધ્યાત્મ જ્ઞાનના અધિકારી કોણ છે તે પહેલા જોવુ જોઇએ

## અધ્યાત્મ જ્ઞાનના અધિકારી

**(૧) નવ તત્ત્વનું** જાણપણુ જોઇએ જ નવ તત્વ અને તેની અંતર્ગત છ દ્રવ્યમાથી પોતાના જીવદ્રવ્ય (આત્મદ્રવ્ય) ને તારવીને તેનો અનુભવ કરવો જોઇએ એટલે નવતત્વરૂપી શ્રુતજ્ઞાનને આધારે જીવ દ્રવ્યના ગુણો જાણીને પોતાના આત્મામા લાગુ પાડીને તેનો અનુભવ કરતા આવડવુ જોઇએ.

**(૨) મોક્ષની ઇચ્છા, મુમુક્ષુભાવ** દઢ હોવો જોઇએ, આ ઇચ્છા વાસના રૂપે નથી કારણ કે તેમા સાસારીક પૌદ્ગળીક, ઇંદ્રિયજનીત સુખ ભોગવવાનુ નથી પણ સર્વ કર્મબંધનમાથી છુટવાના ધ્યેયરૂપે છે, સાસારીક સંજ્ઞામા મોક્ષ સંજ્ઞા નથી. મોક્ષની ઇચ્છાનો ઉપયોગ સાધારણ રીતે છઠ્ઠા ગુણસ્થાન સુધી રહે પછી ફક્ત ધર્મ ધ્યાન અને શુકલ ધ્યાન જ હોય છે

**(૩, સત્યની શોધ**—સાચુ શુ છે તે શોધી કાઢવુ જોઇએ અને તે સર્વજ્ઞ વીતરાગના પ્રવચનને આધારે શોધવુ જાઇએ તેમા અંધશ્રદ્ધા, સંપ્રદાયપણુ, હઠ અને કપટજાળને બિલકુલ સ્થાન નથી. **ઋજુતા, વીતરાગની આજ્ઞા અને શુદ્ધ ઉપયોગને આધારે સત્યની શોધ થવી જોઇએ.**

**(૪) તત્ત્વરૂચી**—જ્યારે જ્યારે બાહ્ય પદાર્થો દેખાય તે વખતે તે પદાર્થોના **મુળ દ્રવ્ય તરફ દષ્ટિ કરવી** એટલે કે તે વસ્તુ કયા કયા દ્રવ્યના પર્યાય રૂપ છે તે જાણીને તેના મૂળ દ્રવ્યનો જ વિચાર કરવો, આવી રૂચી હોવી જોઇએ

**(૫) અનુભવજ્ઞાન**—શ્રુતજ્ઞાનથી જાણેલા આત્માના ગુણોમા મતિ પરિણમાવતા આવડવુ જોઇએ, ગુણમા તન્મય થવાનો અભ્યાસ કરવો જોઇએ

**(૬) સહજ આત્મિક આનંદની** ઇચ્છા હોવી જોઇએ

**(૭) સાધ્ય તરફ નિરંતર લક્ષ** હોવુ જોઇએ

**(૮) મનના પરિણામ** ઉપર ક્ષણે ક્ષણે **ઉપયોગ** રાખવો જોઇએ

૧. ધ્યાન ધરતી વખતે **અહિંસા, સમભાવ, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય** અને **અપરિગ્રહપણું** એ પાચ **યમ** દ્રવ્યથી અને ભાવથી હોવા જોઈએ

૨. ધ્યાન ધરતી વખતે પાચ **નિયમ**ના ભાવો ધારણ કરવા -**શૌચ-મનશુધ્ધિ,** સરળતા, અદ્વેષ, ચિત્ત-પ્રસન્નતા, નિર્મમત્વ, સમ્યક્ પરિણતિ, ક્રિયાશુદ્ધિ, નિર્વિકાર, ક્ષમા, નિર્મોહ (૨) **સંતોષ** (૩) તપ-**ઇચ્છાનિરોધ,** પરિસહમા સમભાવ (૪) સ્વાધ્યાય-**પદ, અર્થ, ગુણનું ચિંતવન, આભાસ અને અનુભવ,** (૫) પ્રણિધાન-**શરીરભાવનો ત્યાગ કરવો,** શરીરથી ભિન્નતા અનુભવવી

૩ **આસન**-પદ્માસન, પર્યંકાસન, વજ્રાસન, વીરાસન, કાયોત્સર્ગાસન (સુખાસન) પોતાના **યોગોની સ્થિરતા રહે એવું આસન** જોઈએ, ખાસ કરીને શરીર સ્થિર રાખવુ જોઈએ

૪. **પ્રાણાયામ**—પૌદ્‌ગળીક ભાવોનો ત્યાગ અને આત્મભાવો (આત્મસ્વરૂપ)મા લીનતા

૫. **પ્રત્યાહાર**—મનને ઇંદ્રિયોના વિષય ઉપર સંકલ્પવિકલ્પ આકુળતા વગેરે **આર્તધ્યાન રૌદ્રધ્યાનમાંથી ખેંચીને શુદ્ધ ધ્યેયમાં જોડવું** પહેલા મનને લલાટ, નેત્રો, બે ભ્રમર, નાસિકાગ્ર, હૃદય, નાભિ, મસ્તકનો મધ્યભાગ એટલા સ્થાનમા સ્થિર કરતા શીખવુ, પછી તે સ્થાનોમા રહેલ આત્મ પ્રદેશોમા મનને સ્થિર કરતા શીખવુ, અને છેવટે **ધ્યેયમાં સ્થિર** થતા શીખવુ પછી ગમે ત્યા મનને જોડવુ હોય ત્યા એકદમ જોડી શકાય

૬. **ધારણા-ધ્યેયની માનસિક રચના** કરવી અને તેમા મનને ધારી રાખવુ, સિદ્ધ સ્વરૂપ અથવા આત્માના શુદ્ધ ગુણોની માનસિક રચના કરવી અને તેમા મનને સ્થિર કરવુ

૭. **ધ્યાન**—ધ્યેયની માનસિક રચના નિશ્ચલ કર્યા પછી તેમા **વિચાર** કરવો **અને તન્મય** થવુ તેમા શબ્દ, અર્થ અનુભવમા સંક્રમણ, મન, વચન, કાયાના યોગોનુ સંક્રમણ, દ્રવ્ય, ગુણ, પર્યાયમા સંક્રમણ, એક પછી એક ગુણના શબ્દ-અર્થનો વિચાર અને અનુભવ કરવો

૮. **સમાધિ**—તદેવાર્થ માત્ર નિર્ભાસિ સમાધિ એટલે ધ્યાનમા કરેલ વિચારની સાથે એકતા—અભેદપણાની પ્રાપ્તિ, **વિચાર પ્રમાણે આત્માના અનુભવમાં સ્થિરતા** અહિ સિદ્ધ સ્વરૂપ કે ગુણના કોઇ શબ્દ, અર્થ કે વાકય બોલવામા આવતા નથી પણ સિદ્ધ સ્વરૂપ અથવા કોઇ શુદ્ધ ગુણમા મનમા પણ રટણ કર્યા વગર આત્મ ભાવથી અનુભવ કરવામા આવે છે એટલે **સિદ્ધ સ્વરૂપમય કે શુદ્ધ ગુણમય બની જવું અને તેમા લીન થઈ જવું** સમરસીભાવ, સમાધિમા અંતર્ગત થાય છે

**સમરસી ભાવ**—ભાવથી પોતાના આત્માને અનેકપણે પરમાત્મામાં લીન કરવો એટલે આત્મા અને પરમાત્માની એકતા થાય તે એકતાથી આત્મા અને પરમાત્માનો સમાનભાવ, સમસ્વરૂપ એકસરખુ અનુભવવું તે એકીકરણ. પરમાત્માના અનંત જ્ઞાનાદિ ગુણ નિજ આત્મામાં છે તેનો અનુભવ કરવો. **પરમાત્માના ગુણોનો પોતાના આત્માથી અનુભવ કરવો અને તેમાં સ્થિર થઈ જવુ જાણે કે પોતે જ સિદ્ધ સ્વરૂપ હોય એમ શ્રુતજ્ઞાનને આધારે મતિ પરિણમાવીને ગુણોનો અનુભવ કરીને તે ગુણોમાં સ્થિરતા કરવી.**

અધ્યાત્મ જ્ઞાનમાં આત્મરમણતા કરવાની હોય છે એટલે જીવાત્માનું સ્વરૂપ જાણવું જોઈએ. કારણ કે સ્વરૂપ જાણ્યા વગર રમણતા શેમાં થાય ? જીવના સ્વરૂપમાં જીવની જે પોતાની જ ઋદ્ધિ છે તેમાં જ રમણતા કરવાની છે અને તેમાં જીવના ભાવ પ્રાણ મુખ્ય છે. આ બધી વસ્તુ જાણવા માટે જીવના સ્વરૂપને અનેક દ્રષ્ટિથી જાણવું જોઈએ.

## સાત નય દ્વારા
## જીવનું સ્વરૂપ

૧ નિગમ નય—આ નય ભાવ અંશ ગ્રહે છે એટલે વૃદ્ધિ પામતા અથવા ઘાયના અથવા જ્યાંત્થી સચિત્તપણું જણાવનારા પ્રાણીને જોઈને કહે કે આ જીવ છે. તે કામ દ્રવ્ય દ્રવ્ય પ્રાણોથી થાય છે પણ તે દ્રવ્ય પ્રાણો પુદ્ગલ જન્ય છે. તે પ્રાણોમાં બળ સ્ફુરાવનાર ચેતન્ય છે તેજ આધ્યાત્મ જ્ઞાનમાં ઉતરે છે.

૨ સંગ્રહ નય—આ નય સર્વ જીવોની સામાન્ય સત્તા 'અસંખ્યાત પ્રદેશ, અરૂપીપણુ અને ચૈતન્ય લક્ષણ' જણાવે છે તે સર્વ જીવો, સિદ્ધ તથા સંસારીમાં છે.

૩ વ્યવહાર નય—આ નય ચૌદ ગુણસ્થાનામાં થતી જીવની બાહ્ય ક્રિયા ( શરીર, ઇંદ્રિયો અને વચનથી થતી ક્રિયા ) જણાવે છે.

૪ ઋજુસૂત્ર નય—જીવનો વર્તમાન કાળનો ઉપયોગ જણાવે છે તે ચેતનાનો ઉપયોગ છે તે જીવત્વ છે તે અનાદિ પારિણામિક ભાવ છે એક સમય એવો નથી કે જે વખતે જીવને ઉપયોગ ન હોય તે ઉપયોગ જ્ઞાનમાં હોય કે દર્શનમાં હોય પણ ઉપયોગ તો થાય જ છે. સર્વ જીવોને વર્તમાન માનસિક ઉપયોગ આ નયનો વિષય છે.

૫ શબ્દ નય—તે જીવના ભાવ પ્રાણ જણાવે છે તે જ્ઞાન, દર્શન, ચારિત્ર (આત્મિક ગુણ) અને વીર્ય આ ચાર પ્રાણને આત્મામાંથી અનન્તર ભાવે પ્રગટાવી ઉત્પન્ન કરવા અને જાળવવા તે આધ્યાત્મ જ્ઞાનનો વિષય છે.

૬ સમભિરૂઢ નય આ નય ધર્મધ્યાન અને શુક્લ ધ્યાનમાં વર્તતા જીવનું શુદ્ધ સ્વરૂપ જણાવે છે તેનાં ગુણસ્થાન ૭ થી ૧૪ અપેક્ષાપૂર્વક ગણી શકાય.

૭. **એવંભુત નય**–તે જીવનુ સપૂર્ણ અને સર્વથા શુદ્ધ સ્વરૂપ બનાવે છે તે **સિંદ્ધ સ્વરૂપ** છે. આ સ્વરૂપનો અશથી અનુભવ કરવા માટે **સમરસી ભાવમાં** આવવુ જોઇએ

સાત નયમા જે શબ્દો જાડા છાપ્યા છે તે અધ્યાત્મ જ્ઞાનમા અનુભવમા મુકવા યોગ્ય છે

## ચાર નિક્ષેપાથી જીવનું સ્વરૂપ

૧. **જીવ નામ** તે છ દ્રવ્યમાના ચૈતન્ય લક્ષણવાળા દ્રવ્યનુ નામ અથવા નામ સજ્ઞા 'જીવ' છે

૨ **સ્થાપના જીવ** તે 'જીવ' એવી રીતે જીવની લીપીમા સ્થાપના કરી શકાય છે

૩ **જીવ દ્રવ્ય** તે અસખ્યાત પ્રદેશી આત્મ દ્રવ્ય ( જીવ દ્રવ્ય ) છે

૪. **ભાવ જીવ** તે જીવ ઉદય, ઉપશમ, ક્ષયોપશમ, ક્ષાયક અને પરિણામિક ભાવમા રહે છે આધ્યાત્મ જ્ઞાનમા ઉદય ભાવની ઉપેક્ષા કરવાની હોય છે અવ બીજા ભાવો આદરવાના હોય છે નિક્ષેપાની બીજી હકીકત અહિ જીવને લગાડવાની જરુર નથી કારણકે આ વિષય આધ્યાત્મ જ્ઞાનનો જ છે

## જીવનો સ્યાદ્વાદ

**સ્યાદ્ અસ્તિ ચ એવ જીવ**—જીવ પોતાનાજ સ્વરૂપમા રહે છે તે સ્વરૂપ દ્રવ્ય, ક્ષેત્ર કાળ અને ભાવથી સમજવુ સ્વદ્રવ્ય=**અનત ગુણ પર્યાયના સમુહરૂપ જીવ દ્રવ્ય,** સ્વક્ષેત્ર=**અસખ્યાત આત્મ પ્રદેશો** સ્વકાળ=**ઉપયોગ કાળ** સ્વભાવ= **જ્ઞાન દર્શન સુખ, વીર્ય** વગેરે જીવના ગુણો

૨ **સ્યાદ્ નાસ્તિ ચ એવ જીવ**:—પરદ્રવ્યોના સ્વરૂપમા જીવ નથી. આ ભાગો **ભાવના અન્યત્વ** સિદ્ધ કરે છે એક જીવ કોઇ બીજા જીવના કે અજીવના સ્વરૂપમા રહેતો નથી

૩. **સ્યાદ્, અસ્તિ ચ નાસ્તિચ એવ જીવ**—અહિ એમ જાણવુ કે **જીવ પોતાના વર્તમાન પર્યાયમાં** રહે છે પણ ભુત અને ભવિષ્ય પર્યાયોમા રહેતો નથી. અહિ જીવની ઉત્પાત અને વ્યય પર્યાયો બતાવાય છે **જે ભાવમાં જીવ હોયતે ભાવનો ઉત્પાદ** અને પૂર્વ ભાવનો વ્યય સમજવો વળી અધ્યાત્મ જ્ઞાનમા **વિભાવ ભાવનો ત્યાગ** રૂપી નાસ્તિત્વ અને **સ્વભાવ ભવનું ગ્રહણ** રૂપી અસ્તિત્વ ધારણ કરવુ જરૂરી છે

૪ **સ્યાદ્ અવક્તવ્યં ચ એવ જીવ**—જીવના **અનંત ગુણોના અનંત પર્યાયોને પ્રવાહ** એક જ સમયમા વર્તે છે, તે બધા ગુણો અવક્તવ્ય છે એક સમયમા એક ગુણનો એક જ પર્યાય હોય પણ અનતા ગુણોના એક સમયમા અનતા પર્યાય હોય

૫. સ્યાત્, અસ્તિ ચ અવક્તવ્ય ચ એવ જીવ—અધ્યાત્મ જ્ઞાનમાં જ્યારે જીવ લય સમાધિમાં હોય છે ત્યારે કોઈ ગુણને મનમાં કે વચનથી બોલવામાં આવતો નથી પણ અવ્યક્ત રહે છે ફક્ત ગુણના ધર્મ પ્રમાણે આત્માનિ પરિણતિ રૂપ અનુભવ હોય છે અધ્યાત્મ જ્ઞાનને પ્રયોજન અર્થ આદિ દાખલ કર્યો છે બીજી અપેક્ષાઓ લીધેલ નથી તે જાણવું

૬ સ્યાત્ નાસ્તિ ચ અવક્તવ્ય ચ એવ જીવ—અધ્યાત્મ જ્ઞાનમાં અવ્યક્ત વિભાવ ભાવોને સ્થાન નથી અને વિભાવ ભાવો પણ એટલા બધા છે કે તે સર્વ બોલી શકાતા નથી.

૭. સ્યાત્, અસ્તિ ચ નાસ્તિ ચ અવક્તવ્ય ચ એવ જીવ—અધ્યાત્મ જ્ઞાનમાં શુદ્ધ અધ્યવસાયોનું અસ્તિત્વ હોય છે અશુભ અધ્યવસાયોનું નાસ્તિત્વ હોય છે અને દ્રવ્યાર્થિક નયમાં આત્મદ્રવ્ય, તેના ગુણો અને પર્યાયો અભેદ રૂપે હોય છે ત્યારે કોઈનું નામ શબ્દથી લેવાતું નથી તેથી અવ્યક્તરૂપે હોય છે

## જીવના ચાર પ્રમાણ

૧ આગમ પ્રમાણ જીવ—જીવ ચૈતન્ય લક્ષણયુક્ત સદા (નિત્ય) અસંયોગી, અસંખ્યાત પ્રદેશી, સુખ દુઃખનો જાણ, સુખ દુઃખનો વેદક અરૂપી દ્રવ્ય છે દ્રવ્ય ગુણ પર્યાયમાં પરિણમે છે તેમાં દ્રવ્ય અને ગુણો નિત્ય છે અને પર્યાય અનિત્ય છે, દેવ, મનુષ્ય, તિર્યંચ અને અને નારકી એ જીવના અશુદ્ધ વ્યંજન પર્યાય છે અને સિદ્ધ ભગવાન શુદ્ધ પર્યાય છે અજ્ઞાન, દુઃખનો અનુભવ મિથ્યાત્વ આદિ મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિઓ એ સર્વ અશુદ્ધ અર્થ પર્યાયો છે કે જેનો નાશ કરવાનો છે જ્ઞાન, દર્શન, આત્મિક સુખ, સમદૃષ્ટિ, ક્ષમા, વિનય, સરળતા, સંતોષ, ગંભીરતા, વૈરાગ્ય, અખેદ, નિર્ભયતા, અશોક, માધ્યસ્થ ભાવ, અવેદ, વિરતપણું અપ્રમાદ અને સક્રિય, એ સર્વ અર્થ પર્યાયો ગુણરૂપ છે તે આદરવા અને અનુભવવા યોગ્ય છે કે જેના આશ્રયથી છેવટે જીવનું શુદ્ધ સ્વરૂપ, કેવળજ્ઞાન, કેવળ દર્શન, અનંત આત્મિક સુખ, ક્ષાયક સમકિત, અને શુદ્ધ પારિણામિક ભાવ આદિ અનંત ગુણો મેળવી શકાય છે

૨ પ્રત્યક્ષ પ્રમાણ જીવ. જીવના ગુણો પ્રત્યક્ષ કરવાથી પ્રત્યક્ષ અનુભવ થાય છે જ્યાં જ્ઞાન, દર્શન, સુખ અને વીર્યની ઉત્પત્તિ જણાય છે ત્યાંજ આત્મ પ્રદેશો છે અને ત્યાંથી જ તે ગુણો ઉત્પન્ન થાય છે તેનાથી જ ભોગવાય છે જીવ નિશ્ચયથી સ્વભાવનો કર્તા છે અને સ્વભાવનો ભોક્તા છે પોતાના સ્વભાવનો ભાસનરો કે અનુભવ તે પ્રત્યક્ષ પ્રમાણ છે પોતાના ગુણનો અનુભવ કરવો તે અનુભવ જ્ઞાન છે તે કેવળ જ્ઞાનનો નાનો ભાઈ સમજવો. અધ્યાત્મ જ્ઞાનમાં પ્રત્યક્ષ પ્રમાણ અને આગમ પ્રમાણ ખાસ જરૂરી છે

૩. અનુમાન પ્રમાણ—જ્યાં (આત્મ પ્રદેશમાં) જ્ઞાન દર્શન આત્મિક સુખનો અંશ જણાય છે ત્યાં કેવળજ્ઞાન, કેવળ દર્શન, અનંત આત્મિક સુખ સત્તામાં છે એમ સમજી લેવું ?

પોતાના આત્મ પ્રદેશોમા સમ્યગ્ જ્ઞાન, સમ્યગ્ દર્શન અને આત્મિક સુખ અને વીર્ય શોધી શકે છે તે સમકિતી છે અને તે અનુભવ જ્ઞાનની સહાયથી ગમે ત્યારે શુદ્ધ સ્વરૂપ મેળવશે એમ ચોક્કસ જાણવુ

૪ **ઉપમા પ્રમાણ**—જેમ આકાશ અરૂપી છે છતા તેનો ખ્યાલ આવે છે ઉપર આકાશ દેખાય છે તે આકાશ નથી પણ વાદળાનો અસ્પષ્ટ સમૂહ છે બે ભિતની વચ્ચમા જે આકાશ છે તે ઉપરથી આકાશની કલ્પના કરી, એવી રીતે અરૂપી આકાશની ઉપમાદ્વારા **અરૂપી આત્માની કલ્પના** કરી શકાય છે પણ આકાશ જડ છે અને જીવ ચેતનાયુક્ત છે અને ચેતનાના ઉપયોગથી જીવતો જણાય છે પોતાના શરીરમા રહેલ ચેતનાયુક્ત અરૂપી જીવ આવી રીતે શરીરથી ભિન્ન તારવી શકાય છે, આ અધ્યાત્મ જ્ઞાનનો ખાસ વિષય છે ભાવથી શરીરમાથી જીવને તારવીને શરીરથી ભિન્ન રીતે અનુભવ કરવામા આવે અને મરણાતિક પરિસહમા આત્મિક સુખનો અનુભવ થાય તો નિશ્ચયથી કેવળજ્ઞાન થાય

હવે આત્મામાથી ગુણો શોધવાની રીત જોઇએ

પાચ ઇદ્રિયાના વિષયો (સાભળવુ, જોવુ, સુઘવુ, સ્વાદ અને સ્પર્શ)ને બધ કરો, મનને શરીરની બહાર જતુ બધ કરો, શરીર જે આકાશ પ્રદેશોમા છે તેજ આકાશ પ્રદેશોમા આત્મ પ્રદેશો છે તેમા મનને જોડવુ આખ મધ કરી શરીરને પણ ભુલી જવુ પણ તેમાં રહેલ આત્મ પ્રદેશોની શોધ કરવી

ઉપરની હકીકતનો અર્થ એવો થાય છે કે આખી દુનિયામાથી મન ખેચી લો અને આખો વીંચીને શરીર અવગાહનાવાળી જગ્યામા શુ છે તે જુઓ તો માલુમ પડશે કે ત્યા કઇક છે, તે પોતાનાજ સ્વરૂપનો અવ્યક્ત આભાસ માત્ર છે તેને મનથી ગ્રહણ કરીને વિચારશો તો માલુમ પડશે કે કોઇ જીવતુ હોય એમ લાગે છે તે જીવત્વ અથવા ચેતના છે અને તે પોતાની જ ચેતના છે

હવે તેમા મનથી સ્થિરતા કરો તેમ કરતા ચેતનાનુ કઇ પરિણમન થતુ હોય એમ લાગશે. આ પરિણમન તે ચેતનાનો સ્વભાવ છે તે અનાદિ પારિણામિક ભાવથી થાય છે, ચેતના જ્ઞાન ઉપયોગ રૂપે પરિણમે છે અથવા દર્શન ઉપયોગરૂપે પરિણમે છે, જ્યા ચેતના છે ત્યા જ આત્મપ્રદેશો છે કારણ કે ચેતના આત્માનો ગુણ છે તે-તેનાથી જુદો પડતો નથી હવે ચેતનાના બન્ને ઉપયોગને ઓળખો

ચેતનાનો આભાસ, સ્વરૂપ સત્તા અવલોકન, મનથી આત્મપ્રદેશોનુ પરોક્ષ (સૂત્રાનુસાર) માનસિક દર્શન જે થાય છે તે દર્શન ગુણ છે એવી રીતે **દર્શન**ને ઓળખવુ આ આત્મા છે, આ આત્મપ્રદેશો છે આ ચેતના છે, આ દર્શન આદિ ગુણો છે એવુ જાણપણુ જેનાથી થાય છે તે જ્ઞાન ગુણ છે પોતાના સ્વરૂપનો અનુભવ કરવો તે અનુભવ જ્ઞાન અથવા અનુભવ સ્પર્શન પણ **જ્ઞાનથી** જ થાય છે, એવી રીતે જ્ઞાન ગુણને ઓળખો

વખતે હોય છે પણ જેમાં ઉપયોગ હોય છે, તે ગુણને છદ્મસ્થ મુખ્યતાથી જાણે. છદ્મસ્થને સમયનો કોઈ હિસાબ નથી પણ અસખ્યાત સમયની વાત જાણે તે બરાબર સમજી લેવુ.

સર્વ ગુણો આત્મામાથી જ ઉત્પન્ન થાય છે અને આત્મા સાથે જ એકત્વ છે છદ્મસ્થને સર્વ ગુણો સપૂર્ણ રીતે સત્તામા છે પણ મુખ્ય આઠકર્મથી અવરાઇ ગયા છે, ક્ષયોપશમ પ્રમાણે ગુણોનો ઉઘાડ થાય છે જેમ જેમ ગુણોના અનુભવનો અભ્યાસ વધે તેમ તેમ ક્ષયોપશમ વધતો જાય અને ગુણોનો ઉઘાડ થતો જાય. અને સંવર સાથે નિર્જરા વધતી જાય.

આપણા પોતાના જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, શ્રદ્ધા ગુણોથી સિદ્ધ ભગવાનના કેવળ જ્ઞાન, કેવળ દર્શન, અનંત આત્મિક સુખ, ક્ષાયક સમકિત અને શુદ્ધ પારિણામિક ભાવમા પરિણતિ કરીએ તો ઉત્તમ પ્રકારનો ક્ષયોપશમ, ઉપશમ કે ક્ષાયકભાવ પ્રગટ થાય અને વજ્રઋષભ નારાચ સઘયણનો ધણી જો સિદ્ધ સ્વરૂપમય બનીને ગુણોમાં ઉત્કૃષ્ટ તિવ્રતાપૂર્વક લીન થઇ જાય તો તેને અતર્મુહુર્તમા કેવળ જ્ઞાન પ્રગટ થાય

આત્માના શુદ્ધ ગુણોનું સ્વરૂપ વિચારતા ધ્યાતા, ધ્યાન અને ધ્યેયની એકતા થાય છે આત્મા પોતાના જ્ઞાન ગુણ (ચેતના)થી **ધ્યાતા** થાય છે, પોતાના આત્મ સ્વરૂપે જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય **ધ્યેય** બને છે. આત્મપ્રદેશો અને આત્મગુણોમાં સ્થિરતા (તન્મયપણું અનુભવ સ્પર્શન) તે, પોતાના મતિશ્રુત જ્ઞાનની પક્વ દશાને લઇને પોતાના ભાવ મનથી, **ધ્યાન** થાય છે આત્માના આ એકાકારપણાથી અમૃતમય આત્મિક સુખનો અપૂર્વ અનુભવ થાય છે તે વખતે આધિ, વ્યાધિ, ઉપાધિના દુ ખની ગધ પણ રહેતી નથી, જગતનુ ભાન ભુલાય છે, સ્વરૂપનો ભાસ થાય છે છેવટે વચનયોગ (શબ્દ) બધ થાય છે, નામ ભુલાય છે, સવિકલ્પપણુ મટી નિર્વિકલ્પપણુ (સમાધિ, અભેદ સ્વરૂપ) પ્રાપ્ત થાય છે આત્મા અને ગુણોની અથવા આત્મા અને સિદ્ધ ભગવાનની ભિન્નતા રહેતી નથી (ભિન્નપણાનો ઉપયોગ રહેતો નથી) આત્માના ગુણોનુ, પર્યાયોનુ અને આત્મદ્રવ્યનું એકત્વ અનુભવાય છે અને ઘનઘાતિ કર્મોનો નાશ થાય છે

ભાવનાના શુદ્ધ અધ્યવસાયમાથી પણ અધ્યાત્મ જ્ઞાનમા પ્રવેશી શકાય છે અને અધ્યાત્મ જ્ઞાન માટે ભાવના પણ જરૂરી છે, માટે સમકિતની ૪ ભાવના અને બાર ધર્મભાવનામાથી આત્માનો અનુભવ કરવાની રીતો અહી બતાવવામા આવે છે.

## ભાવનામાં અધ્યાત્મ જ્ઞાન

**૧. મૈત્રી ભાવના**—અહિ ત્રણ લોકમા રહેલા સર્વ ગતિ જાતિના સર્વ જીવોની સાથે અરૂપી ચેતનાનું એકત્વ અનુભવવાનુ છે સર્વ જીવો અનતના આઠમા ભાગા મધ્યમ અનત અનતના પ્રમાણમા છે તે સર્વ જીવોના આત્મપ્રદેશો એક સરખા ઉત્કૃષ્ટ અસખ્યાત અસખ્યાત છે, કોઇ જીવને એક પણ પ્રદેશ વધુઓછુ નથી, તે સર્વ પ્રદેશો આકાશ પ્રદેશોની માફક અરૂપી (વર્ણ, ગધ, રસ, સ્પર્શ, આકારાદિ પૌદ્ગળીક ભાવો રહીત) છે વળી તે સર્વ જીવો ચેતનાયુક્ત છે, તે

ચેતના દ્વારા સંગ્રહ નયથી સર્વ જીવોનું એકત્વ કરી શકાય છે. દરેક જીવને પોતપોતાની ચેતના છે. સર્વ જીવો સાથે અંતર્વૃત્તિથી અરૂપી એકત્વ, ચૈતન્યદ્વારા એકત્વ, સમાન દૃષ્ટિ, એક રસરૂપ પરિણતિનો અનુભવ કરવો તે અધ્યાત્મ જ્ઞાન અથવા અનુભવ જ્ઞાનનો વિષય સમજવો. અને લોકમાં ફક્ત ભાવમનથી જીવદ્રવ્યોને જ જોવા, તેમના શરીરનો ખ્યાલ ન કરવો, આ દ્રવ્યાર્થિક નયનો વિષય છે. આવી સમાન દૃષ્ટિમાં સ્થિરતા કરવી તે ધ્યાનનો વિષય છે. અહીં કોઈ પૌદ્ગલિક પર્યાયોને જોવા નહિ. દ્રવ્યાર્થિક નયથી સ્વરૂપ સ્થિરતા થાય છે.

૨. પ્રમોદ ભાવના—પંચપરમેષ્ઠિમાંથી કોઈ પણ એક પદના ગુણોનો અનુભવ કરીને તે ગુણમય બની જવું તે ભાવ નમસ્કારનો વિષય છે. સિદ્ધ સ્વરૂપની સાથે પોતાના આત્માનું એકત્વ કરી પોતાના જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય દ્વારા સિદ્ધ ભગવાનના કેવળજ્ઞાન, કેવળદર્શન, ક્ષાયકસમકિત, શુદ્ધ પારિણામિક ભાવમાં લીન થઈ જવાથી સમરસી ભાવ ઉત્પન્ન થાય છે અને અનંતા કર્મની નિર્જરા થાય છે તેમજ આત્મિક સુખનો અનુભવ થાય છે.

૩ કરુણા ભાવના—ચાર ગતિમાં ભ્રમણ કરનારા જીવો અનાદિ કાળથી જન્મ, જરા, મરણ, રોગ, વધ આદિ અનેક પ્રકારના દુઃખોનો અનુભવ કરે છે તે પોતાના કરેલા કર્મનું ફળ ભોગવે છે. તે કર્મ કરતાં અટકીને સર્વ જીવો શાસન રસી પામો અને અનંત આત્મિક સુખમાં લીન થાઓ, આ ભાવના સાથે સર્વ જીવોની સાથે જાણે કે શાંત રસમાં લીન થતા હોઈએ એવો અનુભવ કરવો.

૪ માધ્યસ્થ ભાવના—ચૌદ લોકના સર્વ જીવોમાંના જેમનો સંસાર માર્ગ છે, અશુદ્ધ વ્યવહાર છે, આઠ કર્મના ઉદયમાં સપડાયેલા છે, પંચ ઇંદ્રિયોના વિષયમાં ફસાયેલા છે, મોહનીય કર્મને વશ થયેલ છે તે સર્વ જીવોના વ્યવહારમાં ઉદાસીન વૃત્તિ રાખી તટસ્થ જ્ઞાતા દ્રષ્ટા થઈને શાંત રસમાં લીન થવું. આ ચાર ભાવનાના ધ્યાનથી સમકિત પમાય છે અને સમકિત પામેલાનું સમકિત નિર્મળ થાય છે.

## બાર ધર્મ ભાવના

અહિં ફક્ત અધ્યાત્મ જ્ઞાનમાં ઉતરવા પુરતો વિષય છે. દરેક ભાવનાનું વ્યવહારિક વર્ણન આપેલ નથી તે ધ્યાનમાં સમજવું.

૧ એકત્વ ભાવના—પોતાના જીવાત્મા અનંત ગુણમય છે તે તો ફક્ત કેવળજ્ઞાની જ જાણી શકે. છદ્મસ્થ તો અસંખ્યાતા ગુણ પણ જાણી શકે. તેમાં પણ જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય આત્મિક સુખ અને મહા મુખ્ય છે. આ ગુણો સાથે જ પોતાના આત્મદ્રવ્યનું એકત્વ છે. પોતાના આત્મા સિવાયના કોઈ પણ દ્રવ્ય કે તેના ગુણ કે તેના પર્યાય સાથે પોતાના આત્માનું એકત્વ નથી, પોતાના ગુણો સાથે પોતાના આત્મદ્રવ્યનું એકત્વ છે તેનો અનુભવ કરવો તે આત્મજ્ઞાનનો વિષય છે.

તેની રીત એવી છે કે ઇન્દ્રિયોના સર્વ વિષયો શબ્દ, રૂપ, ગંધ, રસ, સ્પર્શ તેમ જ શરીર અને સર્વ જગતને ભૂલીને શરીરસ્થ અરૂપી આત્મપ્રદેશોમા ભાવ મનને જોડવુ અને તેમા નિજ આત્મગુણની શોધ કરવી જીવતાપણાનો આભાસ થાય છે તે ચેતનાનો આભાસ છે તે આત્માના દર્શન ગુણથી થાય છે, ચેતના તથા આત્માના સર્વ ગુણોનુ જાણપણુ જ્ઞાનથી થાય છે માટે જે જે ગુણો આત્મપ્રદેશોમા ઉત્પન્ન થાય તે જ્ઞાનથી જાણી અને તે ગુણોના જાણકાર તરીકે જ્ઞાનને ઓળખીને જ્ઞાયકભાવમાં લીન થવું અને દર્શન ઉપયોગ આવે એટલે નિર્વિકલ્પ દર્શન સ્વરૂપમા લીન થવુ

કોઇ પણ ગુણ ઉંડાણમા આવવાથી આત્મિક સુખનો અનુભવ થાય ત્યારે આત્મિક સુખને ઓળખી તેમા લીન થવુ કોઈપણ ગુણમા સ્થિરતા આવે અને આત્મિક સુખનો અનુભવ થાય ત્યારે તે કામ ચારિત્રનુ સમજવું એવી રીતે ભાવચારિત્રને ઓળખી તેમા લીન થવુ. જ્ઞાનમાથી દર્શનમા જતા અથવા એક ગુણમાથી બીજા ગુણના અનુભવ કરવા જતા અથવા એક ગુણમાથી બીજા ગુણના અનુભવ કરવા જતાં અથવા આત્મપ્રદેશો અને ગુણોમા પ્રવૃત્તિ કરતા જે સ્ફુરણા થાય તે પંડીતવીર્યનુ કામ છે, તે કાર્યદ્વારા પંડીતવીર્યને ઓળખી તેમા લીન થવુ આવી રીતે પોતાના **દરેક ગુણો સાથે આત્મપ્રદેશોનુ એકત્વ અનુભવવું.**

**૨. અન્યત્વ ભાવના**—પોતાના આત્મા સાથે જેનુ એકત્વ છે તે સિવાયના સર્વ દ્રવ્યો, ગુણો, પર્યાયો પોતાના આત્માથી ભિન્ન છે, અન્ય છે શરીર, ઇન્દ્રિયો, મનોવર્ગણા, વચનવર્ગણા, આઠકર્મ, કર્મફળ અને પોતાના સિવાયના સર્વ જીવો તથા સર્વ અજીવો અને તેમના ગુણો અને પર્યાયો અને સર્વ જગત્ પોતાથી ભિન્ન છે, નિજ આત્માનુ તેમની સાથે એકત્વ નથી પણ અન્યત્વ થાય છે. જ્યારે એકત્વ ભાવના સિદ્ધ થાયત્યારે અન્યત્વ ભાવના આપોઆપ સિદ્ધ થાય છે અન્યત્વ ભાવનાની સાથે **નિજ આત્મ દ્રવ્યની નિઃસંગ અવસ્થાનો અનુભવ કરવો.**

**૩. અનિત્ય ભાવના**—જેમની સાથે નિજ આત્માનુ એકત્વ નથી પણ અન્યત્વ છે તેમનો સંયોગ થાય તે અનિત્ય છે, હંમેશાં રહેવાનો નથી, તેમની સ્થિતિ પૂરી થયે તેમનો વિયોગ થવાનો છે, આવા તો અનંત અનંત સંયોગ વિયોગ થયા અને કોઇનુ નામ નિશાન કે યાદી પણ રહી નથી. વર્તમાન સંયોગ તે પણ અનિત્ય છે તેમા પણ સુખદુઃખની કલ્પના કરવી નકામી છે વળી પોતાના આત્મદ્રવ્યના ભૂતપર્યાયોમાનો કોઇ પર્યાય મોજુદ નથી સર્વે નાશ થયા છે પોતાના વ્યંજન અને અર્થ પર્યાયો ફર્યા કરે છે તેથી તે પણ અનિત્ય છે ફક્ત પોતાના આત્મપ્રદેશો તથા તેમની સાથે એકત્વ ધરાવતા અને સત્તામા રહેલા ગુણો જેમકે કેવળજ્ઞાન, કેવળદર્શન, અનંત આત્મિક સુખ, ક્ષાયકસમકિત, શુદ્ધ પારિણામિક ભાવ આ સર્વ નિત્ય છે માટે પોતાના **ત્રિકાલી શુદ્ધ આત્મદ્રવ્યમાં લીન થવુ**

**૪. અશરણ ભાવના**—જે વસ્તુ નિત્ય નથી તેમ જ અન્ય છે તેનુ શરણુ નકામુ છે, કારણ તે છોડીને ચાલ્યા જવાનુ છે. વળી સર્વ દ્રવ્યો સ્વતંત્ર છે, પોતપોતાના પર્યાયમા રહે છે,

અને મનના વિકલ્પો પણ નાશ પામી જાય છે અને આત્માના સ્વરૂપનો નિશ્ચયથી બોધ થાય છે

**૯. સંવર ભાવના**—તેના વ્યવહારિક ભેદો ૫૭ છે, તે ભાવવી પાચમા અતર્ગત્ત થાય છે, સમકિત, વિરતિ (વિરક્ત ભાવ), અપ્રમાદ (શુદ્ધ ઉપયોગ), અકષાય (રાગદ્વેષનો અભાવ), યોગો ઉપર અંકુશ અને છેવટે અયોગીપણુ આત્માને **અંતરમુખ વૃત્તિથી** આ પાચે ભાવો લાગુ પાડવા અને કર્મ **અગ્રહણરૂપી આત્માનું શુદ્ધ સ્વરૂપ ભાવથી** નિહાળવું અને **તે સવર સ્વરૂપમાં લીન થઈ જવું.**

**૧૦. નિર્જરા ભાવના**—સ્વસવેદન વીતરાગ જ્ઞાનપૂર્વક **આત્મિક સુખમાં લીન** થવાથી ભાવ નિર્જરા ઉપજે છે **તપના બાર ભેદોમાં** પ્રવર્તતા અતર્મુખ ભાવથી પણ આત્મિક સુખનો અનુભવ થાય છે તેની હકીકત પચાચારમા અધ્યાત્મજ્ઞાનના તપ વિભાગમા આપેલી છે

શાત રસની ભાવના ચિત્તક્ષેત્રમા સ્થિર કરીને, આત્મ પ્રદેશોને ભાવમનથી ગ્રહણ કરી તેમા આત્મિકસુખ શોધવુ એટલે પડીત–વીર્યે તરત જ આત્મિકસુખ પ્રગટ કરશે તેનો અનુભવ કરવાથી પણ ભાવ નિર્જરા થાય છે અહિ વીતરાગ શબ્દ અપેક્ષાપૂર્વક સમજવો, કારણકે વીતરાગ ભાવ નિશ્ચયથી ૧૧ મે ગુણસ્થાનેથી કહેવાય છે

સ્વસવેદન તે સ્વ = આત્મા + સ = સમ્યક્ પ્રકારે + વેદન = અનુભવ એટલે દ્રવ્યથી અનત ગુણ પર્યાયાત્મક આત્મદ્રવ્ય, ક્ષેત્રથી અસખ્યાત પ્રદેશ, કાળથી ઉપયોગ, ભાવથી જ્ઞાન, દર્શન ચારિત્ર, આત્મિક સુખ અને વીર્યનો અનુભવ તે સ્વસવેદન જ્ઞાન

**૧૧ ધર્મ ભાવના**—આત્માનો શુદ્ધ સ્વભાવિક ધર્મ તો કેવળજ્ઞાન, કેવળદર્શન, ક્ષાયક સમકિત, અનત આત્મિકસુખ અને શુદ્ધ પારિણામિક ભાવ છે. તે પ્રાપ્ત કરવા માટે **નિજ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્યથી શુદ્ધ ભાવોમાં પરણતિ** કરવાથી, સાધન ધર્મ પોતે જ શુદ્ધ થતા થતા સાધ્યરૂપે પરિણમે છે એટલે કે આવરણો ખસતા ખસતા નાશ પામે ત્યારે શુદ્ધ ધર્મ પ્રગટ થાય છે

**૧૨. લોક ભાવના**—ત્રણ લોકનુ સ્વરૂપ વિચારતા વિચારતા છેવટે લોકાગ્રનગર નજર કરી તેમા સિદ્ધક્ષેત્ર જોઇને, તેમા જાણે કે પોતાના આત્માએ પ્રવેશ કર્યો હોય અને સિદ્ધ સ્વરૂપનો અનુભવ કરતો હોય એવા **સમરસી ભાવમાં લીન થવું.**

અનુભવ જ્ઞાનને કેવળજ્ઞાનના નાના ભાઇની ઉપમા અપાય છે, કારણ કે તેના વારવાર અભ્યાસથી ધ્યાનની વિશુદ્ધિ થાય છે અને ભવાતરમા શુક્લ ધ્યાન પ્રગટ થાય છે કે જે ક્ષપક શ્રેણીએ લઇ જાય છે, જેથી કેવળજ્ઞાન પ્રગટ થાય છે

અધ્યાત્મજ્ઞાન તે ભાવશ્રુત જ્ઞાન છે અનુભવ જ્ઞાન છે, આત્મ જ્ઞાન છે, મતિજ્ઞાનાવરણીય અને શ્રુત જ્ઞાનાવરણીયના ખાસ ક્ષયોપશમથી ઉપજે છે, સ્વાનુભૂતિ રૂપ છે, સ્વસંવેદન જ્ઞાન છે,

જેમાં જીવો પોતપોતાના સુખની શોધમાં રહે છે તો પોતાનું સુખ છોડીને કેવી રીતે મદદ કરશે! સ્વાર્થમાં જો પોતાને સુખ ઉપજે તો જ સહાય આપે પણ આ તો અનિત્ય સંયોગ અને વિભાવ દશા છે તેથી શરણ પણ અનિત્ય છે અને વિભાવ દશા સુખરૂપ નથી. જે નિત્ય છે જેની સાથે એકત્વ છે અને જે શરણરૂપ છે તે તે પોતાના આત્મપ્રદેશો અને ગુણો જ છે માટે તેમાં લીન થઈ જવું. વ્યવહારથી પંચપરમેષ્ઠિનું શરણ છે તે માર્ગદર્શક છે તે માર્ગ પ્રમાણે પોતાના ગુણોથી જ પોતે જ પુરુષાર્થ કરવાનો છે.

**૫. સંસાર ભાવના**—ચાર ગતિ, ૨૪ દંડક ૮૪ લાખ જીવયોનિમાં પરિભ્રમણ તે સંસાર, તે જન્મ, જરા, મરણ, આધિ, વ્યાધિ, ઉપાધિ વગેરે અનેક દુઃખોથી ભરપૂર છે. પાંચ ઇન્દ્રિયોના વિષયથી સુખની શોધમાં જતાં જીવો અજ્ઞાનતા અને કષાયથી દુઃખને પોતાની મેળે વહોરી લે છે. સંસારની અશુભતા અને વિચિત્રતા પણ હદ વગરની છે. આવા અપવિત્ર સંસારમાં રહેવાને કોણ ઇચ્છે! **ઉદાસીન ભાવ** (માધ્યસ્થ ભાવ) થી આવા સંસાર પ્રત્યે તટસ્થ જ્ઞાતા દૃષ્ટા બની તેમાંથી **ભાવથી વિરક્ત બની** પોતાના **શુદ્ધ આત્મ દ્રવ્યમાં લીન થવું.**

**૬ આસ્રવ ભાવના**—સંસારનું કારણ આસ્રવ છે તેના અનેક ભેદો મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય અને અશુભ યોગમાં સમાઈ જાય છે તે આસ્રવ માર્ગનો ત્યાગ કરીને સંવર માર્ગ સમકિત વિરતિ, અપ્રમાદ દશા, અકષાય ભાવ અને અયોગીઅવસ્થા જે આત્માનું જ સંવર **સ્વરૂપ છે તેમાં લીન થઈ જવું.**

**૭ અશુચી ભાવના**—આસ્રવ, શરીરના કારણે જ થાય છે અને શરીર હાડ, માંસ, રુધિર, મજ્જા આદિ અનેક અશુભ વસ્તુથી ભરપૂર છે. ચામડીથી વિંટાએલ હોવાને લીધે તે અશુભ દેખાતી નથી, આવા શરીર ઉપર મોહ રાખવો અને તેના માટે ૧૮ પાપો સેવવા તે તો મુર્ખતા છે માટે **નિર્મળ શુદ્ધ અશુચી રહીત આત્મ દ્રવ્યમાં લીન થવું.**

**૮ બોધિ ભાવના**—બોધ, શરીર અને જીવની ભિન્નતા બતાવીને, શરીરભાવ છોડાવીને આત્મભાવમાં રહેવાની રીત બતાવે છે. શરીર, પુદ્ગલોના સ્કંધરૂપે પુદ્ગલ પર્યાય છે જડ છે. ત્યારે જીવ જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય સ્વરૂપ છે ઇન્દ્રિયોદ્વારા થતા શરીરના ભાવો શબ્દ, રૂપ, ગંધ, રસ, સ્પર્શ આકાર વગેરે ભાવોનો મનથી ત્યાગ કરીને આત્માના પોતાના જ્ઞાન, દર્શન, **ચારિત્ર આત્મિક સુખ અને વીર્યનો અનુભવ કરવો તે નિશ્ચય સમકિત છે.** જ્ઞાન, દર્શન, ચેતનાના ઉપયોગ પર્યાય છે આત્મિકસુખ તે જીવના આનંદ ગુણનો પર્યાય છે રાગદ્વેષની મંદતાથી રાગદ્વેષના અભાવ સુધી ગુણોમાં સ્થિરતા રૂપે જે ભાવ છે તે ચારિત્રનો પર્યાય છે. પ્રવૃત્તિ તે વીર્યનો પર્યાય છે જીવના અનંતા ગુણોનો પર્યાય પ્રવાહ દરેક સમયે ચાલુ છે.

એક સમયે એકેક ગુણનો એક જ પર્યાય હોય. આ બધા ગુણોનું એકત્વ રૂપ સમાધિમાં થાય છે કે જ્યાં આત્મા જ્ઞાયક ભાવમાં લીન થાય છે અથવા આત્મા આત્માને નિર્વિકલ્પ ચૈતન્ય સ્વરૂપે જોઈ રહે છે ત્યારે શરીરના સર્વ ભાવો અદૃશ્ય થઈ જાય છે

અને મનના વિકલ્પો પણ નાશ પામી જાય છે અને આત્માના સ્વરૂપનો નિશ્ચયથી બોધ થાય છે

**૯. સંવર ભાવના**—તેના વ્યવહારિક ભેદો ૫૭ છે, તે ભાવથી પાંચમા અંતર્ગત્ત થાય છે, સમકિત, વિરતિ (વિરક્ત ભાવ), અપ્રમાદ (શુદ્ધ ઉપયોગ), અકષાય (રાગદ્વેષનો અભાવ), યોગો ઉપર અંકુશ અને છેવટે અયોગીપણુ આત્માને **અંતરમુખ વૃત્તિથી** આ પાંચે ભાવો લાગુ પાડવા અને **કર્મ અગ્રહણરૂપી આત્માનું શુદ્ધ સ્વરૂપ ભાવથી** નિહાળવું **અને તે સંવર સ્વરૂપમાં લીન થઈ જવું.**

**૧૦. નિર્જરા ભાવના**—સ્વસંવેદન વીતરાગ જ્ઞાનપૂર્વક **આત્મિક સુખમાં લીન** થવાથી ભાવ નિર્જરા ઉપજે છે **તપના બાર ભેદોમાં** પ્રવર્તતા અંતર્મુખ ભાવથી પણ આત્મિક સુખનો અનુભવ થાય છે તેની હકીકત પંચાચારમા અધ્યાત્મજ્ઞાનના તપ વિભાગમા આપેલી છે

શાંત રસની ભાવના ચિત્તક્ષેત્રમા સ્થિર કરીને, આત્મ પ્રદેશોને ભાવમનથી ગ્રહણ કરી તેમા આત્મિકસુખ ગોઠવવુ એટલે પંડીત–વીર્યે તરત જ આત્મિકસુખ પ્રગટ કરશે તેનો અનુભવ કરવાથી પણ ભાવ નિર્જરા થાય છે. અહિં વીતરાગ શબ્દ અપેક્ષાપૂર્વક સમજવો, કારણકે વીતરાગ ભાવ નિશ્ચયથી ૧૧ મે ગુણસ્થાનેથી કહેવાય છે

સ્વસંવેદન તે સ્વ = આત્મા + સં = સમ્યક્ પ્રકારે + વેદન = અનુભવ. એટલે દ્રવ્યથી અનંત ગુણ પર્યાયાત્મક આત્મદ્રવ્ય, ક્ષેત્રથી અસંખ્યાત પ્રદેશ, કાળથી ઉપયોગ, ભાવથી જ્ઞાન, દર્શન ચારિત્ર, આત્મિક સુખ અને વીર્યનો અનુભવ તે સ્વસંવેદન જ્ઞાન

**૧૧ ધર્મ ભાવના**—આત્માનો શુદ્ધ સ્વભાવિક ધર્મ તો કેવળજ્ઞાન, કેવળદર્શન, ક્ષાયક સમકિત, અનંત આત્મિકસુખ અને શુદ્ધ પારિણામિક ભાવ છે તે પ્રાપ્ત કરવા માટે **નિજ જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્યથી શુદ્ધ ભાવોમાં પરિણતિ** કરવાથી, સાધન ધર્મ પોતે જ શુદ્ધ થતા થતા સાધ્યરૂપે પરિણમે છે એટલે કે આવરણો ખસતા ખસતા નાશ પામે ત્યારે શુદ્ધ ધર્મ પ્રગટ થાય છે

**૧૨. લોક ભાવના**—ત્રણ લોકનુ સ્વરૂપ વિચારતા વિચારતા છેવટે લોકાગ્રનજર નજર કરી તેમા સિદ્ધક્ષેત્ર જોઇને, તેમા જાણે કે પોતાના આત્માએ પ્રવેશ કર્યો હોય અને સિદ્ધ સ્વરૂપનો અનુભવ કરતો હોય એવા **સમરસી ભાવમાં લીન થવું.**

અનુભવ જ્ઞાનને કેવળજ્ઞાનના નાના ભાઇની ઉપમા અપાય છે, કારણ કે તેના વારંવાર અભ્યાસથી ધ્યાનની વિશુદ્ધિ થાય છે અને ભવાંતરમા શુક્લ ધ્યાન પ્રગટ થાય છે કે જે ક્ષપક શ્રેણીએ લઇ જાય છે, જેથી કેવળજ્ઞાન પ્રગટ થાય છે

અધ્યાત્મજ્ઞાન તે ભાવશ્રુત જ્ઞાન છે અનુભવ જ્ઞાન છે, આત્મ જ્ઞાન છે, મતિજ્ઞાનાવરણીય અને શ્રુત જ્ઞાનાવરણીયના ખાસ ક્ષયોપશમથી ઉપજે છે, સ્વાનુભુતિ રૂપ છે, સ્વસંવેદન જ્ઞાન છે,

રાગદ્વેષ રહિત પણું, ઇંદ્રિયો અને મનના વિકલ્પ રહિત શુદ્ધ આત્માની અભિમુખ સુખરૂપ છે તે કેવળજ્ઞાનની અપેક્ષાએ પરોક્ષ છે પણ ક્ષયોપશમિક પ્રત્યક્ષ જ્ઞાન છે અને સહજ સ્વભાવે જ્ઞાનાનંદનો અનુભવ કરાવે છે. તે ધર્મ ધ્યાન અને શુક્લ ધ્યાનનો વિષય છે અને આત્મરમણતામાં લઇ જાય છે.

આત્મરમણતામાં ઉપયોગ ફક્ત આત્મપ્રદેશોમાં અને શુદ્ધ આત્મગુણોમાં જ હોય અથવા સાથે લોક અલોકના તટસ્થ જ્ઞાતા દ્રષ્ટા તરીકે ઉપયોગ રાખવામાં આવે અને કાં તો પોતાના આત્માનું જ ધ્યાન ધરવામાં આવે અથવા સિદ્ધ સ્વરૂપ અથવા અરિહંતના ક્ષાયક ભાવોનું ધ્યાન ધરવામાં આવે અથવા પંચ પરમેષ્ઠિના આત્મિક ગુણોનું ધ્યાન ધરવામાં આવે.

જ્યારે ફક્ત આત્મપ્રદેશોમાં લક્ષ હોય ત્યારે શરીરસ્થ ચૈતન્યમાં હોય કે કેટલાક શરીરના સ્થાનોમાં રહેલ આત્મપ્રદેશોમાં લક્ષ રાખવામાં આવે. તે સ્થાનો—મસ્તકના ઉપરનો વચ્ચેનો ભાગ, કપાળ, બે ભ્રમર અને તેની વચ્ચે જગ્યા, હૃદય, ત્યાં અસંખ્યાત પ્રદેશોમાં લક્ષ રાખવું અને નાભિના સ્થાને આઠ રુચક પ્રદેશોમાં લક્ષ રાખવું

એક આત્મપ્રદેશ અને એક ગુણ પર્યાયનું પણ ધ્યાન ધરવામાં આવે છે. આંખ બંધ રાખવી અથવા નાસિકાના અગ્ર ભાગ ઉપર દ્રષ્ટિ સ્થાપન કરવી. આત્મરમણતા કરવામાં આત્માના ગુણો આત્મામાંથી જ શ્રુતજ્ઞાન અનુસાર શોધવા અથવા પાઠ રાખેલ શબ્દ કે શબ્દના સમાસ ઉપરથી અધ્યવસાય દ્વારા આત્મ રમણતા કરવી, જેમ સૂર્યના હજારો કિરણોમાંથી કોઇ એક કિરણ દ્વારા સૂર્યને પહોંચવાની કલ્પના કરાય તેમ કોઇ એક અધ્યવસાય દ્વારા આત્મરમણતા કરી શકાય.

ગુરુના ધર્મ પ્રમાણે આત્મ પરિણતિ કરવી અથવા શ્રુતજ્ઞાન અનુસાર આત્માના ગુણોમાં મતિને પરિણમાવવી તે અનુભવ જ્ઞાન કહેવાય છે અને તે શુદ્ધ પરિણતિની સ્થિરતા કરવી તે ભાવ ચારિત્ર છે. હવે આત્માનું ધ્યાન કેવી રીતે ધરવું તે જણાવવામાં આવે છે.

આત્મ ધ્યાન—અહિં આત્માના ગુણો અને તેને અનુભવમાં કેવી રીતે લેવા તે જણાવવામાં આવે છે અહિં નિશ્ચય નયની મુખ્યતા છે તેથી બીજા નયોનો નિષેધ ન સમજવો.

જ્ઞાન જ્ઞાનથી શ્રુતજ્ઞાન અનુસાર લોક અલોકનું સ્વરૂપ, આત્મ દ્રવ્ય, આત્મ પ્રદેશો આત્મ ગુણો અને ગુણપર્યાયને જાણો, નિજ (પોતાનો આત્મા) ગુણ પર્યાયમાં કેવી રીતે પરિણમે છે તેનો અનુભવ કરો, જે વખતે ? ગુણનું પરિણમન થાય છે તે વખતે તે ગુણના પર્યાયનો ઉત્પાદ થાય છે ત્યારે પૂર્વ પર્યાયનો વ્યય થાય છે તે અંતરદ્રષ્ટિથી ઓળખો. જ્યારે કોઇ ભિન્નભિન્ન ગુણની મુખ્યતા નથી રહેતી ત્યારે સર્વ ગુણોના પર્યાયોને સ્વરૂપે અનુભવમાં મુકો ત્યારે આત્મા તેના ગુણો અને પર્યાયનું એકત્વ થાય છે આ અભેદ જ્ઞાન કહેવાય.

દરેક ગુણને જુદા જુદા જાણવા અને આત્માથી ગુણને ભિન્ન તારવો તે ભેદ જ્ઞાન છે. એ જ્ઞાન પૃથક્ત્વ વિતર્ક સવિચાર શુક્લ ધ્યાનના પહેલા પાયાનો વિષય છે અને

અભેદ સ્વરૂપનો અનુભવ એકત્વ વિતર્ક અવિચારે (સમાધિ)નો વિષય છે પણ આપણામા શુક્લ ધ્યાન જેટલી નિર્મળતા રહેતી નથી છતાં ભેદ તથા અભેદ સ્વરૂપનો પ્રજ્ઞા પ્રમાણે અંશથી અનુભવ કરી ધર્મ ધ્યાનમા ઉતરી શકીએ છીએ

આત્માનો અનુભવ તે **અનુભવ જ્ઞાન** અથવા **અનુભવ સ્પર્શનથી** ક્ષયોપશમિક ભાવ શ્રુતજ્ઞાન પ્રત્યક્ષ થાય છે જો કે કેવળજ્ઞાનની અપેક્ષાએ પરોક્ષ છે આત્માના **સર્વ ગુણો પણ જ્ઞાનથી જાણી શકાય છે** આપણી સતામા (આત્મ પ્રદેશોમા) **કેવળજ્ઞાન** (અનંત જ્ઞાન) છે, પ્રદેશે પ્રદેશે અનંત જ્ઞાન છે પણ કર્મ આવરણથી ઢંકાઇ ગયેલ છે અનુભવ જ્ઞાનના અભ્યાસથી ક્ષયોપશમ થતા થતાં છેવટે આપણુ જ જ્ઞાન જ્યારે સર્વ આવરણ રહીત થાય ત્યારે કેવળજ્ઞાન પ્રગટ થાય છે જેને સત્તામા કેવળજ્ઞાન હોય તે જ કેવળ જ્ઞાનનો શ્રુતજ્ઞાન અનુસાર નિશ્ચય કરી **લોક અલોકના તટસ્થ જ્ઞાતા થવાનો અભ્યાસ** કેળવી શકે

જ્ઞાનથી વસ્તુનુ સ્વરૂપ અનેક અંશો અને ભેદોથી જાણી શકાય છે તેથી જ્ઞાનનો ઉપયોગ **સાકાર** ગણાય છે સમાધિથી અનુભવ જ્ઞાન આવે છે અનુભવ જ્ઞાનથી અપૂર્વ અભિનવજ્ઞાન પ્રગટે છે તેથી શુક્લ ધ્યાન પ્રગટ થાય છે અને છેવટે કેવળજ્ઞાન પ્રગટે છે

**દર્શન**—દર્શનથી શ્રુત જ્ઞાને અનુસાર **લોક અલોકના મનોદર્શનથી તટસ્થ દ્રષ્ટા** થઇ શકાય છે **આત્મ પ્રદેશો** પણ જોવાય છે **સ્વરૂપ સત્તાનું અવલોકન** થાય છે, **ચેતનાનો આભાસ થાય છે** આપણી સત્તામા કેવળ દર્શન હોય તો કેવળ દર્શનનો આભાસ અંશથી કેળવી શકાય. તો છેવટે આપણા દર્શન ગુણના આવરણો દૂર થતા થતા સર્વ આવરણો દૂ થાય ત્યારે દર્શન ગુણ, કેવળ દર્શન થઇ જાય છે ભેદ, આકાર કે જુદા જુદા અંશોના વિસ્તાર વગર સમુચ્ચય વસ્તુનુ દર્શન થાય તેથી દર્શન ઉપયોગ **નિરાકાર** કહેવાય છે

જ્ઞાન અને દર્શન ઉપયોગ ફરતા રહે છે એટલે કે ચેતના જ્ઞાન ઉપયોગ કે દર્શન ઉપયોગમા પારિણામિક ભાવથી પરિણમ્યા કરે છે તેમજ વીર્યના સહચારથી જે ઉપયોગ લગાવવો હોય તે લગાવી શકીએ છીએ અહિ છદ્મસ્થને સમયનો હિસાબ હોતો નથી અને અંતર વૃત્તિમા કોઇક વખતે ખબર પણ રહેતી નથી કે વર્તમાન ઉપયોગ જ્ઞાનનો છે કે દર્શનનો પણ ચિંતા કરવી નહિ કારણ કે બન્ને આત્મસ્વરૂપ જ છે

**ચારિત્ર**—મોહનીયકર્મની ૨૮ પ્રકૃત્તિઓને મંદ કરવી કે તેનો અભાવ કરવો, રાગદ્વેષની મંદતા કે અભાવ, સુખદુ ખની લાગણીનો અભાવ, ઇષ્ટ અનિષ્ટપણાની બુદ્ધિનો અભાવ, શુદ્ધ આત્મ ગુણોમા સ્થિરતા, **શાંત (સમતા) રસમાં લીન થવું** આ બધા ભાવ ચારિત્રના પર્યાય છે જ્યારે ભાવ ચારિત્રમા પ્રવૃત્તિ હોય છે ત્યારે મન, વચન, કાયાના યોગોમાના કોઇ સાવદ્ય વેપારમાં જોડાતા નથી આત્માના ધ્યાન વખતે મોહનીયકર્મની પ્રકૃતિઓ કોઇ સ્થુલ રીતે

જ્ઞાન, દર્શન-ચારિત્ર અને તપમાં આત્મિક સુખ ઉપજે તો નિશ્ચય મોક્ષ માર્ગ સમજવો જ્ઞાન, દર્શન આત્મિકસુખ અને વીર્ય સર્વ જીવના ભાવ પ્રાણ છે તેમા નિરંતર ઉપયોગ રાખવાથીમોક્ષ નજીક જ છે સિદ્ધ ભગવાનમા પણ અકરણ વીર્ય છે અને સંસારી જીવમા પ્રવૃતિ (પ્રયત્ન) રૂપે સકરણ વીર્ય છે

જીવના મૂળ શુદ્ધ ગુણો છદ્મસ્થની દ્રષ્ટિમા કેવળજ્ઞાન, કેવળ દર્શન, અનંત આત્મિક સુખ, ક્ષાયક સમકિત, સમભાવ, અક્ષયપણુ, અરૂપીપણુ અગુરૂલઘુ વીર્ય અને શુદ્ધ પરિણામિક ભાવ છે બાકીના ગુણો એક અથવા બીજા ગુણના ભેદ સ્વરૂપે વ્યવહારથી કહી શકાય.

**દયા**—આધ્યાત્મ જ્ઞાનમા અનુભવ માટે દયાનુ સ્વરૂપ **અહિંસા ભાવ સમભાવ અને સર્વ જીવ અનંત આત્મિક સુખમાં લીન થાઓ એવી ભાવના** રૂપે છે સમભાવથી સર્વ જીવો સાથે અરૂપી ચૈતન્ય એકત્વનો અનુભવ થાય છે

**ક્ષમા**—આત્માના એક રસ રૂપ પરિણતિથી શાંત રસ ઉપજે છે તે સમતારૂપે પરિણમે છે અને વીર્યથી સમતા ચાલુ રહે છે, સમતાથી ક્ષમા ઉત્પન્ન થાય છે અને તેથી સર્વ જીવો સાથેનો વેર વિરોધ ઉડી જાય છે, રાગદ્વેષની પરિણતિ મંદ પડી જાય છે ઉંડાણથી વિચાર કરવો કે મારે કોની સાથે વેર છે, જો એમ લાગે કે અમુકની સાથે અમૈત્રીભાવ છે તો તેનુ કારણ તપાસવુ, તેમા પોતાનો દોષ જણાય તો તે દોષ માટે માફી માગવી અને ન જણાય તો સમજવુ કે અમુક સંયોગ કર્મ જન્ય હતો તે ખપાવવા માટે આમ થયુ છતા મે મનમા વિરોધ રાખ્યો તે મારી ભુલ થઇ માટે માફી માગવી આની રીતે અભ્યંતર ભાવે ક્ષમા કેળવી શકાય છે

**શાંત રસ**—તે સમતા ભાવની અભ્યંતર ભાવે આત્મ પ્રદેશોમા એક રસ રૂપ પરિણતિ છે, **શાંતરસની ભાવના ચિત્ત ક્ષેત્રમા સ્થિર કરવી** તેથી આત્મિક સુખનો અનુભવ થાય છે, તે સુખ આકુળતા, વ્યાકુળતા, આધિ, વ્યાધિ અને ઉપાધિ અને ચંચળતા રહિત છે

**સમતા**—તે સમભાવને ઉત્પન્ન કરવાનો ચારિત્ર પર્યાય છે, **આત્માને** અસંખ્યાત અસંખ્યાત **પ્રદેશો** છે, તે **બધા સરખા** છે. તેનુ સમત્વ અભ્યંતર દૃષ્ટિથી જોવુ આખા લોકમા મધ્યમ **અનંત અનંત જીવો છે. તેમના આત્મ પ્રદેશો સાથે અરૂપી એકત્વથી** એક રસરૂપ પરિણતિ કરવી, લોકમા છ દ્રવ્ય છે તેમા પુદ્ગળો અને જીવો અનંત છે, કાળ દ્રવ્ય અનેક પ્રકારે છે પણ અહિં કાળ દ્રવ્ય લેવુ, પુદ્ગળોની પર્યાય ન જોવી પણ મૂળ પુદ્ગળ દ્રવ્ય તરફ લક્ષ રાખવુ બાકીના ત્રણ દ્રવ્ય એક એક છે અલોકમા અનંત અનંતઆકાશ પ્રદેશો છે, આ લોક અલોકના સર્વ દ્રવ્યોને **દ્રવ્યત્વેન એકત્વ** રૂપથી જોવા એટલે પોતાના આત્મ પ્રદેશોમા રહેલી **સમતામાં સર્વ જગત એકરૂપ દેખાય** છે

**દાન**—આધ્યાત્મ જ્ઞાનમા **અભય દાનની ભાવના** ઉત્પન્ન કરી શકાય છે તેમ જ આત્મામા આત્માના ગુણો **ઉત્પન્ન કરીને આત્માને જ દાન** દેવામા આવે છે તેનો લાભ આત્મા લઇને

**સંતોષ**—નિજ શુદ્ધ આત્મ પ્રદેશો અને ગુણોના અનુભવમાં સંતૃપ્ત થઈને આત્મિક સુખનો અનુભવ કરવો.

**નિરંજન**—આત્મા કર્મ અને નોકર્મ તથા રાગદ્વેષાદિ દોષો રૂપી અંજનથી ભિન્ન છે અને શુદ્ધ સ્વરૂપી આત્માને સર્વથી રહિત છે આવા અંજન રહિત આત્માનો અનુભવ કરવો.

**નિરાકાર**—વ્યવહારિક રીતે સ્થાપન કરેલા કોઈપણ આકારવાળો આત્મા નથી તેમ જ આત્માનુ નિર્વિકલ્પ દર્શન સ્વરૂપ પણ નિરાકાર છે

**નિ:સંગ**—આત્મા નિશ્ચયથી પોતાના જ સ્વરૂપમા રહે છે, પોતાના જ સ્વરૂપનો કર્તા અને ભોક્તા હોવાથી અન્ય દ્રવ્યોના ભાવોની અપેક્ષાએ આત્મા નિસગ છે શુદ્ધ આત્માને કર્મ તેમ જ શરીરાદિક નોકર્મનો પણ સગ નથી. નિજ આત્માને બીજા દ્રવ્યોથી ભિન્ન આત્મભાવે ( અંતર વૃત્તિથી ) તારવીને પોતાના નિશ્ચય સ્વરૂપનો અનુભવ કરવો.

**નિષ્ક્રિય**—જો આત્માને મન, વચન, કાયા એ ત્રણ યોગ અથવા ૧૦ દ્રવ્ય પ્રાણો ન હોય તો શુદ્ધ સ્વરૂપે આત્મા વ્યવહારથી નિષ્ક્રિય છે, **અચલ** છે, **સ્થિર** છે માટે ૧૦ દ્રવ્ય પ્રાણો તથા યોગોથી આત્માને ભિન્ન તારવીને ભાવથી અક્રિય આત્માનો અનુભવ કરવો. નિશ્ચયથી અગુરૂ લઘુ ગુણ પર્યાય અને પારિણામિક ભાવને કારણે છએ દ્રવ્યો પોતાના ભાવમા પરિણમવા રૂપ ક્રિયા કરે છે અને વ્યવહારથી ફક્ત જીવ તથા પુદ્ગળ સક્રિય છે

**સ્વયંભુ**—આત્મા સ્વતંત્ર, નિરાલંબનપણે પોતાના દ્રવ્ય, ગુણ, પર્યાયમા વર્તે છે, કોઈએ તેને ઉત્પન્ન કર્યો નથી પોતાની મેળે એક સ્વતંત્ર દ્રવ્ય તરીકે રહે છે, જે આત્માને જીવવાના સાધન રૂપે ૧૦ દ્રવ્ય પ્રાણોની જરૂર નથી એવો શુદ્ધ આત્મા સર્વથા સ્વતંત્ર છે માટે સ્વયંભુ આત્માના ધ્યાનમા લીન થાઓ

**નિર્ભય**—આત્મા શરીરથી ભિન્ન છે, કર્મ અને કર્મ ફળથી ભિન્ન છે, સર્વ બાહ્ય વસ્તુથી ભિન્ન છે, અમર છે, આધિ, વ્યાધિ, ઉપાધિથી ભિન્ન છે, તેનો ભોગ તેના ગુણો જ છે, જ્ઞાન કર્મથી ભિન્ન છે તેથી આત્મા નિર્ભય છે, આવા નિર્ભય સ્વરૂપને જુઓ.

**વાત્સલ્ય ભાવ**—સર્વ જીવો અનંત આત્મિક સુખમા લીન થાઓ એ ભાવના પર વાત્સલ્ય ભાવ છે અને પોતાના શુદ્ધ ગુણોમા પ્રેમ, રૂચી, આનંદ, તન્મયપણુ અને તિવ્રભાવ તે આત્મ વાત્સલ્યભાવ છે આવા શુદ્ધ વાત્સલ્યભાવમાં લીન થઉ

**શુદ્ધ પરિણતિ**—શ્રુત જ્ઞાનના આધારે પોતાના જ્ઞાનાદિ ગુણોમા મતિજ્ઞાનના અવગ્રહ ( ગુણનુ ગ્રહણ ), ઇહા ( ગુણનો વિચાર ) અવાય ( ગુણનો નિશ્ચય ), ધારણા ( ગુણના ભાવને ધારણા કરી રાખવુ ), ધ્યાન ( ગુણમા તન્મયપણુ ), સમાધિ ( ગુણની અર્થ ક્રિયામા શબ્દાતીત થઈને લીન થવુ અને આત્મિક સુખનો અનુભવ કરવો )ના પરિણતિ કરવી સમકિત શુદ્ધ પરિણતિ છે કારણ કે સમકિત શુદ્ધ

માર્ગ બતાવે છે. ચારિત્ર શુદ્ધ પરિણતિ છે કારણ કે ચારિત્ર શુદ્ધ માર્ગમાં જાગૃત કરીને સ્થિર કરે છે. શુદ્ધ પરિણતિમાં વીર્ય પ્રવૃત્તિ કરવામાં સહાય કરે છે. ક્રમે જ્ઞાનથી જણાય છે દર્શનથી શુદ્ધ પરિણતિ નિશ્ચયાત્મક થાય છે. વળી શુદ્ધ પરિણતિ પર્યાય પણ છે કારણ કે ઉપયોગ લક્ષણ કરે છે. શુદ્ધ પરિણતિથી સંવર તથા નિર્જરા થાય છે તેથી તે અનુભવ અને તપ રૂપ પણ કહેવાય.

ક્ષાયક ભાવ—આત્માના ગુણોનું સંપૂર્ણ શુદ્ધ અને કાયમનું સ્વરૂપ તે ક્ષાયક ભાવ છે. તે ઉત્કૃષ્ટ ભાવ અને ઉત્કૃષ્ટ તન્મયપણાથી ઉત્પન્ન થાય છે માટે ઉત્કૃષ્ટ સ્વરૂપ પામવા માટે ગુણોમાં ઊંડા ઉતરવાનો અભ્યાસ રાખવો. તે ધ્યાન અને સમાધિથી થાય છે.

નિસ્પૃહ—સર્વ ઇચ્છા, મમતા વાસના મોહમાંથી મુક્ત અવસ્થાને આત્માનું નિસ્પૃહ સ્વરૂપ છે તેનો સમાધિથી અનુભવ કરવો.

નિર્મળ—આત્મા દ્રવ્યમળ કર્મ અને નોકર્મથી ભિન્ન છે તથા રાગ દ્વેષાદિ રૂપી ભાવ મળથી પણ ભિન્ન છે. આત્માના નિર્મળ સ્વરૂપનો અનુભવ શુક્લ ધ્યાનના બીજા પાયામાં આવે છે. આત્માના નિર્મળ સ્વરૂપના અનુભવનો અભ્યાસ ધ્યાનથી કરવો.

અવેદી—આત્મા સ્વરૂપથી સ્ત્રી નથી, પુરુષ નથી, નપુંસક નથી, શુદ્ધ ભાવે નિષ્કામ છે અને ક્રિયા રહિત છે. આવા અવેદી નિષ્કામ સ્વરૂપનો ધ્યાનથી અભ્યાસ કરવો.

સહજ આનંદ સ્વરૂપ—આત્મા પોતાની મેળે જ સુખ રૂપ છે તો પછી ઇન્દ્રિયોના વિષયદ્વારા સુખ ભોગવવું તે તો સૂર્યના તાપ અને અજવાળામાં દીવો કરવા જેવું છે માટે આત્મિક સુખ ભોગવવા માટે આત્મ પ્રદેશના સહજ આનંદમય પેટમાં લીન થઈ જવું.

સત્ ચિત્ આનંદ—સત્ = ત્રિકાલીક દ્રવ્ય, ચિત્ = જ્ઞાન સ્વરૂપ, આનંદ = આનંદ સ્વરૂપ. મારો આત્મા જ્ઞાનાનંદ સ્વરૂપ છે. હું સ્વ પર પ્રકાશક ચૈતન્ય છું. જ્ઞાન અને દર્શન રૂપ પણ છું. શુદ્ધ અનુભવ રૂપ છું. શુદ્ધ ઉપયોગ રૂપ છું. નિશ્ચય નયથી જ્ઞાન સ્વરૂપ છું. શુદ્ધ ગુણ પર્યાયોમાં પરિણમન સ્વરૂપ પદાર્થ છું. એક પરમ સમરસી શુદ્ધ સિદ્ધ સ્વરૂપમાં પરિણમન સ્વરૂપ છું.

સોઽહં—સઃ = પરમેષ્ઠી. અહં = આપ. અથવા પરમેષ્ઠી, હું પરમાત્મા સ્વરૂપ છું. મારી સત્તામાં કેવળજ્ઞાન, કેવળ દર્શન, અનંત આત્મિક સુખ, ક્ષાયક સમકિત, શુદ્ધ પારિણામિક છે. મારા અનંત ગુણો પર્યાયોમાં સમયે સમયે પરિણમે છે તે અપેક્ષાએ હું અનંત ગુણ-પર્યાય સ્વરૂપ છું. તે સર્વ ગુણ પર્યાયનું દ્રવ્ય મારો આત્મા જ છે તેથી હું અનેક સ્વરૂપે એક છું. મારો આત્મા—

કર્મને હણનાર વીર છે.

સ્વભાવનો કર્તા અને ભોક્તા હોવાથી પ્રભુ છે.

કર્મ નાશ કરી શુદ્ધ ધર્મ પ્રગટ કરનાર **મહાદેવ** છે,
ઉપાધિઓથી રહિત નિરાકુળ આત્મિક સુખ પ્રગટ કરનાર **શંકર** છે,
આધિ વ્યાધિ અને ઉપાધિના ત્રણ પૂરને નાશ કરનાર **ત્રિપુરારી** છે,
ઉત્કૃષ્ટ પુરૂષાર્થ કરી સિદ્ધિ મેળવનાર **પુરષોત્તમ** છે,
નિર્ભય થઇને સર્વ જીવોને નિર્ભય કરનાર **જગતનાથ** છે,
ઉત્કૃષ્ટ ગુણો ધારણ કરી અસ્તિત્વ ધરાવનાર **પ્રભુ** છે,
સર્વ જીવોને સુખ રૂપ હોવાથી સિદ્ધ સ્વરૂપે **જગદીશ** છે,
ઉત્કૃષ્ટ જ્ઞાનાદિ ઐશ્વર્ય રૂપ સિદ્ધિને ધારણ કરનાર **પરમેશ્વર** છે,
ઘન ઘાતિ કર્મનો નાશ કરનાર **અરિહંત** છે,
શાંત રસમાં લીન થઇ રહેનાર **શંભુ** છે,
પર્યાયોની અપેક્ષાએ **ઉત્પાદ વ્યય** રૂપ છે,
દ્રવ્ય તથા ગુણોની અપેક્ષાથી **ધ્રુવ** છે,
સ્વસ્વરૂપનો **ભોગી** અને પરસ્વરૂપનો **અભોગી** છે,
સ્વસ્વરૂપનો **કર્તા** અને પરસ્વરૂપનો **અકર્તા** છે,

વળી મારો આત્મા અખંડ, અછેદ્ય, અભેદ્ય, અદાહ્ય, અશોક, નિર્માની, નિર્માયી, નિર્લોભી, અખેદ, અવ્યાબાધ, અગુરૂલઘુ, અશરીરી, યોગાતીત પરિપૂર્ણ, નિર્વિષયી, અનેન્દ્રિય નિર્લેપ, નિષ્પરિગ્રહી, છે

વર્ણ–ગંધ–રસ–સ્પર્શ રહીત અરૂપી રૂપાતીત છે,
અસ્તિનાસ્તિ આદિ અનંત ધર્મમય છે,
એક એક આત્મ પ્રદેશે અનંતા ગુણ છે,
એક એક ગુણે ત્રિકાળીક અનંત પર્યાય ઉપજે છે,
પરમ જ્યોતિ સ્વરૂપ છે,
અસંખ્ય પ્રદેશી સ્વસ્વરૂપ રમણી છે,
અનંત ધર્મોનો પોત પોતાને દાની છે,
ષડગુણ હાનિ વૃદ્ધિયુક્ત છે,
પરદ્રવ્યોથી ભિન્ન છે, પરભાવોથી ભિન્ન છે,

સર્વ જ્ઞેયોનો તટસ્થ જ્ઞાતાદ્રષ્ટા છે હવે જીવનું અપેક્ષાપૂર્વક (કથંચિત) સ્વરૂપ બતાવવામાં આવે છે —

## જ્ઞાનના આઠ આચારના આલંબનથી
## અનુભવ રૂપે ધ્યાનથી અધ્યાત્મ જ્ઞાન.

૧ કાલે—આત્માનો કાળ તે ઉપયોગ કાળ છે, કારણ કે આત્મા સદા ઉપયોગમાં રહે છે અધ્યાત્મ જ્ઞાનમાં શુદ્ધ ઉપયોગની વર્તમાનતા છે માટે નિરંતર મુમુક્ષુએ રાગદ્વેષ વર્જીને શુદ્ધ આત્મ પ્રદેશો અને આત્માના શુદ્ધ ગુણ પર્યાયના ઉપયોગમાં નિરંતર રહેવાનો પ્રયત્ન કરવો.

૨ વિનયે—વિ=વિશુદ્ધ ભાવમાં + નય એટલે દોરવણી કરવી, એટલે વિભાવ ભાવનો ત્યાગ કરીને મનને શુદ્ધ ભાવમાં દોરવવું આર્ત તથા રૌદ્ર ધ્યાનનો ત્યાગ કરીને મનને ધર્મધ્યાન શુક્લ ધ્યાનમાં જોડવું.

૩ બહુમાને—તન, મન, અને ધનથી જેટલું બહુમાન કરી શકાય છે અહિં અધ્યાત્મ જ્ઞાનમાં સત્તામાં રહેલા શુદ્ધ આત્મતત્વના ગુણોનું બહુમાન કરવાનું છે તેથી મન, વચન અને કાયાના યોગો ઉપર અંકુશ રાખીને નીજ શુદ્ધ આત્મ તત્વ અને આત્મ ગુણોમાં લીન થઈ જવું કાયાને આસનથી સ્થિર કરી, આત્માના ગુણો મનમાં મોકલવાની જરૂર પડે ત્યારે તે ગુણો મનમાં મોકલવાની જરૂર પડે ત્યારે તે ગુણો મનમાં મોકલવા અને મનને આત્મ દ્રવ્ય-ગુણમાં સ્થિર કરવું

૪ અનિન્હવણે—આગમથી આત્મ તત્વની વિરાધના ન કરી પણ સંવર અને નિર્જરાના ભાવમાં રહીને શુદ્ધ આત્મ તત્વની આરાધના કરવી.

૫. ઉપધાને—અહિં તપ કરવાની રીત એવી છે કે આત્માના શુદ્ધ સ્વરૂપને લક્ષમાં રાખવું અને તે જ તપ અને ધ્યાન રૂપે છે.

૬ વ્યંજન—સૂત્રજ્ઞાનમાં તે શબ્દ રૂપે છે અને અહિં આત્મ દ્રવ્યરૂપે વ્યંજન પર્યાય છે અને સિદ્ધિ પર્યાય સર્વથા શુદ્ધ પ્રગટ છે માટે સત્તામાં રહેલ શુદ્ધ આત્મ દ્રવ્યમાં દ્રષ્ટિ રાખવી.

૭ અર્થ—સૂત્રજ્ઞાનમાં શબ્દના વાચ્યાર્થ ભાવ છે, અહિં આત્માના શુદ્ધ ભાવો તે કેવળજ્ઞાન, કેવળદર્શન, ક્ષાયક સમકીત અને શુદ્ધ ચારિત્રાદિક ભાવો છે તે ભાવોમાં પોતાની મતિને પરિણમાવવી.

૮ વ્યંજન અર્થ ઉભય—શુદ્ધ આત્મ પ્રદેશો અને આત્માના શુદ્ધ ગુણોમાં નિરંતર રમણ કરવું

## દર્શનના આઠ આચારના આલંબનથી
## ધ્યાન દ્વારા અધ્યાત્મ જ્ઞાન (અનુભવ જ્ઞાન)

૧ નિઃશંકિત—આત્માનું શુદ્ધ સ્વરૂપ કેવળજ્ઞાન, કેવળદર્શન, ક્ષાયક સમકિત, શુદ્ધ ચારિત્રાદિક ગુણો અને અનંત આનંદ રહેલા છે અને [illegible] તેમાં પોતાના જ્ઞાન

દર્શન, ચારિત્ર અને વીર્યથી પરિણતિ કરવાથી અથવા પોતાનો આત્મ જ્ઞાન, દર્શન, ચારિત્ર (આત્મિક સુખ), વીર્ય સ્વરૂપ છે તેવો અનુભવ કરવાથી પોતાના આત્માના સ્વરૂપમા નિશ્ચકપણુ આવે છે એટલે નિજ આત્મ તત્વનો નિશ્ચય થાય છે માટે આત્માના ભાવ પ્રાણો (જ્ઞાન, દર્શન, સુખ, વીર્ય)મા નિરંતર ઉપયોગ રાખવા પ્રયત્ન કરવો અને પોતાના શુદ્ધ સ્વરૂપનુ વારવાર (ગુણનાં અનુભવપૂર્વક) ધ્યાન ધરવુ ગુણના ધર્મ પ્રમાણે આત્માની પરિણતિ કરવાનો અભ્યાસ રાખવાથી અનુભવ જ્ઞાન ઉત્પન્ન થાય છે અને જે ગુણની ભાવના થાય છે તે ગુણને ઉત્પન્ન કરવામાં પંડિત વીર્ય સહાય કરે છે **આત્માનુ** (ગુણોના અનુભવપૂર્વક) **ધ્યાન ધરવાથી આત્મા સંબંધી શંકા રહેતી નથી અને આત્મ તત્વનો નિશ્ચય થાય છે.**

૨. **નિઃકંખીય**—ઉપર જણાવેલ આત્માના શુદ્ધ સ્વરૂપ સિવાય કોઇપણ દ્રવ્ય ગુણ પર્યાયની ઇચ્છા, વાસના રાખવી નહિ અને જ્યારે પોતાના આત્માના ધ્યાનમા હોઇએ ત્યારે બીજી બધી ઇચ્છાઓ ઉડી જાય છે માટે **આત્મ તત્વમાં લીન** થઇ જવુ

૩. **નિર્વિત્તિગિચ્છા**—પોતાની સત્તામા કેવળજ્ઞાન આદિ શુદ્ધ ગુણો છે જ, તે ગુણો પર આવેલ કર્મ આવરણોને તોડીને નાશ કરીને પોતાના શુદ્ધ ગુણો પ્રગટ કરવા માટે **પોતામાં અનંત શકિત ચોક્કસ છે,** અને એ શક્તિઓનો ઉપયોગ ચોક્કસ કરવો જોઇશે જ, **મારૂં કામ વિતરાગની આજ્ઞામાં છે. અને હું ખાત્રીપૂર્વક મારૂ કામ પાર પાડીશ.** માટે મારા શુદ્ધ ગુણો કેળવવાનો અભ્યાસ જારી રાખવો જોઇએ એમ માની આત્માના અનુભવમા લીન થઇ જવુ • આત્માના ધ્યાનથી અંશથી આત્મિક સુખનો અનુભવ થાય છે તે સર્વ પુદ્ગળીક સુખથી શ્રેષ્ટ છે તે આત્મ ધ્યાનનું પ્રત્યક્ષ ફળ છે

૪. **અમુઢે**—આત્માના શુદ્ધ ગુણો અને પ્રદેશો સિવાય કોઇ અન્ય દ્રવ્ય ગુણ પર્યાયમા વ્યામોહ ન થવુ પુદ્ગળોના પર્યાયો તથા તેના વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, આકાર આદિ ભાવોમા વ્યામોહ થઇને રાગદ્વેષ ન કરવો, તે કામ શુદ્ધ ઉપયોગથી થાય છે માટે **શુદ્ધ આત્મ સ્વરૂપમાં શુદ્ધ ઉપયોગ રાખવો.**

૫ **ઉવબુહ**—મોહનીય કર્મની ૨૮ માંથી કોઇ પણ પ્રકૃતિ ઉદય થવા દેવી નહિ, તે સર્વને ઉપશમ ભાવમા રાખવી એટલે તે પ્રકૃતિઓ કુટાઇને બંધાતી મંદ પ્રકૃતિમા અથવા અન્ય પ્રકૃતિઓમા ભળીને આપોઆપ નાશ થઇ જશે

૬. **સ્થિર કિરણે**—જ્ઞાનાત્મા, દર્શનાત્મા, ચારિત્રાત્મા અને શુદ્ધ દ્રવ્યાત્મામા પંડિતવીર્યથી પોતાનો **ઉપયોગ સ્થિર** રાખવો પોતાના જ્ઞાન સ્વરૂપના અનુભવમા સ્થિર થવુ, પોતાની સત્તા સ્વરૂપનુ આવલોકન કરવુ અથવા મનથી આત્મ પ્રદેશોને જોવા અને તે દર્શન સ્વરૂપમા સ્થિરતા કરવી ગુણોના અનુભવમા સ્થિરતા, રાગદ્વેષનો અભાવ, સમતારસ (શાંત રસ)મા લીન થવુ તે ભાવચારિત્ર આત્માના સર્વગુણોને જાણનાર જ્ઞાન છે અને અનુભવ જ્ઞાન, અનુભવ સ્પર્શન તે પણ જ્ઞાન છે એવી રીતે જ્ઞાનને જાણીને તેમા લીન થવુ તે સ્થિરતા છે એક ગુણમાથી બીજા ગુણમા

**અકર્તા નય**—સાક્ષીભુત, તટસ્થ, માધ્યસ્થ જ્ઞાતા દ્રષ્ટા થઇ ને રહે

**ભોકતા**—સુખદુ ખનો ભોકતા. નિશ્ચયથી સ્વભાવનો ભોક્તા છે

**અભોક્તા**—સાક્ષીભુત **સમભાવી**

**ક્રિયા નય**—ક્રિયાથી સિદ્ધિ થાય છે

**જ્ઞાન નય**—શુધ્ધ જ્ઞાન ઉપયોગથી સિદ્ધિ થાય છે

**વ્યવહાર નય**—કર્મપુદ્ગળોથી બધ અને મોક્ષ

**નિશ્ચય નય**—ફકત પોતાના પરિણામથી બધ અને મોક્ષ

**અશુદ્ધ નય**—ઉપાધિજન્ય દશા

**શુદ્ધ નય**—નિરુપાધિ અભેદ સ્વભાવ દશા

**નય**—આત્માનુ અપેક્ષાવાળુ અશિક સ્વરૂપ પ્રમાણ અનત સ્વભાવ (સ્વરૂપ) મય એક આત્મ દ્રવ્ય

**અપ્પા પરમપ્પાનો ખુલાસો**—(૧) જે જીવ પરમાત્માનુ ખરુ સ્વરૂપ જાણે છે અને પોતાના વર્તમાન સ્વરૂપમાથી પરમાત્મ સ્વરૂપ કેળવવાનુ જેને જ્ઞાન હોય છે તેની સત્તામા પરમાત્મ સ્વરૂપ છે એટલે ભવ્ય આત્મામા સત્તામા પરમાત્મ સ્વરૂપ નિત્ય છે

(૨) ક્રમાણે કરેની અપેક્ષાએ કરવા માડયુ તે કર્યુ મોક્ષ માર્ગ મેળવવામા ૮ થી ૧૨ ગુણસ્થાન સુધીના **અધ્યવસાયોમાં જેટલા આવ્યા તેટલું કામ થયુ** અને બાકીના અધ્યવસાયો આવવાના જ એટલે ભવિષ્ય કાળને વર્તમાન કાળમા આરોપણ કરવુ તે નિગમ નયથી થાય છે નિશ્ચયથી મોક્ષ માર્ગની ખરી આરાધનાવાળો ગમે ત્યારે મોક્ષ જવાનો જ છે બારમા ગુણસ્થાન પછી તો નિશ્ચયથી મોક્ષ છે એટલે તેમા કઇ કહેવાનુ રહેતુ નથી.

(૩) મોક્ષની આરાધના કરનાર ભવ્ય જીવનો છેલ્લો પર્યાય સિદ્ધ પર્યાય છે આ ભવિષ્ય પર્યાયના સ્વરૂપનો આનદ વર્તમાનમા અશથી ભોગવી શકાય તેનો દાખલો—એક રાજકુમારને ગાદી મળવાની તૈયારી થાય છે ત્યારે તે અગાઉથી જ રાજા તરીકેનો આનદ અશથી ભોગવે વગેરે ઘણા દાખલાથી તે સમજી શકાય છે

(૪) શુદ્ધ સ્વરૂપ મેળવવા માટે શુદ્ધ સ્વરૂપનુ ધ્યાન ધરવુ જોઇએ જ સમરસી ભાવથી સિદ્ધ સ્વરૂપ સાથે આત્માનુ એકીકરણ થાય છે

## પાંચ આચાર દ્વારા
## અધ્યાત્મ જ્ઞાન

અધ્યાત્મ જ્ઞાન કોઇપણ વસ્તુના નિમિત્તથી ઉત્પન્ન કરી શકાય છે અનેતે તત્ત્વ દૃષ્ટિથી થાય છે અહિં પાચ આચારના ૩૬ ભેદ દ્વારા અધ્યાત્મ જ્ઞાન કેળવવાની રીત બતાવી છે

દર્શન, ચારિત્ર અને વીર્યથી પરિણતિ કરવાથી અથવા પોતાનો આત્મ જ્ઞાન, દર્શન, ચારિત્ર (આત્મિક સુખ), વીર્ય સ્વરૂપ છે તેવો અનુભવ કરવાથી પોતાના આત્માના સ્વરૂપમા નિશંકપણુ આવે છે એટલે નિજ આત્મ તત્વનો નિશ્ચય થાય છે માટે આત્માના ભાવ પ્રાણો (જ્ઞાન, દર્શન, સુખ, વીર્ય)મા નિરંતર ઉપયોગ રાખવા પ્રયત્ન કરવો અને પોતાના શુદ્ધ સ્વરૂપનુ વારવાર (ગુણના અનુભવપૂર્વક) ધ્યાન ધરવુ ગુણના ધર્મ પ્રમાણે આત્માની પરિણતિ કરવાનો અભ્યાસ રાખવાથી અનુભવ જ્ઞાન ઉત્પન્ન થાય છે અને જે ગુણની ભાવના થાય છે તે ગુણને ઉત્પન્ન કરવામાં પંડિત વીર્ય સહાય કરે છે **આત્માનુ** (ગુણોના અનુભવપૂર્વક) **ધ્યાન ધરવાથી આત્મા સંબંધી શંકા રહેતી નથી અને આત્મ તત્વનો નિશ્ચય થાય છે.**

૨. **નિઃખીયં**—ઉપર જણાવેલ આત્માના શુદ્ધ સ્વરૂપ સિવાય કોઇપણ દ્રવ્ય ગુણ પર્યાયની ઇચ્છા, વાસના રાખવી નહિ અને જ્યારે પોતાના આત્માના ધ્યાનમા હોઇએ ત્યારે બીજી બધી ઇચ્છાઓ ઉડી જાય છે માટે **આત્મ તત્વમાં લીન** થઇ જવુ

૩. **નિવિત્તિગિચ્છા**—પોતાની સત્તામા કેવળજ્ઞાન આદિ શુદ્ધ ગુણો છે જ, તે ગુણો પર આવેલ કર્મ આવરણોને તોડીને નાશ કરીને પોતાના શુદ્ધ ગુણો પ્રગટ કરવા માટે **પોતામાં અનંત શકિત ચોકકસ છે,** અને એ શકિતઓનો ઉપયોગ ચોકકસ કરવો જોઇએ જ, **મારૂં કામ વિતરાગની આજ્ઞામાં છે. અને હું ખાત્રીપૂર્વક મારૂ કામ પાર પાડીશ.** માટે મારા શુદ્ધ ગુણો કેળવવાનો અભ્યાસ જારી રાખવો જોઇએ એમ માની આત્માના અનુભવમા લીન થઇ જવુ • આત્માના ધ્યાનથી અંશથી આત્મિક સુખનો અનુભવ થાય છે તે સર્વ પુદ્ગળીક સુખથી શ્રેષ્ટ છે તે આત્મ ધ્યાનનુ પ્રત્યક્ષ ફળ છે

૪. **અમુહે**—આત્માના શુદ્ધ ગુણો અને પ્રદેશો સિવાય કોઇ અન્ય દ્રવ્ય ગુણ પર્યાયમા વ્યામોહ ન થવુ પુદ્ગળોના પર્યાયો તથા તેના વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, આકાર આદિ ભાવોમા વ્યામોહ થઇને રાગદ્વેષ ન કરવો, તે કામ શુદ્ધ ઉપયોગથી થાય છે માટે **શુધ્ધ આત્મ સ્વરૂપમાં શુધ્ધ ઉપયોગ રાખવો.**

૫ **ઉવબુહ**—મોહનીય કર્મની ૨૮ માથી કોઇ પણ પ્રકૃતિ ઉદય થવા દેવી નહિ, તે સર્વને ઉપશમ ભાવમા રાખવી એટલે તે પ્રકૃતિઓ કુટાઇને બંધાતી મંદ પ્રકૃતિમા અથવા અન્ય પ્રકૃતિઓમા ભળીને આપોઆપ નાશ થઇ જશે

૬. **સ્થિર કિરણે**—જ્ઞાનાત્મા, દર્શનાત્મા, ચારિત્રાત્મા અને શુદ્ધ દ્રવ્યાત્મામા પંડિતવીર્યથી પોતાનો **ઉપયોગ સ્થિર** રાખવો પોતાના જ્ઞાન સ્વરૂપના અનુભવમા સ્થિર થવુ, પોતાની સત્તા સ્વરૂપનુ આવલોકન કરવુ અથવા મનથી આત્મ પ્રદેશોને જોવા અને તે દર્શન સ્વરૂપમા સ્થિરતા કરવી ગુણોના અનુભવમા સ્થિરતા, રાગદ્વેષનો અભાવ, સમતારસ (શાંત રસ)મા લીન થવુ તે ભાવચારિત્ર આત્માના સર્વગુણોને જાણનાર જ્ઞાન છે અને અનુભવ જ્ઞાન, અનુભવ સ્પર્શન તે પણ જ્ઞાન છે એવી રીતે જ્ઞાનને જાણીને તેમા લીન થવુ તે સ્થિરતા છે એક ગુણમાથી બીજા ગુણમા

જતાં અને સ્થિરતા કરવામાં પંડિત વીર્ય જેવી રીતે સહાય કરે છે તે અંતર્વૃત્તિથી આત્મામાં તપાસવું કે જેથી પંડિત વીર્યની ઓળખાણ પડે. આ બધા ભાવ પ્રાણોમાં સ્થિરતા કરવી તેમજ તે ભાવ પ્રાણોને શુદ્ધ સ્વરૂપ કેવળજ્ઞાનાદિ ભાવોમાં લીન કરી દેવા.

૭. વાત્સલ્ય—આત્માના અનુભવમાં રુચી, પ્રસન્નતા અને આનંદ થવો જોઈએ.

૮. પ્રભાવના—ક્ષાયકભાવ, નિર્વિકલ્પ દર્શન સ્વરૂપ, શાંતરસ અને આત્મિક સુખના અનુભવમાં પંડિતવીર્યથી તીવ્રતા વધારતી જવી અને ગુણોમાં શુદ્ધિ કર્યા કરવાનો અભ્યાસ ચાલુ રાખવો. આત્મ ભાવમાં વર્ધમાન પરિણામ રાખવા.

ચારિત્રના ૮ આચારના આલંબનથી
અધ્યાત્મ જ્ઞાનની પ્રાપ્તિ

ઈર્યાસુમતિ—અંતદ્રષ્ટિ ધ્યાન દ્વારા પોતાના જ જીવ પ્રદેશ અને ગુણોને મનથી જોવાના છે. મનનો વિષય રૂપી તેમજ અરૂપી વસ્તુ છે એટલે તેમાં મુઝાવું નહિ. ગુણના ધર્મ ઉપરથી ગુણને ઓળખી શકાય છે. જેમકે આત્મા અને તેના ગુણો તથા પ્રદેશનું કાર્ય જ્ઞાનથી થાય છે. પ્રદેશો અને સ્વરૂપ સત્તાનું અવલોકન દર્શનથી થાય છે. ગુણમાં સ્થિરતા, સમતારસ અને આત્મિક સુખનો અનુભવ ચારિત્રથી થાય છે. ગુણમાં પ્રવૃત્તિ વીર્યથી થાય છે. આવી રીતે આત્માના ગુણોને અંતર્મુખ વૃત્તિથી ઓળખવા.

૨. ભાષા સુમતિ—દરેક ગુણના નામ મનમાં બોલવાની જરૂર પડે ત્યારે બોલવા.

૩. એષણા સુમતિ—આત્માના દરેક ગુણોમાં અવગ્રહ, ઈહા, અપાય, ધારણા, ધ્યાન અને સમાધિથી ઉંડા ઉતરવું.

૪. આદાનભંડ મત્તનિક્ષેપણા સુમતિ—આત્માના સર્વ ગુણોની આત્મ પ્રદેશોની સાથે એકતા કરવી. આત્મ પ્રદેશોને વસ્ત્રની ઉપમા, ઉપયોગને પાત્રની ઉપમા, જ્ઞાનને ઝોળીની ઉપમા, શાંતરસને પાણીની ઉપમા આપીને, પોતાના આત્મતત્વની શુદ્ધી રાખીને, આત્મા સાથે એકક્ષેત્રાવગાહ શરીર, કર્મ વગેરે પર ભાવોની ઉપેક્ષા કરવી અને આત્મ તત્વનું રક્ષણ કરવું. અહિં રત્નત્રયાદિ ભાવોની મુખ્યતા છે અને પરભાવો ઉપર મમત્વ નથી. અહિં યોગોની સ્થિરતા (યોગોનો સ્થિરતામાં નિક્ષેપ) પણ અંતર્ગત થાય છે.

૫. ઉચ્ચાર પાસવણ ખેલ જલ્લ સંઘાણ પારિઠાવણિયા સમિતિ મોહની સર્વ પ્રકૃતિને અશુચીરૂપ સમજી તેનો ત્યાગ કરવો.

૧. મન ગુપ્તિ—મનને આત્માકારે પરિણમાવવું, આત્મ પ્રદેશ અને ગુણોમાં મનને જોડવું અને તેમાં લીન કરી દેવું.

**૭. વચન ગુપ્તિ—અભાષક આત્મ સ્વરૂપમાં** લીન થવુ

**૮. કાય ગુપ્તિ**—આત્મ પ્રદેશોથી જીવ અસ્તિકાયમાં છે તેથી **આત્મપ્રદેશોમાં** લીન થવુ કાયાને સ્થિર કરવાથી આત્મ પ્રદેશોની ચચળતા ઓછી થાય છે

**તપના બાર આચાર દ્વારા**
**અધ્યાત્મ જ્ઞાન**

૧. **અણસણ** આત્માનો ખોરાક જ્ઞાન છે, શરીરનો ખોરાક આહાર છે માટે **જ્ઞાયક ભાવમાં** લીન થવુ.

૨. **અણોદરી**—આત્માને પેટ નથી, શરીરને પેટ છે, માટે **અશરીરી આત્મ તત્વમાં** લીન થવુ

૩. **વૃતિસંક્ષેપ**—સર્વ વૃતિને આત્મામા સમાવી દેવી એટલે જ્યારે કોઇ **પુદગળીક ઈચ્છા થાય ત્યારે આત્મપ્રદેશોમા મનને જોડી દેવું.**

૪ **ઈંદ્રીય પડિસલીનતા—અનેન્દ્રીય આત્મીક સુખમાં** લીન થવુ

૫. **રસપડિત્યાગ**—આત્માના સમતારસ **(શાંતરસ) માં** લીન થવુ

૬. **કાયા કલેશ**—આત્માની અસ્તિકાય **આત્મપ્રદેશોનો ઘન તેમાં** લીન થવુ જેટલા આકાશમા શરીર છે તેટલા આકાશ પ્રદેશોમા આત્મ પ્રદેશો છે અને ભાવશ્રુત જ્ઞાનથી આત્મ પ્રદેશોનો અનુભવ થઇ શકે છે ચેતનાનો અનુભવ કરીને આત્મપ્રદેશો જ્ઞાન સ્વરૂપે ઓળખી શકાય છે અને આકાશની ઉપમાથી આત્માનુ અરૂપીસ્વરૂપ જાણી શકાય છે

૭. **વિનય**—જ્ઞાનનો એક આચાર વિનય છે ત્યા જોઇ લેવુ

**૮. વૈયાવચ્ચ—પોતાના આત્માની સ્વઅહિંસા તે સંવર ભાવથી સેવા કરવી.**

૯. **પ્રાયશ્ચિત**—મોહની કર્મની સર્વ પ્રકૃતિઓ અને તજ્જન્ય સર્વ દોષોનો આત્મ પ્રદેશોમાથી ભાવથી ત્યાગ કરવો

**૧૦. સજ્ઝાય**—સિદ્ધ સ્વરૂપ નિજ આત્મતત્વના ગુણોને મનમા બોલવા

**૧૧. ધ્યાન**—આત્માના શુદ્ધ ગુણોનુ ચિંતવન કરી, ગુણના ધર્મ પ્રમાણે મનને પરિણમાવીને, ગુણનો અનુભવ કરવો અને છેવટે મનમા કોઇપણ શબ્દ બોલ્યા વગર ગુણના અનુભવમા લીન થવુ

**૧૨. કાઉસ્સગ્ગ**—સર્વ દુનિયા (એટલે લોકમા રહેલા પોતાના આત્મતત્વ અને સિદ્ધસ્વરૂપ સિવાયના સર્વ દ્રવ્યો, તેના ગુણો અને પર્યાયો કે જેમા શરીર, મન વર્ગણા, વચન

૭. વચન ગુપ્તિ—અભાષક આત્મ સ્વરૂપમાં લીન થવુ.

૮. કાય ગુપ્તિ—આત્મ પ્રદેશોથી જીવ અસ્તિકાયમાં છે તેથી **આત્મપ્રદેશોમાં** લીન થવુ કાયાને સ્થિર કરવાથી આત્મ પ્રદેશોની ચચળતા ઓછી થાય છે

## તપના બાર આચાર દ્વારા
## અધ્યાત્મ જ્ઞાન

૧ **અણુસણ** આત્માનો ખોરાક જ્ઞાન છે, શરીરનો ખોરાક આહાર છે માટે **જ્ઞાયક ભાવમાં** લીન થવુ.

૨. **અણોદરી**—આત્માને પેટ નથી, શરીરને પેટ છે, માટે **અશરીરી આત્મ તત્વમાં** લીન થવુ

૩. **વૃતિસંક્ષેપ**—સર્વ વૃતિને આત્મામા સમાવી દેવી એટલે જ્યારે કોઇ **પુદગળીક ઇચ્છા થાય ત્યારે આત્મપ્રદેશોમા મનને જોડી દેવું**

૪ **ઇંદ્રીય પડિસલીન્નતા—અનેન્દ્રીય આત્મીક સુખમાં** લીન થવુ

૫. **રસપડિત્યાગ**—આત્માના સમતારસ (**શાંતરસ**) **માં** લીન થવુ

૬. **કાયા કલેશ**—આત્માની અસ્તિકાય **આત્મપ્રદેશોનો ઘન તેમાં** લીન થવુ જેટલા આકાશમા શરીર છે તેટલા આકાશ પ્રદેશોમા આત્મ પ્રદેશો છે અને ભાવશ્રુત જ્ઞાનથી આત્મ પ્રદેશોનો અનુભવ થઇ શકે છે ચેતનાનો અનુભવ કરીને આત્મપ્રદેશો જ્ઞાન સ્વરૂપે ઓળખી શકાય છે અને આકાશની ઉપમાથી આત્માનુ અરૂપીસ્વરૂપ જાણી શકાય છે

૭. **વિનય**—જ્ઞાનનો એક આચાર વિનય છે ત્યા જોઇ લેવુ

૮. **વૈયાવચ્ચ—પોતાના આત્માની સ્વઅહિંસા તે સંવર ભાવથી સેવા કરવી.**

૯. **પ્રાયશ્ચિત**—મોહની કર્મની સર્વ પ્રકૃતિઓ અને તજ્જન્ય સર્વ દોષોનો આત્મ પ્રદેશોમાથી ભાવથી ત્યાગ કરવા

૧૦. **સજ્ઝાય**—સિદ્ધ સ્વરૂપ નિજ આત્મતત્વના ગુણોને મનમા બોલવા

૧૧. **ધ્યાન**—આત્માના શુદ્ધ ગુણોનુ ચિત્વન કરી, ગુણના ધર્મ પ્રમાણે મતિને પરિણમાવીને, ગુણનો અનુભવ કરવો અને છેવટે મનમાં કોઇપણ શબ્દ બોલ્યા વગર ગુણના અનુભવમા લીન થવુ

૧૨. **કાઉસગ્ગ**—સર્વ દુનિયા (એટલે લોકમા રહેલા પોતાના આત્મતત્વ અને સિદ્ધસ્વરૂપ સિવાયના સર્વ દ્રવ્યો, તેના ગુણો અને પર્યાયો કે જેમા શરીર, મન વર્ગણા, વચન

૨ **સ્વસંવેદન જ્ઞાન**—તેના બે ભેદ– (૧) સરાગ તે ઇંદ્રિયોના વિષયના અનુભવમાં સુખદુઃખની લાગણી રૂપે હોય છે **(૨) સ્વસંવેદન વીતરાગ જ્ઞાન**—રાગ, દ્વેષ, નિદાન વગેરે દોષોનો ત્યાગ કરીને નિજ શુદ્ધ સ્વચતુ'દ્રયમા રમણતા કરવી અને **આત્મિક સુખનો અનુભવ** કરવો અસખ્યાત પ્રદેશોમા મન સ્થિર કરી જ્ઞાન, દર્શન, સુખને શોધશો તો ખાત્રી થશે કે તે ગુણો આત્મામા જ અનુભવાય છે

**૩ સમાધિ**—શબ્દના વિકલ્પ વગર આત્માના **ગુણોના અનુભવમાં લીન** થવુ તે સમાધિ લીનતા એકાગ્રતા, તન્મયપણુ, એકાકાર સ્વરૂપ એ સર્વ એકાર્થવાચી છે અહિ આત્મ દ્રવ્ય, આત્માના ગુણો અને ગુણના પર્યાય **અભેદ સ્વરૂપે** છે, તેમની ભિન્નતાનો વિકલ્પ અહિ નથી, **જ્ઞાન, દર્શન, ચારિત્ર રૂપી રત્નત્રયનો અહિ એકાકાર** થાય છે આત્માના કોઇ એક મુખ્ય શુદ્ધ ગુણનુ આલબન લઇને પછી સમાધિમા પ્રવેશી શકાય અથવા અનત ગુણોના સમૂહરૂપ નિજ શુદ્ધ આત્મપ્રદેશોમા લીન થવુ અહિ મન, વચન અને કાયાના યોગમા ઉપયોગ નથી. સમાધિમા સમતા, સ્થિરતા અને **સહજ આનંદ**નો અનુભવ થાય છે

**૪. લય સમાધિ**—સમાધિમા પ્રવેશ કર્યા પછીની દશાને લય સમાધિ પણ કહે છે, અહિ પ્રયત્ન નથી, સકલ્પ નથી, કોઇ જાતની કલ્પના નથી શરીર ઇંદ્રિયો, વચન, મન અને સર્વ જગતનો વિચાર નથી, તે સર્વમાથી ચિત્ત ઉઠી જાય છે, બાહ્ય વસ્તુઓનુ ભાન રહેતુ નથી આત્માનો પણ કોઇ વિકલ્પ નથી એટલે કે કોઇપણ પ્રકારનો વિચાર થતો નથી. શુકલધ્યાનની અપેક્ષાએ એકત્વ વિતર્ક અવિચાર છે ધર્મધ્યાનમા અધ્યાત્મ જ્ઞાનીઓ એને લય સમાધિ કહે છે આત્માના **ગુણોમાં રમણતા કરતાં શુધ્ધ ઉપયોગે આત્માને આત્મારૂપે જોઈ રહીને તેમાં સ્થિરતા કરવાથી એક કલાકમા લય શમાધિ પ્રગટ થશે** અને **અંતિમ સંતોષની ઝાંખી** આપોઆપ જણાશે મન આત્મામા જ લીન થવાથી મરેલા જેવુ થઇ જાય છે તેથી પોતાની મેળે લય પામે છે લયમા ઉંઘેના જેવુ લાગે પણ ખરી રીતે **નિસંગ અવસ્થા** ધારણ થાય છે, **જે છે પોતે જ આત્મા** છે, બીજુ કઇ નથી પરભાવ (વાસના) થી નિવૃત થઇને **નિષ્ક્રિય મોક્ષ અવસ્થા**મા સુખ છે તેની ખાત્રી લય સમાધિથી થાય છે અને ભવ્યપણાનો નિશ્ચય થાય છે મોહના અભાવે આત્માનુ પોતાનુ **સહજ સુખ ભોગવે** છે તે **મોક્ષના સુખનો સાક્ષાત્કાર** છે આત્મા **અનત ગુણ વિશુધ્ધ અધ્યવસાય** (આતગ્રૃતિ) ધારણ કરે છે, શરીર છુટે કે રહે તેની દરકાર નથી

**૫. ઔદાસિન્ય વૃત્તિ**—લયની પ્રાપ્તિ થતા **મનમાં આખું જગત એક સરખું ભાસે છે, વસ્તુને વસ્તુગતે જોઇને આત્મભાવે રહેવાની સમવૃતિ** થાય છે અહિ ગ્લાની નથી, વિષયો પર દ્વેષ નથી, હર્ષ, શોક, ભય, લોભ વગેરે કોઇ પણ મોહનીય કર્મની પ્રકૃતિનો ઉદય નથી

**સમરસી ભાવ**—અહિ શુદ્ધ આત્મરસ (સમતા રસમય જ્ઞાન આનદ) નો અનુભવ કરવો તે સિદ્ધ સ્વરૂપની સાથે એકીકરણથી થાય છે કલ્પના અને મનોદર્શનથી કલ્પવી પોતાના

૮. **મન ગુપ્તિ—મનને આત્માકારે પરિણમવાવું**, આત્માનિ બહાર જવા દેવુ નહિ, મનને આત્મદ્રવ્ય, આત્મપ્રદેશો, શુદ્ધ આત્મગુણ પર્યાય કે સ્વરૂપ સત્તા અવલોકનમા જોડી દેવુ અને તેમા સ્થિર કરવુ આત્મા મનને ઇદ્રિયોના વિષયમા પ્રેરતો નથી તેથી મન ઇદ્રિયોમાં જતુ નથી અને ઇદ્રિયો પોતાના વિષયમા જઇ શકતી નથી. વળી મન આત્મામા સ્થિર થયેલ હોવાથી રાગદ્વેષ સકલ્પ વિકલ્પમાનુ કઇ મનથી થઇ શકતુ નથી.

૯ **દ્રષ્ટિવિજય**—દષ્ટિ અમુક ચિન્હસ્થાનમા લીન થયેલી હોય તો સ્થિરતા પામીને હળવે હળવે વિલય પામે છે ત્યાથી પાછી હઠે છે, પછી બીજા સ્થાનમા દષ્ટિને લીન કરવી એમ સર્વત્ર ફેલાએલ દષ્ટિ પાછી હઠીને પરમતત્વ રૂપ નિર્મળ આદર્શમા **આત્માવડે આત્માને દેખે છે.**

**૧૦ અમનસ્કતા**—શરીર બળી ગયેલ કે નાશ પામેલ છે, એમ લાગે એટલે શરીર છે જ નહિ એમ લાગે, આવી રીતે શરીરનુ ભાન ભુલાઇ તો તૃષ્ણા, વાસના, સ્પૃહા બાહ્ય પદાર્થોના રાગદ્વેષ આપોઆપ બધ થઈ જાય છે

**૧૧ પ્રસન્ન ચિત્ત**—આત્મ અભિમુખ નિર્મળ નિર્દોષ મન પ્રસન્ન જ રહે છે આત્માના ગુણોમા મન લીન થાય તો સહજ સ્વભાવિક આનદ અનુભવાય છે લય સમાધિ અને ઉન્મતિ ભાવ એક જ સ્વરૂપે છે કારણ કે બનેમા આત્મિક સુખનો અનુભવ થાય છે ઉન્મનિ ભાવથી લય અવસ્થા સાધી શકાય છે અને લય અવસ્થાથી નિષ્ક્રિય અવસ્થાના સુખનો સાક્ષાત્કાર અનુભવ થાય છે, નિશ્ચય નયથી આત્મા પોતાના જ્ઞાનાદિ ગુણોનો ભોકતા છે તેથી આત્મતત્વ સિવાય સર્વ બાહ્ય ભાવો (પૌદ્‌ગળીક ભાવો સુખ, દુખ, કષાયો વગેરે)નો ત્યાગ થાય તો સહજ આનદ પ્રગટે છે.

**૧૨. શુદ્ધ ઉપયોગ**—રાગદ્વેષ અને મિથ્યાત્વ રહિત ઉપયોગ અને સુખ દુખમા સમભાવ તે શુદ્ધ ઉપયોગ, તે નિગમ નયથી અશથી શરૂ થાય છે, અને એવભુત નયમા સર્વથા શુદ્ધ ઉપયોગ થાય છે શુદ્ધ ઉપયોગથી રાગદ્વેષને દૂર કરવાનો હેતુ છે અને આત્મભાવ કળવવાનો છે તેથી **"ઉપયોગે ધર્મ"** એમ કહેવાય છે રાગદ્વેષ નાશ કરવા માટે **આત્માના દ્રવ્ય ગુણ પર્યાયના ઉપયોગમાં રહેવુ.**

**૧૩. પરિણામ**—અધ્યાત્મ જ્ઞાનમા શુધ્ધ પરિણામ તે શુધ્ધ અધ્યવસાય (આતર વૃત્તિ) શુધ્ધ ભાન શુધ્ધ પર્યાય અને ચારિત્ર પર્યાય રૂપે છે માટે **રાગદ્વેષ રહીતપણે જ્ઞાન, દર્શન અને ગુણોમા સ્થિરતા કરવાની પરિણતી રાખવી** મિથ્યાત્વી, અજ્ઞાની અને સરાગીને પરિણામે બધ જ હોય છે તે ઉપરથી કહ્યુ છે કે **"પરિણામે બંધ"** માટે પરિણામની શુધ્ધિ રાખવી અને સંક્લેશ (સક્લિષ્ટ પરિણામ) દૂર કરવા **પોતાનો આત્મા પોતાના જ પરિણામથી** બધાય છે એમ ખાત્રી થાય તો પછી તે રાગદ્વેષવાળા પરિણામ મધ કરવાનો અભ્યાસ કરવો.

૮. **મન ગુપ્તિ—મનને આત્માકારે પરિણમવાનું**, આત્માનિ બહાર જવા દેવુ નહિ, મનને આત્મદ્રવ્ય, આત્મપ્રદેશો, શુદ્ધ આત્મગુણ પર્યાય કે સ્વરૂપ સત્તા અવલોકનમા જોડી દેવુ અને તેમાં સ્થિર કરવુ આત્મા મનને ઇન્દ્રિયોના વિષયમા પ્રેરતો નથી તેથી મન ઇન્દ્રિયોમાં જતુ નથી અને ઇન્દ્રિયો પોતાના વિષયમાં જઇ શકતી નથી. વળી મન આત્મામા સ્થિર થયેલ હોવાથી રાગદ્વેષ સકલ્પ વિકલ્પમાનુ કઇ મનથી થઇ શકતુ નથી.

૯ **દ્રષ્ટિવિજય**—દૃષ્ટિ અમુક ચિન્હસ્થાનમા લીન થયેલી હોય તો સ્થિરતા પામીને હળવે હળવે વિલય પામે છે ત્યાથી પાછી હટે છે, પછી બીજા સ્થાનમા દષ્ટિને લીન કરવી એમ સર્વત્ર ફેલાએલ દષ્ટિ પાછી હઠીને પરમતત્વ રૂપ નિર્મળ આદર્શમા **આત્માવડે આત્માને દેખે છે.**

૧૦ **અમનસ્કતા**—શરીર બળી ગયેલ કે નાશ પામેલ છે, એમ લાગે એટલે શરીર છે જ નહિ એમ લાગે, આવી રીતે શરીરનુ ભાન ભુલાઇ તો તૃષ્ણા, વાસના, સ્પૃહા બાહ્ય પદાર્થોમા રાગદ્વેષ આપોઆપ બધ થઈ જાય છે

૧૧ **પ્રસન્ન ચિત્ત**—આત્મ અભિમુખ નિર્મળ નિર્દોષ મન પ્રસન્ન જ રહે છે આત્માના ગુણોમા મન લીન થાય તો સહજ સ્વભાવિક આનદ અનુભવાય છે લય સમાધિ અને ઉન્મતિ ભાવ એક જ સ્વરૂપે છે કારણ કે બનેમા આત્મિક સુખનો અનુભવ થાય છે ઉન્મનિ ભાવથી લય અવસ્થા સાધી શકાય છે અને લય અવસ્થાથી નિષ્ક્રિય અવસ્થાના સુખનો સાક્ષાત્કાર અનુભવ થાય છે, નિશ્ચય નયથી આત્મા પોતાના જ્ઞાનાદિ ગુણોનો ભોક્તા છે તેથી આત્મતત્વ સિવાય સર્વ બાહ્ય ભાવો (પૌદ્ગળીક ભાવો સુખ, દુ ખ, કષાયો વગેરે)નો ત્યાગ થાય તો સહજ આનદ પ્રગટે છે.

૧૨. **શુદ્ધ ઉપયોગ**—રાગદ્વેષ અને મિથ્યાત્વ રહિત ઉપયોગ અને સુખ દુ ખમા સમભાવ તે શુદ્ધ ઉપયોગ, તે નિગમ નયથી અશથી શરૂ થાય છે, અને એવભુત નયમા સર્વથા શુદ્ધ ઉપયોગ થાય છે શુદ્ધ ઉપયોગથી રાગદ્વેષને દૂર કરવાનો હેતુ છે અને આત્મભાવ કળવવાનો છે તેથી **"ઉપયોગે ધર્મ"** એમ કહેવાય છે રાગદ્વેષ નાશ કરવા માટે **આત્માના દ્રવ્ય ગુણ પર્યાયના ઉપયોગમા રહેવુ**

૧૩. **પરિણામ**—અધ્યાત્મ જ્ઞાનમા શુધ્ધ પરિણામ તે શુધ્ધ અધ્યવસાય (આતર વૃત્તિ) શુધ્ધ ભાવ શુધ્ધ પર્યાય અને ચારિત્ર પર્યાય રૂપે છે માટે **રાગદ્વેષ રહીતપણે જ્ઞાન, દર્શન અને ગુણોમાં સ્થિરતા કરવાની પરિણતી રાખવી** મિથ્યાત્વી, અજ્ઞાની અને સરાગીને પરિણામે બધ જ હોય છે તે ઉપરથી કહ્યુ છે કે **"પરિણામે બધ"** માટે પરિણામની શુધ્ધિ રાખવી અને સક્લેશ (સ ક્લિષ્ટ પરિણામ) દૂર કરવા **પોતાનો આત્મા પોતાના જ પરિણામથી** બધાય છે એમ ખાત્રી થાય તો પછી તે રાગદ્વેષવાળા પરિણામ બધ કરવાનો અભ્યાસ કરશે.

**૨૩ ભાવ નિર્જરા**—ઈંદ્રિયાતીત આત્મિક સુખની રૂચિ અને સાંસારિક સુખની અરૂચિ.

**૨૪ શુધ્ધ પારિણામિક ભાવ**—આ ભાવથી સિદ્ધ ભગવાનમા પ્રયત્ન વગર કેવળજ્ઞાન, કેવળદર્શન અનત આત્મિક સુખમા પરિણમન થાય છે શુદ્ધ પારિણામિક ભાવ નિષ્ક્રિય અને મોક્ષરૂપ છે, ધ્યેય રૂપ છે

**૨૫ એક દેશ શુધ્ધ પારિણામિક ભાવ**–છદ્મસ્થ પોતાના સમ્યગ્–જ્ઞાન, દર્શન–ચારિત્રના પર્યાયથી, શુદ્ધ પારિણામિક ભાવોમા પરિણમન કરે તે તેથી **ક્ષયોપશમ, ઉપશમ અને ક્ષાયકભાવ** ઉપજે છે, તે ભાવનારૂપ છે, ધ્યાનરૂપ છે, શુદ્ધ પારિણામિક ભાવથી કથચિત્ ભિન્ન છે કારણ કે એક દેશ શુદ્ધ છે તે ઉપાદાન અને નિમિત્ત એ બન્ને કારણ થઈને કાર્ય કરે છે ઉપાદાન કારણ ધ્યેય રૂપે પરિણમે ત્યારે નિમિત્ત અદ્રશ્ય થઇ જાય છે. આત્માકારે ઉપયોગ પરિણમન, સ્વભાવિક ભાવ, નિર્વિકારી ઉપયોગ આ બધા પર્યાયવાચક છે. આ ભવ્યત્વનુ જીવત્વ છે એટલે ચેતના નિર્વિકારપણે જ્ઞાનદર્શનમા પરિણમે છે

**૨૬. આત્મભાવ**—(૧) કેવળજ્ઞાન, કેવળદર્શન, આત્મિક સુખ, ક્ષાયકભાવ, શુદ્ધ પારિણામિક ભાવ.

(૨) છદ્મસ્થ માટે—જ્ઞાન, દર્શન, ચારિત્રમા સ્થિરતા શુદ્ધ આત્મગુણોની આત્મપ્રદેશો સાથે એકતાનો અનુભવ.

**૨૭. તત્વરસ આસ્વાદન**—તત્વ = આત્મતત્વ. રસ = શાત સમતા રસમય આનદ આસ્વાદન = અનુભવ. શરીરમા જ્યા ચેતનાનો આભાસ થાય છે ત્યા આત્મપ્રદેશો છે તેને મનથી ગ્રહણ કરી તેમા શાત રસની ભાવના ભાવવી એટલે શાતરસ પ્રકટ થશે. પછી તેનો અનુભવ કરવો અને તેમા લીન થઇ જવુ, આત્મિક સુખ કે કોઇપણ આત્માના ગુણને આવી રીતે ઉત્પન્ન કરીને ભોગવી શકાય છે.

**૨૮. સત્ ચિદાનદ**—જ્ઞાનથી શરીરમાથી ચેતનાને શોધી, ભાવથી શરીરથી ભિન્ન જાણીને, **એક ચૈતન્ય રૂપ જ્ઞાન આનંદનો અનુભવ** કરવો અને તે સ્વરૂપમા લીન થઇ જવુ ત્યારે પરમ સ્વસ્થતા, પરમ અમૃત રસ અને પરમ આનદનો અનુભવ થાય છે

**૨૯. દર્શન સુખ**—આત્માના નિરાકાર નિર્વિકલ્પ સહજ દર્શન સ્વરૂપ–દ્રષ્ટાની સ્થિતિમા શુદ્ધ ઉપયોગે પરિણમિ રહેવુ તેથી પરમ સુખ (આનદ અને શાતિ)નો અનુભવ થાય છે અહિ લોક અલોકના તટસ્થ દ્રષ્ટા થવુ અથવા ફક્ત નિજ આત્માના દ્રષ્ટા થવુ

**૩૦. આત્મપ્રદેશોમાં વિશ્રાંતિ**—જ્યારે સકલ્પ, વિકલ્પ, આકુળતા, વ્યાકુળતા, દુર્ધ્યાન થાય ત્યારે મનને આત્મપ્રદેશોમાં જોડી અને તેમા સ્થિર કરીને શાત રસનો અનુભવ કરવો મનને આત્મા સાથે જોડવાથી તે નિર્વિકલ્પ દશામા આવે છે એટલે રાગદ્વેષ ઇંદ્રિયોની ચચળતા વગેરે બાહ્યભાવો અને દુ:ખો અદ્રશ્ય થઇ જાય છે

૩૮ **ભેદ જ્ઞાન**—તે પૃથકત્વ વિતર્ક સવિચારનો વિષય છે તેનાથી જીવ દ્રવ્ય અને તેના ગુણોની ભિન્નતા, ગુણોની પરસ્પર ભિન્નતા, પર્યાયોની ભિન્નતા દ્રવ્ય-ગુણ-પર્યાયની ભિન્નતા વિચારવામા આવે છે

૩૯ **આત્મિક સુખાનુભવ**—આત્મિક સુખ ભોગવવાની રીતો.—

(૧) **શાંત રસ**ની ભાવના ચિત્તક્ષેત્રમા સ્થિર કરવી અને મન આત્મદ્રવ્યમા સ્થિર કરવુ

(૨) મનથી આત્મપ્રદેશોનો અવગ્રહ કરી તેમા લીન થઇને **આત્મસંતોષ**ની ભાવનાથી આત્મપ્રદેશોમા સંતોષ પ્રગટ કરવો અને તેમા લીન થઇ જવુ

(૩) નિર્વિકારી **સ્વઅનુભવ રૂપી જ્ઞાન**મા લીન થવુ

(૪) નિર્વિકલ્પ નિજ શુદ્ધ **આત્મસત્તાનુ અવલોકન** કરવુ

(૫) **અનંત આત્મિક સુખની ભાવના**થી આત્મપ્રદેશોમા આત્મિક સુખ પ્રકટ કરી તેમા લીન થવુ

(૬) પંચ પરમેષ્ઠિયા **ભાવ નમસ્કાર**માં લીન થવુ

(૭) **નિશ્ચય સમકિત**ના ભાવમા લીન થવુ

(૮) આત્માના **શુદ્ધ ગુણોના ધ્યાનમાં** ઊડા ઉતરવાથી આત્મિક સુખ પ્રગટ થાય છે અને અનુભવાય છે

(૯) નિજ **શુદ્ધ સ્વરૂપમા લીન** થવાથી પૌદ્ગળીક સુખ દુ ખની લાગણી રહેતી નથી. અને આત્મિક સુખનો અનુભવ થાય છે

(૧૦) **મનને આત્મપ્રદેશોમાં સ્થિર** કરવાથી ઇંદ્રિયોના વિષયોની આકુળતા વ્યાકુળતા રહેતી નથી તેથી સહજ સુખ ઉત્પન્ન થાય છે

(૧૧) **જ્ઞાન, આનંદ અને ચૈતન્ય સ્વરૂપની** ભાવનાથી આત્મપ્રદેશમાથી સાત્વિક સુખ પ્રગટ થાય છે

**૪૦. સહજ આનંદમય ઘેન**—આત્મ અનુભવ રૂપ અમૃત રસ પીવાથી સહજ આનંદમય ઘેન ચઢે છે તેની આગળ દેવતાઇ સુખ બિંદુ સમાન છે દુનિયાની વસ્તુ તમાસારૂપ દેખાય છે તેમા જરા પણ સ્પૃહા રહેતી નથી.

૪૧ **આત્મરૂચી**—આનંદઘન આત્મામા પ્રેમ (રુચી) જોડવાથી બાહ્ય વસ્તુઓનો પ્રેમ છૂટે છે આનંદઘન આત્મપ્રદેશોને ભાવચક્ષુથી જોઇને ચેતના હર્ષ પામે છે (આનંદમય બની

અધ્યવસાય ઉપર કાઢી નાખવા અને દરેક ગુણમા ઉડુ ઉતરવુ અને ત્રણે યોગોને આત્મા તરફ વાળવા

૪૮ **અંજપા જાપ**—જપ તે પર્યાયોના સમુદાયરૂપ છે અને અજપા નિરતર પ્રવાહ સુચવે છે અધ્યાત્મ જ્ઞાનમાં **આત્માના શુધ્ધ ઉપયોગરૂપી** પર્યાયોમાના પ્રવાહમા લીન થવાથી **આનંદ સ્વરૂપ ચૈતન્ય નિરંજનપણુ** પ્રાપ્ત થાય છે

૪૯. **અનુભવ જ્ઞાન**—શ્રુતજ્ઞાનનો રસ (ફળ, સાર, પરિપક્વ દશા, નિજ આત્મા સબધી ભાવ શ્રુતજ્ઞાન) તે અનુભવ જ્ઞાન છે, તે આગમો અને ખાસ કરીને **દ્રવ્યાનુયોગના ગ્રહણ, મનન, નિશ્ચય, ધારણ, સ્મરણ,** નિજઆત્મતત્વમા **ધ્યાન અને સમાધિથી** ખીલે છે, વારવાર **તત્વરસ આસ્વાદનથી** અનુભવ પરિણતિ થાય છે એટલે ભાવનાનો અનુભવ અથવા શુદ્ધ ગુણોનો અનુભવ અથવા નિજસ્વભાવનો અનુભવ થાય છે

અપ્રમત્ત દશાથી આત્માને મળવા એક મન થાય છે, મનોવૃત્તિ સમતા ભાવમા પરિણમે છે, **આત્માને પરમાત્મદેવ રૂપે પરોક્ષ રીતે નિરખીને તેમાં તલ્લિન થાય છે,** એક રસરૂપ થાય છે અને સહજ આનદ સુખનો અનુભવ થાય છે.

દ્રવ્યાનુયોગથી વૈરાગ્ય ચાલુ રહે છે તેથી બાહ્ય પ્રવૃત્તિ થતી નથી પણ આત્મરમણુતા ચાલુ રહે છે **અપૂર્વ વિર્યોલ્લાસથી ધ્યાનમાં ઉંડા ઉતરાય** છે અને અસખ્ય પ્રદેશોમા રહેલ અનત ગુણોમા રમણુતા થાય છે

**ઉપયોગની ધારાથી ધ્યાન ચાલુ રહે છે,** ધ્યાનમાથી **સમાધિમાં જતાં સહજ આનંદનો અનુભવ** થાય છે સમતા, ચેતના અને શ્રદ્ધા આત્માની પરિણતિ છે તે ચેતનના અનુભવમા ભાસે છે તેમા જેમ જેમ આત્મા તલ્લિન થાય તેમ તેમ સહજ આનદમા લીન થાય છે **અસંખ્ય પ્રદેશોમાં ઉડા ઉતર્યા** વગર અનુભવ અમૃતનુ પાન થતુ નથી

સમતા સર્વ પદાર્થોને **નિર્લેપ** દશાથી દેખે છે તે આત્મામાં જ છે તેને આત્મભાવ વડે પ્રગટ કરવી તેથી મોહની કર્મની ૨૮ પ્રકૃતિ તથા ૧૮ પાપ દૂર થાય છે

**૫૦. અભિનવ જ્ઞાન**—આત્મામાં મનની સ્થિરતા તે અતર્વૃત્તિ છે, જ્યારે મન આત્મા તથા શુદ્ધ ગુણોમા ચોટી જાય ત્યારે નામ રૂપનુ ભાન ભુલાય છે અને આત્મતત્વ સબધી અપૂર્વ જ્ઞાન પ્રકટે છે તે અભિનવ જ્ઞાન છે તેથી આત્મા સબધી નવા તાજા શુદ્ધ વિચાર આવે છે જેથી શુકલ ધ્યાન પ્રગટ થાય છે

**૫૧ ભાવ પ્રાણુ**—તે જ્ઞાન દર્શન, ચારિત્ર (આત્મિક સુખ), વીર્ય છે તેમા નિરતર ઉપયોગ રાખવો, તેથી સર્વ પ્રકારનો વિરોધ નાશ થાય છે અને ગમે તેવા ક્રોધને પણ જીતી શકાય છે

સાથે, યુગપદ્ ) જાણે, અપ્રતિહત શક્તિવાળુ સમગ્ર, ક્ષાયકભાવવાળુ અખડ વિમળ અપ્રતિપાતી અનત, નિર્સંદેહ પરમ જ્યોતિ, પરમ બ્રહ્મ છે, અનાદિ અનત જ્ઞેયો (પદાર્થો) કેવળજ્ઞાનમાં અનાદિ અનંતપણે સદાકાળ પ્રતિભાસે છે, સમસ્ત લોક અલોકમા પ્રતિસમય થતા ઉત્પાદ વ્યયની વર્તનાનુ એકીસાથે જ્ઞાન, કેવળજ્ઞાનનો ઉપયોગ તે આત્માના પોતાના જ સ્વરૂપનો અનુભવ છે જાણવાની ઇચ્છા કે પ્રયત્ન વગર જ ત્રિકાળવર્તી સર્વ પદાર્થો જ્ઞાનમા જણાય છે જ્ઞાયક શક્તિ સર્વ જ્ઞેય પદાર્થોકારોમા વિસ્તીર્ણ છે, સશય-વ્યામોહ-ભ્રમણા આદિ દોષોથી રહિત સ્પષ્ટ છે અક્રમવર્તીત્વપણાથી અનત સ્વરૂપ પરિણામ છે, આનદ અને સમતારસમય નિરાકુળ સુખરૂપ છે કેવળજ્ઞાન તે શુદ્ધ ચેતનાની પરિણતિ રૂપ પર્યાય છે, તે આત્મ પ્રદેશોમાથી પ્રગટ થાય છે અને તેમા જ સમાઇ રહે છે આત્માની બહાર કેવળજ્ઞાન જતુ નથી જ્યાં લોક અલોકના ત્રિકાળીક સર્વ દ્રવ્ય-ગુણ-પર્યાયોને એકી સાથે જાણે છે કેવળજ્ઞાન આત્મિક અમૂર્તીક સ્વતત્ર, પરદ્રવ્યોના સયોગ રહિત, શુદ્ધ કેવળ આત્માધીન, અવિનાશી, એકીવખતે, સમય સમય, અખડીત ધારા પ્રવાહ રૂપ, અવ્યાબાધ, ઉત્કૃષ્ટ છે પ્રત્યક્ષ સપૂર્ણ જ્ઞાનથી અનત આત્મસંતોષ ઉપજે છે તેથી તૃષ્ણા. ઉત્પન્ન થતી નથી કેવળજ્ઞાનની ભાવના માટે **લોક અલોકના શ્રુતજ્ઞાનપૂર્વક તટસ્થ જ્ઞાતા થઇને શાંતરસમાં લીન થઇને રહેવું.**

**૬૩. છ કારક આત્મા**—આત્મા પોતે છ કારક છે

(૧) તે જ્ઞાયક ભાવનો **કર્તા** છે કારણકે જ્ઞાયક સ્વભાવ પોતે ઉત્પન્ન કરે છે

(૨) જ્ઞાયક સ્વભાવને ઉત્પન્ન કરવો તે કર્તાનુ **કર્મ** છે

(૩) પોતાના શુદ્ધ ઉપયોગના પરિણમન રૂપ ચારિત્ર પર્યાય (**કરણકારક**)થી પોતે જ્ઞાયક સ્વભાવ ઉપજાવે છે

(૪) **સંપ્રદાનકારક** પોતે જ જ્ઞાયક સ્વભાવ રૂપ પર્યાયને ઉત્પન્ન કરી પોતાને જ તે જ્ઞાયક ભાવનુ દાન દે છે અને પોતે જ તે સ્વીકારે છે અને **ભોગવે** છે

(૫) **અપાદાનકારક**—અશુદ્ધ પર્યાયનો **ત્યાગ** કરીને પોતે જ શુદ્ધ પર્યાય ધારણ કરે છે અને તેમા સ્થિર થાય છે

(૬) જ્ઞાયક સ્વભાવનો **આધાર** પોતે જ છે

**૬૪. એકત્વ અન્યત્વ**—અજ્ઞાન દશામા રાગ ભાવથી અશુદ્ધ ચેતનાનો કર્તા, કર્મ અને કર્મફળ (સુખદુ,ખ) હુ જ એકલો હતો, અન્ય દ્રવ્ય મારૂ ન હતુ. રાગદ્વેષ અને અજ્ઞાનયુક્ત ચેતના તે અશુદ્ધ ચેતના રાગદ્વેષ મિથ્યાત્વ ભાવ ઉત્પન્ન કરવો તે કર્મ ચેતના પૌદ્ગળીક સુખ દુ ખનો અનુભવ કરવો તે કર્મફળ ચેતના જ્ઞાનદશામા પણ હુ એકલો છુ, અન્ય દ્રવ્ય મારૂં નથી. રાગદ્વેષ રહિત શુદ્ધ ભાવનો હુ કર્તા છુ, નિર્મળ ચૈતન્ય ભાવથી શુદ્ધ સ્વભાવનુ સાધન કરનાર

# સમતા

અધ્યાત્મજ્ઞાનમા જ્ઞાન, દર્શન, ચારિત્ર (સમતા) અને વીર્યસાધન તેમ જ સાધ્ય છે કારણ કે જ્ઞાન તે જ કેવળજ્ઞાન રૂપે પ્રગટ થનાર છે, દર્શન તે જ કેવળ દર્શન તરીકે પ્રગટ થનાર છે, સમતાથી જે રાગદ્વેષની મદતા કરવામા આવે છે તે જ સપૂર્ણ સમતા (ક્ષીણ મોહ) રૂપે પ્રગટ થનાર છે અને વીર્ય પડિત વીર્યનુ કામ કરીને છેવટે અકરણ વીર્યજ રૂપે રહેવાનુ છે

નિશ્ચય નયથી જોતા સઘળો પુરુષાર્થ સપૂર્ણ સમતા પ્રાપ્ત કરવામા વાપરવાનો છે, એટલે કે મોહનીય કર્મની ૨૮ પ્રકૃતિને ક્ષય કરવાની છે તે આત્માના સમતા ગુણના વિકાસથી મોહનીય કર્મનો નાશ થાય છે અને મોહનીય કર્મ નાશ પામે એટલે બાકીના ત્રણ ઘનઘાતિ કર્મ આપોઆપ નાશ પામે અને કેવળજ્ઞાન, કેવળદર્શન અને અનત વીર્ય પ્રગટ થાય છે

ફકત જ્ઞાન ભણી ભણીને કેવળજ્ઞાન મેળવી શકાતુ નથી પણ સમતાનુ બીજ જ્ઞાન જ છે, એમ તો ક્ષયોપશમ ભાવથી કષાયની મદતા પહેલા ગુણસ્થાને પણ થાય છે પણ સમતાના વાસ્તવિક સ્વરૂપનુ જ્ઞાન ચોથે ગુણસ્થાને મેળવાય છે અને અમુક અશે સમતાનો અનુભવ થાય છે અને મોહનીય કર્મ ક્ષપકશ્રેણીના ૧૦મા ગુણસ્થાનના અત સમયે સર્વથા નાશ પામે છે તેથી બારમે ગુણસ્થાને સપૂર્ણ અને કાયમની સમતા હોય છે એટલે કે ૪ થી ૧૦ ગુણસ્થાન સુધીમા મોહનીય કર્મનો સર્વથા નાશ કરવાનો અને સપૂર્ણ સમતા પ્રાપ્ત કરવામા સઘળો પુરુષાર્થ ફોરવવાનો છે

આ રીતે જોતા **મોક્ષમાર્ગનું સમતા એ ઉત્કૃષ્ટ સાધન છે. વળી તે સુખરૂપ છે અને સાધ્ય પણ છે તે દૃષ્ટિથી જોતાં આખો મોક્ષમાર્ગ સુખરૂપ જ** છે પણ તે સુખ પૌદ્ગળીક નથી, આત્માનુ જ સ્વરૂપ છે, માટે અધ્યાત્મજ્ઞાનમા સમતાનુ સ્થાન મુખ્ય છે માટે તે કેળવવા માટે વિસ્તારપૂર્વક વાત કરી જોઈએ જો કે અગાઉ સમતાનુ કિરણ આત્મરમણતારૂપી સૂર્યમા પહોચવા માટે આવી ગયેલ છે

## સમતા પ્રાપ્તિના ઉપાય

**૧. શાંત રસ (સમતા રસ)ની ભાવના ચિત્તક્ષેત્ર (મનમાં) સ્થિર કરવી** અને શરીરસ્થ ચેતનના **આત્મપ્રદેશોમા સમતાને શોધવી** એટલે પડિત વીર્ય સ્ફુરણા ઉત્પન્ન કરીને સમતાને પ્રગટ કરશે અને તે આત્મપ્રદેશોમા ઉડા ઉતરીને ( એટલે કે શુદ્ધિ, તીવ્રભાવ અને તન્મયતા વધારવાથી ) ભોગવવી એટલે આત્મિક સુખનો અનુભવ થશે સમતામા પૌદ્ગળીક સુખ નહિ હોવાથી પૌદ્ગળીક સુખ ભોગવાતુ નથી પણ ઇદ્રિયાતીત આત્મિક સુખનો અનુભવ થાય છે

૨ આત્માના શુદ્ધ સ્વરૂપનું ધ્યાન ધરવાથી સમતારસ પ્રગટ થાય છે શુદ્ધ સ્વરૂપ એટલે નિર્મળ આત્મદ્રવ્ય, આત્માના શુદ્ધગુણો અને આત્માના શુદ્ધ દ્રવ્યગુણ પર્યાય. શુદ્ધ સ્વરૂપનો ખ્યાલ સિદ્ધ સ્વરૂપથી મેળવાય છે. તેથી પ્રથમ સિદ્ધ સ્વરૂપનું આલંબન લેવું પછી શુદ્ધ સ્વરૂપમાં લીન થઈ જવું એટલે પોતાના આત્મામાં તથા સિદ્ધમાં ભિન્નતાની કલ્પના રહે નહિ. શુદ્ધિ તરફ અપેક્ષાએ અંશથી શુદ્ધ સમજવો.

૩ મોહનીય કર્મની જે જે પ્રકૃતિ ઉદયમાં આવે અથવા ઉદયમાં આવવાના નિમિત્ત જેમકે ૨૨ પરિષહ મળી આવે અને તે કર્મ પ્રકૃતિને તેના પ્રતિપક્ષી જે આત્માનો ગુણ છે તેને ભાવનાથી ઉત્પન્ન કરી તે ગુણમા લીન થવાથી કર્મ ભોગવાની પ્રકૃતિ કુંઠિત જશે. બીજી પ્રકૃતિમાં મળીને રસ આપ્યા વગર ભોગવાઇ જશે અને નાશ થશે અથવા સ્થિતિ ઘટીને અન્ય સ્થિતિમાં મળી જાય પછી રસ વગરની થઈને ભોગવાઇ જાય ને તેનો નાશ થશે. અહિં કર્મ પ્રકૃતિ અને આત્મગુણ બતાવવામાં આવે છે.

ક્રોધને ક્ષમાથી જીતવો.

દ્વેષને ચૈતન્ય અરૂપી એકત્વ રૂપી સમભાવથી જીતવો.

અદેખાઇ ને યથાયોગ્ય સ્થાને ચાર સમકિત ભાવના (મૈત્રી, પ્રમોદ, કરુણા, માધ્યસ્થ)થી નાશ કરવી.

માનને વિનય (કોમળતા, નરમાશ, નમ્રતા)થી તથા અરૂપી એકતાથી જીતવો.

માયાને સરળતા (ઋજુતા, અવક્રતા)થી જીતવી, ૨૨ પરિષહ વખતે કર્મમાંથી મુક્ત કરનાર ને ઉપકારી માની તેનો દોષ ન જોવો પણ પોતાના કર્મનો દોષ જોવો તે સરળતા છે અને અક્કડતાનો ત્યાગ કરીને તેના તરફ હિત બુદ્ધિ રાખવાથી માન જીતાય છે.

લોભને આત્મ સંતોષ, નિસ્સંગ અવસ્થા નિર્લેપભાવ, નિર્મમત્વ વગેરે યથાયોગ્ય ભાવ (શુદ્ધ ધર્મ)થી જીતવો.

તત્ત્વ દૃષ્ટિથી વૈરાગ્યભાવ ઉત્પન્ન કરીને રાગને નાશ કરવો એટલે કે પરસમય ત્યાગ અને સ્વસમય (સ્વરૂપ આચરણથી) રાગનો નાશ થાય છે

ભયનો ધૈર્ય, ક્ષમા શાંતરસ, સમતા અને નિર્લેપ ભાવોથી નાશ કરવો.

હાસ્યને ગંભીરતાથી જીતવું

રતિને પરભાવ આસક્તિત્યાગ અને સ્વસમય આચરણથી જીતવી.

અરતિને જ્ઞાનાનંદ અને વીર્યોલ્લાસથી જીતવી.

ભયને એકત્વ, અન્યત્વ, નિષ્પરિગ્રહ, નિષ્કામ, **અમર** અછેદ્ય, અભેદ્ય, અદાહ્ય ભાવોથી જીતવો

શોકનો અન્યત્વ, એકત્વ, બોધિ અને **ધર્મભાવના**થી નાશ કરવો

દુગચ્છાને અશુભાણુ અને **અનતવત્તિયાણુ પેહાથી** નાશ કરવી.

વેદને અરૂપી અશરીરી **અવેદી** ભાવથી જીતવો

દર્શન મોહને આત્માના **શુધ્ધ સ્વરૂપમાં લીન** થઇને નાશ કરવો

## સમતા રસ શુ છે?

તે શાત અમૃત રસ છે, ઉપશમ રસ છે, રસાધિરાજ છે, સમાધિજન્ય ઉત્કૃષ્ટ આત્મરસ છે, તે મગળ સ્વરૂપ અનુપમ સુખમય રસ છે, તે સાધ્ય અને સાધન રૂપ શાત રસ છે, તે મોક્ષના સુખની વાનકી છે, ને અનુભવ ગમ્ય પરમાર્થિક આનદ સ્વરૂપ છે, તે આકુળતા વ્યાકુળતા રહિત સુખરૂપ છે, તે નિરૂપાધીક દશા છે, તે અવિરોધીભાવ છે તે વિરક્ત દશાનુ સુખ છે, તે આધ્યાત્મિક શાતિ અને પ્રત્યક્ષ સુખ રૂપ છે તે સવર-સામાયિક-ભાવ ચારિત્ર-સમકિત-સમદૃષ્ટિ-ખતિ-મુત્તિ-અજ્જવે-મદ્દવે-લઘવે-સચ્ચે-સજમે સ્વરૂપ છે, તે અહિસા-સત્ય-અચૌર્ય, બ્રહ્મચર્ય અને નિસ્પરિગ્રહ સ્વરૂપ છે, તે સુખદુખમા સમભાવ રૂપ છે, ઇષ્ટ અનિષ્ટપણાની બુદ્ધિ રહિત છે

ત્યા ઇન્દ્રિયોના વિષયોમા સુખદુખ બુદ્ધિનો અભાવ છે, ત્યા ઇષ્ટ વિયોગ અને અનિષ્ટ સયોગમા સમભાવ છે, ત્યા સ્તુતિની ઇચ્છાનો અભાવ છે, સ્વનિદામા સ્થિતિ સ્થાપકતા છે, પરનિદા અને સ્વપ્રશસામા ખેદ છે, પરગુણની ઇર્ષા તેમ જ ઉપેક્ષાનો અભાવ છે પણ પરગુણ પ્રશસામા આનદ છે, દુખપર અદ્વેષ છે, અહમત્વ અને મમત્વનો અભાવ છે, રોગાદિ શરીરભાવોની ઉપેક્ષા છે, ત્યા પરસ્પર વિરોધસૂચક દ્વદ્વ સયોગોમા એકસરખી મતિ રહે છે, તિરસ્કારનો અભાવ છે, આર્ત્ત-રૌદ્રધ્યાનનો અભાવ છે આકર્ષક-દૂરીગમનનો અભાવ છે, લાગણીમા સ્વસ્થતા છે, આવેશનો અભાવ છે, મિત્રશત્રુનો અભાવ છે, ત્યા ચચળતાનો અભાવ છે, સતાપ કે પરિતાપ રહિતપણુ છે, ઇન્દ્રિયોના વિષયથી વિરક્તપણુ છે, વાસનાનો અભાવ છે, સાસારીક ભાવો પ્રત્યે નિસ્પૃહ, નિર્લેપ નિરાગી, નિષ્કામ ભાવ છે

તે પાચ આસ્રવ અથવા ૧૮ પાપસ્થાનક અને ૨૪ સપરાય ક્રિયાથી વિરક્ત છે

**સમતાથી મન શાંત-નિર્મળ-પ્રસન્ન રહે છે,** મનનુ સમતોલપણુ રહે છે, મનમા ક્ષોભ થતો નથી, મન દૃઢ-અડગ-એકભાવવાળુ સ્થિર રહે છે, મન સ્વસ્થ થાય છે, સસારના તાપથી અતપ્ત રહે છે, સસાર ભ્રમણથી વિરક્ત થાય છે, નિર્ભય થાય છે, નિશ્ચિન્ત થાય છે, આત્મસ્વરૂપમા મન ગુમ થાય છે પણ સાસારીક ભાવોમા જતુ નથી અને આત્મામા અલૌકિક સતોષ અનુભવે છે, પર ભાવોમાથી નિવૃત્તિરૂપ મનને નિરાત (વિશ્રાંતિ) થાય છે

## સમતાના ચાર અંગ છે

૧ મૈત્રી આદિ ચાર સમકિત ભાવના અને અનિત્ય આદિ બાર ધર્મભાવના.

૨. ઇંદ્રિયોના વિષયમાં સમભાવ.

૩ પંચપરમેષ્ઠિના ગુણોને અનુસરીને આત્મતત્વ વિચાર.

૪ પાંચ આચારનું પાલન. પાંચ આચારને પણ સમતાના ઉપાયમાં અંતર્ગત કરવા.

## સમતાથી નિઃસંગપણું આવે છે અને નિઃસંગપણાથી મોક્ષ થાય છે

સમતામાં ચૈતન્ય અરૂપી એકત્વથી સર્વ જીવો સરખા છે, ઉત્પાદ – વ્યય – ધ્રૌવ્ય એ સામાન્ય સત્તા અને અસ્તિત્વથી સર્વ દ્રવ્યો સરખા છે તેથી નિજ આત્મદ્રવ્યને પણ દ્રવ્ય રૂપે દેખો, સર્વ દ્રવ્યો પોતપોતાના પર્યાયમાં સ્વતંત્ર રીતે રહે છે તેથી સર્વ જગત નિર્લેપ લાગે છે, પર્યાયત્વથી સર્વ પર્યાયો સમુદાયમાં એકત્વ પામે છે ગુણત્વથી સર્વ ગુણો સમુદાયમાં એકત્વ પામે છે નિજ સર્વ પર્યાયોનું સ્વદ્રવ્યથી એકત્વ દેખાય છે નિજ સર્વ ગુણોમાં સ્વદ્રવ્યથી એકત્વ અનુભવાય છે

## સમતામાં ત્રણ રીત ઉપયોગ

૧ અભ્યંતર ભાવે (૧) શાંત રસનો અનુભવ (૨) અભેદ સ્વરૂપનો અનુભવ—(i) પ્રદેશોનું એકત્વ, (ii) ગુણોનું એકત્વ (iii) દ્રવ્ય–ગુણ–પર્યાયનું એકત્વ.

૨ બાહ્ય અભ્યંતરભાવે સમતામાં સર્વ જગત એક રૂપ અને નિર્લેપ જણાય છે.

૩. બાહ્ય જીવોના સંબંધમાં (૧) ક્ષમા (૨) અરૂપી એકત્વ.

સમતાના નિર્મમત્વ અંગમાં (૧) નવ બાહ્ય પરિગ્રહમાં નિર્મમત્વ છે પરિગ્રહના દુઃખદ વિભાગમાં સર્વ સમાસમાંથી આવી જાય છે (૨) કર્મમાં નિર્મમત્વ છે (૩) શરીરાદિ નોકર્મ તેમજ સર્વ કર્મફળમાં નિર્મમત્વ છે.

આવી રીતે સર્વ અંગોથી સંપૂર્ણ રીતે ક્ષાયક ભાવ સમતા સિદ્ધ થાય ત્યારે કેવળજ્ઞાન પ્રગટે, સર્વભવ્ય જીવોને સમતા પ્રાપ્ત થાઓ. અહિં સમતાગત કથન સમાપ્ત કરવામાં આવે છે.

હવે ચિત્તની એકાગ્રતાનું સ્વરૂપ સમજવા માટે તેની પર્યાયવાચક તથા સહકારી અનેક નામ સંજ્ઞા પ્રેક દ્રવ્ય–ગુણ–ભાવને જોડીને જણાવવામાં આવે છે કે જે બધાના ભાવોનો એકાકાર કરવાથી ધ્યાન અને સમાધિનું સ્વરૂપ પ્રગટી શકે.

નિર્વિકલ્પ સમાધિ, સ્વરૂપમાં તન્મયતા, શુદ્ધ ઉપયોગમાં સાવધાન, આત્મપ્રદેશોમાં સુરતા, સ્વાનુભૂતિમાં લીનતા, આત્મ પ્રદેશો અને ગુણમાં સ્થિરતા, દ્રવ્ય – ગુણ – પર્યાયની

**એકતા, ઐકય, એકત્વ,** અનુભવ જ્ઞાન, અનુભવ સ્પર્શન શુદ્ધ ક્રિયા, આત્મિક સુખમા અત્યંત લીન-**તલ્લીન,** સ્વગુણ **સ્વરૂપનો કર્તા અને ભોક્તા,** સિદ્ધ સ્વરૂપના અનુભવમા **ધૈર્ય,** શુદ્ધ દ્રવ્યગુણ પર્યાયના વિચાર પ્રવાહમા એકતા, એકાકાર, **સતત ઉપયોગની ધારા,** શુદ્ધ ઉપયોગરૂપ **અજંપા જાપ, તત્વરસ આસ્વાદન, અપૂર્વ વીર્યોલ્લાસથી** ધ્યાનમા ઉંડા ઉતરવુ, **અપ્રમત્તદશા,** સમતાદિ ગુણો અને આત્માની **એકરસરૂપ પરિણતિ, તદાકાર પરિણતિ,** નિશ્ચય ભક્તિમા **અનહદ તાન-ઉત્સાહ-વીર્યોલ્લાસ, સ્થિર ઉપયોગમાં પ્રેમ આનંદ, રોમેરોમ પુલકીત,** ભાવનાનો અનુભવ, ગુણનો **અનુભવ,** ગુણ અનુભવમા **પ્રસન્નતા,** સમતા-શાતરસ-સમભાવ-સમરસીભાવ અને શુક્લધ્યાનમા **ઉંડા ઉતરવુ, તત્ત્વરૂચી, ભાવ ચારિત્ર,** શુદ્ધ પર્યાયમા **લીન,** શુદ્ધ સ્વરૂપની **ધારણા,** શુદ્ધ ગુણોમા **પ્રેમ-વાત્સલ્ય-પ્રસન્નતા-આનંદ-સહજ આનંદમય ચેન, (નિસંગ અવસ્થા)** નિજ શુદ્ધ સ્વરૂપમા શ્રદ્ધા-પ્રતીતિ-**નિશ્ચય અંતર્વૃત્તિ,** ઉપસર્ગ પરિસહમા **શૌર્ય, ધૈર્ય, પરાક્રમ, સહનશીલતા શીતળતા.**

# અનુભવ જ્ઞાન

હવે **આત્મપ્રદેશોમાં સ્થિર ઉપયોગ રાખીને અનુભવ જ્ઞાનના** મુદ્દા બતાવવામા આવે છે.

આત્મપ્રદેશોમા-વિશ્રાંતિ, અંતર્મુખવૃત્તિ, પોતપોતામા સમાઇ રહેવુ, રમણતા, શુદ્ધ ઉપયોગ, સ્થિરતા, સમાધિ, ગુણોની શોધ-અભ્યાસ-દર્શન-અનુભવ-એકરસરૂપ પરિણતિ-અભેદ સ્વરૂપ, મનનું-આત્માકારે પરિણમન-મન ગુપ્તિ, આત્મપ્રદેશોનુ દર્શન, પ્રદેશે પ્રદેશે ગુણોનો અનુભવ, આત્મપ્રદેશોનો અનુભવ, આત્મરસ આસ્વાદન નાનાનંદ શુદ્ધ ચૈતન્યનુ પરોક્ષદર્શન અને અનુભવ, ગુણોની ઉત્પત્તિનો અનુભવ, સ્વચતુષ્ટયનો અનુભવ, સમતા-શાતરસ-આત્મિકસુખનો અનુભવ દ્રવ્ય-ગુણ-પર્યાયનુ એકત્વ, ગુણોનું આત્મામા સમાઇ રહેવુ, સહજ આનંદમય ચેન, આત્મ અનુભવમા અત્યંત લીન, અચિંત્ય આત્મવીર્યપ્રગટ, અભેદસ્વરૂપનો અનુભવ, સ્વસવેદન વીતરાગજ્ઞાન, લયસમાધિ, નિસંગ નિષ્ક્રિય અંતરંગ ગુપ્ત અવસ્થા, શુદ્ધ ક્રિયા, અમમોહ, પરમ શાંતિ, પરમ આનંદ, પરમ સ્વસ્થતા, પરમ અમૃતરસ, સંપુર્ણ સ્થિરતા, શાતરસની ભાવના સ્થિર, ગુણોના અનુભવમા શાતરસ, અનુભવજ્ઞાન, આત્મસત્તાનુ અવલોકન, અનેન્દ્રીય આત્મિક સુખમા લીન, નિજસ્વરૂપ દૃષ્ટિ, આત્મસંતોષમા લીન, ક્ષાયકભાવની આત્મપ્રદેશોથાથી પ્રાપ્તિ, અમનસ્કતા, પ્રસન્નચિત્ત, આમાથી કોઇપણ એક મુદ્દો લઇને અને આત્મપ્રદેશોમા સ્થિર અંતર્વૃત્ત રાખીને આત્મરમણતા કરી શકાય છે

**લોક અલોકના તટસ્થ જ્ઞાતા, દૃષ્ટ, સ્વસ્વરૂપમા લીન આવી રીતે અનુભવ જ્ઞાનના મુદ્દા**—શુદ્ધ પારિણામિક ભાવમા લીનતા, અરિહંતના ક્ષાયકભાવમા લીન, સિદ્ધ સ્વરૂપમા લીન સમરસીભાવના લીન-સત્તામા રહેલ પરમાત્મ સ્વરૂપની અનુભવના બળથી ભેદ-જ્ઞાનેયરૂપ આત્માના શુદ્ધ સ્વરૂપનો લાભ ઉન્મનિભાવ, ઔદાસીન વૃત્તિ, લોક અલોકના સર્વ પદાર્થોમા

નિર્લેપપણું (અયોગમાં કૃત આચ્છાદન) જડ અને ચૈતન્ય એ સર્વ જ્ઞેયોનો તટસ્થ જ્ઞાતા દ્રષ્ટા અને સ્વતત્વમાં શાંત ચિદ્ઘન સ્વરૂપનો અનુભવ, ભાવપ્રાણોમાં પરિણતિ, સ્વરૂપ સ્થિરતા.

**ક્ષાયક સમકિત પામવા માટે અનુભવ જ્ઞાન**—૧. પરમાત્માના શુદ્ધ સ્વરૂપમાં પોતાના જ્ઞાનથી પરિણતિ કરીને પોતાના શુદ્ધ સ્વરૂપનો નિશ્ચય કરવો. તે સિવાય કોઈ પર દ્રવ્ય કે તેના ગુણ પર્યાયની ઇચ્છા કરવી નહિ અને પોતાનું શુદ્ધ સ્વરૂપ ભોગવવા માટે સતત પ્રયત્ન અને આત્મ શ્રદ્ધા રાખવી, જ્ઞાનના શુદ્ધ ઉપયોગથી દરેક મુંઝવણ દૂર કરવી, દોષોને ઉત્પન્ન થવા દેવા નહિ અને થાય તો તેનો તત્વજ્ઞાનથી નાશ કરવો, શુદ્ધ ઉપયોગમાં સ્થિર થવું નિજ શુદ્ધ સ્વરૂપમાં તન્મય થઈ જ્ઞાનાનંદમય બની જવું અને પોતાના અધ્યવસાયોની શુદ્ધિ કર્યે જવી અને ગુણોમાં સ્થિરતા વધારતા જવું.

૨ આત્મામાં ઉપયોગ રાખવો, મનને શુદ્ધ સ્વરૂપ તરફ વાળવું. શુદ્ધ સ્વરૂપ જ ઉપાદેય અને ભોગવવા યોગ્ય છે એવો નિશ્ચય રાખવો, મનને વિભાવ પર્યાયમાં જવા દેવું નહિ, શુદ્ધ સ્વરૂપને નિરંતર લક્ષમાં રાખવું. આત્મપ્રદેશોમાં વિશ્રાંતિ લેવી, શુદ્ધ ભાવ પ્રાણોમાં પરિણમન કરવું. આત્મપ્રદેશો અને શુદ્ધ ભાવને ભેદવા નહિ.

૩ ગુણોને આત્મામાં જોવા, ગુણોની સન્મુખ કરવી. ગુણોમાં ઉંડા ઉતરવું. શરીરાદિ બાહ્ય ભાવો પરિષહ ઉપસર્ગ વગેરેની ઉપેક્ષા કરવી, દોષને પકડી પકડી છિન્નભિન્ન કરી નાખવા. મનને આત્માકારે પરિણમાવવું. આત્માના સ્વરૂપમાં લીન થવું, સ્થિર આસન રાખી કાયાનું પ્રવર્તન બંધ કરવું.

૪ આત્મામાં સતત ઉપયોગ રાખવો. પોતાની સર્વશક્તિ આત્મભાવમાં જોડવી, શુદ્ધ સ્વરૂપ અનુભવમાં પાછી પાની કરવી નહિ.

૫ આત્માના અણાહારી સ્વરૂપનો નિશ્ચય કરવો, અશરીરી આત્મા જ્ઞાનનો ભોક્તા છે માટે જ્ઞાનભાવને ભોગવવો.

સર્વ વૃત્તિ આત્મામાં જ સમાવી દઈ, અતીન્દ્રિય આત્મિક સુખમાં લીન થવું. શાંત રસમાં લીન રહેવું. શરીરભાન દૂર કરીને આત્મપ્રદેશોમાં સ્થિરતા કરી આત્માને શુદ્ધ સ્વરૂપમાં સ્થિર કરવો, સંવર અને નિર્જરાના ભાવથી આત્માની સેવા કરી, આત્માને અનાત્મ ભાવોમાંથી ખેંચી લેવો, આત્માના ગુણોને ખીલવવા, આત્મ સ્વરૂપમાં લીન થવું. શરીરાદિ સંસારી ભાવોનો ત્યાગ કરવો. આ પ્રમાણે ભાવના ભાવવાથી અને અનુભવનાં પ્રયાસથી સમ્યક્ દર્શનની શુદ્ધિ થઈને ક્ષાયક સમકિત પ્રાપ્ત થાય છે.

અધ્યાત્મ જ્ઞાનમાં સિદ્ધ સ્વરૂપની મુખ્યતા છે. મૂળ આત્મ સ્વરૂપ તે જ સિદ્ધ સ્વરૂપ છે અને શુદ્ધ આત્મ સ્વરૂપનાં કેટલાક વર્ણન આવી ગયેલ છે. છતાં પણ આલંબન માટે સ્થાન સિદ્ધ સ્વરૂપની જરૂર છે. કારણ કે તેની અપેક્ષાએ શુદ્ધ સ્વરૂપ તરફ ગમન કરશે આત્મા શુદ્ધ

સ્વરૂપમા ગણાય તેમ જ નિગમ નયની અપેક્ષાએ અશથી શુદ્ધ સ્વરૂપ કહેવાય અને ભાવ નિક્ષેપામા આગમથી ભાવ નિક્ષેપ અથવા નોઆગમ ભાવ નિક્ષેપમા પરિણતિરૂપ આત્મ દ્રવ્ય ગણાય અને તે આત્મા પોતાના જ્ઞાન–દર્શન–ચારિત્રમા ભાવથી વર્તે છે એમ કહેવાય.

હવે સિદ્ધ સ્વરૂપ બતાવવામા આવે છે—

**૧. કેવળજ્ઞાન**—અનત, અક્ષય, અપ્રતિપાતિ, અલખ, અનક્ષર, પરમાક્ષર, પરમબ્રહ્મ, ત્રિકાળવર્તી, સપૂર્ણ, સમસ્ત, સહજ સ્વાભાવિક, સર્વ પ્રકાશક, આનદમય, શુદ્ધ, નિર્મળ, ક્ષાયકભાવે, સમતા શાત રસમય, નિરાલબી, પ્રત્યક્ષ, અખડ, અનુપમ, સર્વ હોહિત, ઇદ્રિયાતીત, કલ્પનાતીત, યોગાતીત, સ્વકાલ ઉપયોગવત, ચિદ્રૂપ, પરમ જ્યોતિ સ્વરૂપ, ચિદ–ઘન, જ્ઞાન–ઘન, શુદ્ધ ચેતના સ્વરૂપ, શુદ્ધ ક્ષાયક ભાવ, સમસ્ત લોકાલોકના પદાર્થોના ઉત્પાદ, વ્યય રૂપ પર્યાયોની વર્તનાનુ એકજ સમયમા થતુ જ્ઞાન, સર્વ દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવ પ્રકાશક જ્ઞાન.

**૨. કેવળ દર્શન**—તે કેવળજ્ઞાન જેટલી જ બધી શક્તિઓવાળુ છે, ફક્ત ફેર એટલો કે તે નિર્વિકલ્પ નિરાકાર દર્શન સ્વરૂપ છે અને નિદ્રાતીત છે

**કેવળજ્ઞાન અને કેવળદર્શન આત્માનુ જ શુદ્ધ સ્વાભાવિક સ્વરૂપ છે તેમાં પ્રયત્ન વગર શુદ્ધ પારિણામિક ભાવથી પરિણમન થાય છે** તેથી જ્ઞાન, દર્શનનો ઉપયોગ આપોઆપ ચાલ્યા કરે છે **જાણવા દેખવાની ઇચ્છા વગર આપોઆપ** નિજ આત્મ સ્વરૂપ સહિત સર્વ જગત પ્રત્યક્ષ **જાણવામા આવે છે અને દેખવામાં આવે છે**

**૩. અનંત આત્મિક સુખ**—અવ્યાબાધ ( નિરાબાધ ઉપદ્રવ રહિત શિવ સુખ ), સ્વાનુભવગમ્ય, આનદસ્વરૂપ, આનંદઘન, આનદ મદિર, સહજ સુખ, નિરૂપાધિક સુખ, આત્મ સ્વરૂપમા સપૂર્ણ સતૃપ્ત રૂપ, કલ્યાણ સ્વરૂપ, અનુપમ પુર્ણાનદ સ્વ સ્વભાવ–પરિણતિ રૂપ સુખ, નિરાકુળ સુખ, નિજ આત્મ અનુભવ રૂપ સુખમા અત્યત લીન, શબ્દ–રૂપ–ગધ–રસ–સ્પર્શ–આકાર યોગરહિત નિર્વિકારી અનેન્દ્રિય શુદ્ધ આત્મિક સુખ, પુદ્ગળાતીત, અમિશ્રિત, સ્વતત્ર, નિરાલબી, સતત્ અખડ, અક્ષય, નિરોગી, અનત સમતા સ્વરૂપ સુખ.

**૪ સમદૃષ્ટિ**—નિર્વિકલ્પ, (નિર્દ્વદ, સદેહાતીત, નિશક, નિકખ, નિર્વિત્તિગિચ્છા) ક્ષાયક સમકિત, નિજસ્વરૂપ દૃષ્ટિ, શુદ્ધ પરિણતિ, આત્મરમણતા, સ્વભાવમાં રમણતા, સ્વસ્વરૂપમા નિશ્ચય (સ્થિર, અક્ષોભ, અડોલ), હવે તે શુદ્ધ સ્વરૂપ કેવુ છે? તો કે–નિસગ, નિર્લેપ, નિર્વિષયી, નિર્મમત્વ, નિરાશી, નિસ્પૃહ, નિર્દોષ, નિર્વિકારી, નિર્મોહી નિરાકુળ નિષ્કલક, નિશલ્ય, નિષ્કામ નિવૃતિ સ્વરૂપ નિજ આત્મ અનુભવમા અત્યત લીન, અક્રોધે, અમાણે, અમાયાએ, અલોભે, અયોગી, અવેદી, અકષાય, અખેદ, અશોક, અપરિણામી, અતુષ્ણ અકલક, અદ્વેષ અલેશી, અવિરોધી, અક્ષોભ, અચચળ, અનાવેશ, અનાતુર, અક્લેશ, અસંગ, અમત્સર, પરમશાત શિતળ સરળ સમાધિ સ્વરૂપ, સ્વરૂપ સંતોષી, સ્વ સ્વરૂપમા તૃપ્ત, સ્વસ્થ સ્વસ્વરૂપ સ્થિત, સમતાસ્વરૂપ, વીતરાગ, મગળ સ્વરૂપ, નિશ્ચય અહિસા સ્વરૂપ, શુદ્ધ સત્ય આત્મસ્વરૂ, કર્મ અગ્રહણ સ્વરૂપ, શુદ્ધ આત્મસ્વરૂપથી લીન.

હવે એટલુ સમજવાનુ છે કે જે ગુણનો વર્તમાન અનુભવ થાય છે તે ગુણના પર્યાય રૂપે છે દ્રવ્ય અને ગુણ ત્રિકાલીક છે, પર્યાય વર્તમાન કાળમા અસ્તિત્વ રૂપે છે અને ગુણ પર્યાય રૂપે પરિણમે છે તેથી દરેક પર્યાયથા દ્રવ્ય અને ગુણ તો છે જ એટલે **બધા ગુણોનુ એકત્વ તે બધા ગુણપર્યાયોનુ એકત્વ સમજવું.** ગુણોનુ એકત્વ દ્રવ્ય સાથે હોવાથી ગુણ-પર્યાયોનુ એકત્વ પણ આત્મદ્રવ્ય સાથે થયુ **આત્મદ્રવ્ય અને ગુણોનાંપર્યાયોનું જે વર્તમાન એકત્વ થયું તે આત્માનું અભેદ સ્વરૂપ તે સમતારસમય આનંદ સ્વરૂપે ભોગવાય છે.** જીવને અનતા ગુણો છે અને દરેક સમયે એક એક ગુણોનો એક એક પર્યાય પ્રવર્તે છે તેથી અનતા ગુણોના અનતા પર્યાય પ્રવાહ દરેક સમયે ચાલુ રહે છે પણ તે છદ્મસ્થના જાણપણાની બહાર છે, તે કેવળી ગમ્ય છે, અસખ્યાત સમય પછી તો છદ્મસ્થને ખબર પડે છે કે હુ અમુક ઉપયોગમા છુ છદ્મસ્થના અનુભવમા જે લાગે છે તે અસખ્યાત સમયનો સ્થુલ પર્યાય રૂપે અપેક્ષાપૂર્વક ગણી શકાય

હવે કેટલાક ગુણપર્યાયોનુ **અનુભવના અભ્યાસ માટે એકત્વ** બતાવવામા આવે છે, એટલુ ધ્યાન રાખવુ કે અનુભવ જ્ઞાન મેળવ્યા વગર તથા અપેક્ષા રાખ્યા વગર આ અભેદ સ્વરૂપ સમજાશે નહિ—

૧ આત્મા અને શુદ્ધ ગુણો (કેવળજ્ઞાન, કેવળદર્શન, સમતારસ, અનત આત્મિક સુખ, અનત શકિત) નુ એકત્વ, તે આત્મા અને સિદ્ધ પર્યાય સાથે એકત્વ.

૨ શુદ્ધ ચેતના, આત્મપ્રદેશો, સમતા, અને શુદ્ધ પરિણતિનુ એકત્વ.

૩ ગુણોના ભાવોમાં નિર્વિકલ્પ સમાધિ રૂપે પરિણતિ દ્રવ્યાર્થિક નયમા સર્વ ગુણોનુ, એકત્વ અથવા સર્વ ગુણ—પર્યાયોનુ એકત્વ, અથવા સર્વ અર્થ પર્યાયોનુ એકત્વ ગુણપર્યાય=અર્થપર્યાય,

૪ આત્માના સર્વ વ્યજન પર્યાયોનુ આત્માથી એકત્વ.

૫ એક જ યોગમા સ્થિરતા ને એક જ યોગની અપેક્ષાથી એકત્વ.

૬ આત્માના સર્વ પ્રદેશો એકસરખા છે તે અપેક્ષાએ આત્મપ્રદેશોનુ એકત્વ

૭ ગુણાંશોનુ એકત્વ તે એક ગુણ પર્યાયરૂપે પરિણમે ( પણ તે પર્યાય ગુણનો કહેવાય ) એક એક ગુણમા અનતઅનતગુણાંશો છે તે દરેક સમયે અગુરુલઘુ ગુણથી ષડગુણનીહાનિ વૃદ્ધિને પામે છે

૮ ધ્યાતા ધ્યાન અને ધ્યેયનુ એકત્વ, અહિ ધ્યેય સિદ્ધ ભગવાન હોય ત્યારે સિદ્ધ સ્વરૂપ સાથે એકીકરણ કરવુ તે સમરસીભાવ કહેવાય છે, તેમા ધ્યાતા (ચેતના) આત્મા અને ધ્યાન ( આત્માના જ્ઞાનથી તન્મયપણુ ) થાય છે જ્યારે ધ્યેય નિજ આત્મ સ્વરૂપ (શુદ્ધ ગુણ) હોય

છે ત્યારે ધ્યાન અને ધ્યેય એક નિજ આત્મામાં જ સમાય છે ત્યાં ધ્યાતા ચેતના, ધ્યે આત્મગુણ અથવા આત્મપ્રદેશો અને ધ્યાન તે તન્મયપણું એ બધાનું એકત્વ થયું

૯ જ્યાં સુધી ધ્યાનનો પ્રવાહ તૂટતો નથી ત્યાં સુધી તન્મયપણા રૂપે એકત્વ છે એટલે શુ આત્મતત્ત્વના અનુભવમાં સ્થિરતા રૂપે એકત્વ થાય છે.

૧૦ નિરાગ અવસ્થા આ ઘર સમાધિમાં અનુભવાય છે ફક્ત આત્મામાં જ ઉપયોગ છે અ બીજા દ્રવ્ય કે તેના ગુણ કે પર્યાયમાં ઉપયોગ નથી તેથી આત્મા સાથે એકત્વ છે. આત્ રમણતામાં પણ પરભાવ નથી ફક્ત આત્માના ગુણપર્યાય સાથે એકત્વ છે.

૧૧ જ્ઞાનનું આત્માકારે પરિણમન, આત્માનું આત્માકારે પરિણમન, સ્વ સ્વરૂપ આલંબન અહિ જ્ઞાન અને આત્મપ્રદેશોનું એકત્વ છે જ્ઞાન અને આત્માનું ઉપયોગથી એકત્વ છે.

૧૨ મન ગુપ્તિમાં મન અને આત્મપ્રદેશો કે આત્મગુણ સાથે એકત્વ થાય છે.

૧૩ ધર્મધ્યાન અને શુક્લધ્યાનમાં જ્ઞાન અને ક્રિયાનો ઐક્ય રૂપે એકત્વ થાય છે.

૧૪ શુદ્ધ પરિણામ, શુદ્ધ ઉપયોગ, ચારિત્ર પર્યાય અને સમભાવનું એકસરખી પરિણતિ (પર્યાય) રૂપે એકત્વ થાય છે

૧૫ ચારિત્ર, શુદ્ધ ઉપયોગથી ઉપજે છે અને શુદ્ધ પર્યાય—શુદ્ધ પરિણમનરૂપ ચારિત્રથી જ્ઞાયક ભાવ ઉપજે છે ત્યાં જ્ઞાન અને ચારિત્રનું એકત્વ થયું

૧૬ ત્યારે સ્વયં જ્ઞેય અને સ્વયં જ્ઞાયક બને છે ત્યારે જ્ઞેય જ્ઞાયકનું એકત્વ બને છે.

૧૭ સમતા, શ્રદ્ધા, ચેતના, શુદ્ધ પરિણતિ, આત્મ અનુભવ અને અનંત આત્મિકસુખનું આત્મ પ્રદેશોમાં એકત્વ ભોગવવું

૧૮ ગુણપર્યાયના સમૂહ રૂપ આત્મદ્રવ્ય, આત્મપ્રદેશો ઉપયોગ અને શુદ્ધ ભાવોનું એકત્વ.

૧૯ ધર્મત્વ દ્વારા આત્માના સર્વ પર્યાયોનું એકત્વ.

૨૦ સમતા—શાંતરસ અને આત્મિકસુખનું અનુભવદ્વારા એકત્વ. અનુભવમાં બંને એકસરખાં લાગે છે.

૨૧ ધ્યાન દ્વારા આત્મ અને પરમાત્માનું એકત્વ.

૨૨ સમતા અને આત્માની એકરસ રૂપ પરિણતિ છે તેથી એકત્વ

૨૩ શુદ્ધ ચેતના અને આત્મદ્રવ્યનું શુક્લધ્યાન દ્વારા અનુભવપૂર્વક એકત્વ થાય છે.

૨૪ એક પર્યાયવાચક શબ્દોનું એકત્વ–તત્વરસ આસ્વાદન, સમતારસ–શાંતરસનો અનુભવ, શુદ્ધભાવો–ગુણો–આત્મભાવોનો અનુભવ, અપ્રમત દશા, એકરસરૂપ પરિણતિ, સહજ આનંદ.

૨૫ ઉન્મનિભાવ, સમરસીભાવ, ઔદાસિન્યવૃત્તિ, અંતર્મુખવૃત્તિવાળા જ્ઞાતા દ્રષ્ટાની સમાન દષ્ટિ, એ ભાવોનુ ધ્યાન દ્વારા એકત્વનો અનુભવ કરવો
હવે સર્વ **બાહ્ય દુનિયા સાથે એકત્વ** બતાવવામા આવે છે —

૧ સમાન દૃષ્ટિ અરૂપી ચૈતન્ય સ્વરૂપ આત્મપ્રદેશો દ્વારા સર્વ જીવોનું એકત્વ (અરૂપી એકત્વ) આ ભાવથી દ્વેષનો નાશ થાય છે

૨ દ્રવ્યત્વ દ્વારા લોક (૭ દ્રવ્ય) અને અલોક (એક આકાશ દ્રવ્ય) નુ એકત્વ તટસ્થજ્ઞાન દૃષ્ટાની સ્થિતિમા લોક અને અલોક સાથે એકત્વ. સમતામા સર્વ જગત એકરૂપ દેખાય આ ભાવથી નિર્મમત્વ (નિર્લેપ) ભાવ કેળવાય છે

૩ જ્ઞાન જ્ઞેયનું એકત્વ–જ્ઞાનમા લોક અલોકના સર્વ જ્ઞેયો આવી જાય છે તે અપેક્ષા અહિ લેવાથી એકત્વ ઉપજે છે પણ ઊંધુ સમજવુ નહિ કારણ કે જ્ઞેયો પોતપોતાને સ્થાને રહે છે, જ્ઞાનમા (જ્ઞાનાત્મામા) પ્રવેશ કરતા નથી અને જ્ઞાન નિજ આત્મા બહાર જતુ નથી, તે સમજવા માટે સર્વ જ્ઞેયોના અરૂપી અગુરૂલઘુ પ્રતિબિંબો આત્મામાં પડે છે એમ બતાવ્યુ છે. જો કે પ્રતિબિંબની વાત ગ્રંથમા છે તેથી આ તત્વ કેવળીગમ્ય કરવુ

**હવે અધ્યાત્મજ્ઞાન માટે ઉપયોગી દ્રવ્યાનુયોગની કેટલીક છુટક નોંધ બતાવવામાં આવે છે.**

દરેક દ્રવ્ય (જીવ તેમજ અજીવ દ્રવ્યમા) મા ૭ મુખ્ય સામાન્ય ગુણ હોય છે — અસ્તિત્વ, દ્રવ્યત્વ, વસ્તુત્વ, અગુરૂલઘુત્વ, પ્રમેયત્વ, પ્રદેશત્વ.

દરેક દ્રવ્યમા અનંત ગુણ હોય છે, દરેક ગુણમાં અનંતાનંત ગુણાંશ હોય છે દ્રવ્યના સામાન્ય ગુણ અગુરૂલઘુગુણના પરિણમનથી ગુણાંશોમા ષડ્ગુણ હાનિ વૃદ્ધિ થાય છે ગુણાંશ= અવિભાગી પ્રતિચ્છેદો. ગુણાંશોની હાનીવૃદ્ધિથી દ્રવ્યમા નાનાપણુ મોટાપણુ વગેરે સ્થિતિ વિભાગ થાય છે ગુણમા અવિભાગી અંશોની એકતા છે પણ ઉપયોગ અને ઉઘાડમા હાનિ વૃદ્ધિ થાય છે ગુણાંશોમા હાનિ વૃદ્ધિ થવાથી દ્રવ્યમા સ્વ પ્રત્યય ઉત્પાદ થાય છે તેનુ ઉપાદાન કારણ અગુરૂલઘુ ગુણ છે અને નિમિત્ત કારણ કાળ દ્રવ્ય છે જે સમયે ઉત્તર અવસ્થાની પ્રાપ્તિ (ઉત્પાદ) થાય છે તેજ સમયે પૂર્વ અવસ્થાનો વ્યય થાય છે આ અપરિસ્પંદ રૂપ પર્યાય તે પરિણામ છે આ અપેક્ષાએ નિશ્ચયથી સર્વ દ્રવ્યો સક્રિય છે પણ તે ક્ષોભ કે હલન – ચલન રૂપી ક્રિયા નથી અગુરૂલઘુ ગુણના ગુણાંશોમા પણ હાનિ વૃદ્ધિ થાય છે અગુરૂલઘુ ગુણથી એક દ્રવ્ય બીજા દ્રવ્ય રૂપે થતો નથી તેમજ દ્રવ્યની એક શકિત (ગુણ) બીજી શકિત રૂપે બદલતી નથી. જીવ દ્રવ્યનુ પણ આ પ્રમાણે સમજવુ

જીવના અસંખ્યાત પ્રદેશોની અભેદતાના સંબંધથી એકતા છે તેમજ જીવ અને તેના ગુણોની એકતા છે તેથી અનેક ભાવોનું એક અસ્તિત્વ થાય તેમાં સ્વરૂપ ભેદ નથી પણ સંખ્યા, સંજ્ઞા, લક્ષણ અને પ્રયોજન આદિથી ભેદ છે

પારિણામિક ભાવ તે આત્માનો સ્વભાવ છે તેનાથી જીવનું ઉપયોગ દ્વારા જીવત્વ અસ્તિમાં રહે છે, તે કર્મોપાધિ રહિત છે તેને કર્મની સાથે કોઈ સંબંધ નથી. પારિણામિક ભાવથી ચેતના જ્ઞાન કે દર્શન ઉપયોગમાં પરિણમ્યા કરે છે ( અહીં જ્ઞાન સમુચ્ચય સમજવું તેમાં અજ્ઞાન પણ અંતર્ગત થાય છે. ) જીવત્વ=ચેતનાનો ઉપયોગ તે આપોઆપ થયા કરે છે, તે સિદ્ધમાં પણ છે

દ્રવ્યમાં પરિણામ ઉત્પન્ન કરવાની જે શક્તિ છે તેજ દ્રવ્યનો ગુણ છે ગુણજન્ય પરિણામ તે પર્યાય છે પર્યાયોની ભિન્ન ભિન્ન અવસ્થા તે ભાવ છે. દરેક ગુણના ભિન્ન ભિન્ન સમયમાં થતા ત્રિકાલીન પર્યાયો અનંત અનંત છે. એક શક્તિ (ગુણ) દ્વારા, દ્રવ્યમાં થતો ત્રિકાલીન પર્યાય પ્રવાહ સજાતિય છે તે એક સમયમાં એક છે. દ્રવ્યમાં અનંત શક્તિઓ (ગુણો) થી તજ્જન્ય પર્યાય પ્રવાહ (અનંતા પર્યાય) એકી સાથે ચાલુ છે.

જીવ ચેતના શક્તિ દ્વારા ઉપયોગ રૂપમાં પરિણત થયા કરે છે. જ્ઞાન, દર્શનના ભિન્ન ભિન્ન સમય વર્તી વિવિધ ઉપયોગોના ત્રિકાલીન પ્રવાહની કારણભૂત એક ચેતના છે અને એ શક્તિના કાર્યભૂત પર્યાય પ્રવાહ ઉપયોગાત્મક છે. ઉપયોગાત્મક પર્યાય પ્રવાહની માફક સુખદુઃખ વેદનાત્મક પર્યાય પ્રવાહ, પ્રવૃત્યાત્મક પર્યાય વગેરે (વિજ્ઞાનીની દ્રષ્ટિએ) અનંત પર્યાય પ્રવાહ એકી સાથે ચાલુ રહે છે.

ઉપયોગ પર્યાયનું કારણ ચેતના છે પ્રવૃત્તિ પર્યાયનું કારણ વીર્ય (શક્તિ=ગુણ) છે, સુખપર્યાયનું કારણ આનંદ ગુણ (શક્તિ) છે. પર્યાય વર્તમાન કાલીક હોવાથી અને પર્યાય ભૂત ભવિષ્યમાં ન રહેતા હોવાથી અનિત્ય છે પણ પર્યાય પ્રવાહ તો નિત્ય છે. ભેદ દ્રષ્ટિથી જોતાં, સર્વ ગુણો અને દરેક ગુણના અનંત પર્યાયો ભિન્ન છે અને તે સર્વના સમુદાય રૂપે દ્રવ્ય છે. અભેદ દ્રષ્ટિથી જોતાં, પર્યાય પોતપોતાના કારણભૂત ગુણસ્વરૂપ છે અને ગુણો દ્રવ્ય સ્વરૂપ હોવાથી, દ્રવ્ય ગુણ પર્યાયાત્મક છે અમૂર્ત દ્રવ્યોના ગુણ અને પર્યાય અમૂર્તપણું છે.

દ્રવ્ય અને ગુણ, દરેક પોતપોતાની જાતિનો ત્યાગ કર્યા વગર પ્રતિસમય નિમિત્ત પ્રમાણે ભિન્ન ભિન્ન અવસ્થાઓને પ્રાપ્ત કર્યા કરે છે આ દ્રવ્યો અને ગુણોનું પરિણમન કહેવાય છે. કાળદ્રવ્ય સિવાય બીજા દ્રવ્યોના નિમિત્તથી દ્રવ્યમાં જે ઉત્પાદ વ્યયરૂપી પરિણામ પર્યાય થાય છે તે પર પ્રત્યય ઉત્પાદ વ્યય સમજવા.

સાકાર જ્ઞાન ઉપયોગ હોય કે નિરાકાર દર્શન ઉપયોગ હોય પણ તે બધા ઉપયોગ પર્યાયોમાં ચેતના નિત્ય છે

જીવોમા ઉપયોગ એ મુખ્ય પ્રધાન છે અને તેની સાથે સસારી જીવોમાં ૧૩મા ગુણસ્થાન સુધી યોગ છે તે પણ મુખ્યતામા ગણાય છે પુદ્ગળ દ્રવ્યમા પુરાવુ અને ગળવુ રૂપી પરિણામ મુખ્યતામા છે.

નયોની અપેક્ષાપૂર્વક આત્માના કથચિત અનત ધર્મો છે જેમકે– એક, અનેક અસંખ્ય, અનત, નિત્ય, અનિત્ય, અસ્તિ, નાસ્તિ, કર્તા, અકર્તા, ભોકતા, અભોકતા, વાચ્ય, વાપક, સક્રિય, અક્રિય, મૂર્ત, અમૂર્ત, શરીરી, અશરીરી, ભેદ, અભેદ વગેરે આત્માનો દરેક પર્યાય (સ્થિતિ અવસ્થા) પણ આત્માનો ધર્મ છે

આત્મદ્રવ્ય સમયે સમયે નિજ ગુણપર્યાયમા પરિણમન કરે છે, ગુણો આત્મદ્રવ્યમાં પ્રતિભાસિત થાય છે, પર્યાયો ક્રમથી પરિણમન કરીને દ્રવ્ય તથા ગુણમા પ્રાપ્ત થાય છે. દ્રવ્ય, ગુણ અને પર્યાય એ ત્રણે અર્થ છે દ્રવ્ય, ગુણ, અને પર્યાય સાથે અભેદ છે ૭ દ્રવ્યનુ સ્વરૂપ દ્રવ્યત્વ ગુણત્વ અને પૃથકત્વથી જાણવું

જીવ અજીવના બીજા સામાન્ય ગુણો–અસ્તિ, નાસ્તિ, એક, અન્ય, દ્રવ્ય, પર્યાય, સર્વગત, અસર્વગત, સપ્રદેશ અપ્રદેશ મૂર્ત, અમૂર્ત, સક્રિય, અક્રિય, ચેતન, અચેતન, કર્તા અકર્તા, ભોકતા, અભોકતા, અગુરુલઘુ, પરિણામત્વ, વસ્તુત્વ, જ્ઞેયત્વ, પ્રમેયત્વ વગેરે અપેક્ષાપૂર્વક અને દ્રવ્યની વ્યકિતગત યોગ્યતા પ્રમાણે અનતગુણો સમજવા

જીવ દ્રવ્યના અશુદ્ધ વ્યજન પર્યાય તે ચાર ગતિના પર્યાયો છે, સિદ્ધભગવાન તે શુદ્ધ દ્રવ્ય છે તેમ જ સસાર છોડીને સિદ્ધ અવસ્થા ગ્રહણ કરવાથી શુદ્ધ પર્યાય પણ છે

જીવ દ્રવ્યના શુદ્ધ પર્યાય તે સ્વાભાવિક થતી ષડ્ગુણ હાનિ વૃદ્ધિ રૂપ અગુરુલઘુ પર્યાયની ત્રિકાલ સમયવર્તી અખડિત ધાગવહી છે એટલે કાળ દ્રવ્યના નિમિત્તથી અગુરુલઘુ પર્યાયની જે સ્વભાવિક રીતે વર્તના થાય છે તે જીવ દ્રવ્યના શુદ્ધ પર્યાય સમજવા

જીવનો ચેતના ગુણ બે રીતે કામ કરે છે—૧ અનુભુતિજ્ઞાન રૂપ ચેતના તેના ત્રણ પ્રકાર—(૧) જ્ઞાનભાવથી સ્વરૂપ વેદના (૨) કર્મ ચેતના તે કર્મને વેદે છે એટલે રાગદ્વેષ કરે છે તેમા અજ્ઞાન અતર્ગત પણ હોય (૩) કર્મ ફળ ચેતના = સુખદુ ખનો અનુભવ. ૨ ઉપયોગ તે ચેતનાની પરિણતિ રૂપ પર્યાય છે તેના ૧૨ ભેદ ૮ સાકાર ૪ અણાકાર

નિશ્ચયથી ૭ દ્રવ્યો પોતપોતાના સ્વરૂપના કર્તા છે તે અપેક્ષાએ નિજ સ્વભાવમા પરિણતિ રૂપ ક્રિયા કરે છે વ્યવહારથી ક્ષોભ, કપ, હલનચલનની અપેક્ષાએ સસારી જીવ અને પુદ્ગળ સક્રિય છે અને બીજા દ્રવ્યો અક્રિય છે

કર્મનો ક્ષય કરવો તે શુદ્ધ વ્યવહારનય છે તેમા પ્રથમ મોહનીય કર્મની પ્રકૃતિઓ અનુક્રમે નાશ થાય છે પછી ત્રણ ધાતિ કર્મ નાશ થાય પછી ચાર અઘાતિ કર્મ નાશ થાય

જીવના અસંખ્યાત પ્રદેશોની સમવાય સંબંધથી એકતા છે તેમજ જીવ અને તેના ગુણોની એકતા છે તેથી અનેક ભાવોનું એક અસ્તિત્વ થાય તેમાં સ્વરૂપ ભેદ નથી પણ સંખ્યા, સંજ્ઞા, લક્ષણ અને પ્રયોજન આદિથી ભેદ છે

પારિણામિક ભાવ તે આત્માનો સ્વભાવ છે તેનાથી જીવનું ઉપયોગ દ્વારા જીવત્વ અસ્તિત્વમાં રહે છે તે કર્મોપાધિ રહિત છે તેને કર્મની સાથે કોઈ સંબંધ નથી. પારિણામિક ભાવથી ચેતના જ્ઞાન કે દર્શન ઉપયોગમાં પરિણમ્યા કરે છે ( અહીં જ્ઞાન સમુચ્ચય સમજવું તેમાં અજ્ઞાન પણ અંતર્ગત થાય છે. ) જીવત્વ=ચેતનાનો ઉપયોગ તે આપોઆપ થયા કરે છે, તે સિદ્ધમાં પણ છે

દ્રવ્યમાં પરિણામ ઉત્પન્ન કરવાની જે શક્તિ છે તેજ દ્રવ્યનો ગુણ છે, ગુણજન્ય પરિણામ તે પર્યાય છે પર્યાયોની ભિન્ન ભિન્ન અવસ્થા તે ભાવ છે દરેક ગુણના ભિન્ન ભિન્ન સમયમાં થતા ત્રિકાલીન પર્યાયો અનંત અનંત છે એક શક્તિ (ગુણ) દ્વારા, દ્રવ્યમાં થતો ત્રિકાલીન પર્યાય પ્રવાહ સજાતિય છે, તે એક સમયમાં એક છે. દ્રવ્યમાં અનંત શક્તિઓ (ગુણો) થી તજ્જન્ય પર્યાય પ્રવાહ (અનંતા પર્યાય) એકી સાથે ચાલુ છે

જીવ ચેતના શક્તિ દ્વારા ઉપયોગ રૂપમાં પરિણત થયા કરે છે. જ્ઞાન, દર્શનના ભિન્ન ભિન્ન સમય વર્તી વિવિધ ઉપયોગોના ત્રિકાલીન પ્રવાહની કારણભૂત એક ચેતના છે અને એ શક્તિના કાર્યભૂત પર્યાય પ્રવાહ ઉપયોગાત્મક છે. ઉપયોગાત્મક પર્યાય પ્રવાહની માફક સુખદુઃખ વેદનાત્મક પર્યાય પ્રવાહ, પ્રવૃત્યાત્મક પર્યાય વગેરે (ત્રિકાળજ્ઞાનીની દૃષ્ટિએ) અનંત પર્યાય પ્રવાહ એકી સાથે ચાલુ રહે છે.

ઉપયોગ પર્યાયનું કારણ ચેતના છે પ્રવૃત્તિ પર્યાયનું કારણ વીર્ય (શક્તિ=ગુણ) છે, સુખપર્યાયનું કારણ આનંદ ગુણ (શક્તિ) છે. પર્યાય વર્તમાન કાલીક હોવાથી અને પર્યાય ભૂત ભવિષ્યમાં ન રહેલા હોવાથી અનિત્ય છે પણ પર્યાય પ્રવાહ તો નિત્ય છે. ભેદ દૃષ્ટિથી જોતાં, સર્વ ગુણો અને દરેક ગુણના અનંત પર્યાયો ભિન્ન છે અને તે સર્વના સમુદાય રૂપે દ્રવ્ય છે. અભેદ દૃષ્ટિથી જોતાં, પર્યાય પોતપોતાના કારણભૂત ગુણસ્વરૂપ છે અને ગુણો દ્રવ્ય સ્વરૂપ હોવાથી, દ્રવ્ય ગુણ પર્યાયાત્મક છે અમૂર્ત દ્રવ્યોના ગુણ અને પર્યાય અગુરુલઘુ છે.

દ્રવ્ય અને ગુણ, દરેક પોતપોતાની જાતિનો ત્યાગ કર્યા વગર પ્રતિસમય નિમિત્ત પ્રમાણે ભિન્ન ભિન્ન અવસ્થાઓને પ્રાપ્ત કર્યા કરે છે આ દ્રવ્યો અને ગુણોનું પરિણામ કહેવાય છે. કાળદ્રવ્ય સિવાય બીજા દ્રવ્યોના નિમિત્તથી દ્રવ્યમાં જે ઉત્પાદ વ્યયરૂપી પરિણામ પર્યાય થાય છે તે પર પ્રત્યય ઉત્પાદ વ્યય સમજવા.

સાકાર જ્ઞાન ઉપયોગ હોય કે નિરાકાર દર્શન ઉપયોગ હોય પણ તે બધા ઉપયોગ પર્યાયોમાં ચેતના નિત્ય છે

જીવોમા ઉપયોગ એ મુખ્ય પ્રધાન છે અને તેની સાથે સસારી જીવોમા ૧૩મા ગુણસ્થાન સુધી યોગ છે તે પણ મુખ્યતામા ગણાય છે પુદ્ગળ દ્રવ્યમા પુરાવુ અને ગળવુ રૂપી પરિણામ મુખ્યતામા છે.

નયોની અપેક્ષાપૂર્વક આત્માના કથચિત અનત ધર્મો છે જેમકે– એક, અનેક અસંખ્ય, અનત, નિત્ય, અનિત્ય, અસ્તિ, નાસ્તિ, કર્તા, અકર્તા, ભોક્તા, અભોક્તા, વાચ્ય, વાચક, સક્રિય, અક્રિય, મૂર્ત, અમૂર્ત, શરીરી, અશરીરી, ભેદ, અભેદ વગેરે આત્માનો દરેક પર્યાય (સ્થિતિ અવસ્થા) પણ આત્માનો ધર્મ છે

આત્મદ્રવ્ય સમયે સમયે નિજ ગુણપર્યાયમા પરિણમન કરે છે, ગુણો આત્મદ્રવ્યમાં પ્રતિભાસિત થાય છે, પર્યાયો ક્રમથી પરિણમન કરીને દ્રવ્ય તથા ગુણમા પ્રાપ્ત થાય છે. દ્રવ્ય, ગુણ અને પર્યાય એ ત્રણે અર્થ છે દ્રવ્ય, ગુણ, અને પર્યાય સાથે અભેદ છે ૭ દ્રવ્યનુ સ્વરૂપ દ્રવ્યત્વ ગુણત્વ અને પૃથકત્વથી જાણવું

જીવ અજીવના બીજા સામાન્ય ગુણો–અસ્તિ, નાસ્તિ, એક, અન્ય, દ્રવ્ય, પર્યાય, સર્વગત, અસર્વગત, સપ્રદેશ અપ્રદેશ મૂર્ત, અમૂર્ત, સક્રિય, અક્રિય, ચેતન, અચેતન, કર્તા અકર્તા, ભોક્તા, અભોક્તા, અગુરૂલઘુ, પરિણામત્વ, વસ્તુત્વ, જ્ઞેયત્વ, પ્રમેયત્વ વગેરે અપેક્ષાપૂર્વક અને દ્રવ્યની વ્યક્તિગત યોગ્યતા પ્રમાણે અનતગુણો સમજવા

જીવ દ્રવ્યના અશુદ્ધ વ્યજન પર્યાય તે ચાર ગતિના પર્યાયો છે, સિદ્ધભગવાન તે શુદ્ધ દ્રવ્ય છે તેમ જ સસાર છોડીને સિદ્ધ અવસ્થા ગ્રહણ કરવાથી શુદ્ધ પર્યાય પણ છે

જીવ દ્રવ્યના શુદ્ધ પર્યાય તે સ્વાભાવિક થતી ષડ્ગુણ હાનિ વૃદ્ધિ રૂપ અગુરૂલઘુ પર્યાયની ત્રિકાલ સમયવર્તી અખડિત ધારાવહી છે એટલે કાળ દ્રવ્યના નિમિત્તથી અગુરૂલઘુ પર્યાયની જે સ્વભાવિક રીતે વર્તના થાય છે તે જીવ દ્રવ્યના શુદ્ધ પર્યાય સમજવા

જીવનો ચેતના ગુણ બે રીતે કામ કરે છે—૧ અનુભુતિજ્ઞાન રૂપ ચેતના તેના ત્રણ પ્રકાર—(૧) જ્ઞાનભાવથી સ્વરૂપ વેદના (૨) કર્મ ચેતના તે કર્મને વેદે છે એટલે રાગદ્વેષ કરે છે તેમા અજ્ઞાન અતર્ગત પણ હોય (૩) કર્મ ફળ ચેતના = સુખદુખનો અનુભવ ૨ ઉપયોગ તે ચેતનાની પરિણતિ રૂપ પર્યાય છે તેના ૧૨ ભેદ ૮ સાકાર ૪ અણાકાર

નિશ્ચયથી ૭ દ્રવ્યો પોતપોતાના સ્વરૂપના કર્તા છે તે અપેક્ષાએ નિજ સ્વભાવમા પરિણતિ રૂપ ક્રિયા કરે છે વ્યવહારથી ક્ષોભ, કપ, હલનચલનની અપેક્ષાએ સસારી જીવ અને પુદ્ગળ સક્રિય છે અને બીજા દ્રવ્યો અક્રિય છે

કર્મનો ક્ષય કરવો તે શુદ્ધ વ્યવહારનય છે તેમા પ્રથમ મોહનીય કર્મની પ્રકૃતિઓ અનુક્રમે નાશ થાય છે પછી ત્રણ ઘાતિ કર્મ નાશ થાય પછી ચાર અઘાતિ કર્મ નાશ થાય

દાન, શીલ, તપ અને ભાવ રૂપ ક્રિયાઓ શુભ વ્યવહારનયમાં છે તે સમકિત સહિત હોય તો શુદ્ધ વ્યવહારનયમાં લઈ જાય છે એટલે તેનું કારણ બને છે નહિતર અકામ નિર્જરા અને પુણ્યનું ફળ આપે છે.

કર્મનો બંધ પડવો તે રાગદ્વેષથી થાય છે તેમાં મિથ્યાત્વ પણ હોય તે અશુદ્ધ વ્યવહારનય છે તે અશુદ્ધ વ્યવહારનયના પેટા ૧૮ પાપસ્થાન અને પાંચ આસ્રવ છે કે જે અશુભ વ્યવહારમાં છે

ઉપચરિત વ્યવહારનયમાં—ઇન્દ્રિયોના વિષયમાં સુખદુઃખની માન્યતા રૂપી સંકલ્પ અને બહારની વસ્તુમાં મમત્વ રૂપી વિકલ્પ છે અનુપચરિત વ્યવહારનયમાં—શરીરને પોતાનું માની તેના પોષણ અને રક્ષણ માટે જે ક્રિયા થાય તે આવે છે.

અતતિ ઇતિ આત્મા—અત=સતત ગમન, પોતાના ભાવમાં ગમન. અતતિ = પોતાના પર્યાયોને સતત પ્રાપ્ત થઈ રહેલ. ઇતિ=તે આત્મા. આત્મા=પોતાના ઉપયોગ પર્યાયમાં ગમન કરતો આત્મા.

આશા, તૃષ્ણા, ઇચ્છા, આસક્તિ, મમતા વગેરે અનેક એકાર્થવાચી લોભના પર્યાયો છે તેવી રીતે માન, માયા ક્રોધના પણ અનેક પર્યાયો છે તે સર્વ કષાયને નવ નોકષાય પોષે છે તેની સાથે મિથ્યાત્વ વગેરે મોહનીય કર્મની મુખ્ય ૨૮ પ્રકૃતિ આગ સમાન છે જેથી સંસારી જીવ બળી રહ્યા છે તેને ઠારવા માટે સમતા રૂપી શાંતરસ છે કે જે અધ્યાત્મજ્ઞાન (ધર્મધ્યાન અને શુક્લ ધ્યાન)થી આત્મામાંથી પ્રગટ થાય છે અને આત્મિક સુખનો અનુભવ કરાવે છે અને ફરી સંસારી આગમાં બળવાનો વખત ન આવે એવી સિદ્ધ પરમાત્માની સ્થિતિમાં લઈ જાય છે

આત્મપ્રદેશો અને તેનો મુખ્ય ગુણ ચેતના આખા શરીરમાં વ્યાપક છે પણ ધ્યાન કરવા માટે (૧) મસ્તકની ઉપર મધ્યભાગ છે ત્યાં અને (૨) કપાળ તથા બે ભ્રમર અને તેની વચ્ચેનો ભાગ તેની પાછળ રહેલા અસંખ્યાત આત્મપ્રદેશોમાં ઉપયોગ વધારે સહેલાઈથી રહે છે. (૩) હૃદયમાં રહેલા અસંખ્યાત તથા (૪) નાભીમાં રહેલ આઠ રૂચક પ્રદેશોમાં પણ ઉપયોગ રખાય છે અને (૫) સમુચ્ચય ચેતનાનું પણ અવલોકન કરાય છે. આંખ ઉઘાડી હોય તો દૃષ્ટિ નાકના અગ્રભાગમાં સ્થાપન કરવી.

આત્મામાં અરિહંતના આત્મપ્રદેશો અને ક્ષાયિક ભાવો અને શુદ્ધ પારિણામિક ભાવનું ધ્યાન કરવાથી આત્મા અરિહંત થાય છે, સિદ્ધનું ધ્યાન કરવાથી સિદ્ધ થાય છે, આચાર્યના આત્મભાવનું ધ્યાન કરવાથી આચાર્ય સ્વરૂપ થાય છે, ઉપાધ્યાયના ગુણોમય થવાથી ઉપાધ્યાય સ્વરૂપ થાય છે અને સાધુનું ધ્યાન કરવાથી સાધુ સ્વરૂપ થાય છે પહેલાં પંચપરમેષ્ઠિના સ્વરૂપનું આલંબન લેવું પછી જ્યારે ગુણોમાં લીનતા આવે છે ત્યારે નામ રૂપ વગેરે છૂટી જાય છે અને આત્મા ગુણમય સમાધિમાં પ્રવર્તે છે.

મમતાથી ભ્રમણા થાય છે તેથી વસ્તુ ઇષ્ટ અનિષ્ટ લાગે છે તેથી ૧૮ પાપસ્થાન સેવાય છે અને સુખદુઃખની કલ્પના કરવામા આવે છે અને નવીન કર્મ બાધવામા આવે છે, **આત્માના શુદ્ધ સ્વરૂપમાં રમણતા કરવાથી સર્વ ભ્રમણા અને આશ્રવ અને દુઃખો દૂર થાય છે** અને છેવટે સર્વ કર્મોનો અંત આવે છે

પોતાના શુદ્ધ આત્મ દ્રવ્ય સિવાયની બધી વસ્તુઓ પર છે

પરવસ્તુમા ઇષ્ટપણાની બુદ્ધિ તે **રાગ**, પરવસ્તુમાં અનિષ્ટ પણાની બુદ્ધિ ( દૂરીગમન, ઘૃણા, સુગ, અણગમો તે **દ્વેષ**

રાગદ્વેષ મદ કરવાની રીત—

(૧) ત્યાગ–તેમા **દ્રવ્ય ત્યાગ** પ્રત્યાખ્યાનથી થાય છે, દ્રવ્ય ત્યાગથી રાગના નિમિત્તો દૂર થાય છે તેથી દ્રવ્ય ત્યાગ ભાવ ત્યાગનુ કારણ બને છે દ્રવ્ય ત્યાગ હોય છતા કોઇ વસ્તુની ઇચ્છા થાય તો તે ઇચ્છાનો નિરોધ કરીને નિર્મમત્વભાવ કેળવવાથી ભાવ ત્યાગ કેળવી શકાય છે

(૨) અણગમો થાય એવી વસ્તુ આવી મળે તો તેનાથી તટસ્થ ( માધ્યસ્થ **ઉપેક્ષા** ) ભાવ કેળવી તેની સાથે આત્માનો સબધ તોડી શકાય છે

**(૩)** રાગદ્વેષના નિમિત્તો હોય અથવા આવી મળે ત્યારે પરવસ્તુનો **તત્વરૂચીથી** તેના સૂક્ષ્મ અથવા મૂળસ્વરૂપનો વિચાર કરવો જેમકે પુદ્ગળ સ્કધો રૂપે વસ્તુને જોઇને પરમાણુ પુદ્ગળનો વિચાર કરવો, જીવનો અશુદ્ધ વ્યજન પર્યાય જોઇને પુદ્ગળ દ્રવ્ય તથા શુદ્ધ આત્મ-દ્રવ્યનો વિચાર કરવો

**(૪) આત્માના શુદ્ધ સ્વરૂપમાં ઉપયોગ** ગણી તેમા મનને જોડી રાખવુ

**(૫) વસ્તુના ત્રિકાળીક પર્યાયોનો વિચાર** કરવો જેમકે રાગ કે દ્વેષ થાય એવી વસ્તુ જોઇને એવો વિચાર કરવો કે જે પુદ્ગળોનો આ સ્કધ પર્યાય છે તે પુદ્ગળો ત્રણ કાળની અપેક્ષાએ ત્રણ લોકમાં જેટલા જીવના શરીરો છે તેના અવયવ તરીકે ઉપજી શકે છે, કદી નારકીના શરીરના ભાગ તરીકે, કદી મનુષ્યના, કદી તિર્યંચના, કદી દેવતાના શરીરના ભાગ તરીકે ઉપજી શકે છે, કદી શુભ સ્કધમા, કદી અશુભ સ્કધમા પરિણમી રહે છે એટલે **ત્રણ કાળની અપેક્ષાએ કોઇપણ વસ્તુ રાગ કે દ્વેષ કરવા યોગ્ય નથી** એની રીતે કોઇ જીવ અત્યારે કેવી સ્થિતિમા છે, પુર્વે બધી સારી નરસી ગતિના વ્યજન પર્યાયરૂપે હતો ભવિષ્યમા એક દિવસ સિદ્ધ પર્યાય રૂપે પણ થઇ જાય આવી રીતે ત્રિકાળીક પર્યાયોનો વિચાર કરવાથી રાગ અને દ્વેષ દૂર કરી શકાય છે દ્રવ્યથી ત્યાગ ન કર્યો હોય તો પણ **તત્વ દષ્ટિ**

**આત્મરમણતા અને ત્રિકાળીક પર્યાયના વિચારથી રાગદ્વેષ દુર કરી શકાય છે તે ભાવ ત્યાગ છે**

ભાવ ત્યાગની ભાવના વખતે મમત્વ બુદ્ધિ હોતી નથી તેમજ દ્રવ્ય પરિગ્રહ ઉપર ઉપયોગ હોતો નથી. શાસ્ત્રમાં બતાવ્યા પ્રમાણે સાધુ કે શ્રાવક આચાર કરે વ્રતનાથી કાર્ય કરે છે તેમને શુભ કર્મોનો બંધ પડે તે અપેક્ષાએ એમ કહી શકાય કે જ્ઞાની ભોગમાં પણ નિર્જરા કરે પરંતુ સામાન્ય પચ્ચખાણ કર્યોમાં આ પ્રમાણે બનતું નથી. મૈથુનાદિ ક્રિયામાં તો બંધ થાય જ છે તેથી દ્રવ્ય ત્યાગની જરૂર રહે છે માટે ભાવ ત્યાગની ભાવના કેળવવા માટે સાધુનો શાસ્ત્રોક્ત આચાર શ્રેષ્ઠ છે. પણ સ્વચ્છંદી વર્તન કે લોક સંજ્ઞાથી આચારભ્રષ્ટ થવાય છે.

ત્યાગ વગરના ચોથા ગુણસ્થાનવર્તી શ્રાવક પણ ભાવ ત્યાગ ઉપરોક્ત રીતે શક્તિ અંશથી કેળવી શકે છે, કારણ કે સંવેગ અને નિર્વેગ ગુણ કેળવ્યા વગર સમકિત રહેતું નથી અને સમકિત વગર સાધુપણું કે શ્રાવકપણું શાસ્ત્રોક્ત રીતે વિકાસમાં આવતું નથી.

સમકિત અને ચારિત્રમાં આટલો ફેર છે કે સમકિત માર્ગ બતાવે છે તે શ્રદ્ધા અને પ્રરૂપણા અને ભાવનાનો વિષય છે અને ચારિત્ર સમકિત બતાવેલા માર્ગમાં પ્રવર્તન કરાવે છે. ત્યાં આચરણનો વિષય છે. અને તે આચરણ સમકિતપૂર્વક જ જોઈએ.

તત્વના જાણપણા વગર શ્રદ્ધાને સ્થાન નથી, શુદ્ધ શ્રદ્ધાસહિત જાણપણું તે જ્ઞાન, તત્વના જ્ઞાન વગર અનુભવ થાય નહિ, અનુભવ વગર આત્મરસ પ્રગટ થતો નથી, આત્મરસ તે શાંત સમતા રસ છે અને શાંત રસ વગર આત્મિક સુખ ભોગવી શકાતું નથી માટે આત્મિક સુખ ભોગવવા માટે શ્રદ્ધા, જ્ઞાન, અનુભવ અને સમતાની જરૂર છે. અનુભવ સિવાય આત્માની વાસ્તવીક પ્રતિતિ થતી નથી. આત્માના ગુણ પર્યાયનું અનુભવપૂર્વક ધ્યાન ધરવું

પહેલા અને ત્રીજા ગુણસ્થાનમાં કષાયનો ક્ષયોપશમ થાય છે તેથી અંશથી સમતા કેળવી શકાય છે પણ સમતાને આત્મભાવે કેળવવા માટે સમ્યગ્ દર્શનની જરૂર છે. ચોથે ગુણસ્થાને પરોક્ષ રીતે આત્મદર્શન થાય છે ત્યારે વાસ્તવિક સમતાની શરૂઆત થાય છે. પ્રત્યક્ષ આત્મદર્શન ૧૩ મે ગુણસ્થાને પ્રાપ્ત થાય છે ને સંપૂર્ણ સમતા આત્મા ખીલી જાય છે. ધ્યાનથી આત્મા અનંત સુખનો જ્ઞાતા અને ભોક્તા બને છે. અને એકાંત ધ્યાનમાં સ્થિર થવું જોઈએ.

ખરાબ ઇચ્છા થાય કે તરતજ તેને રોકી દેવી, આ કામ ભાવથી પણ થઈ શકે છે, તો આગળ જતાં સંયમ રૂપ બનશે. ઇચ્છા નિરોધ તે ઇચ્છાનિરોધ તપ છે.

સમભાવમાં નિંદા ઈર્ષાદિ, સ્વાર્થ ગૌણ થાય છે. નાના મોટાનો ભેદ રહેતો નથી, પૌદ્ગલીક વસ્તુની ઇચ્છા રહેતી નથી, વેરઝેર નાશ પામે છે કોઈનું ખરાબ થાય તેવી ઇચ્છા થતી નથી.

જીવ કર્મસંયોગથી રૂપી છે, અકર્મપણાથી અરૂપી છે, પુદ્ગળ સંયોગથી પુદ્ગલી છે, પુદ્ગળ વિયોગથી અપુદ્ગળી છે, દ્રવ્યત્વથી એક અને નિત્ય છે પર્યાયથી અનેક અને અનિત્ય છે વ્યવહારથી કર્મનો અને સંસારનો કર્તા અને ભોક્તા છે, નિશ્ચયથી સ્વભાવનો કર્તા અને ભોક્તા છે ઋજુસૂત્રનયથી ક્ષણીક ઉપયોગમા છે, સમભીરૂઢ નયથી દેહધારી સર્વજ્ઞ વીતરાગ છે, એવંભૂત નયથી નિરંજન નિરાકાર સિદ્ધ છે

મોહ અને અજ્ઞાનતાના ઘેનમા, સંસારીજીવો સુખની ખોટી ભ્રાન્તિમા, દુ:ખને સુખ સમજી દુ:ખનો જ અનુભવ કર્યા કરે છે પણ **આત્મતત્વના અનુભવમાં રોગ કે શોકનુ દુ:ખ ટકી શકતુ નથી.** વાદવિવાદ મટી જાય છે

લોકલોકનુ જ્ઞાન કરનાર કેવળજ્ઞાન આત્મામા જ સમાય છે, સર્વ સુખ પણ આત્મામાથી ઉત્પન્ન થાય છે અને આત્મામા જ સમાય છે, અનુભવ જ્ઞાન જ્યોતિ પણ આત્મામાથી જ કેળવી શકાય છે અને આત્મામા જ સમાય છે **સત્તામાં રહેલ પરમાત્મ સ્વરૂપને અનુભવના બળથી ભેટી શકાય છે** આત્માના પ્રદેશે પ્રદેશે અનંત જ્ઞાન અને અનંત સુખ રહેલુ છે ચેતના દ્વારા ભાવ મનથી આત્માનુ પરોક્ષ ધ્યાન ૧૨ મા ગુણસ્થાન સુધી છે

અરિહંત અને સિદ્ધ ભગવાનના ગુણોનુ ચિંતવન કરી, તેમા પ્રમોદભાવ ધારણ કરી, આત્મભાવે તે ગુણોનો અનુભવ કરી તેમાં લીન થઇ જવુ ધ્યાતા, ધ્યેય અને ધ્યાનની **એકતા** કરી, ત્યા **આત્મા પરમાત્માની ભિન્નતા ભાસતી નથી.** પોતાનો આત્મા પણ જ્ઞાન, દર્શન, આનંદ અને અનંત શક્તિ સ્વરૂપ છે માટે ત્યા જ સુખની શોધ કરવી હુ પુરૂષ છુ એવો અહંભાવ રહે ત્યા સુધી આત્માની શુદ્ધિ ધર્મની પ્રાપ્તિ થતી નથી મમતાથી આત્માને કાળાશ લાગે છે ને અશુભ લેશ્યા છે

સર્વ કલ્પનારૂપી વૃક્ષનુ બીજ મમતા છે. વિષયનો ત્યાગ હોવા છતા મમતા વિષયોને ખેચી લાવે છે

એકજ વસ્તુ એક જીવને સુખકર લાગે છે બીજાને દુ:ખકર લાગે છે તેથી રાગદ્વેષ જનિત **સુખદુ:ખ પોતપોતાની કલ્પના માત્ર** છે, વળી એક જ જીવને તે જ વસ્તુ જુદીજુદી વખતે જુદા જુદા રૂપમા સુખ કે દુ:ખકર લાગે છે એટલે કર્મના ઉદય પ્રમાણે કલ્પના કર્યા કરે છે વાસ્તવિક રીતે કોઇ વસ્તુ સુખ કે દુ:ખ આપી શકતી નથી. **જડ વસ્તુઓ કોઈની થઇ નથી અને થવાની નથી**

શરીર, વાણી, મન, ઇંદ્રિયો અને સર્વ જડ પદાર્થો પુદ્ગલના સ્કંધો છે તે અનેક આકારો ધારણ કરે છે પાંચ ઇંદ્રિયો દ્વારા જડ પદાર્થોને અનંત કાળ ભોગવ્યા પણ તેથી નિત્ય સુખની ગંધ પણ આવતી નથી. **આનંદઘન આત્મામા પ્રેમ જોડવાથી બાહ્ય વસ્તુઓનો પ્રેમ છુટે છે. ચેતના, આનંદઘન આત્મ પ્રદેશોને ભાવ ચક્ષુથી જોઇને હર્ષ પામે છે**

અને પરોક્ષભાવે જેમ થાય છે અને સાક્ષાત્કાર જોવાની તાનાવેશી થાયે છે પણ સાક્ષાત્કાર તો ૧૩ મે ગુણસ્થાને થાય છે શુક્લ ધ્યાનમાં શુદ્ધ ચેતના આત્મપ્રદેશોની સાથે એકતા અનુભવે છે સમતા, અસંખ્ય પ્રદેશોમાં સૌનિ સર્વ જીવોપર એકસરખી દૃષ્ટિ બનાવે છે તેથી વેરઝેર ટળી જાય છે અને જ્ઞાનાદિ ગુણો વધે છે.

આત્માનો એક પ્રદેશ મરતો નથી તેથી અમર છે તેથી હું મરું છું એવી ભ્રાંતિ ખોટી છે. શરીરના પુદ્ગલો આવે જાય અને શરીર નાશ થાય, કર્મ પણ નાશ થાય હું જ્ઞાન સ્વરૂપ છું શરીર સ્વરૂપ કે કર્મ સ્વરૂપ નથી, શાતા અશાતા વેદની કર્મ વિપાક છે તેથી પણ પણ હું ભિન્ન છું માત્ર આત્મ પ્રદેશોમાં અનંત ગુણો છે તેમાં સ્થિર ઉપયોગ રાખીને હું કર્મનો નાશ કરીને શુદ્ધ સ્વરૂપ ભોગવીશ.

વાસના અશુદ્ધ પરિણતિ છે વાસના અનુસાર જન્મ ધારણ કરવો પડે છે, ભમવામાં જરા પણ શાંતિ નથી માટે આત્મ ભાવથી વાસના નાશ કરી કરી જોઈએ. આત્માનુ અરૂપી સ્વરૂપ ભાવનારા મનુષ્યો અંતરમાં સુખ અને દુઃખ એકરસરૂપ થઈને, પરસ્પર આત્માને સુક્ષ્મદૃષ્ટિથી દેખીને આનંદમા રહે છે સર્વત્ર સ્વભાવ ધારણ કરવાથી ધર્મની ક્રિયાઓમા પણ જ્ઞાનવડે શુદ્ધ પ્રેમ ઉત્પન્ન થઈ સહજાનંદી અરૂપી આત્માની ભાવના કરનારા મનુષ્યો પોતાને અમર માને છે અને મૃત્યુ વખતે આનંદમા જ રહે છે અરૂપી એકત્વથી સર્વ જીવો સાથે ઐક્ય અનુભવાય છે. વાત્સલ્ય ભાવ વગર આનંદ થતો નથી રાગ દ્વેષ, ભય, કામ, સ્વાર્થ વગ ગુણાનુરાગીપણુ અને હિત બુદ્ધિ તે વાત્સલ્ય ભાવ છે.

મતિશ્રુત જ્ઞાનપૂર્વક અનુભવ દર્શન અને અનુભવ સ્પર્શન (તન્મયતા) કરતાં પ્રત્યક્ષ દર્શન અને સ્પર્શન અનંત ગુણ અધિક છે માટે કે આનંદઘન સાક્ષાત્ દર્શન આગળ નિર્વિકલ્પ કરાવામા શુદ્ધ પરિણતિ આત્મતત્ત્વમા સ્થિર હોય છે શુદ્ધ પરિણતિ (સમાન દૃષ્ટિ) નો આધાર રાગદ્વેષની મંદતા ઉપર છે અને એકાકાર ભાવથી આત્મિક સુખમાં લીન થવુ જ પોતાના વર્તનમા અંતરની સ્થિતિ કરી જ તેનો વિચાર કરવાથી, શુદ્ધ પરિણતિ ભોગવવાની યોગ્યતા આવે છે તે સંસ્કાર, જ્ઞાન અને આત્મભાવનાથી કેળવાય છે લઘુતા નમ્રતા અને લીનતાથી પણ કેળવાય છે. સમાન દૃષ્ટિથી આખી દુનિયાને દેખવાની ટેવ પાડવી જોઈએ. મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થ ભાવનાઓથી જે વખતે જેવી યોગ્યતા જણાય તેવી શુદ્ધ ભાવના ધારણ કરવી.

ભક્તિ ભાવમાં ઉલ્લાસ (પંચપરમેષ્ઠિના શુદ્ધ ગુણોના અનુભવમા રોમેરોમે પુલકીત), અભિલાષ (સર્વ ગુણોના સાર રૂપે શાંત રસ અને આત્મિકસુખનો અનુભવ), પ્રાર્થના (જેમકે સિદ્ધ સિદ્ધિ મમ દિસતુ), મન, વચન, કાયાનુ પરમાત્માને સમર્પણ (શુદ્ધ ગુણોમાં સર્વ યોગોનું ઐકત્વ) મનની શુદ્ધિ (રાગદ્વેષનો અભાવ), પ્રમોદ ભાવ (ગુણાનુરાગીપણુ) ગુણોમાં લીનતા એ સર્વ નિશ્ચય ભક્તિના લક્ષણો છે. પરમાત્માના ધ્યાનથી, પરમાત્મા નિમિત્ત

કારણ રૂપ થાય છે, કારણમા કાર્યનો નિગમનયથી ઉપચાર કરીને અને તેવી રીતે પરમાત્મામા કાર્યના કર્તાપણાનો આરોપણ કરીને એમ કહેવાય કે ભગવાને તાર્યા, વિચારમા અનત બળ છે તેવી ભાવના અને ધ્યેય પ્રમાણે ફળ મળે છે

સમભાવ, અરૂપીએકત્વ, દ્રવ્યત્વેન એકત્વ, અદ્વેષ અને પ્રેમથી દ્વેષ નાશ થાય છે વાત્સલ્ય, પ્રમોદભાવ, અને માધ્યસ્થભાવથી ઈર્ષા નાશ પામે છે, (કોઇ સસારીક સુખ ભોગવતો હોય તો તે તરફ માધ્યસ્થભાવ અથવા ઔદાસીન વૃતિ ધારણ કરવી, ઈર્ષા ન કરવી). વહેમનો નાશ જ્ઞાનથી કરવો વૈરાગ્ય અને યોગોની સ્થિરતાથી ચચળતા દૂર થાય છે આત્માનુ અમર સ્વરૂપ વિચારીને ભય દૂર કરવો ઉદ્વેગ થાય તો સમતારસમા લીન થવુ વિષયવાસના થાય તો વસ્તુનુ મૂળ દ્રવ્ય વિચારીને આત્મામાથી સુખની શોધ કરવી. મુર્છા–તૃષ્ણા–સ્પૃહાને સમતા અને તત્વજ્ઞાનથી નાશ કરવી

**નિરૂપાધિક દશામાં સહજ સુખ છે** જ્ઞાન અને ક્રિયાથી સમતા અને અનુભવ કેળવવા જોઇએ **અનુભવ વગર આત્માની પ્રાપ્તિ થતી નથી** મમતા અને કદાગ્રહ વગરની જ્ઞાનદશાજ અધ્યાત્મ જ્ઞાન રસ પચાવી શકે છે અનુભવ પરિણતિ તે આત્માથી ભિન્ન નથી. અપ્રમત્ત દશા વિના સમતાનો અનુભવ બરાબર થતો નથી. ઉપર ઉપરના ગુણસ્થાનોમા શુદ્ધતર અધ્યવસાયોથી સમતાની વૃદ્ધિ થાય છે અધ્યવસાય (પરિણામ) ઉપર કાબુ રાખવો, અશુભ, વિચારનો તત્વજ્ઞાનથી નાશ કરવો, સદ્ગુણોની જ ભાવના ભાવવી સુમતિ અને વિવેકથી મન સ્થિર થાય છે દયા તથા બ્રહ્મચર્યમા અપૂર્વ શુદ્ધ પ્રેમ જોઇએ વિવેક સત્યનો નિર્ણય કરે છે

મતભેદ થાય ત્યા સહિષ્ણુતા ધારણ કરવી પણ કોઇને વિરોધી તરીકે માનીને દ્વેષભાવ કેળવવો નહિ કોઇનો દોષ જોવો નહિ તેમજ પ્રકાશવો નહિ કે નિંદા કરવી નહિ પણ સત્યને સત્ય તરીકે જ જાણવી, શ્રદ્ધા કરવી અને પ્રકાશવી ભિન્ન ભિન્ન વિચારોમા કઇ નયની દૃષ્ટિએ સત્ય છે અને ક્યા એકાતવાદની ઉત્પતિ થાય છે તે તારવી લેવુ અજ્ઞાન, રાગ અને દોષ ટાળ્યા વગર મન શુદ્ધ થતુ નથી, **શુદ્ધ મન ગુણોને આકર્ષે** છે અને ઉત્તમ સસ્કાર કેળવાય છે, **શુદ્ધ સંસ્કારો પરભવમાં સાથે આવે છે** અને ઉત્તરોત્તર અભ્યાસથી ગુણોમા વૃદ્ધિ થતી જાય છે **બીજાના ગુણો જોવાથી હૃદય નિર્મળ રહે છે** અને અવગુણ જોવાથી મલીન થાય છે ઇંદ્રિયોને દમવાથી દાન્ત ગુણ પ્રાપ્ત થાય છે તેથી મન આરોગ્યતામા રહે છે

નિરાલબન ધ્યાન આવે ત્યાસુધી પ્રભુના નામ સાથે પ્રભુના સદ્ગુણોનુ સ્મરણ અને ધ્યાન ધરવુ ધ્યેયમા ચિત્ત સ્થિર કરવુ તે ધારણા ધ્યાનમા ધારણા, પરભાવ ત્યાગ, જીતેન્દ્રીયપણુ, ધૈર્ય, પ્રશાન્તચિત્ત, પ્રસન્નતા, સ્થિરતા, નાસિકાના અગ્રભાગ પર નેત્ર સ્થાપના, જ્ઞાન ઉપયોગ, અનુભવ જ્ઞાન–ક્રિયા, અસખ્યાત પ્રદેશોમા સ્થિરતા, આત્મપ્રદેશોમા રહેલ ગુણોનો અનુભવ, તત્વરસ આસ્વાદન, એકરસરૂપ પરિણતિ, અનુભવ સ્પર્શન, તન્મયતા, સતત્ ઉપયોગ, તદાકાર પરિણતિ, સમતા, લીનતા, રૂચી, વિર્યોલ્લાસ, આનદ, એકાગ્રતા, શાતરસ, સમભાવ, સમરસીભાવ, અપ્રમત્ત દશા

વગેરે જ્ઞાન, દર્શન ચારિત્રના પર્યાયો સમજી મગજમાં ઉતારી કેળવવા અને અંતરદૃષ્ટિથી અન્ય અન્ય દ્રવ્ય ગુણપર્યાયોથી નિજ આત્મસ્વરૂપની નિસંગ અવસ્થાનું અવલોકન કરવું.

શુદ્ધ સ્વરૂપના આલંબનમાં સહજ સુખ છે. પરવસ્તુ સુખ આપતી નથી, શાતાવેદનીયનો ઉદય હોય ત્યારે સુખનો અનુભવ થાય પણ શાતાવેદનીયકર્મ આત્મિક સુખને આવરણ કરે છે તે અશાતાવેદનીયકર્મ જેવું તેમ આવરણ નહિ. અને વેદનીયમાં પરવસ્તુનું આલંબન હોય છે તેમાં જે સુખદુઃખનો અનુભવ થાય તે આત્મિક સુખનો વિકાર છે અને તે કર્મબંધનનું કારણ બને છે ત્યારે આત્મિક સુખમાં આત્માનુંજ આલંબન છે અને તે સુખ સહજ સ્વભાવનું છે અને નિર્જરાનું કારણ છે સહજ સુખનું ઉત્કૃષ્ટ સ્વરૂપ સિદ્ધ પરમાત્મામાં છે માટે તે સ્વરૂપ ભોગવવું જોઈએ.

રોગ અને મરણભયનું કારણ શરીર મમત્વ છે તે દૂર થવાથી રોગ, ભય અને મરણભય રહેતા નથી. આલોક અને પરલોકભય નાશ કરવા માટે આત્માની શૌર્ય ધૈર્ય પરાક્રમ, સહનશીલતા, અને સમભાવનું આલંબન લેવું જોઈએ. મનને આત્મામાં સ્થિર કરવાથી અકસ્માત ભય નાશ પામે છે. કષ્ટ અને અનિષ્ટ બુદ્ધિ ટળે તો અપકીર્તિ ભય હોતો નથી. નિઃસંગપણું આવતાં મનની ચંચળતા દૂર થાય છે અને મન નિર્મળ અને સ્થિર થાય છે તેથી તત્વજ્ઞાન પ્રાપ્ત થાય છે આત્માનો અનુભવ થાય છે અને મોહનું જોર ટળે છે વિવેક ભાન ભૂલાતું નથી અને મન, વચન અને કાયાની પ્રવૃત્તિ બગડતી નથી. સર્વથી અપ્રીતિ નાશ પામે છે

શુભાશુભ પ્રસંગોને સમતાની કસોટી રૂપ સમજવા. સમતા તે ચેતનની રાગદ્વેષ રહિત શુદ્ધ પરિણતિ છે તે આત્મના અસંખ્ય પ્રદેશોમાં વ્યાપી રહેલ છે અને પોતાના સ્વરૂપને પ્રગટ કરીને અનંત આનંદનો અનુભવ કરાવે છે. મમતા છે ત્યાં સમતા ચેતનને પ્રાપ્ત કરી શકતી નથી. વિષમ પ્રસંગોમાં પણ સમતાને આત્મભાવમાંથી ભૂલવી નહિ. સમતા, ચેતના અને શ્રદ્ધા આત્માની પરિણતિ છે તે ચેતનાના અનુભવમાં ભાસે છે તેમાં જેમ જેમ આત્મા તલ્લીન થાય તેમ તેમ સહજ આનંદમાં લીન થાય છે શ્રદ્ધા અને સમતાથી આત્મ પ્રદેશોને નિશ્ચયથી જોતા અન્ય દ્રવ્યો બાધા કરતા નથી અને આત્મામાંજ અનંત સુખ ભાસે છે. ચેતન, શ્રદ્ધા અને સમતાનું પ્રાણ જીવન છે

અંતરમાં ઉંડું નિદિધ્યાસન કર્યા વગર શ્રદ્ધા અને સમતાનું સ્વરૂપ સમજી શકાતું નથી. આત્મા પોતાના ગુણો અને પર્યાયોમાં પરિણમે છે મન, વચન અને કાયાથી કોઈ પણ કાર્ય કરતાં પહેલાં સમતા ધારણ કરવી. આત્માના જ્ઞાનમાં લોક અલોકના સર્વ જ્ઞેયો ભાસે છે તે અપેક્ષાએ આત્મા વ્યાપક મનાય પણ ક્ષેત્ર અવગાહનામાં સર્વ વ્યાપક નથી. સમતા વગર વાણીમાં મિઠાશ આવતી નથી. અસંખ્ય પ્રદેશોમાં ઉંડા ઉતર્યા વગર અનુભવ અમૃત રસનું પાન થતું નથી.

જેટલાં વચનો છે તેને નયોની દૃષ્ટિથી માપી જોતાં સ્વસમય પ્રગટ થશે પણ એકાંત નયના એકાંતવાદમાં ફસાવું નહિ સર્વ પદાર્થોને નિક્ષેપ દ્વારા દેખવાવાળી સમતા

**વાળી શુદ્ધ દૃષ્ટિ આત્મામાં** છે તેને આત્મ ભાવ વડે પ્રગટ કરવી. જેટલા એકાંત નયવાદ છે તેટલા પરસમય છે જેટલા વચનો નયોની અપેક્ષા વિના બોલવામા કે શ્રદ્ધા કરવામાં આવે તેટલા પરસમય છે. દરેક નયનો આશય અને રહસ્ય અપેક્ષા સહિત ખેચી લેવા એટલે કદાગ્રહ નાશ પામે **સમતામાં સર્વ જગત એકરૂપ** દેખાય છે અગેઅગમા, રગેરગે, પ્રદેશે પ્રદેશે સમતા ધારણ કરવી બીજાના દોષ જોવાથી મનમા દોષના સુક્ષ્મ સસ્કાર પડે છે, સર્વત્ર ગુણની દૃષ્ટિ રાખવી જ્ઞાનથી સમતા કેળવવી, સમતાથી ક્ષમા ઉત્પન્ન કરવી અને ક્ષમાથી દયાનુ આચરણ કરવુ બીજાને પ્રતિકૂળ લાગે એવુ વર્તન કરવુ નહિ

વનમા ચરતી ગાયોનું મન ઘેર બેઠેલા વાછરડામા હોય છે, દોરડા પર નાચનાર નટનુ લક્ષ શરીરના સમતોલપણાને જાળવવામા હોય છે તેમ દરેક કામ કરતી વખતે, **પરમાત્માના ગુણો પોતાના આત્મામાં કેળવવાનુ લક્ષ** હોવુ જોઇએ અને સમતા ગુણને ભુલવો ન જોઇએ, **અંતરમાં ઉપજતા દરેક વિચારનુ નિરીક્ષણ** કરવુ આત્માના ગુણોમા જ પરિપૂર્ણ આનન્દ છે એમ અનુભવથી નિશ્ચય કરવુ જોઇએ. પોતાની ઇચ્છા પ્રમાણે જ મનને વિચારમા રોકવુ બાકીના **નકામા વિચાર આવે ત્યારે વિચારને છિન્નભિન્ન કરી મનને આત્મ પ્રદેશોમાં જોડવું** એટલે ઇન્દ્રિયો શાત થઇ જાય છે અને મન સ્વસ્થ થાય છે, રાગ અને દ્વેષ આપોઆપ અદ્રશ્ય થાય છે, આત્મબળ વધે છે અને આત્મ ધર્મની પરિણતિ થાય છે

પાચ ઇંદ્રિયોના વ્યાપારમાં જ્યારે રાગદ્વેષ આવે ત્યારે આત્મ જાગૃતિ રાખીને તટસ્થ જ્ઞાતા અને તટસ્થ દૃષ્ટા થઇને રહેવુ **આત્મ સ્વરૂપમાં તિવ્ર રૂચી રહે તો ઉપસર્ગ પરિસહની પરવા રહેતી નથી.** અધ્યાત્મ ભાવમા પ્રેમનો અર્થ તત્વ રૂચી લેવો દેવ, ગુરૂ ધર્મમા પ્રેમ થવાથી શ્રદ્ધા, આત્મભોગ, ઉદ્યમ વગેરે પ્રેમની પાછળ ગતિ કરે છે અગાઉ શિષ્યો પ્રેમથી ગુરૂની વિદ્યા અને જ્ઞાન આકર્ષી શકતા હતા. પ્રેમ ( રૂચી ) વગર ધર્માનુષ્ઠાનમા ચિત્ત લાગતુ નથી

અશુભ કરનારના આત્માનુ પણ શ્રેય થાય એવો વિચાર કરવો મનને શિષ્ય જેવુ બનાવવુ વચનથી એક પણ અયોગ્ય શબ્દ કાઢવો નહિ, કાયાને કોઇપણ પાપમા પ્રવર્તાવવી નહિ ગુણો ટકાવી રાખવા માટે ધૈર્યનુ આલબન લેવુ આત્મા અરૂપી છે, તેના **અસંખ્ય પ્રદેશાત્મક વ્યકિતનો અનુભવ જ્ઞાનથી જ નિશ્ચય થાય છે.** મનુષ્ય શરીરના ગગન મડળનો મુખ્ય ભાગ નાભિ છે ત્યા આત્માના આઠ રૂચક પ્રદેશ છે, તે પ્રદેશોમા મન સ્થિર કરીને આત્મિક સુખ ભોગવવુ મસ્તકના ગગન મંડળનો મધ્યભાગ બ્રહ્મરંધ્ર છે ત્યા અસખ્ય પ્રદેશોમા ધ્યાન ધરવાથી સહજ આનદ ઉપજે છે આત્મા પોતાના અસખ્યાત પ્રદેશોથી પરમાત્માનુ મનથી ભજન કરે છે

મતિ આત્માની પરિણતિ છે, પરિણતિ તે સ્વપર્યાય છે, પાચ ઇન્દ્રિયો અને મનના સબધમા જે બાહ્ય પદાર્થો આવે તે ( જ્ઞેયો ) પર-પર્યાય છે, તેનુ જ્ઞાન થાય તે મતિજ્ઞાન, તે

વગર શ્રુતજ્ઞાન ન હોય. સર્વજ્ઞ કથીત આત્મધર્મની શ્રદ્ધા રૂપે મતિ પરિણમે તે સમ્યગ્ મતિ તે મતિજ્ઞાન. સમ્યગ્ દર્શનની પ્રાપ્તિ વગરની મતિ માત્ર સંજોગો પ્રમાણે તમદૃષ્ટિમાં પરિણમે છે. સમ્યગ્ મતિ, ચેતન અને જડને જ્ઞેયરૂપે માની તેમાં રાગદ્વેષ કર્યા વગર તટસ્થ જ્ઞાતા થવાની પ્રેરણા કરે છે અને તત્વ રુચિથી શાંત થઈ સ્થિરતા ધારણ કરે છે. આત્માના અનેક ધર્મોને ભિન્ન ભિન્ન નયથી જાણે છે

વ્યવહાર સમકિતના કારણ રૂપ છે. વ્યવહાર ચારિત્ર નિશ્ચય ચારિત્રના કારણરૂપ છે એટલે વ્યવહારને સાધન રૂપે લઈને નિશ્ચયથી આત્મભાવ કેળવાય છે. છેવટે આત્મભાવથી પરમાત્મ સ્વરૂપ પ્રગટ થાય છે

કોઈ દર્શનની નિંદા કરવી નહિ પણ તેના એકાંતવાદને એક નયથી જણાવીને, બીજા નયોની ઉપેક્ષા કરીને એકાંત માનવાથી કેટલા અનર્થો ઉપજે છે તે બતાવવું, અને જ્યાં અનર્થો છે ત્યાં મોક્ષ અથવા શુદ્ધ આત્મા સ્વરૂપની પ્રાપ્તિ રૂપે અર્થ નથી એમ સાબીત કરવું

આત્માને મતિના ચારે ભેદથી જ્ઞેયરૂપ પરિણમાવવાથી રાગદ્વેષ મંદ થાય છે અને જ્ઞેયરૂપ ધારીને વારવાર ધ્યાન ધરવાથી અનંતી નિર્જરા થાય છે. પરભાવથી રહિત થઈ ને શુદ્ધ આત્માના પર્યાયરૂપ આત્મધર્મ (જ્ઞાન, દર્શન, સુખ, વીર્ય સમતાદિ) ભોગવતા અનંત આનંદરૂપ અમૃતરસની પ્રાપ્તિ થાય છે. જે જે ગુણોનું મનન, સ્મરણ, શ્રદ્ધા, ધ્યાન અને અનુભવ કરવામાં આવે છે તે તે ગુણોને પ્રગટ કરવામાં આત્મવીર્ય પરિણમે છે

દુર્ગુણોનો ક્ષય કરવા માટે દુર્ગુણોના ત્યાગ કર્યા કરો. શુદ્ધ ઉદ્યમ, સદ્ગુણો ભોગવવામાં થાય ત્યારે જ દુર્ગુણો નાશ થાય. આત્માની દૃઢ રૂચી પછી ઈન્દ્રિયોનું સુખ લાગતું નથી. આનંદઘનના ધ્યાનથી ધૈર્ય પ્રગટે છે. અશુદ્ધ ભાવ ઉત્પન્ન કરનારા નિમિત્તો આવી મળે ત્યારે તેમાંથી શુદ્ધ ભાવના ઉત્પન્ન કરવાની ટેવ રાખવી. આસ્રવના હેતુને સંવર નિર્જરાના

હેતુ રૂપે પરિણમાવવાનો અભ્યાસ કર્યા કરવું. શુદ્ધ ગુણો ભોગવવા માટે શુદ્ધ ઉપયોગ વડે આત્માનું ધ્યાન ધરવું. આત્માના દ્રવ્ય, ગુણ, પર્યાયના ચિંતવનથી નિરાલંબન ધ્યાન પ્રાપ્ત થાય છે. આત્માના દરેક ગુણમાં ઉંડા ઉતરવું અને ગમે પોતાને આત્મા તરફ વાળવા.

તત્વ રુચિથી આત્મા અને મનનું ઐક્ય થાય છે. અધ્યાત્મ જ્ઞાનથી આત્મિકસુખ, સમ્યગ્ દર્શન, શાંતિ અને ધર્મક્રિયાનાં મર્મો અનુભવાય છે. ભાવક્રિયાઓ મનને આત્મા તરફ લઈ જનારી થવી જોઈએ. આત્માના પરિણામની શુદ્ધિ કરવી જોઈએ અને આત્માના ગુણોની વૃદ્ધિ થવી જોઈએ, એટલે કે ધર્મ ક્રિયામાં પરમ અર્થનો અનુભવ થવો જોઈએ. શરીર અને ઇન્દ્રિયોનો સંવર અને નિર્જરા માટે ઉપયોગ કરવો. આસ્રવમાં ઉપયોગ ન કરવો. ગમે તેવા સબળ આગ્રહોનાં બંધન છેદવાને અધ્યાત્મ જ્ઞાન સમર્થ છે. આત્માના શુદ્ધ અધ્યવસાય ઉપર

કલંકોના કલંક કાઢી નાખવા જે **દ્રવ્યનો વિચાર કરીએ તે દ્રવ્યનું ક્ષયોપશમ જ્ઞાન ઉપજે છે અને અનુભવ થાય છે.** નિશ્ચય નયમાં આતમ વર્તન સવર સ્વરૂપ છે

છદ્મસ્થ અવસ્થામા જીવ વિચાર કરવા માટે સમયે સમયે અનત મનોદ્રવ્યને ગ્રહણ કરે છે સારા વિચાર કરવામા શુભ મનોદ્રવ્યની સહાય લેવાય છે અને શુભ લેશ્યાનો ઉત્પાદ થાય છે આત્મદ્રવ્યનો મનોદ્રવ્યની સહાયથી વિચાર થાય તો સર્વ પ્રકારનો ક્ષયોપશમ પ્રગટ થાય છે. શ્રુતજ્ઞાન અનુસાર આતમ તત્ત્વને મનથી ગ્રહણ કરીને ઈહા (વિચાર) કરવો પછી નિશ્ચય કરવો કરવો અને તે પ્રમાણે ધારી રાખવાથી આતમ તત્ત્વનો વિશેષ અનુભવ થાય છે **આતમ તત્ત્વનો અનુભવ થાય ત્યારે અપૂર્વ સુખ મળ્યું હોય એવો નિશ્ચય થાય છે અને સમકિતની પ્રાપ્તિ થાય છે**

સર્વ જીવોને પોતાના આત્મા સમાન માનીને તેઓના ઉપર નિષ્કામ, રાગદ્વેષ રહિત વાત્સલ્યભાવ ધારણ કરવો, તેઓનો નાશ ન થાય તે માટે અનુકપા ભાવપૂર્વક જનતા રાખી તેઓનુ રક્ષણ કરવુ, કોઈ પણ જીવની લાગણી ન દુભાય તેવો વિચાર કરવો અને વચન કાઢવુ, ભાવથી પરવસ્તુની ઈચ્છાનો ત્યાગ કરવો, પાચ ઈંદ્રિયોના વિષયમા સાવધાન રહેવુ, આત્મામા ઉપયોગ રાખી, સર્વ બાહ્ય વસ્તુ પર મમત્વ દૂર કરીને, નિસગ અવસ્થા ધારણ કરી પરમ સમતારસમા લીન થવુ એવી રીતે ભાવથી પાચે વ્રત ઉપજે અને સર્વ દુખોનો સામનો થઈ શકે છે અને પોતાના આત્માનુ રક્ષણ થાય છે

ગમે તેવો વિરોધ ઉત્પન્ન થાય તો પણ અધ્યાત્મજ્ઞાન ક્રોધને અટકાવી શકે છે, મોહનીય કર્મની સર્વ પ્રકૃતિઓને જીતી શકે છે, અઢાર પાપસ્થાન દૂર કરી શકે છે.

**પ્રેમ અને શ્રદ્ધાથી અધ્યાત્મજ્ઞાન સ્થિર થાય છે તેથી આત્માના સર્વ ગુણોનું દર્શન થાય છે** અને આતરિક શક્તિ વધે છે તેથી પોતાની શક્તિમા વિશ્વાસ આવે છે કે હવે મારૂ કાર્ય પાર પડશે, હુ વિઘ્નોને હઠાવી શકીશ અને નિશ્ચયમાથી મારૂ મન પાછુ હઠવા દઈશ નહિ આત્મવાદ અને કર્મવાદની ખરી શ્રદ્ધાથી સમ્યગ્ પરિણતિ થાય છે

ઇંદ્રિયોના વિષયનુ સુખ ઝેર સમાન છે, તેમા તૃષ્ણાની આગ વધે છે, તેના દુખમાથી મુક્ત થવા આત્મધ્યાન ધરવુ **આત્માનંદી, આગમા પણ શરીરનુ દુખ ભુલીને, આત્મરસ સમતાની શિતળ શાંતિ અનુભવે છે** સર્વ **ઉત્તમ અનુષ્ઠાનોનુ** સાધ્ય **આતમ ભાવ છે આત્માના પરિણામની શુધ્ધિ તે જ અધ્યાત્મ છે મરણ સમયે આતમ પ્રદેશોમા અને શુધ્ધ ગુણોમાં ઉપયોગ રાખી લીન થઇ જવુ.** આત્મતત્ત્વનો નયથી વિચાર કરતા ઉપર ઉપરની નય ઉપર ઉપરના ગુણસ્થાનમા લઇ જાય છે અને સપ્તભગીથી વિચાર કરતા આત્માના અનેક ગુણપર્યાય જાણવામા આવે છે **આત્મામાં રહેલી પરમાત્મ સત્તા પરમાત્મના ધ્યાનથી પ્રગટ થાય છે,** આત્માના અસખ્ય પ્રદેશોમા રહેલ અનંત ઋદ્ધિની પ્રતીતિ થાય છે

આત્મતત્ત્વદૃષ્ટિ, વાત્સલ્યભાવ, દયા, અહિંસા, સમાન ભાવ એ સર્વમાં પરસ્પર સંબંધ છે. પોતાનું સ્વમાન જાળવવાની ઇચ્છા થાય, અહંકાર આવે, બીજા હલકાં લાગે તો સમાનભાવ રહે નહિ. સમાન ભાવથી પોતાની જીંદગી અમૃતમય લાગે છે. આત્મધર્મ (નિજ જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્યથી સત્તામાં રહેલા કેવળજ્ઞાન, કેવળદર્શન, ક્ષાયક સમકિત અનંત વીર્ય પ્રગટ કરવા)માં મન, વચન અને કાયાનું બળ પરાક્રમ પરિણમાવવું અને શરીરના ધર્મમાં નિર્લેપ રહેવું. મન, વચન અને કાયાના યોગને ચપળ થવા દેવા નહિ, તેઓનો ક્ષોભ અટકાવવો, ક્ષોભની અસર આત્મા પર થવા દેવી નહિ. ક્ષોભ થાય કે તરત જ આત્મપ્રદેશોને જોવા.

વિક્ષેપ પ્રાપ્ત થતાં, કર્મના ઉદયથી મન ડોલી જાય છે તેથી દૂર ત્યાગની પણ જરૂર છે. અકસ્માત વિક્ષેપ આવી પડે તો મનને આત્મ દ્રવ્ય-ગુણ પર્યાયમાં જોડવાથી ઉપદ્રવ શાંત થઈ જાય છે. સાધુને અને શ્રાવકને જે યોગો પોતાના ગુણસ્થાન પ્રમાણે ભોગવ્યા વગર ચાલે તેમ ન હોય તો ઉદાસીન ભાવે હર્ષ કે શોક વગર યોગ ભોગવીને મનને શાંત કરવું. સુખદુઃખનું કારણ મન છે તેથી સુખદુઃખના નિમિત્તો આવે કે તરત જ મનને આત્મ પ્રદેશોમાં જોડી દેવું. વાસના ઉત્પન્ન થાય તો વિચાર કરવો કે આ મોહનીય કર્મનું કામ છે તે મારાથી ભિન્ન છે. મારે અને વાસનાને કંઈ સંબંધ નથી એમ જાણી નિર્લેપ થવું. આત્મ સ્મરણતાથી નિકાચિત કર્મનો ક્ષય થાય છે તેની સાથે આશ્રવો પણ ક્ષય થાય છે. જ્ઞાનથી વૈરાગ્ય થાય અને વૈરાગ્યથી આત્મધ્યાન સ્થિર થાય છે. સમકિતી જીવ, સંસારના સર્વ બાહ્ય બનાવોથી અધ્યાત્મ જ્ઞાનના બળથી ન્યારા રહી શકે છે.

બ્રહ્મરંધ્રમાં કે હૃદયમાં અસંખ્યાતા પ્રદેશોનું અને નાભિના આઠ રૂચક પ્રદેશોનું અનુભવ જ્ઞાનથી ભાવ સ્મૃતિથી અવલોકન કરવું, તેમાં મન સ્થિર કરવું. ચેતના-સત્તાના અભ્યાસથી આત્મ દર્શન કરવું. ચેતના જ્ઞાન અને દર્શનના ઉપયોગથી પ્રગટપણે જાણી શકાય છે.

કોઈના ઉપર તિરસ્કાર થાય તો સર્વ પ્રાણીઓની સાથે તેને પણ, નિજ આત્મામાં પોતાના સ્વરૂપ અરૂપી આત્માને દેખો અને અરૂપી ચૈતન્ય એકત્વથી સમભાવ કેળવો. શુભ કલ્પેલી વસ્તુઓમાં ઇષ્ટભાવ લાવવો અને અશુભ કલ્પેલી વસ્તુઓમાં અનિષ્ટપણું લાવવું તે પરતંત્રતાની બેડી છે. બાહ્ય વસ્તુઓનો ઉપયોગ લેવો પડે તો નિર્લેપ ભાવે લેવો. તેમાં રાગદ્વેષ કરવો નહિ. તેમાંથી સુખ મેળવવાની આશા રાખવી નહિ. કારણ કે સુખ આત્મામાંથી જ મળે છે. ઇન્દ્રિયો અને શરીર દ્વારા સુખ લેવાનો વિચાર અને આચાર બંધન અને દુઃખનાં જ કારણો છે. જ્યારે પરવસ્તુ સાથે ભાવ બંધ તોડી નાખવામાં આવે છે, આત્મા પોતાને વશ રહે છે ત્યારે અલૌકિક આત્મભાવ થાય છે. વાસનાને જ્ઞાનથી ભસ્મ કરવી. અશુભ વિચારો આવે કે તરત જ પકડી પકડીને મનમાંથી નાશ કરવા. તે શ્રુતજ્ઞાનના આલંબનથી થાય છે.

વ્યવહાર મોક્ષ માર્ગને ભાવપૂર્વક અનુસરીને અંતરમા નિશ્ચય દૃષ્ટિ વડે સ્વસ્વરૂપમા રમણતા કરવી. **આત્મામાં જ આત્મભાવ રાખી, જન્મમરણની ઉપેક્ષા** કરીને, વર્તન કરવું, દેખવુ, બોલવુ વગેરે બાહ્ય ક્રિયા કરવી **આત્માને આત્મ દ્રવ્ય રૂપે જ દેખો** આત્મા અને આત્મ ગુણોની ઐક્ય ભાવે **આત્મામા જ રમણતા** કરવાથી આત્મામા સત્ય સ્વતંત્રતા ઝળકે છે.

કોઇ પણ કામ કરતા પહેલાં વિચારવુ કે હું આત્મવશ છુ, પરવશ નથી, પરભાવ મારો ધર્મ નથી, સ્વભાવ મારો ધર્મ છે.

ચરમ શરીરીને પણ સત્તામા અંતે કોડાકોડીની સ્થિતિના કર્મો હોય છે

**પરિસહ ચારિત્રની કસોટી છે તેથી અધ્યાત્મ રસ શુધ્ધ થાય છે. કષાયોને ક્ષય કરવા તે જ ચારિત્રનુ રહસ્ય છે. વ્યવહાર ચારિત્ર સાંસારીક જાળમાથી મુક્ત કરે છે તેથી ભાવ ચારિત્ર કેળવવા માટે દ્રવ્ય ચારિત્ર ઉત્તમ સાધન** છે તકરારોમા મૌન રહેવુ. કોઇ પણ જીવને પોતાથી રાગદ્વેષ ન થાય એવો સતત્ ઉપયોગ રાખવો કયા અશુભ ધ્યાનમા પોતાનુ મન જાય છે તેને બારીકાઇથી શોધી કાઢવુ અને તીવ્ર ઉપયોગ અને દૃઢતાપૂર્વક તત્વ જ્ઞાનપૂર્વક અશુભ વિચારનો નાશ કરવો. વસ્તુને વસ્તુના સ્વભાવ પ્રમાણે રાગદ્વેષ વગર અવલોકવી. વિષયમા સુખબુદ્ધિ ટળે તો રાગદ્વેષ જાય **શુદ્ધ નિશ્ચય નયથી દરેક વસ્તુનું સ્વરૂપ વિચારવુ** તેથી તત્ત્વજ્ઞાન ઉપજે છે તત્વજ્ઞાનથી વૈરાગ્ય ઉપજે છે. વૈરાગ્યથી માયા, મમતા, સુખદુ:ખ બુદ્ધિ, કામ, તૃષ્ણા, દુર્ગતિ, મત્સર, પાપભાવ વગેરે દૂર થાય છે

**સમતા, શુદ્ધ અધ્યવસાય અને અનુભવ જ્ઞાન રસથી** આ ભવમાં ૭મે ગુણઠાણે પ્રવેશી, પરોક્ષપણે, **આત્માનો મેળાપ** થાય છે, આત્માનુ **અનુભવ દર્શન** થાય છે આત્માના ગુણો આત્મામા જ છે અને આત્માની જ સેવાથી તે ગુણો પ્રગટે છે **આત્માને આત્મભાવે જાણીને આત્મદશામાં સ્થિરતા કરવી.** આત્મા પોતાના **ધ્યાનરૂપી કુવામાથી આનંદ રસરૂપ જળ** કાઢીને પીએ છે બહારના પદાર્થોનો આત્મા **તટસ્થ જ્ઞાતા તથા દ્રષ્ટા** છે પણ જ્યારે આત્મા અંતર્મુખવૃતિથી પોતે પોતામા સમાય છે ત્યારે અખંડ આનંદ અને સંપૂર્ણ સ્થિરતામાં રહે છે સહજ સ્વરુપેનિવિકલ્પ, દર્શન સ્વરૂપમા **શુધ્ધ ઉપયોગ પરિણમાવવાથી શાંતિ અને આનંદ અનુભવાય** છે અને અનંતા કર્મની નિર્જરા થાય છે

જોવુ સાભળવુ બંધ કરીને, સંકલ્પ રૂંધીને, દ્રષ્ટાની સ્થિતિમા રહેતા સ્વ સંવેદન થાય છે. **જ્ઞાન આત્માકારે જ પરિણમી રહે છે,** જ્ઞાન અન્ય પદાર્થ (જ્ઞેય) મય થતુ નથી પણ છદ્મસ્થ ને ક્ષયોપશમથી પ્રગટ થતુ જાય છે, **જ્ઞાન જ્ઞેયમય થાય તે જ્ઞેય આત્મા પોતે જ** છે, ઇંદ્રિયોના વિષય શબ્દ, રૂપ, ગંધ, રસ, સ્પર્શ અને આહાર ભાવમા જ્ઞાન પરિણમે તો હિંસા અને કષાયાદિ શત્રુઓ હાજર થાય છે.

આત્મા આત્માને જાણે તે નિશ્ચય જ્ઞાન, આત્મા આત્માને અનુભવે તે નિશ્ચય દર્શન, આત્મા આત્માથી આત્મામાં પ્રવૃત્તિ કરે તે નિશ્ચય ચારિત્ર સ્વરૂપમાં સ્થિરતા કરવાના અભ્યાસથી સ્વરૂપ દર્શન વધારે સ્પષ્ટ થતું જાય છે આત્મામાં તદાકાર પરિણમી રહેવાથી તેના ગુણ પ્રાપ્ત થાય છે આત્માનું શુદ્ધ સ્વરૂપ કેવળજ્ઞાન છે.

જીવનો એક ઉપયોગ તે એક અર્થ પર્યાય છે શુભાશુભ પરિણામોની સાથે સંબંધ થતાં પુદ્ગલો તેજ સમયે કર્મરૂપે પરિણમે છે. વિકારો કર્મના છે તે આત્માના નથી. આઠ કર્મ એ કર્મ છે રાગદ્વેષ ભાવકર્મ છે સુખની આશા અને દુઃખનો ભય તે નિરર્થક આસક્ત છે આશા રાખવાથી સુખ ઉત્પન્ન થતું નથી અને ભય રાખવાથી દુઃખનો નાશ થતો નથી તેથી નિરર્થક છે તેમ જ સુખદુઃખની લાગણીઓ પણ કલ્પનાજન્ય છે.

શુદ્ધ ઉપયોગ રાખવાથી અથવા અપરીણામી થઈ રહેવાથી કષાય ઉપજતા નથી ઉપયોગ અને પરિણામ જીવના પર્યાય છે.

વેદવું, ભોગવવું અથવા અનુભવવું તે રાગદ્વેષવાળું જાણપણું છે. જ્ઞાની સર્વ પદાર્થોને જાણે પણ વેદતા નથી, જ્ઞાતા દ્રષ્ટા તરીકે તટસ્થ (મધ્યસ્થ) રહે છે અજ્ઞાની વસ્તુને વેદે છે પણ જાણતા નથી.

કર્મવિપાક જેવો રસ હાજર કરે છે તે રસને જ્ઞાની તટસ્થ રીતે જાણે છે કે તેનો તેવો સ્વભાવ છે તેનાથી હું ભિન્ન છું શરીર ઇન્દ્રિયો અને મનમાં થતા સુખદુઃખાદિ ફેરફારોથી હું ભિન્ન છું આત્માકારે પરિણમી રહેવાથી કષાય રોકાઈ જાય છે. પ્રથમ પરમાત્માને ધ્યેયરૂપે જાણીને તેના જેવો જ પોતાનો શુદ્ધ આત્મા છે એમ ધારીને પછી પોતાના શુદ્ધ આત્માને ધ્યેય રૂપે રાખીને તેનો અનુભવ કરવો. જ્ઞાનદર્શન સ્વભાવ આનંદમય છે

ઇન્દ્રિયોના વિષયો (શબ્દ, રૂપ, ગંધ, રસ, સ્પર્શ આદિ) સત્તામાંથી કર્મની ઉદીરણા કરવામાં નિમિત્તરૂપ થાય છે તેથી તે વિષયોમાંથી મન ખેંચી લઈને આત્માકારે પરિણમાવવું એટલે મન નિર્વિકલ્પી થાય ત્યારે આત્મા જ્ઞાતા દ્રષ્ટા થઈને રહે છે આત્મઉપયોગથી વિરક્ત દશા (વિરતિપણું) નો અનુભવ થાય છે. રાગદ્વેષનો ત્યાગ કરવા માટે જ એની આવશ્યકતા છે.

## આત્મભાવમાં મતિની પરિણતી

અહિં ભાવ તે ક્ષયોપશમ ભાવ, ઉપશમ ભાવ અને ક્ષાયક ભાવમાં આત્માના પોતાના સ્વાભાવિક ગુણ દાન પરિણતિ કરવાનું છે. ગુણભાવ દાન આત્માનું શુદ્ધ સ્વરૂપ જાણીને તેનાં

વર્તમાન સમ્યગ્ ગુણો દ્વારા ગતિથી પરિણતિ કરવાનુ છે તે આત્મદ્રવ્ય, આત્માના ગુણો અને પર્યાય તે અવગ્રહ, ઇહા, અવાસ, ધારણા, ધ્યાન અને સમાધિમાં ઉતારવાના છે

**અવગ્રહ** એટલે ગ્રહણ કરવુ, તે સાભળવાથી, વાચવાથી કે શિખેલુ હોય તે સ્મૃતિમાથી શબ્દ સજ્ઞા દ્વારા ગ્રહણ કરવુ. જેમકે જીવાત્મા દ્રવ્ય, જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય વગેરે ગુણો, અને દ્રવ્ય ગુણ પર્યાય તે પચ પરમેષ્ઠિનુ સ્વરૂપ ત્યાર બાદ તે શબ્દના સકેત અનુસાર ઇહા (વિચાર)મા ઉતરવું

ઈહા એટલે વિચાર કરવો, જેમકે, આત્મા એટલે જે દ્રવ્ય પોતાના સ્વરૂપમા રહે તે આત્મા, તે દ્રવ્ય છ પ્રકારના છે તેમા જીવાત્મા તે ચેતનના ઉપયોગથી પોતાના સ્વરૂપમા રહે તે જીવાત્મા દરેક દ્રવ્ય અગુરુ લઘુ ગુણ પર્યાયથી પોતાના સ્વરૂપમા રહે છે તેમા બાહ્ય નિમિત સમય છે, જીવાત્મા ઉત્કૃષ્ટ અસંખ્યાત અસખ્યાતવાળી સખ્યાના પ્રદેશો યુક્ત છે, તે પ્રદેશોનુ-સ્વરૂપ દ્રવ્યના પર્યાય ધર્મથી અને ગુણ પર્યાયથી જાણી શકાય છે

ગુણોમા જ્ઞાન, દર્શન, ચારિત્ર, આત્મિક સુખ અને વીર્યની મુખ્યતા છે જ્ઞાન પાચ છે, દર્શન શુદ્ધ પારિણતિ અને નિરાકાર (સમુચ્ચય) દર્શન સ્વરૂપ એમ બે રીતે છે, ચારિત્રના ક્ષમા આદિ અનેક ગુણ પર્યાય છે, આત્મિક સુખ નિત્ય ગુણ પર્યાય છે, વીર્ય પ્રકૃતિ આત્મક છે.

તેમાથી એક ગુણ લઇને તેના ઉપર વિચાર કરવો. જેમકે ક્ષમા તે શુ છે? તેનો સ્વભાવ શુ છે? તેનુ પ્રયોજન શુ છે? તેની ઉત્પત્તિ કયા છે? તેની ઉત્પત્તિની શી જરૂર છે? આત્માની સાથે તેનો શુ સંબધ છે? તે કયા છુપાએલો છે? છુપાવાનુ કારણ શુ છે? તને કોણ છુપાવે છે? શા માટે છુપાવે છે? તેને કેવી રીતે બહાર કાઢવો? કેવી રીતે સમજવો? તેનુ આવરણ કેવી રીતે તોડવું? તે ગુણ સ્વભાવિક છે કે તેનુ આવરણ સ્વભાવિક છે? તેનો સ્વાદ કેવો છે? તે શુ સુખ આપે છે? તેને કેવી રીતે ભોગવવો? આમ અનેક પ્રશ્નોના જવાબ પોતાની મેળે વિચાર્યા કરવા, જેમકે ક્ષમા આત્મભાવ ગુણ છે, તે નાન સજ્ઞા વ્યવહારજન્ય છે, તેનો સ્વભાવ આત્મામા શાતિ કેળવવાનો છે અને તેનુ પ્રયોજન ક્રોધને નાશ કરવાનુ અને દુનિયાના સર્વ જીવો સાથે વેર વિરોધનો નાશ કરી સમદષ્ટિ કેળવવાનુ છે

તેની ઉત્પત્તિ આત્મામા છે, ક્રોધના કોઇ પણ પર્યાયને નાશ કરવા માટે તેને આત્મામાથી જગાડવાની જરૂર છે, જીવાત્મા સાથે તેનો સમવાય (તદ્રૂપ) સબધ છે, તે આત્મામા અભેદ સ્વરૂપે રહેલો છે, જ્ઞાન અને પ્રયત્ન રહિત અશુદ્ધ ભાવોના કારણે તે અનાદિ કાળથી છુપાએલો રહે છે, દ્વેષભાવ તેને છુપાવે છે, પુદ્‌ગળાસક્તિ માટે તેને છુપાવવામા આવે છે. તેને રાગદ્વેષની મદતા કરીને જ્ઞાનથી (શુદ્ધ ઉપયોગ) બહાર કાઢી શકાય છે વેર, વિરોધ, અટસ, કલેશ વગેરે અશુદ્ધ પર્યાયોનો નાશ કરીને સર્વ જીવ સાથે સમાન દ્રષ્ટિ સ્થાપીને આત્માને શાતિ અને આત્મિક સુખ આપે ત્યારે તેની ઓળખાણ સમજાય છે

આત્માનુ સ્વરૂપ જાણીને જ્ઞાન અને શ્રદ્ધાપૂર્વક આત્માના શુદ્ધ સ્વરૂપમા રહેવાનો પ્રયત્ન કરવાથી તેનુ આવરણ તુટે છે, ક્ષમા ગુણ સ્વભાવિક છે તેનુ આવરણ વિભાવ દશાનુ છે,

ક્ષમાનો સ્વાદ/અમૃતમય છે તેનું સુખ, સમતા રસમય આનંદ સ્વરૂપ છે તે ગુણને ભોગવવા માટે અવગ્રહ, ઈહા, અવાય, ધારણા, ધ્યાન દ્વારા આત્મિક/સુખમાં લીન થવું એવી રીતે ભોગવાય છે આવા અનેક વિચારો કરવાથી થાય છે તે શુદ્ધ અપ્રત્યાખ્યાન રૂપે છે. ત્યારબાદ અવાય (નિશ્ચય)માં ઉતરવું

અવાય—અનુભવ જ્ઞાનથી ગુણને ભોગવવાથી તે ગુણનો નિશ્ચય થાય છે.

ધારણા—ગુણના અનુભવથી જે શાંતિ અને આત્મિક સુખનો ગુણ દ્વારા અનુભવ થાય છે તે અનુભવને, બરાબર સ્મૃતિમાં ધારી રાખવો કે જેથી જ્યારે તેની જરૂર પડે ત્યારે તરત જ ઉપયોગમાં લાવી શકાય.

ધ્યાન—ગુણની આત્મભાવે જે રચના કરી છે તેમાં એકાગ્રતા કરવી તે ધ્યાન છે! ઉપયોગની ધારાથી જ ધ્યાન ચાલુ રહી શકે છે ઉપયોગ ચુકાઈ જાય અને મન બીજે જાય તો તરત જ મનને પકડીને ગુણમાં જોડી દેવું અને ઉપયોગ ચાલુ રાખવો.

સમાધિ—જે ગુણમાં ધ્યાનથી ઊંડા ઉતરાય પછી તે ગુણની નામ સંજ્ઞા, પ્રયોજન વગેરે વ્યવહાર બંધ થાય અને ફક્ત ભાવાત્મા જ્યારે શાંત, સમતા—રસ અને આત્મિક સુખમાં લીન થાય અને બીજું બધું ભાન ભુલાઈ જાય અને આત્માના અભેદ સ્વરૂપનો અનુભવ થાય તે આત્મ પરિણતિને સમાધિ કહેવામાં આવે છે. સમ્યગ્ જ્ઞાનપૂર્વક એકવાર સમાધિ આવી જાય તો તેથી ભવ્યત્વપણાનો અને અંશથી મોક્ષના સુખનો સાક્ષાત્કાર થાય છે.

આવી રીતે દરેક ગુણનો વિચાર અને અનુભવ કરવો કે જેથી સંવર સાથે અનંત કર્મની નિર્જરા થાય છે અને વારંવાર અનુભવ કરવાથી તેજ ભવમાં અથવા આગળના ભવોમાં ક્ષાયિકભાવ પ્રાપ્ત થાય છે કે જે સદા સ્થિર રહે છે. એટલું ધ્યાન રાખવું કે અવગ્રહ, ઈહા વગેરેનો જે ક્રમ છે તે બરાબર છે પણ મતિ જ્ઞાનના તે સર્વ પર્યાયોમાં વારંવાર ગમનાગમન થાય છે. કારણ કે ભાવરૂપ કોઈ પણ મતિ જ્ઞાનના પર્યાયમાં સ્થિર રહી શકે નહિ. સમાધિમાં અંતર્મુહૂર્ત-માત્ર સ્થિરતા આવે તો કેવળજ્ઞાન પ્રગટ થાય પણ તેને માટે વજ્રઋષભ નારાચ સંઘયણ, અપૂર્વ ધ્યાનતપ અને અપૂર્વ વીતરાગ સંયમની જરૂર છે જેની પ્રાપ્તિ ભવાંતરમાં ચાલુ અભ્યાસથી આત્મભાનમાં મતિ પરિણમાવવાથી થાય છે.

## ગુણોની તારતમ્યતા

જેટલે દરજ્જે દોષોની મંદતા તેટલે દરજ્જે ગુણોની તારતમ્યતા સમજવી માટે દોષનું સ્વરૂપ જાણવું જોઈએ, દોષો અથવા વિભાવ દશાનું કારણ કર્મનું આવરણ છે, કર્મનો ઉદય દોષ રૂપે અથવા વિભાવ દશા રૂપે પ્રગટ થાય છે. કર્મરસનું પ્રમાણ—નવમા ગુણસ્થાનના અધ્યવસાયોના અપૂર્વ સ્પર્ધકની ઉપલી વર્ગણાના રસ વિભાગથી, સર્વ જીવથી અનંતગુણા રસ વિભાગ વધારે હોય ત્યારે કર્મરૂપ તરીકે આવે, તેમાં એક રસ વિભાગ ઓછો હોય તો

કર્મસ્કંધ તરીકે કામ ન આવે. એટલે સર્વ જીવોથી અનંત ગુણી સખ્યાવાળા રસાંશોનુ એક કર્મ પરમાણુ હોય, અનતાનત કર્મ પરમાણુઓની વર્ગણાનો એક સ્પર્ધક થાય એવા અનત સ્પર્ધકને જીવ સમયે સમયે ગ્રહણ કરે આ કર્મનો વિપાક થાય ત્યારે કર્મફળ (કર્મનો રસ) પ્રગટ થાય તે રસમા જીવની પરિણતિ થાય તેથી દોષ ઉત્પન્ન થાય અથવા વિભાવદશા પ્રગટ થાય.

દોષો જીવના ગુણોને પ્રગટ થવા દે નહિ, દોષને હઠાવવા માટે પંડિતવીર્યની સહાયથી ચેતના યથાયોગ્ય ગુણને ક્ષયોપશમ, ઉપશમ કે ક્ષાયક ભાવે પ્રગટ કરે છે જેટલે દરજ્જે ગુણના આવરણને હઠાવી શકાય તેટલે દરજ્જે ગુણની તારતમ્યતા કેળવી એમ કહેવાય દોષોની મુખ્યતામા મોહનીય કર્મની પ્રકૃતિઓ છે, તે પ્રકૃતિઓને હઠાવીને ગુણોની તારતમ્યતા કેળવવા માટે બીજા સિવાયના પહેલેથી દસ ગુણસ્થાન છે, પરતુ વાસ્તવીક (સમ્યક્ પ્રકારે) કેળવણી ૪ થા ગુણસ્થાનથી શરૂ થાય છે અને ક્ષપક શ્રેણીના દસમા ગુણસ્થાને છેલ્લે સમય મોહનીય કર્મજન્ય સર્વ દોષો નાશ પામે છે તેથી તેના પ્રતિપક્ષી ગુણો સપૂર્ણપણાને પ્રાપ્ત થાય છે ત્યારે ક્ષાપક સમકિત અને યથાખ્યાત ચારિત્ર રૂપે પરિણમે છે ક્ષાપક સમકિત ગુણસ્થાન ૪ થી ૮ સુધીમા આવી શકે છે પણ યથાખ્યાત ચારિત્ર ૧૨ મા ગુણસ્થાનના પેલા સમયથી શરૂ થાય છે પછી અતર્મુહૂર્તમા કેવળજ્ઞાન પ્રગટ થાય છે

કર્મ રસના અશો જેમ જેમ હઠતા જાય છે તેમ તેમ ગુણાંશો (ગુણના અવિભાગી પ્રતિચ્છેદો) નો ઉઘાડ થતો જાય છે જીવના ગુણમા અનત અનત ગુણાંશો હોય છે ગુણાંશોને લઈને જીવ દ્રવ્યમા નાનાપણુ, મોટાપણુ વગેરે વિભાગ થાય છે તે બાર પ્રકારે થાય છે, ગુણાંશોમા છ પ્રકારે હાનિ અને છ પ્રકારે વૃદ્ધી થાય છે, તે અગુરૂલઘુ ગુણના પરિણમનથી થાય છે કર્મ રસ દૂર થવાથી ગુણાંશોનો ઉઘાડ વધે છે અને કર્મ રસથી લેપાવાથી ગુણાંશોનો ઉઘાડ ઘટે છે ચેતના પડીત વીર્યની સાથે જોડાઈને જે ગુણ ઉત્પન્ન કરવો હોય તે ઉત્પન્ન કરી શકે છે પણ ક્ષાયક ભાવ આવ્યા વગર તે ગુણ કાયમને માટે સ્થિર થતો નથી તેમજ સપૂર્ણપણે પ્રગટ થઈ શકતો નથી.

## ગુણોનું ભેદ અભેદ સ્વરૂપ

**ભેદજ્ઞાન—**

આત્માના ગુણોની સખ્યા, દોષોના પ્રતિપક્ષી તરીકે, દોષોની સખ્યાની અપેક્ષાએ વ્યવહારથી સમજવા જો વ્યવહારથી ગુણોનો ભેદ ન હોય તો, દોષની ઉત્પતિ વખતે, ક્યા ગુણથી તે દોષને હઠાવવો તે જાણી શકાય નહિ ક્રોધ હઠાવવા માટે ક્ષમાની જરૂર છે, માન હઠાવવા માટે વિનયની જરૂર છે, માયા હઠાવવા સરળતાની જરૂર છે, લોભ હઠાવવા માટે આત્મસતોષની જરૂર છે આવી રીતે જે ગુણનુ પ્રયોજન હોય તે ગુણને ચેતના અને પડીત વીર્ય પ્રગટ કરે છે અને

ગુણોના ભેદરૂપ દરેક ગુણને નામ સંજ્ઞા હોય છે એટલે આત્મદ્રવ્ય, આત્મપ્રદેશો અને આત્માના ગુણોમાં સંજ્ઞા, સંખ્યા અને પ્રયોજનની અપેક્ષાએ ભિન્નતા છે.

## નિર્વિકલ્પ અભેદજ્ઞાન

આત્મપ્રદેશોમાં જુદા જુદા ગુણો માટે જુદાં જુદાં સ્થાનો નથી, સર્વ આત્મપ્રદેશો સર્વ ગુણોની સાથે સમવાય સંબંધથી તદ્રુપ છે. આત્માના અનંતા ગુણોના અનંતા પર્યાય (એક સમયે એક ગુણનો એક પર્યાય) પ્રવાહ રૂપે સમયે સમયે ચાલુ રહે છે તે અનેક ભાવોના એક ભાવ રૂપે પ્રગટ થાય છે. દરેક ગુણમાં ઊંડા ઉતરીને અનુભવ કરવામાં આવે તો દરેક ગુણની નામ સંજ્ઞા ભૂલાય છે અને સમતારસ અને આત્મિકસુખ જેથી પ્રગટ થાય છે તે સર્વ ગુણો માટે એક સરખુ છે એટલે આત્મિક સુખના અનુભવમાં સર્વ ગુણોનુ ભાસ થાય છે તેમાં અનેક ભાવોનુ એક અસ્તિત્વ છે સ્વાદ ભેદ નથી. આવી રીતે આત્મપ્રદેશો તથા સર્વ ગુણો તદ્રુપ અભેદ સ્વરૂપે સમજાય છે.

## જ્ઞાન ગર્ભિત વૈરાગ્ય

છ દ્રવ્યોના ગુણ અને પર્યાયોનુ સ્વરૂપ જાણીને, પર દ્રવ્યના ગુણ પર્યાયનો મોહ દૂર કરીને, સ્વદ્રવ્ય (નિજ આત્મ દ્રવ્ય)ના જ્ઞાન, દર્શન, ચારિત્ર, (આત્મિક સુખ) વીર્ય એ, ભાવ પ્રાણોમાં ઉપયોગ રાખવો તે જ્ઞાનજન્ય વૈરાગ્ય છે. કાયા, ઇન્દ્રિયો વગેરે જે દ્રવ્ય પ્રાણો છે તેને પરદ્રવ્ય (પુદ્ગળ)ના પર્યાય જાણીને તેના શબ્દ, રૂપ, ગંધ, રસ, સ્પર્શ આકાર વગેરે વિષયોમાં અરૂચી ઉત્પન્ન થાય અને નિજ આત્મ ૧ જનિત આત્મિક સુખમાં રૂચી થાય તે પણ તેમાં આવી જાય છે. જ્ઞાન ગર્ભિત વૈરાગ્ય માટે આનુયોગ અને તત્વરૂચી ખાસ જરૂરની છે. હવે સ્વ ધર્મમાં રમણતા અને પરભાવનો ત્યાગ તે જ્ઞાનજન્ય વૈરાગ્ય તેના ફળાર્થમાં પૌદ્ગળીક વસ્તુમાં અરૂચી થાય છે પણ નિજ સ્વરૂપમાં રૂચી કેળવ્યા વગર પૌદ્ગળીક વસ્તુમાં અરૂચી થતી નથી અને તે બધુ જ્ઞાનપૂર્વક જ થાય છે.

## મમત્વનાં દુઃખો

સ્ત્રી મમત્વથી ઘર અને ધનની ચિંતા થાય છે તે મેળવવા અસત્ય વ્યવહાર થાય છે. સ્ત્રીના શબ્દ, રૂપ આકારથી કામ, જ્વર ઉત્પન્ન થાય છે સ્પર્શન ઇન્દ્રિયનો વિકાર થાય છે કલ્પનામાં દેખાતી સુખ પણ પરિણામે ભયંકર વૃત્તિઓ ઉત્પન્ન થાય છે આકુળતા વ્યાકુળતા થાય છે. તેના દુઃખ રૂપી રોગ મટાડવા સંયોગ કરવામાં આવે છે. એક વખતના સંયોગથી થતા કર્મથી અનંત સંસાર રખડવું પડે છે કારણ કે મન અને સ્પર્શેન્દ્રિયનો એકાકાર થવાથી ચીકણા કર્મો બંધાય છે વળી સ્ત્રી, પુરુષને ગર્ભ ભાધિની ક્રિયા છે. તે ક્રિયા સાથે ભવ સમુદ્ર એવી રીતે તરાય ? સ્ત્રીનુ શરીર પુદ્ગળોનો સમૂહ છે, તેના શબ્દ, રૂપ, સ્પર્શ અને આકારમાં

**ઇષ્ટાનિષ્ટ કલ્પના કરીને મનથી જીવ સુખદુઃખ વેદે છે અને મમત્વથી બંધાઇને ફરી ફરીને પુદ્‌ગળોમાં ઉપજે છે.**

આત્મા સ્ત્રી નથી, પુરૂષ નથી, નપુંસક નથી પણ નિશ્ચય નયથી અવેદી છે તે સ્વરૂપ મેળવવા માટે સ્ત્રી મમત્વનો ત્યાગ કરવો, દ્રવ્યથી બ્રહ્મચર્ય પાળવુ અને ભાવથી આત્મરમણતા રૂપી ભાવ બ્રહ્મચર્યમા રહેવુ.

**પુત્ર પુત્રીના મમત્વથી** સ્વ તથા પરહિત બુદ્ધિ રહેતી નથી, શલ્ય, ચિંતા કલેશ અને અસમાધિ થાય છે. સસાર ભ્રમણમા જીવ સર્વ જીવો સાથે અનેક પ્રકારના સબધો બાધતો અને છોડતો આવ્યો છે વાસ્તવિક રીતે કોઇ જીવ કોઇ જીવનો પુત્ર નથી કે પુત્રી નથી અરસપરસના કર્મ સયોગે આવી મળે છે. માટે મુમુક્ષુ જીવે પુત્ર પુત્રી પ્રત્યે **નિર્લેપભાવ** રાખવો

**ધન મમત્વથી** આત્મ સાધના ભૂલાય છે. ધન મેળવવામા વખત બરબાદ થાય છે દુર્ગતિના કૃત્ય થાય છે ધનમોહથી સર્પ અને ઉદરની ગતિ થાય છે

**દેહ મમત્થી** ચારિત્ર તપમા પુરૂષાર્થ થતો નથી. સર્વ દુખનુ કારણ શરીર છે. પુદ્‌ગળ સ્વરૂપ અશુચીમય શરીરનો વિષય માટે ભોગવટો અને વળી નરકની ગતિ, આવુ કોણ મુમુક્ષુ કબુલ કરે! તે ગત ભવમા પુણ્ય કર્યું નથી તેથી શરીરનુ દુખ ભોગવવુ પડે છે. હવે શરીરનો ઉપયોગ એવી રીતે કર કે જેથી શરીરના કેદખાનામાથી છુટી અશરીરી સિદ્ધ સ્વરૂપ મેળવાય

સસારી સગા દુપદ અને ચૌપદ પરિગ્રહ તે જીવ તથા પુદ્‌ગળ દ્રવ્યના પર્યાયોનુ મિશ્રપણુ છે તેમા પુદ્‌ગળના પર્યાયો તો ફર્યા કરવાના છે તે રોક્યા રોકાય તેમ નથી, તેઓ પોતાના સ્વભાવ પ્રમાણે પર્યાયોમા રહે છે તેમ **તું તારા સ્વભાવમાં કેમ રહેતો નથી?** વળી મધુબિંદુના દૃષ્ટાંતે સગાની કેટલીક સ્વાર્થી ભાષા માખીઓના ચટકારૂપે નિવડે છે માટે સગા સબધીના સંયોગ વિયોગમા હર્ષ કે શોક કરવો નહિ

પહેલી ભૂલ તે સસારના દુખોને સુખ તરીકે માનવા તે બીજી ભૂલ તે ધન અને સગાને સુખના સાધન માનવા તે. ત્રીજી ભૂલ તે ઉપરની બે ભૂલોને પરિણામે ઇન્દ્રિય વિષયમા સુખ માનવુ તે. આ ત્રણ ભૂલનુ ફળ સંસાર ભ્રમણ છે, સસાર માર્ગથી તો મોક્ષ માર્ગ કેટલો સરળ છે!! **મોક્ષ માર્ગમાં તો સંયમનુ સુખ રહેલ છે જેને અહિસા. સયમ અને તપમાં સુખ ઉપજતું નથી અને જેને ઇન્દ્રિયોના વિષયમા સુખ લાગે છે તેને ત્યાંસુધી મોક્ષની આશા રાખવી નહિ.**

દ્રવ્યના ત્રિકાલીક પર્યાયો જોતા, **નિશ્ચયથી કોઇ વસ્તુ ઇષ્ટ નથી તેમ જ અનિષ્ટ પણ નથી. જડ પદાર્થ ઉપર ક્રોધ કે દ્વેષ કરવો તે તો અતિ અનભિજ્ઞતા બતાવે છે.**

સર્વ દ્રવ્યોમાં અરૂપી ચૈતન્યત્વેન એકત્વ સર્વ વસ્તુઓમાં દ્રવ્યત્વેન એકત્વ સર્વ સંયોગ વિયોગમાં પર્યાયત્વેન એકત્વ સુખ દુઃખમાં તટસ્થ જ્ઞાતા દ્રષ્ટા બનીને માધ્યસ્થ-ભાવ, સર્વ ધાર્મિક ક્રિયામાં શાંત સમતા રસ, સર્વ ઉપસર્ગ પરિષહમાં આત્મતત્વરસ આસ્વાદન અને સર્વ ઇન્દ્રિયોના વિષયોમાં ઔદાસિન વૃત્તિ–એવા ભાવ કેળવીને રાગદ્વેષની મંદતા અથવા તેનો અભાવ કરીને સમતારસમાં સ્થિર થઈને આત્મિક સુખનો અનુભવ કરવો.

સમભાવયુક્ત શુદ્ધ મનમાં, શુદ્ધ ભાવના મૂર્તિની સ્થાપના થાય, તેથી શુદ્ધ કાર્ય કરવાની રૂચી થાય, તેમાં મન સ્થિર થાય એટલે કાર્યની સિદ્ધિ થાય.

દુશ્મનો કોણ છે?:– રાગદ્વેષ, કષાય, વેદ, ઉદય, મોહ, મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, અશુભ યોગ, ૧૮ પાપસ્થાન, ૫ આશ્રવ (પાંચ ઇન્દ્રિયોના ૨૩ વિષય, કષાયાદિ પાંચ પ્રમાદ, ૩ અશુભ યોગ, ૧૭ અસંયમ, ૯નો કષાય=૫૭) આ બધા શત્રુ છે.

બધા જ્ઞાનનો ઉપયોગ સમભાવની પુષ્ટિમાં કરવો, સંસારવાસનાની પુષ્ટિમાં નહિ. આત્માના વિકાસમાં હંમેશ જાગૃત રહેવું

સુખ દુઃખની વાસ્તવિકતાની કલ્પના, અજ્ઞાનજન્ય છે. મમતાનું બીજ અજ્ઞાન ત્યાગ છે. સત્સંગથી સમજ સમજથી વિચાર (તત્વ ચિંતન), વિચારથી હેયનો ત્યાગ અને ઉપાદેયનું ગ્રહણ રૂપી કાર્ય કાર્યથી સમતા, સમતાથી નિઃસંગપણું અને નિઃસંગપણાથી મોક્ષ એમ ઉત્તરોત્તર પ્રાપ્ત થાય છે.

મન ક્યાં ભટકે છે સંકલ્પવિકલ્પ કરે છે તે શુદ્ધ જ્ઞાન ઉપયોગથી જાણીને ત્યાંથી ખેંચીને આત્મામાં જોડવું પુદ્ગળો શુભાશુભ રૂપો ધારણ કરે છે તેવા રૂપ, હે મન! તું શા માટે ધારણ કરે છે?

શરીર તારૂં નથી પણ મોહરાજાએ તારા માટે બનાવેલું કેદખાનું છે તેમાંથી છુટવા માટે અસાધારણ પુરૂષાર્થ કરી, શરીર પાસેથી ધર્મ કામ કરાવી લેવું અને છેલ્લી વખતે તેની ચિંતા ન કરવી.

પોતાની મેળે ઇચ્છિત વિષય ત્યજશે તો મોક્ષનું સુખ મળશે, તેઓ છોડી ચાલતા જશે તો દુઃખ આપતા જશે અને તેની શોધમાં અનંત સંસાર રખડવો પડશે માટે મળેલા વિષયોને જ છોડી દે.

મોહના ઉદયથી કામ ભોગની તૃષ્ણાની આગ જાગે છે તે આગ સમાવવા કામભોગ સેવી નવા કર્મ બાંધવા અને બળ ઘામાં ફૂંકવું તેના કરતાં મૂળ કારણ મોહને દબાવવાથી આગ

ઓલવાઇ જાય **છે. ઉપશમ રસથી મોહની આગ ઓલવાય** છે અને નવા કર્મ બંધાતા નથી દવા કરવા કરતા રોગને ન ઉત્પન્ન થવા દેવો તે ઉત્તમ છે સંસારની બીક લાગતી હોય અને મોક્ષ જવુ હોય તો ઇંદ્રિયોને વશ કરવામા અસાધારણ મહેનત કરવી. મમત્વ તે અભ્યંતર ગાડપણ છે, ઇંદ્રિયોના વિષયનુ સેવન કરવુ તે અભ્યતર આંધળાપણુ છે અને કષાય તે પ્રત્યક્ષ દુખ રૂપ છે

## કષાય વિજય

**ક્રોધ વિજય**—આક્રોશ વચન કે વધ વગેરે પરિસહ ઉત્પન્ન થાય ત્યારે વિચારવુ કે આ બિચારો પોતાનો સસાર વધારી **મારા કર્મનુ દેવુ પતાવી દે છે તેથી ઉપકારી છે. તેના કર્મજનિત ભવિષ્યના દુખ માટે કરૂણા** લાવવી અને આત્માના **શાંત રસમાં લીન થવું** ક્રોધ, કર્તવ્ય શૂન્ય અને બેભાન બનાવે છે. ગુણોનો નાશ કરી સ્વહિંસા કરે છે માટે **ધીરજથી આવેશ અટકાવવો અને ક્ષમાથી ક્રોધનો નાશ કરવો.**

**ક્રોધને તાવની ઉપમા**—આંખ અને મોઢુ લાલ થાય, મો સૂકાય, નાડી તથા હૃદયના ધમકારા વધે, અન્નની રૂચી નરહે, ક્રોધથી સતાપ, મૈત્રીનો અત, ઉદ્વેગ, અવદ્યવચન, કલેશ, કીર્તિનો નાશ, પુણ્ય નાશ અને દુર્ગતિ થાય છે

**ક્ષમામાં અભયદાન, અહિંસા, અનુકંપા અંતર્ગત** છે, ક્ષમા પ્રગટે કે તરત જ ક્રોધ નાસી જાય છે

**માન વિજય—અપમાન અને પરાભવ સહન કરવાથી તપ થાય છે** પણ અહંકાર દીનતા કે ક્રોધથી દુર્ગતિ થાય છે માનથી બીજાના ગુણો જોઇ શકાતા નથી માટે **પ્રમોદભાવ, વિનય અને નમ્રતાથી માનને જીતવો** કરેલુ સુકૃત્ય અને મેળવેલ ગુણો મદ મત્સરથી નાશ પામે છે **ગુણવાન પર મત્સર કરવાથી પ્રમોદભાવ ઉઠી જાય તેથી મૈત્રી ભાવ નાશ પામે એટલે સમકિત જાય.** જે વસ્તુનો મદ થાય તે વસ્તુ નબળી મળશે. શેર માથે સવાશેર હોય જ પૂર્વકર્મના ઉદયથી વસ્તુ મળે છે, તુ કોણ માત્ર, તારી પાસે કઇ ચીજ ભારી છે પૌદગળીક વસ્તુ કાયમની નથી, ખાલી હાથે જવાનુ છે માટે મદ છોડી દે. ગુણ રહિત હોવા છતા જે પોતાને ગુણી સમજે, ખોટો ડોળ કરે તે દભ છે પોતાના ગુણો માટે ઉત્કર્ષ થાય, અભિમાન આવે તે મદ **છે** તેને હાથીની ઉપમા લાગુ થાય છે **સ્વ વ્યકિત સ્થાપન ( સ્વમાન સ્થાપન ) પણ અહંકાર** છે માનથી વિનય નાશ પામે તેથી સમકિત ગણ જાય

**માયા વિજય**— માયાથી જીવ પોતે પોતાનેજ છેતરે છે માયા નાગણી સમાન છે માયાને ઉડાણમાથી ખેચવી પડશે અને સરળતાથી નાશ કરવી પડશે **કોઇનો દોષ ન જોવો**

સસારી વિષયના ઉપભોગથી થતી અસાધ્ય વ્યાધિનુ નિવારણુ કરવા માટે ફક્ત ચારિત્ર જ ઉપયોગી છે **હજારો જાળોમાં ફસાયા છતાં સત્વવંત પ્રાણી પોતાનું દષ્ટિબિંદુ ચુકતો નથી, માટે તારા શુદ્ધ સ્વરૂપને ભૂલ નહિ ધર્મ માટે શરીર તજવું પણ શરીર માટે ધર્મને છોડીશ નહિ.** તે પરવશપણે અનત દુઃખ ભોગવ્યુ પણ મોક્ષ માટે સ્વ ઇચ્છાથી થોડુ કષ્ટ સહન કરીશ તો કાયમને માટે સર્વ દુઃખોનો અત આવશે.

**પાપમાં હુશિયારીનું અભિમાન આવ્યું તો નિકાચિત કર્મ બંધ થશે. બાહ્ય સત્તામાં મોટાઇ માનવી તે ભ્રમ છે આરંભથી બનાવેલી બીજાની વસ્તુના વખાણુ કરવાથી તે સર્વ આરંભના ભાગીદાર થવું પડે છે.** નરક નિગોદનુ દુઃખ સાભળી કમકમાટી ઉપજે છે તો તેમાથી બચવા માટે પાપમાથી કેમ નિવૃત થતો નથી ? જેને માટે તેં પાપ કર્યું તે તને નરક નિગોદમાથી બચાવશે ? તુ પુણ્ય તો ખાઇ જાય છે, પુણ્ય વેચી પાપ જમા કરે છે તો પરભવમા તારા શા હાલ થશે ? સાધુના થોડા કષ્ટથી બીએ છે અને નરક નિગોદમા જવાના કામા કરે છે, આ કેટલુ બધુ મૂઢપણુ ? **વીતરાગના વચન અનુસાર મન, વચન અને કાયાના યોગોને વાપરીશ તો જ સર્વ દુઃખોનો અંત થશે.**

જો ગુણુ મેળવવા હોય તો **પારકાના ગુણુની પ્રશસા કર**, શત્રુના ગુણુની પ્રશસામાં પણ આનદ માનવો, ગુણુને ગુણુની ખાતર માન આપવુ, ગુણુ **પર શુદ્ધ પ્રેમ રાખવો**, ગુણુને અનુસરીને વર્તન કરવામા પણ **કીર્તિની ઇચ્છા તો ન જ રાખવી** પોતાની સ્તુતિ અને પારકાની નિદા સભળાય તો ત્યા ખેદ કરવો કે અહો ! હુ ક્ષાયક ભાવે ગુણવાન ક્યારે થાઉ અને આ ભાઇની વાત સાચી પડે ! પોતાની નિદા અને પારકાની સ્તુતિ સાભળી આનદ પામવો ઇર્ષા અને અભિમાનથી બીજાના ગુણો ન ઢાકવા. માનતા માનવી તે મિથ્યાત્વ છે ધન ત્યાગમા દ્રષ્ટિ રાગ કલક છે, **દાનમાં કીર્તિની** ઇચ્છા કલક છે ચારિત્ર તપમા મત્સર નિદાન અને પરનિદા કલક છે જ્ઞાનમા મદ કલક છે **ગુપ્ત સુકૃત્યમાં અપૂર્વ શાંતિ છે પોતાનુ સુકૃત્ય બીજાને બતાવવાથી તેનું ફળ નાશ પામે છે.**

પ્રભુ ભકિત (ભાવ નમસ્કાર)મા એકવાર વીર્યોલ્લાસ થઇ જાય તો પણ ભવની ભાવઠ ભાગી જાય. પ્રતિક્રમણુમા વિચારણાથી બગાબર પશ્ચાતાપ થાય અથવા પોષધમા અપૂર્વ ભાવ શુદ્ધિ થઇ સમતા પ્રાપ્ત થાય તો બેડો પાર. **શુદ્ધિની સાથે તિવ્ર ભાવ અને તિવ્ર ઉપયોગ ઉત્તમ કામ કરે છે.** શુદ્ધિને રાગદ્વેષમાથી નિવૃતિ તિવ્ર ભાવ તે ચિત્તનો ઉત્સાહ, વીર્યોલ્લાસ, ઉપયોગ તે સાવધાનતા, તન્મયપણુ

ધર્મ ક્રિયામા આદર, બહુમાન, વિવેક, ઉત્સાહ, ઉપયોગ અને શુદ્ધિની જરૂર છે. **વ્યકિત ઉપર નહિ પણ ગુણ ઉપર પ્રમોદભાવ અને રૂચી લાવવા.**

**શુદ્ધ આત્માના અનુભવમાં સુખ મળે છે ત્યારે કર્મમાં મિથ્યાભાવ કરવાની શકિત રહેતી નથી,** કર્મ ઉદય આવે ત્યારે આત્મરમણતા કરવાથી કર્મનો ઉદય કર્મ ફળ પ્રગટ કરી આત્મ પ્રદેશોથી અલગ થાય છે, આત્મા તે ફળને વેદતો નથી, પોતાને તેનાથી તટસ્થ રીતે ભિન્ન માની પોતાના શુદ્ધ ચૈતન્ય દ્રવ્યને અનુભવે છે

**વીગતરાગ સ્વરૂપે સ્વસંવેદન જ્ઞાનના અનુભવમાં સર્વ ગુણો આવી જાય છે. નવ તત્વોમાંથી નિજ શુદ્ધ આત્મા જ ઉપાદેય છે.**

ચેતના જ્યારે મિથ્યાત્વ, રાગ અને દ્વેષમા પરિણમે ત્યારે **અજ્ઞાન ચેતના** કહેવાય અને કર્મનુ ફળ સુખ દુ ખ વેદે તો **કર્મફળ અજ્ઞાન ચેતના** કહેવાય

આઠ કર્મની ૧૪૮ પ્રકૃતિમાથી જે ઉદય પામે અને પોતાનો સ્વભાવ અને રસ પ્રગટ કરે તેમા જીવનો સબધ થાય અને જીવના **વિભાવ ભાવ થાય તે શુદ્ધ જીવ સ્વભાવથી ભિન્ન છે તેથી તે મારા નથી**

ભોગ ભોગવવાની ઇચ્છા રાખવી નહિ પણ જે ભોગ ભોગવવા પડે તે રોગના ઇલાજ તરીકે ઉદાસીન ભાવે ભોગવી લેવા જેમકે ક્ષુધાના રોગને આહાર રૂપી દવાથી ઉદાસીન ભાવે મટાડવો પડે

શ્રુતજ્ઞાન, નવ પદાર્થમા શ્રદ્ધા, જીવદયા વગેરે ચારિત્ર તે **વ્યવહાર રત્નત્રય** રૂપ મોક્ષ માર્ગ છે. તેની સાથે આત્માની શુદ્ધ પરિણતિ તે **નિશ્ચય રત્નત્રય** મોક્ષ માર્ગ છે વ્યવહાર નિમિત્ત કારણ છે અને આત્મા પોતે ઉપાદાન કારણ છે ઉપાદાન કારણ કાર્ય રૂપે પરિણમે એટલે સિદ્ધ થાય ત્યારે નિમિત્ત કારણ છૂટી જાય છે

જીવનો શુદ્ધ વ્યવહાર તે મોક્ષ માર્ગ છે તેમા કર્મ ફળ ( નો કર્મ ) જેમકે મન, વચન, કાયાની વર્ગણાઓનુ જે આલબન લેવામા આવે છે તે વ્યવહાર નયનો વિષય છે અને તેમા આત્માની જે શુદ્ધ પરિણતિ થાય છે તે નિશ્ચય નયનો વિષય છે, આ બને નયો મોક્ષ નગરીમા પહોચાડનાર સયમરૂપી રથના પૈડા છે

જીવનો અશુદ્ધ વ્યવહાર તે સસાર માર્ગ છે તેમા પુણ્ય અશુદ્ધ વ્યવહારનય કામ કરે છે ત્યા નિશ્ચય નય નથી. શુદ્ધ ( વીતરાગભાવે ) સ્વસવેદન જ્ઞાનનો અનુભવ આપણા અનુભવના એક આકાર ( ભેદ વિકલ્પ ) વાળો હોવાથી સવિકલ્પ ગણાય પણ બહારના વિષયોના વિકલ્પો રહિત હોવાથી નિર્વિકલ્પ કહેવાય, આ બને અપેક્ષાથી જ્ઞાન સવિકલ્પ તેમ જ નિર્વિકલ્પ છે

મોક્ષમાર્ગમા વચન અને કાયાનો યોગ દ્રવ્ય રૂપ છે, મનનો વિચાર ભાવરૂપ છે અને આત્માની શુદ્ધ પરિણતિ નિશ્ચય રૂપ છે તે આત્મભાવ છે

શુભ ઉપયોગ રૂપ ક્રિયાના ૮ ભેદમાં શુદ્ધ આત્માની ભાવના રાખવી, તે ક્રિયાના ૮ ભેદ—

(૧) પ્રતિક્રમણ પૂર્વ દોષ નિવારવા
(૨) પ્રતિસરણ—સમકિત વગેરે ગુણોમાં પ્રેરવું.
(૩) પ્રતિહરણ—દોષોને ન ઉત્પન્ન થવા દેવા દોષોને ટાળવા.
(૪) ધારણા—મન સ્થિર કરવા માટે નવકાર મંત્ર વગેરેનું આલંબન.
(૫) નિવૃત્તિ—વિષય કષાયમાંથી હઠવું
(૬) નિંદા—આત્મ સાક્ષીએ દોષ જોવા.
(૭) ગર્હા—ગુરુ આગળ દોષ પ્રગટ કરવા.
(૮) શુદ્ધિ—દોષનું પ્રાયશ્ચિત લેવું

મનથી આત્માનું ગ્રહણ, મનન, અનુભવ તે એક વિજ્ઞાન મોક્ષનું સાધન છે. જીવના ગુણોને પ્રત્યક્ષ કરવાથી જીવ પ્રત્યક્ષ થાય છે. જીવના ગુણોને ગ્રહણ કરવાથી જીવ ગ્રહણ થાય છે, જીવના ગુણોને જાણવાથી આત્માનું જ્ઞાન થાય છે. જ્ઞાનગુણ એક દેશથી આત્માને પ્રત્યક્ષ જાણે.

મતિ અને શ્રુતજ્ઞાન, જ્ઞેયની ભિન્નતાથી પર્યાયાન્તર રૂપ ગ્રહણ કરે છે. પણ તે સર્વ પર્યાયોમાં મતિ અને શ્રુતજ્ઞાન છે. જીવ દ્રવ્યમાં એકના લક્ષણના પર્યાય ત્રિકાળવર્તી છે. વર્તમાન પર્યાય અભેદ સ્વરૂપે છે. એટલે અભેદ રૂપથી વસ્તુને જાણે તો તે વર્તમાન પર્યાયવાળી / છે. વર્તમાન પર્યાય દ્રવ્યથી કથંચિત્ અભેદ રૂપે છે

શબ્દ, સંજ્ઞાવાચક નામ બતાવે છે. તે નામ બોલતાં વર્તમાન કાળના પર્યાયનો વિષય સમજાય છે. ત્રણ યોગ એક સાથે કામ કરતા હોય પણ ઉપયોગ એકમાં હોય તેથી બધે યોગમાં એકી સાથે પ્રવર્તન ન થાય. કેવળી ભગવાનને ભાવ મન નથી પણ દ્રવ્ય મનોવર્ગણા ખેંચવા માટે આત્માના પરિસ્પંદરૂપ પ્રવર્તન તે મનોયોગ કહેવાય.

શ્રુતજ્ઞાન અને મનઃપર્યવના જ્ઞાનને દર્શનની જરૂર નથી કારણ કે તે મતિજ્ઞાનપૂર્વક થાય છે.

## ક્ષપક શ્રેણી ક્યારે આવે !

સંકલ્પ, વિકલ્પ, આશા, શંકા, કાંક્ષા, વિચિકિત્સા વગેરે સર્વ દોષોનો ત્યાગ કરીને, ધીરજ અને સમતાપૂર્વક આત્મ દ્રવ્ય અને તેના શુદ્ધ ગુણોના અનુભવનો અભ્યાસ કરતાં કરતાં જ્યારે શુદ્ધ ઉપયોગમાં સ્થિરતા થાય અને અશુભ ઉપયોગનો નાશ થાય કે જેથી કર્મક્ષપક

**દુખ ભોગવવાનો પૂર્વ અભ્યાસ તુટી જાય** અને સસાર પરિણતિનો નાશ થાય ત્યારે આત્માના ગુણો**ની શુદ્ધતાની પરાકાષ્ટા** થાય ત્યારે ક્ષપક શ્રેણી આવે

જ્ઞાનાદિ ગુણોની પોતપોતાની પ્રવૃતિ તે, તે તે ગુણની શક્તિ છે, દ્રવ્યાર્થીક નયેમા સર્વ ગુણો અભિન્નપણે રહેલા છે ગુણો પરસ્પર વ્યવહારથી ભિન્ન છે **નિર્વિકલ્પ દશામા સર્વ ગુણ પર્યાયોની એકતા છે** નિશ્ચયથી દ્રવ્ય પર્યાય અભિન્ન છે વ્યવહારથી પ્રયોજન પ્રમાણે ભેદ છે જીવ દ્રવ્યમા પર્યાયની અપેક્ષાએ ષટ્ ગુણ હાનિવૃદ્ધિ સભવે છે.

સ્વભાવ ( અભિન્ન અનુત્થાન ગુણ રૂપ ) જીવનો સહચારી છે. પરિણામ પાણીના પરપોટાની જેમ ઉત્થાન રૂપ છે.

પર દ્રવ્ય સબંધી સુખદુખના પરિણામ થવાનુ કારણ, રાગદ્વેષ અવિદ્યામાં પરિણમન છે **સ્વસ્વરૂપમાં નિશ્ચય એવા સમદષ્ટિ પોતાના શુધ્ધ સ્વરૂપમાં લીન રહે છે તેને સુખદુઃખના પરિણામ નથી** શુદ્ધ પરિણામોમા પરિણમન કરવાથી આત્મા શુદ્ધ પરિણામ રૂપ થઇ જાય છે પરિણામ તે જ પર્યાય અને ચારિત્ર શુદ્ધ ઉપયોગમા આત્મિક સુખ છે સુખદુખમા સમભાવ તે શુદ્ધ ઉપયોગ

અર્થ = પદાર્થ = દ્રવ્ય

સ્વભાવ = ગુણ.

પરિણમન = પર્યાય આત્મા દ્રવ્ય ગુણ પર્યાય રૂપે છે

જ્ઞેય પદાર્થોના આકારો ( પર્યાયો )નો ઉત્પાદ વ્યય થાય અને જ્ઞેયોમા ષટ્ગુણ હાનિવૃદ્ધિ થાય તે પ્રમાણે સાકાર ઉપયોગના પરિણમન ( પર્યાય )મા ઉત્પાદ વ્યય થાય અને જ્ઞાનમાં ષટ્ગુણ હાનિવૃદ્ધિ થાય

કેવળજ્ઞાની પરમાત્મા, સર્વ અગો દ્વારા, પ્રત્યક્ષ આત્મ પ્રદેશોથી સર્વ વિષયોને જાણે છે. જ્ઞેય જ્ઞાયક સબધથી જ્ઞેયના આકારોના, જ્ઞાયક આત્મામા અરૂપી પ્રતિબિંબો થાય છે પણ નિશ્ચયથી **સર્વ પદાર્થો પોતપોતાના સ્વભાવમાં અને સ્થાનમાં રહે છે** આત્મા જ્ઞેય પદાર્થોના આકારને સ્વય ધારણ કરતો નથી એટલે તે આકારોમય થતો નથી **જ્ઞાન આત્મામાં જ રહે છે તેથી જ્ઞેય પદાર્થોમા નિશ્ચયનયથી જતુ નથી** અરિસામા જે **પ્રતિબિંબો** પડે તે પ્રતિબિંબમય આરસી વ્યવહારમા દેખાય છે પણ અરિસામા પદાર્થો પેસી જતા નથી કે અરિસો પદાર્થનુ સ્વરૂપ ધારણ કરતો નથી વળી જેમ નીલમણીને દૂધમા રાખવાથી બધુ દૂધ નીલ બન્યુ દેખાય છે તેમ જ્ઞાન જ્ઞેયોમા પ્રકાશ કરે છે અને જ્ઞેયો જ્ઞાન રૂપી આરસીમા પ્રતિબિંબિત થાય છે ભૂતકાળના દ્રવ્યોના પર્યાયો અને ભવિષ્યમા થવાવાળા પર્યાયો, કેવળ જ્ઞાનમા વર્તમાન પર્યાયોની જેમ પ્રતિભાસિત થાય છે

જ્યારે આપણે ભૂત ભવિષ્યનો વિચાર કરીએ છીએ ત્યારે ભૂત ભવિષ્યના દ્રવ્ય પર્યાયો ( વસ્તુઓ ) ન હોવા છતાં મનથી દેખાય છે, તેમ ભૂત ભવિષ્યના પર્યાયો ( જ્ઞેયોના આકારો ) કેવળ જ્ઞાનમાં પ્રતિબિંબીત થઈને વર્તમાન પ્રત્યક્ષ થાય છે. જ્ઞેયોના નિમિત્તથી જ્ઞાનના અનંતભેદ થાય છે. બાહ્ય પદાર્થોને જાણવા છતાં તેના અર્થમાં પરિણમતું નહિ ( તન્મય થતું નહિ).

અતીન્દ્રિય જ્ઞાન અને સુખ કેવળ શુદ્ધ આત્મ પરિણતિ રૂપ શક્તિથી ઉત્પન્ન થાય છે. ઇન્દ્રિય આધિન પરોક્ષ જ્ઞાનથી સંતોષ ન થતો હોવાથી જીવ તૃષ્ણાથી પીડાય છે. તૃષ્ણાનું દુઃખ ભુલવા માટે ઇન્દ્રિય વિષયમાં રમણ કરે છે. ઇન્દ્રિયો પોતાના વિષયને ચાહે છે તેથી જીવને દુઃખ થાય છે તે મટાડવા ઇન્દ્રિયનું સેવન કરે છે તેથી ઇન્દ્રિયો અને તેના સર્વ વિષયો દુઃખરૂપ જ છે. જડ દ્રવ્યો જે નિમિત્ત રૂપ છે તેને અજ્ઞાન કુવીર્ય અને કુચારિત્રથી સુખરૂપ માનવામાં આવે છે.

પદાર્થોને વશ થવાથી જ તેમાં ઇષ્ટ અનિષ્ટ અને સુખ દુઃખની કલ્પના થાય છે તેનાથી તટસ્થ, નિર્લેપ રહેવાથી કોઈ કલ્પના થતી નથી.

અંધારામાં દેખાતું હોય તેને દીવાની જેમ જરૂર પડતી નથી તેમ આત્મા સુખરૂપ જ છે તો ઇન્દ્રિય વિષયની શી જરૂર છે? તૃષ્ણા વગર રૂપાદિ વિષયોમાં પ્રવૃત્તિ થતી નથી. શુદ્ધ ઉપયોગવાળો જીવ શરીરાદિ દુઃખનો અનુભવ કરતો નથી ( વેદતો નથી. )

એક સમયમાં દ્રવ્યની પરિણતી થાય તે પર્યાય છે. આત્માના પ્રદેશો અસંખ્યાતની અપેક્ષાએ જુદા ગણાય, તેમાં સમયે સમયે સ્થાન બદલી થાય છે તે ઉત્પાદ-વ્યય અને એક પ્રદેશ ઓછો કે વધુ થતો નથી તે ધ્રૌવ્ય. આત્માના ગુણોનું સમયે સમયે પરિણામ ફર્યા કરે છે તે ઉત્પાદ વ્યય અને ગુણ ધ્રુવ છે. પ્રદેશો અને ગુણો દ્રવ્યના હોવાથી દ્રવ્ય, ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્યવાળું છે તેથી સત્ છે. અસંખ્યાત અરૂપી પ્રદેશાત્મક ચૈતન્ય સ્વરૂપ મારૂં દ્રવ્ય છે. ચૈતન્ય લક્ષણ મારો ગુણ છે, જ્ઞાન દર્શનના ઉપયોગરૂપ ચૈતન્ય પરિણતિ મારો પર્યાય છે. આત્મા, જ્ઞાન અને અનુભવ ગમ્ય છે.

બંધના પ્રકાર—(૧) વ્યવહારબંધ તે દ્રવ્ય કર્મ બંધ. (૨) નિશ્ચય બંધ તે રાગદ્વેષાદિ ભાવો. (૩) ઉપચારથી બંધ તે એક ક્ષેત્ર અવગાહના, આ પ્રમાણે જાણીને રાગદ્વેષ ટાળવો.

નિશ્ચયથી મારો એકજ સ્વભાવ છે તે જ્ઞાયકભાવ છે. મારા સ્વરૂપમાં ત્રિકાળીક સર્વ દ્રવ્ય પર્યાયો એક જ સમયમાં પ્રત્યક્ષ પ્રતિબિંબો ( પ્રતિમા ) ની માફક સમાય છે. જ્ઞેય જ્ઞાયકની અપેક્ષાથી મારૂં સ્વરૂપ સમસ્ત લોકનું સ્વરૂપ થયું પણ સ્વાભાવિક અનંત જ્ઞાયક શક્તિથી મારૂં એક સ્વરૂપ હું છોડતો નથી. મારૂં સ્વરૂપ સાક્ષાત્ સિદ્ધ ભગવાનનું જ સ્વરૂપ છે તેથી મારા શુદ્ધ સ્વરૂપને અને પરમાત્માને મારો ભાવ નમસ્કાર છે.

અરિહંતના આત્મ દ્રવ્ય, ગુણ, પર્યાયને મનમાં વિચારીને ધારી રાખવા પછી તે જ્ઞાન પર્યાયથી પોતાને જાણે ( પોતાના આત્મ દ્રવ્ય, ગુણ, પર્યાયને તે પ્રમાણે જાણે ), પછી પોતાના

સ્વરૂપને અરિહંતના સ્વરૂપ પ્રમાણે અભેદ રૂપે અનુભવવું. કેવળી ભગવાન અનંત અનાકુળ પરસુખને અનુભવે છે તે અનુભવ ઉપચારથી ધ્યાન કહેવાય છે કારણકે સંવર નિર્જરાનો હેતુ છે, રાગદ્વેષથી ઉપયોગ દૂષિત થાય છે ત્યારે ક્રિયામા શિથિલતા આવે છે તેથી યતના (ઉપયોગ) રહિત ક્રિયા થાય છે તેથી જ્ઞાનઘાત જન્ય અંતરંગ સંયમ ઘાત થાય છે તે સ્વહિંસા છે અને જીવના પ્રાણઘાતથી બાહ્યસંયમનો ઘાત થાય છે તે પરહિંસા છે. ઇચ્છા, અભ્યંતર પરિગ્રહ છે તેથી અશુદ્ધ ઉપયોગ થાય છે જેથી સંયમઘાત થાય છે પરિગ્રહથી મમતા થાય છે અને તે મેળવવામા આરંભ થાય છે તેથી અશુદ્ધ ઉપયોગ રૂપ ભાવ પ્રાણ હિંસા થાય તેથી અસંયમ થાય શરીરની ક્રિયા પણ નિર્મમત્વ ભાવે કરવી. **સ્વસ્વરૂપમાં ગુપ્તપણું શ્રેષ્ઠ છે.**

યોગોને રૂંધવા માટે કેવળી ભગવાનમા **અચિન્ત્ય આત્મ વીર્યની શક્તિ પ્રગટ થાય છે.** કેવળી ભગવાન **નિજ આત્મ અનુભવમાં અત્યંત લીન થઇને ચિદ્રૂપ અવસ્થા પ્રાપ્ત કરે છે ત્યારે આત્માના પ્રદેશો ઘનરૂપ થઇ જાય છે.**

ચેતનાનો **વર્તમાન શુદ્ધ ઉપયોગ** રૂપ પર્યાય નિર્વિકલ્પ (**અભેદ સ્વરૂપ**) છે તે અભેદ જ્ઞાન છે અને આત્માનુ **મનથી ગ્રહણ, મનન, અનુભવ થાય** છે તેમા ઘણી ક્રિયા થાય છે તે બધા **પર્યાયો ભિન્ન** છે તે ભેદ જ્ઞાન કહેવાય છે

## જૈન ધર્મનુ અપૂર્વ જ્ઞાન

જીવના જ્ઞાનથી જીવોનુ રક્ષણ થાય છે, પોતાના જીવને ઓળખી તેનુ વિકારમય સ્વરૂપ ત્યાગીને શુદ્ધ સ્વરૂપ મેળવાય છે અજીવના જ્ઞાનથી પૌદ્ગળીક ભાવોથી આત્માનું રક્ષણ કરી શકાય છે અરિહંત અને સિદ્ધના જ્ઞાનથી સાધ્ય જાણી શકાય છે, જિન પ્રવચનથી સાધક માટે સાધ્યનુ સાધન જાણી શકાય છે જે કારણોથી અજ્ઞાની કર્મ બાંધે છે તે જ કારણોથી જ્ઞાની વૈરાગ્યથી કર્મને છોડે છે કરોડો વરસો કે જન્માંતરમા તપ કરી અજ્ઞાની જેટલાં કર્મ અકામ નિર્જરાથી છોડે છે તેટલા કર્મ જ્ઞાની એક શ્વાસોશ્વાસમા સકામ નિર્જરાથી છોડે છે જ્ઞાનથી વર્તનમા વૃત્તિ વૈરાગ્યને લઇને રૂક્ષ થઇ જાય છે જ્ઞાનીનો હેતુ કર્મનો નાશ કરવાનો છે ચમત્કારીક વાતોના ચમત્કારથી મન જ્ઞાન-દર્શનમા ઉત્કૃષ્ટ શુદ્ધિથી એકાકાર થઇ જાય તો તીર્થંકર પદ બંધાઇ જાય છે જ્ઞાનથી ઇંદ્રિય દમન, તત્ત્વ દર્શન, વિવેક, વૈરાગ્ય, રૂક્ષવૃત્તિ, શુદ્ધ આચાર અને નિર્જરા સહેલાઇથી થાય છે

## જૈન ધર્મની શ્રેષ્ઠતા

નવ તત્વોનુ અપૂર્વજ્ઞાન, આત્માને જીતીને કર્મથી મોક્ષ મેળવવા માટે યથાર્થ જૈન નામ સંજ્ઞા, સર્વજ્ઞ વીતરાગ કથિત હોવાથી સંપૂર્ણ અને સત્ય તેથી શ્રદ્ધા કરવા યોગ્ય, નિરારંભ હોવાથી સર્વ જીવને અભય સ્વરૂપ, નિષ્પરિગ્રહપણાથી લોભ જન્ય સર્વ દોષોનો નાશ કરનાર, તપ વિધિયુક્ત અને નિદાન રહીત, તત્વમા પરસ્પર વિરોધનો અભાવ, સ્યાદ્વાદથી દેખાતા

ચારિત્ર–વીર્યમા એકાકાર, દ્રવ્યાર્થીક નયમાં રમણતા, અભેદ સ્વરૂપનો અનુભવ, અનેક ભાવોના એક અસ્તિત્વમા રમણતા, સ્વરૂપ સ્થિરતા, અતરગ ગુપ્ત અવસ્થામા એકાકાર, નિશ્ચય મોક્ષ માર્ગમા પ્રવૃત્તિ, સ્વસમય આચરણ એ સર્વ અપેક્ષાપૂર્વક પર્યાયવાચક છે.

**ચરણ:**—તે આત્માનુ શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરનાર મૂળ ગુણ રૂપે છે અને **કરણ** મુળ ગુણને પોષક ઉત્તર ગુણ છે તેમા જે આત્મભાવ છે તે આત્મ ધર્મ છે

**અપુર્વકરણ:**—ક્ષોભ અને વિઘ્નોને દૂર કરવાની તેમ જ ગ્રથીને ભેદવાની શકિત ફકત અપૂર્વ કરણમા છે તેનુ નિમિત્ત કારણ ઉપદેશ, શ્રુતજ્ઞાન કે જાતિ સ્મરણ જ્ઞાન હોય અને ઉપાદાન કારણ યથા પ્રવૃતિકરણ એટલે કે શુદ્ધ પરિણામની ધારા છે તેની તિવ્રતા અને વિકાસ વધે એટલે અપૂર્વ કરણ પ્રગટ થાય છે, ત્યારે નિમિત્ત કારણ છુટી જાય છે અને ઉપાદાન કારણ કાર્યરૂપે પરિણમે છે તેથી બન્ને કારણોનો વ્યય થાય છે અપુર્વ કારણનો વ્યય થાય અને અનિવૃતિ કરણ પ્રગટ થાય તેનો વ્યય થયે સહજ આત્મિક સુખ અ શથી પ્રગટ થાય છે તિવ્રગ્રથીનો એક વાર ભેદ થયા પછી શ્રદ્ધાની એવી વિશુદ્ધ શકિત પ્રાપ્ત થઇ જાય છે કે પછી મિથ્યાત્વમા પડવાઇ થવા છતા અને તિવ્ર રાગ દ્વેષના પ્રરિણામો થવા છતા, ગ્રથીના રૂપમા કર્મોનો બધ થતો નથી, તેથી ફરી કોઇ વખત ગ્રથી ભેદ થતો નથી, તેથી અપૂર્વકરણ એવુ નામ યથાર્થ છે

આત્માના દ્રવ્ય ગુણો, પર્યાયોનો વિચાર કરતા કરતા જ્યારે અભેદ સ્વરૂપ એક જ પર્યાય, એક જ અર્થ–ભાવમા લીન થવાય છે ત્યારે સ્થિરતા આવે છે તે સ્થિરતા દઢ થાય એટલે મન શાત થઇ જાય છે, ચ ચળતા દૂર થાય છે અને નિષ્કપપણુ પ્રાપ્ત થાય છે,

મોક્ષ પ્રાપ્ત થાય ત્યારે પારિણામિક ભાવોમાથી ફકત ભવ્યત્વનોજ નાશ થાય છે અને ક્ષાયક સિવાયના ભાવો નાશ પામે છે.

**પારિણામિક ભાવ**—તે દ્રવ્યનું સ્વાભાવિક પરિણમન છે, તે દ્રવ્યના અસ્તિત્વથી જ દ્રવ્યનો એક પરિણામ પોતાની મેળે જ ઉત્પન્ન થયા કરે છે તે સિદ્ધમા પણ છે

દ્રવ્યમા પરિણામ ઉત્પન્ન કરવાની જે શકિત છે તેજ એનો ગુણ છે, ગુણજન્ય પરિણામ તે અર્થપર્યય તેની ભિન્ન ભિન્ન અવસ્થા તે ભાવ.

પરિણામ જીવ તેમજ અજીવ સબધી ભાવોમા વપરાય છે પણ ભેદ પાડવા માટે મુખ્યત્વે પુદ્દગળ દ્રવ્યમા પરિણામ લાગુ થાય છે જીવોમા તે યોગ અને ઉપયોગ રૂપ છે સિદ્ધ ભગવાનમા ફકત ઉપયોગ રૂપ છે પુદ્દગળ દ્રવ્યમા યોગ કે ઉપયોગ નથી પારિણામિક ભાવથી જે ક્ષાયક ભાવમા વર્તે તે મહાન છે

**અહિસા ભાવ તે શુ છે?**—સર્વ જીવોમાં, અરૂપી ચૈતન્ય એકત્વ, અભેદ સ્વરૂપનુ અવલોકન કરવુ તેત્યા સમભાવ છે, મમત્વ કે હિસાના પરિણામ નથી

**તીખુત્તોના પાઠનું ભાવ સ્વરૂપ**—આયાહિણં=આવર્તન હાથ જોડી એક કાનથી બીજા કાન સુધિ ફેરવવું તેમાં નમ્રતા, વિનય અને યોગોનું એકાગ્ર અને ગુણો મેળવવા માટે સર્વ સમર્પણની ભાવના છે. પયાહિણં=પ્રદક્ષિણા તે ગુણોને વરવા માટે થાય છે પૂજ્યની ચારે કોરે ભમીને તેમના ગુણોને અપનાવવા વંદામિ નમંસામિમાં વચન અને કાયયોગનું સદાચારીપણું છે. સત્કારેમિ મહા છે સન્માનેમિ ગુણગ્રામ કરવાનું છે તે ગુણ ક્યા ? કલ્લાણં તે આત્મ સ્વરૂપમાં સ્થિરતા છે મંગળં તે પૌદ્ગલિક ભાવોનો નાશ છે. દેવયં તે શુદ્ધ આત્મ દ્રવ્ય છે ચેઈયં તે કેવળજ્ઞાન સ્વરૂપ છે તે ભાવોમાં પ્રીતિ કરવી. પરમાત્માની પ્રાર્થના પોતાના આત્માની જ છે આત્માએ પરમાત્માનો સાક્ષાત્કાર કરવો આત્મા અને પરમાત્મા વચનથી ભિન્ન છે પણ લક્ષણથી એક જ છે. તે, ચૈતન્ય ગુણ છે તેનાથી એકતા થાય છે, શુદ્ધ નિશ્ચયનયની દૃષ્ટિએ આત્મા અને પરમાત્મા એક જ છે દ્રવ્ય એકાત્મ છે. એવી શ્રદ્ધા કરે ત્યારે જ તે બની જાય છે. આત્મ બોધ તે આત્મ સાક્ષાત્કાર થવાથી પરમાત્માનો સાક્ષાત્કાર મનાય.

**પરિણામ**—આત્માની પરિણતિ તે પરિણામ, જીવને તેના અધ્યવસાયના સ્થાન અસંખ્યાત છે, પરિણતિ સર્વ જીવોમાં છે અરિહંત અને સિદ્ધ ભગવાનને ઉપયોગ અને શુભરૂપે છે

**અધ્યવસાય**—ઇન્દ્રિયોની મદદ વગર કર્મ વર્ગણાની મદદથી જુદા જુદા વ્યક્ત ભાવો સંસ્કાર જન્ય બોધ જ્ઞાન, અંદરથી જ્ઞાનના જે તરંગો ઊઠે તે, Instinctive knowledge સહજ જ્ઞાન આ બધા અધ્યવસાય રૂપે છે તે એકેન્દ્રિય આદિ સર્વ જીવને હોય છે

**વિચાર**—(૧) આત્માને જે અધ્યવસાયો થાય છે તે સંજ્ઞી પંચેન્દ્રિયને મન દ્વારા જણાય છે અને ત્યાં મનો વર્ગણાને જે આકાર મળે તે વિચાર તરીકે વ્યક્ત થાય છે. (૨) દ્રવ્ય મનોવર્ગણા વિચારવાળી વસ્તુનો આકાર ધારણ કરે છે તે આકાર દ્વારા જ્ઞાન થાય છે. મન દ્વારા બાહ્ય જ્ઞાન આકાર પૂર્વક થાય છે (૩) પાંચ ઇન્દ્રિયો દ્વારા જે જ્ઞાન થાય છે તે મન દ્વારા જણાય છે. આવી રીતે અંદરથી ઊઠતા અધ્યવસાયો, એટલે મનથી થતુ બાહ્ય જ્ઞાન અને ઇન્દ્રિયના આલંબનથી મન દ્વારા થતુ જ્ઞાન જે વિચાર રૂપે પ્રગટ જણાય છે તે બધામાં મનો વર્ગણા આકાર ધારણ કરે છે અને તે આકારથી જે જ્ઞાન થાય તે વિચાર કહેવાય છે

**લેશ્યા**—મનના વિચારો આત્મામા સ્થિત થાય છે અને ત્યાં રૂપ અને આકાર ધારણ કરે તે લેશ્યા છે. આત્મા જ્યારે મનોયોગમાં વચન યોગમાં અથવા કાયયોગમાં પ્રવર્તે તે વખતે તેના અધ્યવસાયો જે રૂપ લે (જે પરિણામ પામે) તે લેશ્યા છે એટલે આત્મા યોગના સંબંધમા આવે ત્યારે તેના ઉપર જુદા જુદા રંગ દેખાય તે લેશ્યા યોગ રચીત અધ્યવસાય તે લેશ્યા છે લેશ્યા આત્માના વ્યક્તિત્વ પર પડદો નાખી નવા નવા રૂપો આપે છે, તેના રંગો આત્માના વ્યક્તિત્વમાં પ્રવેશ કરતાં નથી, આત્માના રંગને બદલતાં નથી પણ બહારની નજરે આત્માને અન્ય રંગે બતાવે છે લેશ્યાના રંગોથી આત્માના જે રૂપના અધ્યવસાય વ્યક્ત થાય (જે પરિણતિ થાય) તેને તે બતાવે છે વિચારો સારા નરસા આકાર ધારણ કરે છે. એટલે લેશ્યા દ્વારા અધ્યવસાય જણાય છે લેશ્યા

કષાય ને ઉદ્દીપન કરે પણ જાતે કષાય રૂપ નથી, **લેશ્યા કર્મના ઉદય પ્રમાણે અધ્યવસાયને રૂપ આપે છે,** છતા જાતે કર્મનો રસ નથી.

આ ઉપરથી એમ જણાય છે કે ભાવ લેશ્યા તે સારા નરસા અધ્યવસાય અને દ્રવ્ય લેશ્યા તે યોગ વર્ગણાનો આત્મા ઉપર પડછાયો અને ભાવ લેશ્યા પ્રમાણે દ્રવ્ય લેશ્યા હોય છે તત્વ કેવળી ગમ્ય.

પાપીને જોઇને વિચારવુ કે આવા પાપ મે કર્યા હતા તેથી હજુ સુધી હુ મોક્ષ ગયો નથી, માટે પાપીને પાપના ફળ માટે તેના પર કરૂણા લાવવી અને પોતાને તેવા પાપ કરવાનો વખત ન આવે તે માટે સયમ ભાવમા રહેવુ

દુ ખીને જોઇને તેના પર ભવિકરૂણા લાવવી અને પોતાને આવા દુ ખ ન ભોગવવા પડે તે માટે ભાવસયમમા રહેવુ

સારા નરસા કૃત્યોનો સસ્કાર, બીજમા વૃક્ષની જેમ, કાર્મણ શરીરમા રહે છે, તેને યોગ્ય સયોગો મળતા તે સસ્કાર ઉદય પામે છે અને પ્રતિકુળ સસ્કારોથી નાશ થાય છે માટે સયમ તપથી અશુભ સસ્કારોને નાશ કરવા

પોતાના સકલ્પ (માની લીધેલ કલ્પીત નિશ્ચય) પ્રમાણે જીવ, સુખદુ ખ પકડી રાખે છે અને ભોગવે છે

સ્વભાવ વિરૂદ્ધ વર્તનથી અનુભવાતી લાગણી એજ દુ ખ છે, એટલે પરસમય ( પૌદ્ગળીક રમણતા ) એજ દુ ખ છે

ધર્મ કરતા કષ્ટ થાય તો કર્મનુ દેવુ ઠીક ખપે છે માટે જ્ઞાનાનદ સ્વરૂપમા રહેવુ, રોગ થાય તો શરીરથી ભિન્ન આત્માને તારવીને નિજ સ્વરૂપમા રહેવુ

સુદર વસ્તુમા તન્મય થઇને પોતેજ દૃષ્ટા અને દૃશ્ય થવુ તે નિજ સ્વભાવ નથી, આત્મા તો સર્વ દૃશ્યોનો તટસ્થ દૃષ્ટા છે

અર્પિત ( કહી શકાય તેવી વસ્તુઓ ) થી અનર્પિ ( ન કહી શકાય તેવી વસ્તુઓ ) અનતગણી છે

દ્રવ્ય મનથી નિર્લેપ થવાથી આત્મા આનદમય લાગે છે અને દુ ખ ઉપર દ્વેષ થતો નથી.

શત્રુ દુ ખ આપે તો સમજવુ કે હવે પછી મારે કર્મ બધ ન કરવો, નહિતર વળી પાછુ આવુ દુ ખ ભોગવવુ પડશે.

સવર નિર્જરાની આરાધના કરી સ્વ મૈત્રીથી આત્માને જ પોતાનો મિત્ર બનાવવો

સ્વપરને આસ્રવભાવથી ઉગારવા તે કરુણા ભાવ છે. બીજાના દોષની ઉપેક્ષા કરી માધ્યસ્થ રહેવું

પંચપરમેષ્ઠિના ગુણો કેળવવા આ ચાર ભક્તિ ભાવનાથી અહિંસા ભાવ કેળવાય છે.

ત્યાગ કરવા યોગ્ય (હેય) વસ્તુ અને આદરવા યોગ્ય (ઉપાદેય) વસ્તુનું જ્ઞાન વિવેકપૂર્વક શ્રુતજ્ઞાનથી થાય છે અને હેયનો ત્યાગ અને ઉપાદેયનો આદર અને આચરણ રત્નત્રયથી થાય છે. અહિં હેય અને ઉપાદેય વસ્તુઓ કેટલીક આપી છે.

| હેય. | ઉપાદેય. |
|---|---|
| ૧ તત્વોમાં ખોટી સમજણ તે મિથ્યાત્વ. | નવ તત્વો અને તેના ભાવોમાં સાચી સમજણ અને શ્રદ્ધા તે સમ્યગ્ દર્શન. |
| ૨ દોષવાળાને ભગવાન, પાંચ મહાવ્રત રહિત ને ગુરુ, પરસ્પર વિરોધી તત્વોમાં ધર્મ માનવા તે. | અરિહંત અને સિદ્ધ ભગવાન, મહાવ્રતધારી નિગ્રંથ ગુરુ. કેવળીનો પ્રરૂપેલ ધર્મ તે જ મોક્ષ માટે ધર્મ છે. |
| ૩ નિશ્ચય દેવ ગુરુ કે ધર્મનો અભાવ. | સિદ્ધ સ્વરૂપના અનુભવમાં પરિણતિ રૂપ નિજ આત્મા નિશ્ચયથી દેવ. પોતાના જ્ઞાનથી પોતે પોતાને બોધ કરે માટે જ્ઞાન નિશ્ચય ગુરુ. આત્મભાવમાં રહેવું તે નિશ્ચય ધર્મ |
| ૪ પુદ્ગલ રૂપી, પર વસ્તુમાં મમત્વ. | તત્વ રૂપી, શુદ્ધ આત્મ ગુણોમાં આનંદ. |
| ૫ શરીરને પોતાનું માનવું. | જ્ઞાન, દર્શન ચારિત્ર ( આત્મિક સુખ ) વીર્યને પોતાના માનવા. |
| ૬ ઇન્દ્રિયોના વિષય શબ્દ, રૂપ, ગંધ, રસ, સ્પર્શના અનુભવમાં સુખ. | આત્માના શુદ્ધ ગુણોના અનુભવમાં આત્મિક સુખનો અનુભવ. |
| ૭ પરવસ્તુની ઇચ્છામાં આકુળવ્યાકુળપણું. | નિરાકુળ સમતા રસનો અનુભવ. |
| ૮ સંયોગ વિયોગમાં સુખ-દુઃખની માન્યતા. | કર્મફળ અને પુદ્ગલ રૂપી સમવાયો અનુસાર પોતાના પર્યાયોમાં રહે છે તેમ હું મારા શુદ્ધ સ્વભાવમાં રહું અને કલ્પિત સુખદુઃખથી તટસ્થ રહું |

| હેય | ઉપાદેય |
|---|---|
| ૯ પુદ્‌ગળાનંદી બહિરાત્મા | આત્માનંદી આભ્યંતર આત્મા |
| ૧૦ પરિગ્રહ રૂચી | ત્યાગમાં રૂચી. |
| ૧૧ વાસના | આત્મરમણતા |
| ૧૨ એકાંતવાદ, એક નયમાં હઠ | સ્યાદ્‌વાદ, પ્રમાણ (જ્ઞાન પ્રમાણ) |
| ૧૩ નવ પરિગ્રહ પોતાના માનવા | સર્વ દ્રવ્ય સ્વતંત્ર છે, કોઇ દ્રવ્ય કોઇનું નથી. |
| ૧૪ ભોગ, ઉપભોગ અને સંસારી કામમાં લીન | નિજ સ્વરૂપની ભાવનામાં લીન |
| ૧૫ કર્મમાં કર્તૃત્વ | નિજ સ્વરૂપમાં કર્તૃત્વ. |
| ૧૬ કર્મ, ભાવ-કર્મ (રાગ દ્વેષાદિ દોષો), કર્મફળ (શરીર વગેરેનો-કર્મ)માં અહમત્વ અને સુખદુખની બુદ્ધિ | દ્રવ્ય-ભાવ-નો કર્મથી ભિન્ન નિજ શુદ્ધ આત્મદ્રવ્યના જ્ઞાન દર્શન, ચારિત્ર, વીર્ય, આત્મિક સુખ વગેરે ગુણોમાં એકત્વ અને આનંદનો અનુભવ. જ્ઞાનાનંદ સ્વરૂપમાં રમણતા |
| ૧૭ મૂઢતા-દેવ, ગુરુ, ધર્મ શાસ્ત્ર ગુણદોષની પરિક્ષા ન આવડે | અહિંસા, સંયમ, તપ, શુદ્ધ ઉપયોગ અને ગુણોની શ્રેષ્ઠતાની આકણીથી પરિક્ષામાં નિપુણ તે અમૂઢદષ્ટિ, |
| ૧૮ શંકા, કંખા, વિતિગિચ્છા | પંડિત વીર્ય પર શ્રદ્ધા રાખીને, મિથ્યાભાવ અને પૌદ્‌ગળીક ઇચ્છા રહીત થઇને નિજ આત્મ સ્વરૂપનો અનુભવ કરીને નિશંક થવું |
| ૧૯ નિજ સ્વરૂપની અજ્ઞાનતા | શ્રુતજ્ઞાનથી શુદ્ધ આત્મ સ્વરૂપ જાણીને તેમાં મતિજ્ઞાનથી ઉંડાણથી પરિણતિ કર્યા કરવી જ્યાં સુધિ આત્માનો અનુભવ થાય |
| ૨૦ કષાય આત્મા | મમભાવ ચારિત્રાત્મા |
| ૨૧ સંસારમાં તન્મય, મોક્ષની ઉપેક્ષા | સંવેગ, વૈરાગ્ય. |
| ૨૨ ઇંદ્રિય વિષય વિકારમાં તન્મયપણું | નિર્વેદ, ત્યાગભાવ, રૂક્ષભાવ, નિર્લેપ બુદ્ધિ. |

| હેય | ઉપાદેય |
| --- | --- |
| ૨૩ દુઃખ દયાની ઉપેક્ષા } હિંસાભાવ નિર્દયતા | ભાવ-અનુકંપા, અહિંસાભાવ. |
| ૨૪ નાસ્તિક ભાવ | નવતત્વો નિજ આત્મ સ્વરૂપ અને આત્મિક સુખનો અનુભવ પૂર્વક નિર્ણય. |
| ૨૫ મત્સર, ગુણધર દ્વેષ | પ્રમોદભાવ, ગુણાનુરાગ |
| ૨૬ સ્વામિભાઈનો ક્રોધ | સ્વામિભાઈઓમાં મેળ, પોતાના દોષ માટે પશ્ચાતાપ. |
| ૨૭ લોભથી દુઃખ | આત્મસંતોષમાં આનંદ |
| ૨૮ પૌદ્ગલિક લાભ માટે ધર્મકરણી | નિદાન રહિત આત્મભાવે શુદ્ધ ક્રિયા. |
| ૨૯ પરનિંદા | પોતાનો દોષ શોધીને તેની નિંદા કરીને તેનો ત્યાગ કરવો પરગુણાનુરાગ. |
| ૩૦ ક્લેશકારી પ્રવર્તન | શાંત જીવન. |
| ૩૧ ભોગરુચી | મોક્ષરુચી |
| ૩૨ ભવિષ્ય ચિંતા | કર્મના ફળમાં સમભાવ અને આત્મધ્યાન, |
| ૩૩ સંસારી વિજ્ઞાન | અધ્યાત્મ જ્ઞાન. |
| ૩૪ અધર્મ આસ્રવ, પાપ | અહિંસા, સંયમ, તપસ્વરૂપ ઉત્કૃષ્ટ ધર્મમાં પ્રવૃત્તિ |
| ૩૫ પ્રમાદ | આત્મજાગૃતિ અને શુદ્ધ ઉપયોગ |
| ૩૬ હિંસા, અસત્ય, ચોરી, મૈથુન, તૃષ્ણા | અહિંસા, વિચારપૂર્વક અને મોક્ષના હેતુભૂત સત્ય કથન, અચૌર્ય બ્રહ્મચર્ય સંતોષ. |
| ૩૭ ક્રોધ, માન માયા, લોભ | ક્ષમા વિનય, સરળતા, સંતોષ. |
| ૩૮ રાગ, દ્વેષ | વૈરાગ્ય, ક્ષાંતિ, ગુણાનુરાગ, સમભાવ. |
| ૩૯ વિકથા | ધર્મકથા. |

| હેય | ઉપાદેય |
|---|---|
| ૪૦ સંસારી કામમાં આનંદ | આત્મ અનુભવમા સહજ આનંદનો અનુભવ |
| ૪૧ શરીર મમત્વ | રત્નત્રયમા લીન થવું |
| ૪૨ અજ્ઞાન | મતિશ્રુતજ્ઞાનના એકત્વ વિતર્ક અવિચાર દ્વારા કેવળજ્ઞાનની પ્રાપ્તિની ભાવનાપૂર્વક જ્ઞાનની આરાધના |
| ૪૩ નિંદ્રા | આત્મ જાગૃતિ |
| ૪૪ મોહ | શુદ્ધ ઉપયોગ |
| ૪૫ કીર્તિની ઇચ્છા | સ્તુતિ નિંદામા સમભાવ. |
| ૪૬ પાપમા નિર્ભય | પાપમા ભય અને સંવર નિર્જરામાં નિર્ભય |
| ૪૭ સંસાર માર્ગમા મહેનત (કુપુરૂષાર્થ) | મોક્ષમાર્ગમા પુરૂષાર્થ ( પંડીતવીર્ય ). |
| ૪૮ પાપમા ચતુરાઇ, શક્તિ, ધીરજ, દક્ષતા, પ્રીતિ, શૂરવીર, સફળતાની ઇચ્છા | ધર્મ ક્રિયામા ચતુરાઇ, શકિત, ધીરજ, દક્ષતા, પ્રીતિ, શૌર્ય, આત્મભાવ |
| ૪૯ ઇષ્ટ અનિષ્ટ વિષયમાં રાગદ્વેષ | ઇષ્ટ અનિષ્ટની કલ્પનાનો અને તેના સુખદુઃખનો અભાવ, સમભાવ |
| ૫૦ સાંસારિક ભાવો | ધર્મની વાતો |
| ૫૧ પુદ્ગળ પર્યાય દ્રષ્ટિ | આત્મદ્રષ્ટિ |
| ૫૨ મોહથી રૂપો જોવા | દ્રષ્ટિ સંયમ, તત્વ દ્રષ્ટિ. |
| ૫૩ રસ સ્વાદનુ લોલુપીપણુ ખાવાની તૃષ્ણા | રસેન્દ્રિય પર સંયમ, ભોજનમાં નિર્લેપ ભાવ, ઉપવાસમા આત્મભાવ ( જ્ઞાયકભાવ ) |
| ૫૪ અનીતિ | પ્રમાણિકતા |
| ૫૫ લોકસંજ્ઞા | આત્મભાવની સંજ્ઞા |
| ૫૬ કુટુમ્બ મોહ | સર્વત્ર મૈત્રી ભાવ. |
| ૫૭ રાગદ્વેષ | સમતા, શાંતરસ, આત્મિક સુખ |

| | |
|---|---|
| ૫૮ અસંયમ | ૧૭ પ્રકારે સંયમ. |
| ૫૯ કામભોગ | ભાવ બ્રહ્મચર્ય આત્મ રમણતા. |
| ૬૦ ચાર દુઃખશય્યા | ચાર સુખશય્યા. |
| ૧. પરવસ્તુને પોતાની માનવી. | ૧ આત્મસિદ્ધિને પોતાની માની આત્મગુણોનો અનુભવ. |
| ૨. લોભ | સંતોષ ગુણથી સંતુષ્ટ. |
| ૩ ભોગ તૃષ્ણા | ૩ વિષય સંયમ. |
| ૪ રોગમાં ગભરાટ | દુઃખમાં ધૈર્ય વિવેક ધર્મ શુક્લ ધ્યાન. |
| ૬૧ જડવાદ | આત્મવાદ. |
| ૧ શરીર ચિંતા | ૧ આત્મ ચિંતા |
| ૨ ભોગ વચ્ચિત્ર | ૨ આત્મભાવમાં રમણતા |
| ૩ વિલાસી જીવન | ૩ દાન, નિર્લેપ ભાવ, નિસંગપણું |
| ૬૨ સંકલ્પ વિકલ્પ | નિર્વિકલ્પ ધ્યાન. |
| ૬૩ આર્ત રૌદ્ર ધ્યાન | ધર્મધ્યાન, શુક્લધ્યાન. |
| ૬૪ અજ્ઞાન ચેતના, પરને પોતાનું માનવું. | પર વસ્તુના તટસ્થ જ્ઞાતા દ્રષ્ટા. |
| ૬૫ કર્મ ચેતના, કર્મ ફળ ચેતના. | સમભાવ. |

## શાંત રસની પ્રાપ્તિ

૧ શાંત રસની ભાવના ચિત્તક્ષેત્રમાં સ્થિર કરવી.

૨. શાંત રસની આત્મપ્રદેશમાંથી ઉત્પત્તિ શોધવી.

૩ તત્વરસ આસ્વાદન, ગુણોના અનુભવમાં શાંત રસની પ્રાપ્તિ.

૪ આત્મા અને ગુણોની એકરસ રૂપ પરિણતિ અનુભવવી.

૫. આત્મધ્યાનથી પરમ શાંત રસનું પાન કરવું

૬ અસંખ્યાત પ્રદેશોમાં એકરસ રૂપ પરિણતિ

૭ શુદ્ધ સ્વરૂપની એકરસ રૂપ પરિણતિ

## આત્મ દર્શન

૧ સ્વરૂપ સત્તા અવલોકન

૨ ચેતનાનો આભાસ

૩. નિજ સ્વરૂપ દ્રષ્ટિ

૪ આત્મ પ્રદેશોનુ દર્શન

૫ નિરાકાર, નિર્વિકલ્પ, સહજ દર્શન સ્વરૂપ

૬ ચેતનાના અનુભવમા ગુણોનુ દર્શન, આભાસ

૭ ગુણ પર્યાયનું આત્મદ્રવ્યમા દર્શન

## ભાવ ચારિત્ર

અહિ કેટલાક ભાવ ચારિત્રના પર્યાય બતાવ્યા છે તે સર્વ આત્મ રમણતામા લઇ જાય છે અને ધ્યાન અને અધિક આત્મિક સુખથી સિદ્ધ થાય છે ઋજુસુત્ર નયની અપેક્ષાએ જ્યારે આત્મા ચારિત્રભાવમાં હોય ત્યારે હિંસાદિ અવિરતિ ભાવમા હોય નહિ ભાવ ચારિત્રની સાથે ધ્યાન હોવાથી સંવર અને નિર્જરાના તત્વો ઉત્પન્ન થાય છે અને આત્માની વિશુદ્ધિ સાથે આત્મિક સુખ ઉપજે છે ભાવ ચારિત્ર અધ્યાત્મ જ્ઞાનના સારરૂપે છે તે અહિ કેટલાક પર્યાયદ્વારા સક્ષેપથી બતાવેલ છે —

૧ સતત્ ઉપયોગની ધારાથી આત્મપ્રદેશોમા સ્થિરતા કરવી

૨ પોતાના જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્યથી શુદ્ધ પારિણામિક ભાવ તે કેવળ જ્ઞાન, કેવળ દર્શન, સમદૃષ્ટિ અને અનત આત્મિક સુખમાં પરિણમન કરવુ.

૩ સદ્‌ગુણો જેમકે ક્ષમા, સતોષ વગેરે ૧૦ યતિધર્મ અને જ્ઞાનાદિ રત્નત્રયમા ભાવથી પ્રવૃત્તિ કરી તેમા તન્મય થવુ

૪ મનગુપ્તિ—આર્ત્તરૌદ્ર ધ્યાનનો ત્યાગ કરી ધર્મ—શુકલ ધ્યાન ધરવુ, અતવૃત્તિ રાખી મનને આત્માના પ્રદેશ અને ગુણોમય બનાવવુ

૫ આત્માના સર્વ ગુણ પર્યાયોનો આત્મા સાથે એકત્વનો અનુભવ કરવો (અભેદ સ્વરૂપનો અનુભવ)

૬ સ્વચતુષ્ટય—સ્વદ્રવ્યને અનત ગુણ પર્યાયયુકત પોતાનુ આત્મ દ્રવ્ય, સ્વક્ષેત્ર તે અસખ્ય પ્રદેશરૂપી ક્ષેત્ર, સ્વકાળ તે જ્ઞાનદર્શનના ઉપયોગયુકત કાળ, સ્વભાવ તે ચાર ભાવ પ્રાણ

જ્ઞાન, દર્શન, આત્મિક સુખ ( સમતામય ચારિત્ર ) અને વીર્ય એ ચાર પોતાના ગુણરૂપનો અનુભવ કરવો.

૭. આત્મ પ્રદેશોમાંથી સમતારૂપી રસ નિતરે અને આત્મિક સુખ સાધી તેનો અનુભવ કરવો.

૮. પરમેષ્ઠિના દરેક ગુણમાં વારાફરતી લીન થઈ જવુ.

૯. જ્ઞાનાદિ સ્વરૂપ શુદ્ધ ચૈતન્યને શરીરથી ભિન્ન તારવીને તેનો અનુભવ કરવો.

૧૦. આત્મ પ્રદેશોમાં ઊંડા ઊતરી જ્યાં દરેક ગુણમાંથી એકત્વ પામે છે અને આત્મિક સુખનો અનુભવ થાય છે ત્યાં સતત ઉપયોગપૂર્વક તન્મય થવું.

૧૧. જ્ઞાનાદિ દરેક ગુણ આત્મામાંથી જ ઉત્પન્ન થાય છે આત્મામાંથી જ ભોગવાય છે અને આત્મામાં જ સમાઈ રહે છે એવી રીતે દરેક ગુણનો આત્માની સાથે એકત્વનો અનુભવ કરવો.

૧૨. અભ્યાસ, અવગ્રહ, ઈહા, નિશ્ચય, ધારણા, ધ્યાન અને સમાધિનું આલંબન લઈને આત્માના જ્ઞાન, દર્શન, સમતા વગેરે ગુણોને કેળવવા.

૧૩. સત્તામાં રહેલ સિદ્ધ સ્વરૂપને અનુભવના બળથી મેળવવું.

૧૪. આત્મ અનુભવમાં અત્યંત લીન થઈને સહજ આનંદમય ચૈન અને નિર્ભય સુખ અવસ્થાનો અનુભવ કરવો. ધ્યાનમાં આત્મા અનંત સુખનો જ્ઞાતા અને ભોક્તા થાય છે તેનો નિશ્ચય કરવો.

૧૫. આત્મ પ્રદેશોમાં રહેલી સમતાથી લોકના સર્વ જીવો પર, અરૂપી ચૈતન્ય એકત્વની એકસરખી સમાન દૃષ્ટિ કરી, પુદ્ગલ દ્રવ્યની ઉપેક્ષા કરીને જાણે કે લોકમાં સર્વ જગ્યાએ જીવો જ દેખાતા હોય તેમની સાથે એક સ્વરૂપ પરિણતિ (શાંત રસમાં પરિણતિ) કરીને સ્વરૂપ સ્થિરતા કરવી.

૧૬. અલોકના આકાશ અને લોકના છ દ્રવ્યમાં શુદ્ધ દ્રવ્યત્વથી એકત્વ કરીને સર્વ પદાર્થોમાં નિર્મોહ ભાવ કેળવવો. બધા દ્રવ્યોની સાથે પોતાનું આત્મ દ્રવ્ય છે એમ જાણી નિર્મમત્વ ભાવ કેળવવો.

૧૭. પોતાની સત્તામાં રહેલ શુદ્ધ સ્વરૂપનો સમ્યક્ પ્રકારે અનુભવ કરીને સ્વ સંવેદન વીતરાગ જ્ઞાન કેળવવું.

૧૮. શબ્દ, રૂપ, ગંધ, રસ, સ્પર્શ આકારાદિ જડ વસ્તુઓ અને ચેતન (જીવ) એ એ સર્વેને જ્ઞેયરૂપી માનીને, તે સર્વેનો તટસ્થ જ્ઞાતા દ્રષ્ટા થઈને ઔદાસિન્ય વૃત્તિ ધારણ કરીને, તદ્રૂપથી શાંત થઈ સ્થિરતા ધારણ કરવી.

૧૯ ભાવ પ્રાણોમાં નિરંતર પરિણતિ કર્યા કરવી.

૨૦ અગાઉ જણાવેલા ભાવો—સમાધિ, આત્મદર્શન, ઔદાસિન્ય વૃત્તિ, સમરસીભાવ, ઉન્મનીભાવ, અમનસ્કતા, પ્રસન્ન ચિત્ત એમાંના કોઇ એક ભાવમા લીન થવું

૨૧ પોતાના આત્મપ્રદેશોનો નિસંગ નિષ્ક્રીયરૂપે અનુભવ કરીને વિશુદ્ધ અધ્યવસાયથી અંતરંગ ગુપ્ત અવસ્થામા રહેવુ અંતર મુખવૃત્તિથી પોતપોતામા સમાઇ રહેવુ

૨૨ સહજ સ્વભાવે નિરાકાર નિર્વિકલ્પ દર્શન સ્વરૂપમા શુદ્ધ ઉપયોગથી પરિણમી રહેવુ અને પરમ શાંતિ, પરમ આનંદ, પરમ સ્વસ્થતા, સંપૂર્ણ સ્થિરતા અને પરમ અમૃતરસનો અનુભવ કરવો

૨૩ આત્મિક સુખનો અનુભવ કરવા શાંતરસની ભાવના ચિત્તક્ષેત્રમા સ્થિર કરવી, ગુણોના અનુભવમા શાતરસ ભોગવવો, સ્વસ્વરૂપના અનુભવ જ્ઞાનમા લીન થવુ, આત્મસત્તાનું અવલોકન કરવુ, ઇંદ્રિયોના અને પુદ્ગળોના આલંબન રહીત ઇંદ્રિયાતિત આત્મિક સુખમાં લીન થવુ, સમતારસમા લીન થવુ, આત્મસંતોષમા લીન થવુ, નિશ્ચય સમક્તિનો અનુભવ કરવો, કર્મફળમા તટસ્થ જ્ઞાતા દૃષ્ટા થવુ, પ્રમોદભાવમા લીન થવુ

૨૪ સિદ્ધ ભગવાન સાથે દ્રવ્ય ક્ષેત્ર, કાળ, ભાવથી એકીકરણ કરીને તેમા લીન થવુ.

૨૫ જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાનનુ એકત્વ કરી જ્ઞાયકભાવ કેળવવો એટલે પોતાના આત્માના જ્ઞાયકભાવ સિવાય કાઇ દેખાય નહિ

૨૬ ચેતનાની પરિણતિરૂપ અર્થપર્યાયોનુ ચેતના દ્વારા એકત્વ અનુભવવુ

૨૭ સમતા અને આત્માની એકરસરૂપ પરિણતિ કરી સમતા કેળવવી.

૨૮ શુદ્ધ ચેતના અને આત્મપ્રદેશોની એકરસરૂપ પરિણતિ કરીને નિર્મળ ધ્યાન કેળવવુ

૨૯ અનુભવથી પોતાના જ્ઞાનાદિ ગુણોને પ્રત્યક્ષ કરી સ્વસ્વરૂપનો અભાસ કેળવવો

૩૦ ઇંદ્રિયોના વિષય અને બાહ્ય જગતમાથી મનને ખેંચીને આત્મપ્રદેશ અને ગુણમા જોડી, મનને ગુણમય કરીને નિર્વિકલ્પ બનાવીને શુદ્ધ પરિણતિ આત્મતત્વમા સ્થિર કરવી.

૩૧ અપૂર્વ વિર્યોલ્લાસથી ધ્યાનમા ઉંડા ઉતરવુ અને ઉપયોગની ધારાથી ધ્યાન ચાલુ રાખીને સમાધિમા પ્રવેશ કરવો

૩૨ જે ગુણને ઉત્પન્ન કરવો હોય તેની ભાવના ભાવનાથી પંડિતવીર્ય તે ગુણને ઉત્પન્ન કરે છે ત્યારે તે ગુણ ચેતનાના અનુભવમા ભાસે છે તે જોવું

૩૩ મતિજ્ઞાનના ચાર ભેદોથી ભાવશ્રુત જ્ઞાનમા પ્રવેશીને આત્માના ગુણોનો અનુભવ કરવો

૩૪ શુદ્ધ ભાવનો અનુભવ કરી આત્મા અને ચારિત્રની એકતા અનુભવવી.

૩૫ જ્યાં જ્ઞાનદર્શનના પર્યાયનો ઉત્પાદ છે ત્યાં જ આત્મપ્રદેશો ઓળખી તેમાં લીન થવું.

૩૬ અનંતાનંત આત્મપ્રદેશોમાં ચેતનાનું વાસ્તવ્ય અનુભવવું.

૩૭ આત્મામાં ધ્યેયરૂપે નિરંજન દેવને સ્થિર સ્થાપવા.

૩૮ આત્મજ્ઞાનથી સર્વ વિરતિનો અનુભવ કરવો.

૩૯ આત્મપ્રદેશોમાં વિશ્રાંતિ લેવી.

૪ શુદ્ધ સ્વરૂપમાં લીન થઈ નિશ્ચય જ્ઞાન કેળવવું.

૪૧ શુદ્ધ આત્મપ્રદેશોની સત્તાનું અવલોકન કરી નિશ્ચય દર્શન કેળવવું.

૪૨ વીતરાગભાવે શુદ્ધ સ્વરૂપમાં સ્થિર થઈને નિશ્ચય ચારિત્ર કેળવવું.

૪૩ અભેદ સ્વરૂપના અનુભવમાં સ્થિરતા કેળવીને નિશ્ચય મોક્ષ માર્ગમાં રહેવું.

૪૪ જ્ઞાયકભાવ ઉત્પન્ન કરીને ઓળખીને જ્ઞાન અને ચારિત્રના એકત્વનો અનુભવ કરવો. જ્ઞાનથી ગુણો જાણવા અને ચારિત્રથી તે ગુણોમાં લીન થવું.

૪૫ ચેતનાના ત્રિકાલીક પર્યાયનું આત્મામાં એકત્વ કરીને પછી ચેતનાને સ્થિર કરીને આત્મિક સુખનો અનુભવ કરવો.

૪૬ પોતાનું આત્મદ્રવ્ય ગુણપર્યાયમાં પરિણમે છે તે અંતરંગ દૃષ્ટિથી જુઓ.

૪૭ દ્રવ્ય ગુણમાં ક્રમથી પરિણમન કરીને પ્રાપ્ત થતા પર્યાયોને દેખો.

૪૮ આત્મ જ્ઞાન અનુભવગમ્ય છે તેનો અંતરંગ ભાવે નિર્ણય કરો.

૪૯ સહજ સ્વભાવે જ્ઞાન આનંદ શાંત રસનો અનુભવ કરીને અનુભવ જ્ઞાન (આત્મજ્ઞાન) કેળવો.

૫ જ્ઞાયકભાવથી નિજસ્વરૂપમાં લીન થવું અથવા વીતરાગભાવે લોકાલોકનું સ્વરૂપ જાણવું.

# કેવળ જ્ઞાન વિચાર

અહિં કેવળજ્ઞાનનું સ્વરૂપ નય નિક્ષેપ આદિ ૨૪ દૃષ્ટિથી સંક્ષેપમાં બતાવવામાં આવે છે તે સ્વરૂપ સમજીને પોતાની પ્રજ્ઞા પ્રમાણે કેવળજ્ઞાન સંબંધી ધ્યાન ધરી શકાય છે.

## સાત નયમાં કેવળજ્ઞાન વિચાર

૧ **નિગમ નય**—આ નય જીવનું ચૈતન્ય લક્ષણ બતાવે છે તેથી કેવળજ્ઞાન એ **શુદ્ધ ચેતનાનું સાકાર લક્ષણ છે.**

૨ **સંગ્રહનયથી—નિરાવરણજ્ઞાનના** સર્વ ત્રિકાલીક ઉપયોગ પર્યાયોને એક **સમુચ્ચય શુદ્ધ કેવળજ્ઞાન** સ્વરૂપ કહેવાય છે.

૩ **વ્યવહાર નયથી**—કેવળજ્ઞાન, લોક અલોકના **સર્વ દ્રવ્યોની ત્રિકાલીક પર્યાયોનુ પ્રયત્ન વગર એકી સાથે, નિરાલંબી પ્રત્યક્ષ જ્ઞાન છે.**

૪ **રૂજુસુત્ર નયમાં**—કેવળજ્ઞાન, સર્વજ્ઞેયોમા **વર્તમાન સમયવર્તિ સાકાર ઉપયોગ છે.**

૫ **શબ્દનયથી**—કેવળજ્ઞાન સાકાર ઉપયોગવાળુ **શુદ્ધ ભાવ પ્રાણ** છે.

૬ **સમભિરૂઢ નયમાં**—કેવળજ્ઞાન તે શુદ્ધ પારિણામિક ભાવથી **જ્ઞાનાત્માનું ક્ષાયક ભાવે પરિણમન છે.**

૭. **એવંભૂત નયમાં**—કેવળજ્ઞાન એ **શુદ્ધ આત્માનુ સ્વરૂપ છે,** અને અરિહત અને સિદ્ધભગવાન તે સ્વરૂપમાં લીન રહે છે

અહિં કેવળજ્ઞાનમા જ્યા એક નય **છે** ત્યા સાતે નય છે, એક નય પોતાનો અભિપ્રાય બતાવે છે તેથી અભિપ્રાયની અપેક્ષાએ ભેદ છે પણ સાતે અભિપ્રાય કેવળજ્ઞાનમા મોજુદ છે તેથી અભેદ પ્રમાણ સ્વરૂપ છે.

## ચાર નિક્ષેપામાં કેવળજ્ઞાન વિચાર

જ્યા અપેક્ષાપૂર્વક એક નય છે ત્યા બીજા બધા નય છે પણ જ્યા એક નિક્ષેપ છે ત્યાબીજા બધા નિક્ષેપ ન પણ હોય. કોઇ નિક્ષેપાનુ સ્વરૂપ હેય અને કોઇનુ ઉપાદેય હોય તે અત્રે સમજી લેવુ.

**નામ કેવળજ્ઞાન**—કેવળજ્ઞાન એવી નામ સજ્ઞા, આ સસા છદ્મસ્થને અભ્યાસ માટે વ્યવહારથી બહુ ઉપયોગી છે

**સ્થાપના કેવળજ્ઞાન**—(૧) કેવળજ્ઞાન એવી રીતે લીપીમા સ્થાપના થઇ શકે છે (૨) પણ બીજી કોઇ પૌદ્ગળીક વસ્તુથી કેવળજ્ઞાનની સ્થાપના થઇ શકતી નથી (૩) ભાવનિક્ષેપમા ઉપયોગી એવી કેવળજ્ઞાનની માનસિક રચનાથી મનમા સ્વરૂપ સ્થાપના થઇ શકે છે

**દ્રવ્ય નિક્ષેપમાં કેવળજ્ઞાન**—(૧) આગમથી દ્રવ્ય કેવળજ્ઞાન— કેવળજ્ઞાન વિષયક શાસ્ત્રનો ઉપયોગ રહિત અભ્યાસ. કેવળજ્ઞાનનું દ્રવ્ય આત્મા છે તે અહીં લેવાનું નથી. તે તો નોઆગમથી ભાવ નિક્ષેપમાં જાય છે (૨) નો આગમથી દ્રવ્ય કેવળજ્ઞાન—તેના ચાર ભેદ— (i) જ્ઞ શરીર = મુક્તિ પામેલ કેવળી ભગવાનનું શબ, તે આત્મ ભાવ માટે પૂજનીક નથી. (ii) ભવ્ય શરીર—ચરમ શરીરી જીવ, તે જ્યારે શુદ્ધ મોક્ષમાર્ગના વ્યવહારમાં હોય ત્યારે ગુણસ્થાનની અપેક્ષાએ પૂજનીક છે અને તેથી તે ક્રિયા ઉપાદેય છે. (iii) શરીર વ્યતિરિક્ત તેના ત્રણ ભેદ લૌકિક લોકોત્તર અને કુપ્રાવચન સત્ય સ્વરૂપની અપેક્ષાએ અવસ્તુ છે એટલે તેને કેવળજ્ઞાન સાથે કંઈ સંબંધ નથી, (iv) ચોથો ભેદ તે ચરમ શરીરી જીવના બીજા ભવમાં જીન નામ કર્મ જે બાંધેલ હોય તે સમકિતી જીવને વ્યવહારથી ઉપાદેય છે (v) કેવળજ્ઞાનવિષયક પુસ્તક.

**ભાવનિક્ષેપમાં કેવળજ્ઞાન**—તેના બે ભેદ-૧ આગમથી ભાવ કેવળજ્ઞાન તે આત્માનું ભાવ પ્રાણ છે તેમાં ઉપયોગ કેવળજ્ઞાનીને હોય છે. તે સાધકને ધ્યેયરૂપે હોય છે અને તેમાં આત્મભાવે પરિણતિ કરી શકાય છે. (૨) કેવળજ્ઞાનવિષયક શાસ્ત્રનો ઉપયોગપૂર્વક અભ્યાસ અને અને રમણતા, આ અંતરાત્માને ઉપાદેય છે. ૨ નો આગમથી ભાવ કેવળજ્ઞાન તે. (૧) કેવળજ્ઞાનનું દ્રવ્ય શુદ્ધ પરમાત્મ દ્રવ્ય તે અરિહંત અને સિદ્ધ ભગવાન જ તે ધ્યેય રૂપે છે (૨) અરિહંત અને સિદ્ધ સ્વરૂપમાં પરિણતિ કરનાર જીવ, તે પોતાના આત્માને ઉપાદેય રૂપ છે.

**આગમ પ્રમાણ કેવળજ્ઞાન**—ભવ્યજીવને સત્તામાં કેવળજ્ઞાન હોય છે તે રત્નત્રયની ઉત્કૃષ્ટ આરાધનાથી પ્રગટ થાય છે તે સાદી અનંત છે. કેવળજ્ઞાન સંપૂર્ણ શુદ્ધ, પ્રત્યક્ષ મન અને ઇન્દ્રિયોના આલંબન રહિત સ્વતંત્ર, ત્રિકાલીક વસ્તુ પર્યાયનું યુગપત (એકી સાથે) જાણનાર, અપ્રતિપાતિ, આનંદમય આત્માનું શુદ્ધ સ્વરૂપ છે. અરિહંતે પ્રકાશેલા ભાવ તથા ગણધરોએ શાસ્ત્રમાં ગુંથેલા ભાવ પ્રમાણે કેવળજ્ઞાનનું એવું સ્વરૂપ જાણવું.

**પ્રત્યક્ષ પ્રમાણ કેવળજ્ઞાન**— અરિહંત અને સિદ્ધ ભગવાનને પ્રત્યક્ષ પ્રમાણથી કેવળજ્ઞાન છે.

**અનુમાન પ્રમાણ કેવળજ્ઞાન**—મતિ અને શ્રુતજ્ઞાનરૂપી આંશિક જ્ઞાન ઉપરથી સંપૂર્ણ જ્ઞાનનું અનુમાન થાય છે. કેવળજ્ઞાનની માનસિક રચના અને અનુભવથી કેવળજ્ઞાનનો નિર્ણય કરી શકાય છે.

**ઉપમા પ્રમાણ**—કેવળજ્ઞાનને કોઈ પણ પ્રકારની ઉપમા આપી શકાય નહિ એવું કેવળજ્ઞાનનું વિસ્તીર્ણ સ્વરૂપ છે પણ સર્વ ત્રિકાલીક જ્ઞેયોનો સમવર્તી સાકાર જ્ઞાન ઉપયોગ પ્રમાણ કેવળજ્ઞાનને ઉપમા આપી શકાય. કેવળજ્ઞાનમાં ત્રિકાલીક જ્ઞેયોના સર્વ દ્રવ્ય ગુણ પર્યાય એક જ સમયમાં પ્રતિબિમ્બિત થાય છે તે ઉપમા પ્રમાણ.

**દ્રવ્યથી**—ત્રિકાળવર્તી સર્વ દ્રવ્યોને એક જ સમયમાં કેવળજ્ઞાન જાણે છે.

**ક્ષેત્રથી**—ત્રિકાળવર્તી સર્વ લોકાલોક ક્ષેત્રને એકજ સમયમાં કેવળજ્ઞાન જાણે છે

**કાળથી**—ત્રિકાળવર્તી સર્વ કાળ પર્યાયને અને બીજા દ્રવ્ય પર્યાયને વર્તમાન એક જ સમયમા જાણે છે અને એક જીવ આશ્રી કેવળજ્ઞાન સાદિ અનંત છે, અને સમુચ્ચય જીવ આશ્રી અનાદિ અનત છે.

**ભાવથી**—ત્રિકાળવર્તી સર્વ જીવ અજીવના સર્વ ભાવોને એકી સાથે એકજ સમયમા જાણે છે

**વ્યવહારથી**—કેવળજ્ઞાન ત્રિકાલીક સર્વ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવોને દરેક સમયમા પ્રત્યક્ષ જાણે છે

**નિશ્ચયથી**—કેવળજ્ઞાની ભગવાન પોતાના જ્ઞાનાનદ સ્વરૂપમા રહેછે, કેવળજ્ઞાન આત્માનુ જ સ્વરૂપ છે

**દ્રવ્ય**—કેવળજ્ઞાનનો આધાર જીવ દ્રવ્ય છે ભવ્યને કેવળજ્ઞાન સત્તામા છે અને કેવળી ભગવાનને પ્રગટ રૂપે છે.

**ભાવ**—કેવળજ્ઞાન તે શુદ્ધ આત્માનો શુદ્ધ જ્ઞાનભાવ છે

કેવળદર્શનને કેવળજ્ઞાન માફક સમજવુ પણ જ્ઞાનને બદલે દર્શન, મણાકાર ઉપયોગ, દર્શન સ્વરૂપ, દર્શનાત્મા, એવી રીતે સમજવું.

## જ્ઞાન (સમુચ્ચય)

જ્ઞાનનુ કેટલુક સ્વરૂપ જાણવા માટે આપણે તેને ૨૫ દષ્ટિથી જોઇએ-૭ નય, ૪ નિક્ષેપ, ૪ પ્રમાણ, ૪ દ્રવ્ય ક્ષેત્ર-કાળ-ભાવ. ૨ સામાન્ય, વિશેષ. ૨ વ્યવહાર નિશ્ચય ૨ દ્રવ્ય, ભાવ

**નિગમ નયમાં જ્ઞાન**—નિગમ નય વસ્તુના અશને વસ્તુ કહે છે, કારણમાં કાર્યનો ઉપચાર કરે છે, બાહ્યદષ્ટિ રાખે છે તેથી આ નયમા—

(૧) સૂક્ષ્મ અપર્યાપ્ત નિગોદીઆ જીવનુ, ઓઘ સજ્ઞાએ સુખ દુ:ખનુ વેદન રૂપી અજ્ઞાન તે અક્ષરનો અનંતમો ભાગ જે ઉઘાડો રહે છે તે સૌથી જઘન્ય જ્ઞાન અશે તેને જ્ઞાન મનાય છે સમુચ્ચય જ્ઞાનમાં અજ્ઞાન પણ આવી જાય છે કારણકે જ્ઞાન અને અજ્ઞાનમા ફક્ત સમ્યગ્ અને મિથ્યા એ બે દષ્ટિના કારણેજ ફેર છે

(૨) કેવળજ્ઞાનની અપેક્ષાએ ચાર ક્ષયોપશમિકજ્ઞાન આવરણની વિચિત્રતાના કારણે અશિક ગણાય

(૩) ક્ષયોપશમ જ્ઞાન ઉપયોગમા જ્ઞેયોનો અનુક્રમ અને મર્યાદા, એ અશિક જ્ઞાન ઉપયોગ ગણાય

(૪) વાંચવું, સાંભળવું, પૂછવું, પરિવર્તન કરવું, ધર્મકથા કરવી, અમુક વિચાર કરવો એ સર્વ જ્ઞાનનું કારણ છે તેમાં કાર્યનો ઉપચાર કરવાથી જ્ઞાન કહેવાય.

(૫) જીવોનું પોતાની મેળે બાહ્ય હલનચલન રૂપી ક્રિયાનું નિમિત્ત ચેતનાની પ્રેરણા તે પણ જ્ઞાન કહેવાય.

**સંગ્રહ નયમાં જ્ઞાન**—આ નય પાંચ જ્ઞાન, ત્રણ અજ્ઞાન અને તેના સર્વ જ્ઞાન પર્યાયોને એક જ્ઞાન સત્તા આપે છે.

**વ્યવહાર નયમાં જ્ઞાન**—(૧) બાહ્ય વ્યવહાર ફક્ત શ્રુત જ્ઞાનથી થાય છે તેથી પર પ્રત્યક્ષ વ્યવહારની અપેક્ષાથી તે શ્રુત જ્ઞાન છે જ્ઞાન માટે વાંચવું, સાંભળવું, પૂછવું, પરિવર્તન કરવું ધર્મકથા કરવી, વિચાર કરવો એમ સ્વાધ્યાયરૂપે જે વ્યવહાર થાય છે તે પણ જ્ઞાન વ્યવહાર છે. સ્થાપના મેળો અહિં કાર્ય (ક્રિયા) રૂપે લીધા છે ત્યારે નિગમ નયમાં તે કારણ રૂપે રહે છે.

(૨) શ્રુતજ્ઞાન, મતિજ્ઞાનના અવગ્રહ, ઇહા, અવાય, ધારણા, વગર ફક્ત દ્રવ્યરૂપે છે મતિજ્ઞાન વગર થાતું નથી, એટલે શ્રુતજ્ઞાનનું કારણ મતિજ્ઞાન છે તેથી નિગમ નયને સાથે રાખીને મતિજ્ઞાન, શ્રુત જ્ઞાનનો વ્યવહાર કર્યો.

(૩) સ્વપ્રત્યક્ષ (આત્મપ્રત્યક્ષ) વ્યવહાર, મતિ ભાવશ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવળજ્ઞાનથી થાય છે તે અપેક્ષાએ તેમને વ્યવહાર નયમાં લીધા.

(૪) જે જ્ઞાન (૪ જ્ઞાન, ૩ અજ્ઞાન) ક્ષયોપશમિક છે કે જેના ઉપયોગ માટે પ્રયત્ન રૂપે વ્યવહાર કરવો પડે છે તે અપેક્ષાએ કેવળજ્ઞાન સિવાય બીજા જ્ઞાન આ નયમાં આવે છે. આ અપેક્ષામાં કેવળજ્ઞાન ફક્ત નિશ્ચય નયમાં જ રહે છે.

(૫) મોક્ષ માર્ગમાં મતિપૂર્વક શ્રુતજ્ઞાન તે ૧૨ અંગ (આચારાંગ થાવત દૃષ્ટિવાદ સૂત્ર) ઉપયોગી હોવાથી તેની વિશિષ્ટતા છે.

**ઋજુસૂત્ર નયમાં જ્ઞાન**—કોઈ પણ જ્ઞાનનો વર્તમાન ઉપયોગ આ નયમાં લક્ષ્ય થાય છે આ નય ભૂત ભવિષ્યનું લક્ષ લેતી નથી. કેટલાક મતિજ્ઞાનને શ્રુતજ્ઞાનમાં અન્તર્ગત કરે છે પણ તે બન્ને જ્ઞાન સહચારી હોવા છતાં ભિન્ન છે.

**શબ્દ નયમાં જ્ઞાન**—જ્ઞાન એ જ પરિણામવાળો જીવનો ભાવ કહ્યો છે જીવનું જીવત્વ જ્ઞાન અને દર્શનના ઉપયોગથી રહે છે. જ્ઞાનદર્શન ઉપયોગમાં પરિવર્તન જીવના પારિણામિક ભાવથી થાય છે. જ્ઞાનના અનંતાગુણપર્યાયોમાં હાનિ વૃદ્ધિ અગુરુ લઘુ ગુણના પરિણમનથી થાય છે જેનું નિમિત્ત ક્ષયોપશમની હાનિ વૃદ્ધિ છે. ક્ષયોપશમનો આધાર જીવના વીર્યગુણ ઉપર છે.

ચાર જ્ઞાન મૂક છે તેમાના ભાવ પ્રકાશવા માટે ભાષા (શબ્દો)મા ઉતારવા પડે છે ભાષા પર્યાપ્તિની શક્તિથી ભાષા યોગ્ય શરીર વર્ગણાના પ્રયત્નથી ભાષા વર્ગણાના પુદ્ગલોને ગ્રહણ કરી ભાષામા પરિણમાવીને છોડવામા આવે છે શબ્દ વાચક છે તે વાચ્ય (ભાવ અર્થ) ને પ્રકાશ કરે છે શબ્દોથી વાક્ય, પદ વગેરે બને છે શ્રુતજ્ઞાનનો બાહ્ય આધાર શબ્દ ઉપર છે તેથી શ્રુતજ્ઞાન શબ્દ નયનો વિષય બને છે શબ્દો ભાષાવર્ગણાના પુદ્ગલોથી બનેલા છે પણ વાચ્ય (અર્થ, ભાવ) ને પ્રકાશે છે તેમા પરિણતિ કરનાર અથવા કગવનાર જીવનુ જ્ઞાન રૂપી પ્રાણ છે

જ્ઞાનના જ્ઞેયોનો શ્રુત જ્ઞાનથી પ્રકાશ થાય છે અને છદ્મસ્થને શ્રુતજ્ઞાન સમજવા માટે મતિજ્ઞાનની જરૂર છે, તે વગર ભાવ શ્રુતજ્ઞાન ઉત્પન્ન થતુ નથી ભાવ શ્રુતજ્ઞાનના આધારે જીવના વીર્ય ગુણથી ક્ષયોપશમ, ઉપશમ અને ક્ષાયકભાવો ઉપજે છે ભાવ શ્રુતજ્ઞાન સમ્યગ્ દર્શનપૂર્વક હોય છે અને તેથી આત્માની શુદ્ધ પરિણતિવાળુ હોય છે તેથી અધ્યાત્મ જ્ઞાન છે

શબ્દ નયમા શબ્દને આધારે ભાવ શ્રુતજ્ઞાનમા પરિણતિ થાય છે તેથી તેનો વિષય ગુણસ્થાન ચોથાથી ૧૧મા ગુણસ્થાન સુધી જાય છે એટલે તેમા સમ્યગ્ પરિણતિ, ધર્મ ધ્યાન અને શુકલ ધ્યાન થાય છે

**સમભિરૂઢ નયમાં જ્ઞાન**—અહિ ભાવશ્રુતજ્ઞાન, કેવળજ્ઞાન સન્મુખ થાય છે તે એકત્વ વિતર્ક અવિચાર રૂપે શુકલ ધ્યાનનુ બીજુ ચરણ છે તેમા આત્માના અભેદ સ્વરૂપની નિર્વિકલ્પ નિર્મળ સમાધિ હોય છે, અહિ સર્વ ઘાતિ કર્મોનો નાશ થાય છે અહિ આધાર તો શ્રુતજ્ઞાનનો છે પણ શબ્દ નયની પેલીપાર છે કારણ કે શબ્દ પ્રગટ નથી પણ શબ્દના ભાવમા આત્મભાવે એક પર્યાયમા ઉત્કૃષ્ટ પરિણતિ છે

**એવંભૂત નયમાં જ્ઞાન**—તે કેવળજ્ઞાન છે, જ્ઞાનના સર્વ આવરણોનો નાશ થવાથી જ્ઞાનના સર્વ અવિભાગ અંશો (પ્રતિચ્છેદો) ખુલ્લા થાય છે તેથી જ્ઞાન સંપૂર્ણ છે ઇન્દ્રિયો અને મનના આલંબન રહિત હોવાથી નિરાલંબી પ્રત્યક્ષ અને શુદ્ધ છે ઉપયોગ લગાડવામા પ્રયત્ન કરવો પડતો નથી તેથી અનંત વીર્ય યુકત નિશ્ચય જ્ઞાન છે, ક્ષાયકભાવ હોવાથી અપ્રતિપાતિ છે સર્વઘાતિ કર્મો નાશ થયેલા હોવાથી અવ્યાબાધ છે અને ત્રિકાલીક સર્વ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવને એક સમયે જાણે છે

એટલા શ્રુતજ્ઞાન ઉપર ૭ નય ઘટાવીએ તો નિગમ નયમા નિગોદીયા સુક્ષ્મ અપર્યાપ્ત જીવનો ઉપયોગ આવી જાય અને એવંભુત નયમા એકત્વ વિતર્ક અવિચાર આવે. ત્યારે સમુચ્ચય જ્ઞાનમા કેવળજ્ઞાન એવંભુત નયમા આવે.

## ચાર નિક્ષેપમાં જ્ઞાન

**૧. નામ જ્ઞાન** તે જ્ઞાન એવી નામ સંજ્ઞા

**૨. સ્થાપન જ્ઞાન**—શ્રુતજ્ઞાનની લીપીમા સ્થાપના, પુસ્તકારૂઢ શ્રુતજ્ઞાન.

૩. દ્રવ્ય જ્ઞાન—(૧) આગમથી દ્રવ્ય જ્ઞાન=ઉપયોગ રહિત શ્રુતજ્ઞાનનો અભ્યાસ અથવા ક્ષયોપશમિક જ્ઞાનયુક્ત છે પણ હાલ જ્ઞાનમાં ઉપયોગ નથી.

(૨) નો આગમથી દ્રવ્ય જ્ઞાન—તેના ત્રણ ભેદ—જ્ઞશરીર ભવ્ય શરીર અને શરીર વ્યતિરિક્ત. જ્ઞ શરીરનો આગમથી દ્રવ્ય જ્ઞાન—આ શરીરમાં જ્ઞાનયુક્ત જીવ હતો, હવે મૃતક શબ જ છે.

ભવ્ય શરીરનો આગમથી દ્રવ્ય જ્ઞાન—આ શરીરમાં જે આત્મ દ્રવ્ય તે ભવિષ્યમાં જ્ઞાની થશે.

શરીર વ્યતિરિક્તનો આગમથી દ્રવ્ય જ્ઞાન—(i) લૌકિક જ્ઞાન=સંસાર માર્ગનું જ્ઞાન. (ii) લોકોત્તર દ્રવ્ય જ્ઞાન=લોકોત્તર શાસ્ત્ર અભ્યાસ છે પણ સમકિત રહિત છે. (iii) કુપ્રાવચન તે મિથ્યાદૃષ્ટિનું અજ્ઞાન– મતિ અજ્ઞાન, શ્રુત અજ્ઞાન, વિભંગજ્ઞાન.

૪ ભાવ જ્ઞાન—(૧) આગમથી ભાવ જ્ઞાન=જ્ઞાનમાં વર્તમાન ઉપયોગ.

(૨) નો આગમથી ભાવ જ્ઞાન=જ્ઞાની (જ્ઞાનમાં ઉપયોગવાળો જીવાત્મા).

## ચાર પ્રમાણમાં જ્ઞાન

૧ આગમ પ્રમાણ જ્ઞાન—નંદી સૂત્રમાં પાંચ જ્ઞાનનું વર્ણન છે તે આગમ પ્રમાણ છે કેવળજ્ઞાન પોતે આગમ પ્રમાણ છે

૨. પ્રત્યક્ષ પ્રમાણ જ્ઞાન—કેવળજ્ઞાન સ્વ અને પર બંનેની અપેક્ષાએ સંપૂર્ણ આત્મ પ્રત્યક્ષ છે. મનઃપર્યવ જ્ઞાન અને અવધિ જ્ઞાન દેશથી આત્મ પ્રત્યક્ષ છે તે પર જ્ઞેયોની અપેક્ષાએ સમજવું સ્વજ્ઞેયની અપેક્ષાએ ચાર ક્ષયોપશમિક જ્ઞાન અંશથી ક્વચિત્ પ્રત્યક્ષ અથાત મતિશ્રુત જ્ઞાન સ્વાનુભૂતિ આદી દેશથી પ્રત્યક્ષ સમજવું મન અને ઇંદ્રિયોના નિમિત્તથી થતુ બાહ્યજ્ઞાન વ્યવહાર પ્રત્યક્ષ અથાત જો કે નિશ્ચયથી પરોક્ષ છે

૩. અનુમાન પ્રમાણ—અંશ ઉપરથી અંશીનું અનુમાન થાય, જેમ અંશ જ્ઞાન ઉપરથી સંપૂર્ણ કેવળજ્ઞાનનું અનુમાન થાય છે.

૪ ઉપમા પ્રમાણ—જ્ઞાનને ચંદ્રની ઉપમા, જેમ ચંદ્ર પ્રકાશમાન છે તથા શિતળકારી છે તેમ જ્ઞાન આત્માને પ્રકાશે છે તેમજ આનંદમય છે. બીજા વ્યવહારીક ભાગનાં અનેક ભેદ છે તે અનુયોગદ્વારથી જોઈ લેવા.

## દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ભાવનું જ્ઞાન

**કેવળજ્ઞાન**—ત્રિકાલીક સર્વ દ્રવ્ય ક્ષેત્ર-કાળ-ભાવ ને સાકાર ઉપયોગથી એક જ સમયમાં અનુક્રમ વગર યુગપદ પ્રત્યક્ષ જાણે છે **અવધિજ્ઞાનની** મર્યાદા નદીસુત્ર પ્રમાણે જાણી લેવી

**મન પર્યવજ્ઞાન**—અઢી દ્વિપના સંજ્ઞી પચેન્દ્રિય જીવના મનોવર્ગણાના પર્યાય ઉપરથી તેમના મનના ભાવ જાણે **મતિશ્રુતજ્ઞાન** સર્વ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવની વાત એક દેશથી પરોક્ષ રીતે જાણે.

**સામાન્ય જ્ઞાન**—તે સાતમા ગુણસ્થાન સુધી અપેક્ષાપૂર્વક ગણાય. **વિશેષ જ્ઞાન** તે ક્ષપકશ્રેણીનુ જ્ઞાન અપેક્ષાપૂર્વક ગણાય સામાન્ય વિશેષના અનેક દષ્ટિથી અનેક ભેદો થાય તે પન્નવણા સૂત્રથી જાણી લેવુ

વ્યવહારથી શ્રુતજ્ઞાનની મુખ્યતા છે

નિશ્ચયથી—કેવળજ્ઞાન નિશ્ચયજ્ઞાન છે

દ્રવ્ય—જ્ઞાનનુ દ્રવ્ય જીવ છે

ભાવ—જ્ઞાન, જીવનુ ભાવ પ્રાણ છે, ચાર ભાવ પ્રાણ માહેનું એક છે

## વીર્ય

વીર્ય એ જીવનો ગુણ છે, ભાવ પ્રાણ છે, જીવની સમયવર્તી ક્રિયામા સહચારી છે, એક સમય પણ જીવ વીર્ય વગર રહી શકે નહિ, નાના મોટા સ્થૂળ કે બારીક કાર્યોમા જરૂર છે કોઇ પણ કાર્યની **પ્રગતિની અપેક્ષાએ તેના પાંચ ભેદ** છે—(૧) ઉત્થાન તે સકલ્પ કે વિચાર રૂપે છે એટલે કોઇ કામ કરવાનો વિચાર થાય, જેમકે મોક્ષમાર્ગમા મોક્ષની ઇચ્છા થાય (૨) ક્રમ-કોઇ કામ માટે પગ ઉપાડે મોક્ષમાર્ગમા પ્રવૃત્તિ કરવાને તૈયાર થાય. (૩) વીર્ય-કામ હાથમા લીએ. મોક્ષમાર્ગના જ્ઞાન દર્શન, ચારિત્ર, તપ, વીર્ય કેળવવાના સાધન ગ્રહણ કરે (૪) બળ-મન, વચન અને કાયાની પૌદ્ગળીક વર્ગણામા બળ આવે, સ્ફુરણા આવે, પ્રેરણા થાય, પ્રયત્ન થાય (૫) પુરૂષકાર-પરાક્રમ પુરૂષકારથી તે કાર્યમા તન્મય એકાકર થાય અને પરાક્રમથી તે કાર્ય પાર પાડે

હવે પ્રગતિના દરેક ભેદોમા કાર્યની યોગ્યતા પ્રમાણે તારતમ્યતા હોય છે તેના **અપેક્ષાપૂર્વક અનંત ભેદો** થાય છે જે કામમા જેટલુ વીર્ય જોઇએ તે પ્રમાણે તારતમ્યતા ગણાય જેમકે **કેવળી ભગવાનને અનત પડીત વીર્ય** હોય છે

**વીર્યના સકરણ** અને **અકરણ એવા બીજા બે ભેદ** છે.

સકરણ વીર્ય ગતિરૂપ ક્રિયામાં સહાય કરે છે—(૧) મન, વચન અને કાયાની વર્ગણામાં જોડાઈને યોગ પ્રવૃત્તિના પ્રવર્તનમાં જે આત્મપ્રદેશોનું કંપન થાય છે તે વીર્યથી થાય છે. (૨) કેવળ સમુદ્ઘાત આપોઆપ થાય છે. પણ તેમાં કાર્મણ શરીર સાથે આત્મપ્રદેશોનો વિકાસ તથા સંકોચ થાય છે તે સક્રિય છે તે પણ વીર્યથી થાય છે (૩) અચિંત્ય આત્મ વીર્ય પ્રગટ થાય ત્યારે યોગોનું રૂંધન થાય છે. (૪) પંડિત વીર્યથી આત્મ અનુભવમાં અત્યંત લીન થાય ત્યારે આત્મપ્રદેશોનો ઘન બને છે અને સિદ્ધ ગતિમાં ગમન થાય છે. તે આપોઆપ થાય છે

અકરણ વીર્ય—અહિં ગતિરૂપ ક્રિયા નથી, સ્થાન પલટો નથી પણ નિશ્ચયની ક્રિયા છે વ્યવહારથી અક્રિયપણું છે. (૧) પારિણામિક ભાવથી ચેતના, જ્ઞાન અથવા દર્શનના ઉપયોગમાં પરિણમે છે તેમાં વીર્ય સહકારી છે (૨) અગુરુ લઘુ ગુણના પરિણમનથી દરેક ગુણમાં ષટ્ ગુણ હાનિવૃદ્ધિ થાય છે તેમાં પણ વીર્ય સહકારી છે. જોકે અગુરુ લઘુ ગુણનું પરિણમન અને પારિણામિક ભાવ અન્ય દ્રવ્યમાં પોતપોતાની યોગ્યતા પ્રમાણે છે. અકરણ વીર્ય સર્વ સંસારી જીવમાં તેમ જ સિદ્ધમાં છે

સંસાર અને મોક્ષમાર્ગની અપેક્ષાએ વીર્યના બે ભેદ

૧ બાળ વીર્ય—અહીં સંસારી કાર્યોમાં તથા મિથ્યાત્વની ક્રિયામાં સહાય રૂપ છે

૨. પંડિત વીર્ય—અહીં મોક્ષમાર્ગના કાર્યમાં સહાય રૂપ છે. સંસાર અને મોક્ષમાર્ગ એ બંને માર્ગમાં પ્રવૃત્તિ કરવાની અપેક્ષાએ બાળ પંડિત વીર્ય પણ કહેવાય.

મોક્ષમાર્ગ માટે પંડિત વીર્ય ઉપયોગી છે—૧ સમ્યગ્ જ્ઞાન અને સમ્યગ્ દર્શનના ઉપયોગમાં સહાય કરે છે (૨) જે ગુણની ભાવના થાય તે ગુણને ઉત્પન્ન કરવામાં ચેતનાને સહાય કરે છે. (૩) એક ગુણમાંથી બીજા ગુણમાં જવાને સહાય કરે છે. (૪) ગુણોની સ્થિરતા કરવામાં ભાવ ચારિત્રને સહાય કરીને અપ્રમાદ દશા આપે છે (૫) મોક્ષમાર્ગના શુદ્ધ વ્યવહારમાં મન, વચન અને કાયાના યોગમાં આત્મપ્રદેશોને કંપન (સ્ફુરણા) આપીને યોગ પ્રવૃત્તિથી દ્રવ્ય ચારિત્રમાં સહાય કરે છે

(૬) કેવળ સમુદ્ઘાત, યોગોનું રૂંધન, પ્રદેશોનો ઘન બનવો અને સિદ્ધ ગતિગમન એ એ સર્વમાં વીર્ય સહકારી છે.

સાત નયમાં પંડિત વીર્ય

૧ નિગમ નયમાં—મોક્ષની ઇચ્છારૂપી સંકલ્પ અંશથી મોક્ષ માર્ગનું આચરણ તે ગુણસ્થાન ચોથું અને પાંચમું છઠ્ઠામાં પુરુષાર્થ એ પણ અંશથી માનસિક આચરણ કહેવાય. સમકિતના ૬૭ બોલના આચરણમાં પણ કેટલેક અંશે વીર્યની જરૂર છે. મોક્ષમાર્ગમાં ૧૪ ગુણસ્થાનનું મૂળ આચરણ પણ નિગમ નયમાં અપેક્ષાપૂર્વક ગ્રહાય.

**૨ સંગ્રહ નય**—મોક્ષમાર્ગની પ્રવૃત્તિ માટે પંડિત વીર્યના બધા પર્યાયોને એક પંડિત વીર્ય તરીકે ઓળખી શકાય

**૩. વ્યવહાર નય**મા મોક્ષમાર્ગમાં વચન અને કાય યોગથી થતી બધી પ્રવૃત્તિ તેમજ ભૂત અને ભવિષ્યની માનસિક પ્રવૃત્તિ આવે. છઠ્ઠા ગુણસ્થાનવાળાને વ્યવહાર નયમા ગણી શકાય.

**૪. રૂજુસુત્ર નયમાં** મોક્ષમાર્ગમા મનથી થતી વર્તમાન પ્રવૃત્તિ આવે.

રૂજુસુત્ર નયમા વર્તમાન માનસિક ઉપયોગ આવે તેથી તે વ્યવહારમા ઉપયોગ રાખે તેમ જ **ધર્મ ધ્યાન**મા ગુણસ્થાન ૭ રૂપે કામ કરે આ બધામા પંડિત વીર્ય સહચારી છે.

**૫. શબ્દ નય**મા વર્તમાન ધર્મ ધ્યાન અને **શુકલ ધ્યાન**મા પંડિત વીર્ય સહાય કરે છે, ગુણસ્થાન ૮ થી ૧૧

**૬. સમભિરૂઢ નય**મા ગુ ૧૨મા (**એકત્વ વિતર્ક અવિચાર**મા) પંડિત વીર્ય હોય છે.

**૭. એવંભુત નય**મા પંડિત વીર્ય **ગુ. ૧૩ અને ૧૪**નો પુરૂષાર્થરૂપ ગણાય, ૧૪મા ગુણસ્થાનને અંત સમયે પંડિત વીર્યનુ કામ પુરૂ થાય છે સિદ્ધ ભગવાનમા પંડિત વીર્ય નથી પણ અકરણ વીર્ય છે

## ચાર નિક્ષેપામાં પંડિત વીર્ય

**૧ નામ નિક્ષેપ**મા " પંડિત વીર્ય " એવી નામ સંજ્ઞા તે ફક્ત કવચીત્ ભાવ નિક્ષેપામા જવા પહેલા આલંબન રૂપે કામ લાગે પણ ત્યા ભાવ નિક્ષેપ નથી

**૨ સ્થાપના નિક્ષેપ**મા "પંડિત વીર્ય" એવી લીપીમા સ્થાપના તે શ્રુતજ્ઞાન વાચતી વખતે પુસ્તકમા તે દેખાય

**૩ દ્રવ્ય નિક્ષેપ**મા પંડિત વીર્યનો અભાવ છે– દ્રવ્ય નિક્ષેપના બે ભેદ–(૧) આગમથી દ્રવ્ય પંડિત વીર્ય–અહિ પંડિત વીર્યનો ઉપયોગ નથી પણ શુન્ય ઉપયોગે અભ્યાસમા પ્રવૃત્તિ થવાથી બાળ વીર્ય કહેવાય (૨) નો આગમથી દ્રવ્ય પંડિત વીર્ય તેના ત્રણ ભેદ– (૧) જ્ઞ શરીર પંડિત વીર્ય–પંડિત વીર્યના ઉપયોગમા કાળ કરી જનારનુ શબ (૨) ભવ્ય શરીર પંડિત વીર્ય–ભવિષ્યમા તે જ ભવમા પંડિત વીર્ય પ્રગટ થશે એવો જીવ (૩) શરીર વ્યતિરિક્ત દ્રવ્ય પંડિત વીર્ય–તેના ત્રણ ભેદ–(I) લૌકિક–અહિ સંસારીક કામમા બાળવીર્ય છે (II) લોકોત્તર–અહિ સમક્તિ વગર મોક્ષ માર્ગની કેટલીક ક્રિયા થાય છે ત્યા બાળવીર્ય છે (III) કુપ્રાવચન–અહિ મોક્ષમાર્ગથી વિપરીત પ્રરૂપણાવાળી ધર્મને નામે ક્રિયા થાય છે ત્યા બાળવીર્ય છે વાસ્તવિક રીતે આ ત્રણે નિક્ષેપા–નામ, સ્થાપના અને દ્રવ્ય, તેમા પંડિત વીર્ય ગણાય નહિ

